


HIMAT NAGAR
6th. September 1938.

Pandit Ganpatishanker Shastri of Vadali appears to have taken much pains in preparing this work. While composing the history of the Khed Brahma Temple and the Sacred City in which it is situated, he has brougat out many interesting accounts relating to the ancient history of this State also.

The author deserves encouragement for his labour in this direction.

**J. N. Bhandari,**
M. A., LL. B.
Rai Bahadur, Raj Ratna,
Dewan, Idar State.

અંગ્રેજી પરથી ગુજરાતી

| દીવાન<br>ઈડર સ્ટેટ |
| --- |

હીમતનગર
તા. ૯ માહે સપ્ટેમ્બર ૧૯૩૮.

# ગ્રંથ–સમાલોચન
અને
# પ્રોત્સાહન પત્ર

લેખક:
ન્યાયધુરંધર—આર્યક્ષત્રીયકુલવિકાસક—રાયબહાદુર—રાજરત્ન.
**લાલાજી શ્રી૦ જગન્નાથજી ભંડારી સાહેબ, એમ. એ., એલએલ. બી.**
ઈડર રાજ્યના નામવર મહોદય દિવાનજી સાહેબ, બહાદુર.

---

**આ** ગ્રંથ તૈયાર કરવામાં વડાલી નિવાસી પંડિત શ્રી. ગણપતિશંકર શાસ્ત્રીએ ભારે પરીશ્રમ લીધેલો છે.

સદર ગ્રંથમાં પવિત્ર ખેડબ્રહ્મા શહેરનો અને તેમાં આવેલાં મંદિરોનો ઈતિહાસ સંગ્રહિત કરવામાં આવેલો છે.

વળી ઈડર સ્ટેટના પ્રાચીન ઇતિહાસનો ઘણો રસિક–રમુજી અહેવાલ ગ્રંથકારે તેમાં રજુ કર્યો છે.

આ વિષયમાં ગ્રંથકર્તાએ લીધેલા પરિશ્રમ બદલ તેમને પ્રોત્સાહન–ઉત્તેજન આપવું ઘટે છે.

હીંમતનગર
તા. ૫-૯-૩૮

# ગ્રંથ-સમાલોચન પત્ર

લેખક :

વિદ્વદ્વર ન્યાયનિષ્ઠ શ્રી૦ મણિલાલ વી. પટેલ સાહેબ.
બી. એ., એલએલ. બી.,
એડવોકેટ.

મહેરબાન ડીસ્ટ્રીકટ મેજીસ્ટ્રેટ સાહેબ,
ઈડર સ્ટેટ.

---

ઋગ્વેદ, અથર્વવેદ, મહાભારત, ભાગવત, દેવી ભાગવત વિગેરે ગ્રંથોમાંથી સંશોધન કરીને **શાસ્ત્રીજી** ગણપતિશંકરે રચેલું **"પુરાતન બ્રહ્મક્ષેત્ર"** પુસ્તક વાંચીને મને આનંદ થયો છે. પ્રાચીન સંસ્કૃત શાસ્ત્રોના અગાધ સમુદ્રમાંથી મથન કરીને તેમજ શિલાલેખો, તામ્રપત્રો વિગેરેની નકલો રજુ કરીને લેખકે પુરાતન કાળથી હાલ સુધીનો બ્રહ્મક્ષેત્રનો ઇતિહાસ અને તે સાથે ઈડરના રાજ્યકર્તાઓ સંબંધી હકીકત વિદ્વત્તાથી વર્ણવી છે.

પુરાતન સામગ્રીમાંથી અથાગ પરિશ્રમ વેઠીને આધુનિક દ્રષ્ટિએ તૈયાર કરેલા આ ગ્રંથમાં પાશ્ચાત્યોની કેટલીક ભૂલભરેલી માન્યતાઓનું પણ વિવેચન કરવામાં આવેલું છે. જે વાંચતાં લેખકના પ્રાચીન સંસ્કૃત શાસ્ત્રોના ઉંડા અભ્યાસની તેમજ સંશોધન શક્તિની આપણને પ્રતીતિ થાય છે.

**હાલના વિજ્ઞાનવાદી જમાનામાં આવો મહત્વનો ગહન ધાર્મિક વિષય ગુજરાતી ભાષામાં સરળતાથી રજુ કરી આધ્યાત્મિક માર્ગનું સૂચન કરીને શાસ્ત્રીજીએ હિન્દુજનતા પર અનહદ ઉપકાર કર્યો છે.** જનકલ્યાણ માટેનો તેમનો આ ભગિરથ-સ્તુત્ય પ્રયત્ન સફળ થાય, અને જીવનનો ઉત્કર્ષ સાધવા હિન્દુજનતા અને ખાસ કરીને ગુર્જર પ્રજા આ પુસ્તકનો લાભ ઉત્સાહથી લે એમ હું ઈચ્છું છું.




**Puratana Brahmakshetra**, written in Gujarati language by Pandit Ganapatishanker Jaishanker Shastri, is an attempt to trace the ancient History of the Idar State. The author in this book has displayed a Comprehensive knowledge of the ancient Sanskrit literature bearing on the subject and has tried to explain it according to modern ideas as far as he could. The book is worth reading and the author deserves gratitudes of all those interested in the topic.

**M. D. Shastri**, M. A.
Principal,
Sanskrit College
Benares.

અંગ્રેજી પરથી ગુજરાતી.




## સંમતિપત્ર

લેખક

**ડૉ૦ શ્રી૦ મંગલદેવજી શાસ્ત્રીજી. એમ. એ.; ડી. ફીલ.**

પ્રિન્સિપલ-ગવર્નમેન્ટ—સંસ્કૃત કૉલેજ

બનારસ

---

પંડિતજી શ્રી ગણુપતિશંકર જયશંકર શાસ્ત્રીજીએ "**પુરાતન બ્રહ્મક્ષેત્ર**" નામે ગ્રંથ લખેલો છે. તેઓશ્રીનો એ સ્તુત્ય પ્રયાસ ઈડર સ્ટેટના પ્રાચીન ઇતિહાસના સંશોધનનો છે. જેમાં પંડિતજીએ તે ગ્રંથ દ્વારા પ્રાચીન સંસ્કૃત સાહિત્યનું તલસ્પર્શી જ્ઞાન બતાવી આપ્યુ છે. અને તેને આધુનિક વિચારો પ્રમાણે સમજાવવા બને તેટલો સારો પ્રયત્ન કરેલો છે.

આ ગ્રંથ ઉત્તમ વાંચન પુરૂં પાડે છે. વળી જેઓ પુરાતન સંશોધનના વિષયમાં રસઆળી છે, તેઓના પર ગ્રંથકર્તાનો ભારે ઉપકાર છે.

---

।श्री काशीविश्वेश्वरो विजयतेतराम्।

काशी पंडित सभा
कार्यालय

दर्शन विद्यालय लक्ष्मीकुंड,
बनारस
मिति. २९-३-१९९५

सुवर्णपुष्पितांपृथिवीं चिन्वंतिपुरुषास्त्रयः
शूराश्चकृतविद्याश्च येचजानंतिसेवितुं ॥



# ग्रंथ परीक्षणपत्रम्।

ले०

**महामहाध्यापकाः-दर्शनकेसरिणः-श्रीगोपालशास्त्रीत्रिपाठिनः**
काशी-विद्यापीठस्य प्राच्यसर्वदर्शनाध्यापकाः-साहित्याचार्य-न्यायतीर्थ
व्याकरणशास्त्री-राष्ट्रभाषाभूषण-मन्त्री, काशी पंडित सभा.
बनारस.



"इतिहास पुराणाभ्यां वेदं समुपबृंहयेत्"।

श्री-महोपाध्याय-विद्यालंकार-संस्कृतसूरी-धर्मोपदेशक-श्रीमणपतिशंकर जयशंकर शास्त्रि महोदय विरचित "पुरातन ब्रह्मक्षेत्र" नामक पुस्तक मयामनोयोगेन कियत्-प्रसंगपर्यालोचनया दृष्ट।

समयाभावात् यद्यपि पुस्तकमिदं सर्वंपठितु न पारित ।। तत्रापियावत् पठित तावतैव पुस्तकेतिवृत्तानुध्यान परवशतयामनोमे समाकृष्ट समजनि।

पुस्तकेऽस्मिन् ब्रह्मक्षेत्रेतिवृत्त माहात्म्यादि प्रदर्शन प्रसंगतः संस्कृतसाहित्यार्णव महारत्नानां ऋग्वेदाथर्ववेद-महाभारत-श्रीमद्भागवत-देवी भागवत-ब्रह्मवैवर्त-मत्स्य पुराणादि महाग्रथानां पर्यालोचनया प्रयेतिवृत्तविषय विमृषतो लेखकस्य संस्कृत शास्त्राभ्यास व्यासंग चेतः चमत्करोति।

पुस्तकस्य विविधविषयेषु गरुडनागजाति प्रभृति पौराणिकोपाख्यानवशेति हासादि विषयाणां नवीन पद्धत्यागवेशया ग्रंथकर्तुः-इतिहासगवेषण-गाभिर्यं प्रतीयते।

प्रसङ्गेऽप्योपरी मूलवो रावराजवराना शासनवर्णन प्रसगेन इडरराज्यशासकाना सर्वेषां–प्रतापशालिनां कल्याणमलजी प्रभृति महावीराणा मितिहाससरणि शिलालेखा-दिप्रमाणोपन्यासेन समर्पितास्ति ।

मध्येचतीर्थाना–देवानां–मोहमदीयधर्मानुगा शासकाना–अन्येषाच प्रसगोऽत्र विवेच्यविषयाणा वर्णनेन सम्यग् विषयोपन्यासोपि विहितोविद्यते ।

किंबहुना ममसमत्तौ पुस्तकमिद–इडरराज्यनिवासिना स्त्री–पुसां पाठ्यपुस्तकरूपे णाध्ययनीयमिति सर्वेनैव–तत्रत्यविद्यालयेषु प्रवेशनीय विद्यते ।

अन्येषामन्येषामपिविमर्शिना विदुषामितिहासमिज्ञानानाच पुस्तक प्रेम्णामवश्य-मवलोकनीय वर्वर्ति ।

इत्येव मवश्यमुपादेयमिद " प्रथरत्न " यदि हिन्दीभाषायां–राष्ट्रभाषायां–अपि अनूदितस्यात्तर्हि–" रत्नंसमागच्छतु काञ्चनेन० "—इति सुजनोक्ति समन्वितास्यात् ।

प्रथमकर्तुश्च पाण्डित्यप्रकर्षपरीचयेनसह–प्रथलेखनप्रयासश्च साफल्यफलित स्यात् इति पुस्तक प्रचार प्रेरणाया सर्वान्तर्यामिण–अनुस्मरन् सक्षेपतएव विरमामि ।



## સંસ્કૃત પરથી ગુજરાતી

काशी पंडित सभा
कार्यालय

ॐ

દર્શન વિદ્યાલય–લક્ષ્મીકુંડ,
બનારસ
મિતિ ૨૯–૩–૧૯૯૫

શ્રીકાશી વિશ્વેશ્વરોવિજયતેતરામ્

सुवर्णपुष्पितांपृथिवीं चिन्वंतिपुरुषास्त्रय ।
शूराश्चकृतविद्यश्च येचजानतिसेवितुम् ॥

—o—

# ગ્રંથ પરીક્ષણ

લેખક

**મહામહાધ્યાપક–દર્શનકેસરી–શ્રીગોપાલશાસ્ત્રી ત્રિપાઠીજી**

કાશી વિદ્યાપીઠના પ્રાચ્ય સર્વદર્શનાધ્યાપક
સાહિત્યાચાર્ય–ન્યાયતીર્થ–વ્યાકરણશાસ્ત્રી–રાષ્ટ્રભાષાભૂષણ
મંત્રી–કાશી પંડિત સભા–બનારસ

---

**"ઇતિહાસ અને પુરાણોવડે વેદોનું જ્ઞાન સંગ્રહી શકાય છે."**

શ્રી મહોપાધ્યાય–વિદ્યાલંકાર–સંસ્કૃતસૂરી–ધર્મોપદેશક શ્રી ગણપતિશંકર જયશંકર શાસ્ત્રી મહોદયે રચેલું "પુરાતન–બ્રહ્મક્ષેત્ર" નામે પુસ્તક મળતા સમયે શાંતિથી મેં લક્ષ્યપૂર્વક વાંચ્યું

જો કે મ્હને એટલો વખત મળ્યો નથી કે જેથી હું પાને પાનું વાંચુ !! તો પણ ગ્રંથ માહેના મહત્વના સઘળા વિષયો વાંચી જોયા. તે ઉપરથી એ ગ્રંથ ઉપર મારૂં મન ખૂબ આકર્ષાવા લાગ્યું.

આ પુસ્તકમાં તેના મહાત્મ્યના આધારે લખેલો ઇતિહાસ છે. અને તેની પ્રાચીનતાની સાબિતિ માટે સંસ્કૃત સાહિત્યના મહાસાગર સમાન ઋગ્વેદ–અથર્વવેદ–મહાભારત—શ્રીમદ્ભાગવત–શ્રી દેવીભાગવત–બ્રહ્મવૈવર્ત-મત્સ્યપુરાણ વગેરે અનેક ગ્રંથોના પ્રમાણો શોધી રજુ કર્યા છે. એ પ્રયત્ન જોઈ ગ્રંથકર્તાનો સંસ્કૃત શાસ્ત્રાભ્યાસ અને તે વિષયનું ઉચ્ચજ્ઞાન મારા મનને ચમત્કાર પેદા કરે છે.

પુસ્તકમાં પુરાતન અનેક આખ્યાનો રજુ કર્યાં છે. તેમાં ખાસ કરીને નાગ અને ગરૂડ જાતિ જેવાં પુરાનાં વૃત્તાન્તોની ઉમદા સમીક્ષા આધુનિક સંશોધનની રીતે કરેલી હોવાથી ગ્રંથકર્તાનું ઇતિહાસ સંશોધનનું કાર્ય ગંભીર જણાઈ આવે છે.

બ્રહ્મક્ષેત્રની સ્વતંત્રતા અસ્ત થયા પછી શરૂઆતમાં રાવરાજાઓના વંશજોની રાજસત્તા શરૂ થએલી જણાય છે. એ વંશના ઇતિહાસના વર્ણન પ્રસંગે ઇડરના મહાપ્રતાપશાલી રાજાઓનું વર્ણન કર્યું છે. તેમાં ખાસ કરીને મહાવીર કલ્યાણ મલ્લજી જેવા બહાદુર રાજાઓનાં ચરિત્રો લખ્યાં છે. સાથે શિલાલેખ, તામ્રપત્રો, દસ્તાવેજોની નકલો સામેલ રાખી છે.

વચ્ચે તીર્થોનો–દેવતાઓનો, મોગલ રાજાઓનો તથા બીજા મહારાજ્યોનો ઇતિહાસ લખ્યો છે. તેમાં પ્રસંગને અનુસરતાં વિવેચન કરવા લાયક અનેક સુંદર વિષયોનું બ્યાન કરાવેલુ છે. એ સઘળુ જોઈ મારા મનને લાગે છે કે, આ પુસ્તક ઇડર રાજ્યના દરેક સ્ત્રીપુરૂષોને વાંચવા લાયક છે. અને રાજ્યનાં વિદ્યાલયોમાં પાઠય પુસ્તક તરીકે—દાખલ કરી ઉછરતી પ્રજાને શિક્ષણ આપવા લાયક છે.

આ ઉપરાંત ભારતના વિચારશીલપુરૂષોને–વિદ્વાનોને–ઇતિહાસના જ્ઞાનિઓને એમ સઘળા સજ્જનોને આ ગ્રંથ પ્રેમથી અવલોકવા મારી ભલામણ છે.

એ પ્રમાણે અવશ્ય આવકારદાયક **આ ગ્રંથરૂપી રત્નનો અનુવાદ હિન્દી ભાષામાં થાય** તો સાહિત્યકારની કહેવત મુજબ **"રત્નને કાંચન"** નો સંયોગ થવા જેવું બનશે. તથા એ કહેવત સફળ નિવડશે.

આ ગ્રંથના કર્તાની ઉત્કૃષ્ટ વિદ્વત્તાના પરિચય સાથે તેમનો ગ્રંથ લેખનનો પ્રયાસ સુંદર સફળ નિવડો.

આ પુસ્તકના પ્રચાર માટે સુંદર પ્રેરણાઓ મળે એવું અંતર્યામી પરમેશ્વરનું સ્મરણ કરી આ સંક્ષિપ્ત લેખથી વિરમુ છુ.

---

॥ श्रीः ॥

श्री विश्वेश्वरःशरणम्

## श्री गीर्वाण वाग्वर्धिनी सभा

### श्री वल्लभराम शालिग्राम सांगवेद विद्यालय, रामघाट-काशी

---

श्रीमहामहाध्यापकाः पंडित प्रवराः पंडितराज-श्रीराजेश्वर-शास्त्री द्रविडाः-श्री० प० हरिराम शास्त्री न्यायाचार्यगुरु महोदय सन्निणवेर्षा-

अथ

### ग्रंथ परामर्ष-विमर्षः

---

 द्वाँसः सर्वात्मना विदाङ्कुर्वन्त्येव-यत् सएव समाजः संजीवति !! स एवच श्वसिति !! यस्य स्वपूर्वपामितिहासे निर्विचिकित्सोऽभिमानः ।

अन्यस्तु निरभिमान; प्रतिक्षणं गुणोत्कर्षाद्धीयमानः श्वसन्नपिजीवच्छव एव । " भावनिवधनेहि सर्वमेवभुवन " । यदुच्यते-

" सर्वात्मसंप दुदयाति शयैक हेतुः<br>जागर्ति कोऽपि हृदिमानमयो विकारः ॥ "

स्वपूर्वपामितिहासे निर्विचिकित्सोऽभिमानएव दुर्दैवाज्जित समाजं जेनृप्रभावेणाभिभवेपि स्वीयध्येयादप्राचाव्य पुनरच्युत यथा स मूर्जयति !! अतएव भारतीयानामासर्गा दितिहास रक्षितुं निसर्गः ।

तथापि इतिहासज्ञ मन्या आधुनिका अन्यथैव हन्त मन्यन्ते !! प्रच्यवतेच-पूर्वोध्येयात् ।

ब्रह्मक्षेत्र तावत् कृतयुगादेव पुण्यधरा पात्र पुराणेतिहासेषु प्रसिद्धतरम् तन्नविषये " तत्रभवंतः श्री गणपतिशंकर जयशंकर शास्त्री महाशयः " पुराणादि बहुसाधनेभ्य, प्रतिलब्ध मितिहास जनानां विज्ञानाय ! मानिनां मानवर्धनाय च महतायत्नेन ब्रह्मक्षेत्रमिति नाम्ना गुर्जरभाषा ग्रंथ सदर्भेणप्रकाशयन्तेति सविकासम स्माक मानस जायते ।

इतिहासो हि "इति-ह-आस-इति" यथादृश्मविप्रलिप्सुना सम्यॅंग हितै-षिणा इतिहासैकोपदिष्टं शिलादौवा लिखितायनुसृत्य विश्वासभावनां स्वीकार मर्हति । कोन्यः पन्था भूतार्थ संवेदने ? ?

न खलुसंप्रतिद्धानां साधनमितोधिकं किंचनोपलब्ध । न खलु संप्रतितादृशी घटना घटमाना न दृश्यते, यथोपवर्णित स्वरूपाः पदार्थावा नोपलभ्यते इतितिहासो क्योर्यां विचिकित्सास्पदम् । तथासति नवीनानामितिहास तुल्य न्यायेन विचि-कित्सा गर्ते पतेत् । तस्मात्पथेतिहासमेव निर्विचिकित्स भारतादितिहासार्थः स्वीकारार्हः । भारतीयजनता हितैषि तत् कालिक साधुमुनिजन साक्षित्वात्

प्रत्युताधुनिक परिविप्रलिप्सु कल्पितेतिहास एव विचिकित्सास्पदमहितैषि मूलकत्वात् ।

तस्मात् पुराणादिषु देव-दानव-नाग-यक्ष-रक्षः-किन्नरादीनां यथोपवर्णित-मेव रूप-वीर्य-दैवविपाका इति-इतिहास दृष्टिः ।

अतएव वेदपुराणादि विरोधेन स्वकल्पिता सृष्टिकल्पनादिविषये आधुनिकानां कल्पना यथा यथा पुराणवस्तु सशोधन बाध्यमाना प्रदृश्यते ।

ग्रन्थकर्त्रापि बहुषु स्थलेषु नवीनाना भ्रांतिः सप्रमाण प्रदर्शिता । अथापि नागादीनां नरसामान्यरूपेण प्रतिपादन-आधुनिक सशयालुःप्रत्यायनं स्पृहयालु तयैवेति संभाव्यते ।

तत्रभवतां शास्त्रि महोदयाना मितिहासावश्यक्ता प्रतिपादने परिश्रमः । कृतयुगादारभ्य ब्रह्मपुरेतिहास प्रकाशन प्रयासः ।

कालनिर्णये अध्ययावत् गवेषणानां विदुषां परामर्श विमर्श प्रयत्नः प्रकर्षः । इल्वलराज्य राजकीयेतिहाससग्रहे अदम्य परिश्रमश्चतुरांशापास्पदानि ।

सोयमन्यरूपः शास्त्रिमहोदयानां परिश्रमः आधुनिकैः क्रियमाणं सङ्कलनानां व्यवहारज्ञान शून्यत्वाक्षेपं आमूलादुन्मूल्य खिलीकरोतीति निश्चप्रचम् ।

अनेनमहानुपकारः शास्त्रिमहोदयैर्जनानांकृत इति नि.सशयमेव स भगवान् विश्वेश्वरः शास्त्रि महोदयान् पुरुषायुषेण सयोजयतु प्रयोजयतु चाधिकतर लोको-पकारस्येति प्रार्थ्यते 'गीर्वाणवाग्वर्धिनी सभया'।

मिति श्रावण शु० २ मृगौ १९९५

## સંસ્કૃત ઉપરથી ગુજરાતી.

### શ્રી વિશ્વેશ્વરઃશરણમ્

# શ્રી ગીર્વાણવાગ્વર્ધિની સભા.

### શ્રીવલ્લભરામ શાલીગ્રામ સાંગવેદ વિદ્યાલય
### રામઘાટ—કાશી

### શ્રી૦ પં૦ પંડિતરાજ-રાજેશ્વર શાસ્ત્રીજી દ્રાવિડ તથા
### શ્રી૦ પં૦ હરિરામ શાસ્ત્રીજી શુક્લ મંત્રી મહોદય

### નું

### સમાલોચન

*વિદ્વાનો સંપૂર્ણ સમજે છે! કે–તેજ સમાજ જીવે છે!! અને તેજ શ્વાસ* લે છે!! કે જેનો–તેના પૂર્વજોના ઇતિહાસ ઉપર નિઃશક અભિમાન છે. પણ જે સમાજમા તેવો અભિમાન નથી!! તેના દિવ્યગુણોનો ઉત્કર્ષ ક્ષણે ક્ષણે નષ્ટ થતો જાય છે, એવો સમાજ જીવતો છતાં મુડદા સમાન લેખાય છે, ખરે! એવો સાચો સ્વાભિમાન જીવન સર્વસ્વનો ઉત્પાદક છે. તે વિષે કહેવાય છે કે—

"સર્વ સંપત્તિનો ઉદય થવામાં એક જ કારણુ મહત્વનું છે. કારણ એ છે કે સમાજમાં રહેલો જીવતો જાગતો સ્વાભિમાન"!!

પોતાના પૂર્વજોના ઇતિહાસ ઉપર સાચો સ્વાભિમાન ધરાવનાર સમાજ કમનસીબે પડતી દશામાં આવેલો હોય!! તેના પર વિજય મેળવનારાઓનો પ્રભાવ જામેલો હોય!! એવા પ્રભાવથી પરાજય થએલો હોય!! તોપણ જે સમાજ પોતાના અસલ ધ્યેયને વળગી રહે તો આખરે વિજયી નીવડે છે. અને તેનું નષ્ટ પામેલુ બળ ફરી જાગૃત થાય છે. આમ હોવાથી ભારતવાસીઓ તેમના પૂર્વજોના ઇતિહાસ ઉત્પત્તિથી માંડી રક્ષણ કરવા ટેવાઈ ગયેલા છે. ખરી વાત એમ છતા ઇતિહાસનું જ્ઞાન હોવાનો દાવો રાખનારા–આધુનિકો કંઇક જુદું જ માની બેઠા છે. અને પૂર્વજોના ધ્યેયથી વિખૂટા પડે છે એ ખેદની વાત છે.

ખરે! "બ્રહ્મક્ષેત્ર" સત્યયુગના સમયનું છે. પવિત્રકીર્તિનું એ પાત્ર છે. પુરાણ–ઇતિહાસમાં સુપ્રિદ્ધ છે, એ વિષે માનનીય પડિત ગણપતિશકર

જયશંકર શાસ્ત્રી મહાશયે પુરાણો વગેરે ઘણાં સાધનોમાંથી ઇતિહાસનું સંશોધન કર્યું છે અને તે ગુજરાતી ભાષામાં તેનો ગ્રંથ રચી જનતાની જાણકારી માટે તથા માનવતોનું માન વધારવા માટે પ્રગટ કરવા ભારે પ્રયત્ન કર્યો છે. તે જોઇ અમારા અંતઃકરણને અનેરો આનદ થાય છે.

ઇતિહાસ એટલે "ઇતિ–હ–આસ," જેવી બીના બનેલી–સમાજે જોએલી તેને સમર્થ એવા હિતૈષી પુરૂષોએ ઉપદેશેલી તેનું નામ ઇતિહાસ. જે શિલાઓ વિગેરે સાધનો પર લખેલી હોય તેને અનુસરી જે જે વક્તવ્ય હોય તેવા ઈતિહાસ નિઃશકપણે સ્વીકારવા યોગ્ય છે. એ સિવાય પ્રાચીન પૂર્વજોના ઇતિહાસ જાણવાનો કયો માર્ગ છે વારૂ ??

આધુનિક સશોધકોનેય જાણવાનાં એ શિવાયનાં બીજાં ક્યાં સાધનો છે વારૂ ?? વળી હાલના સમયમાં એવી ઘટનાઓ ઘડાતીય નજરે પડતી નથી!! જેવાં વર્ણનો મળી આવે છે તેવા સ્વરૂપવાળા પદાર્થોય મળી આવવા મુશ્કેલ છે!! કે જે પરથી ઈતિહાસની ચિકિત્સા થઈ શકે!! તેમ છતાં પાશ્ચાત્યોના એવા ઈતિહાસ અને ચિકિત્સાઓ ભલે ખાડાઓમાં પડે!! એમ "તુલ્ય ન્યાયથી કહી શકાયે.

આપણે તો આપણો પ્રાચીન ઇતિહાસ અસલથી ચાલતો આવેલો છે, તેને સાચો જ માનવો જોઇએ અને તેને નિઃશકપણે કબુલ રાખવો યોગ્ય છે. જેના સાક્ષીઓ અનેક મહાત્માઓ, સત્પુરૂષો થઈ ગયા છે અને તેમના પવિત્રજીવનની અને ઉદારગુણોની ઝાંખી કરાવી રહ્યા છે. ખરૂં જોતાં તો એ પાશ્ચાત્યસંશોધકો (આધુનિકસંશોધકો) કે જેમણે કલ્પી કહાડેલા ઇતિહાસો જ ટીકાને પાત્ર છે. કારણ કે તેઓ આપણી સંસ્કૃતિના વિરોધિયો છે.

આપણા ઇતિહાસો પુરાણોમાં–(વેદાદિશાસ્ત્રોમા) ભરેલા છે. તેમાં દેવ દાનવ–યક્ષ–રાક્ષસ અને કિન્નર વગેરેના વર્ણનો આવે છે. તેમનાં રૂપ–ગુણ બળ અને સ્વભાવ વગેરે સ્વાભાવિકપણે તેવા જ હતાં. એમ સાચું માનવામાં જ પ્રાચીન ઇતિહાસનું ગૌરવ છે. તેમ છતાં વેદો અને પુરાણોમાં કરેલાં વર્ણનો બાજુ મૂકી સૃષ્ટિરચના વગેરેના વિષયમાં આધુનિક પ્રયત્નવાદીઓ સ્વયં-કલ્પિત કોઇ જુદી જ રીતે સમજાવવા પ્રયત્ન કરે છે. તેના પ્રસંગે તેમણે કરેલાં તેમનાં સંશોધનો તેમને જુઠાં પાડે છે. એ વાત જાહેર થતી જાય છે.

પુરાતન બ્રહ્મક્ષેત્ર નામે ગ્રંથના કર્તાએ એવા આધુનિક સશોધકોની ભ્રાંતિઓ સપ્રમાણ બતાવી આપી છે. તો પણ તેમણે નાગ વિગેરે જાતિ-

ઓના વિષયમાં મનુષ્યની સામ્યતા બતાવવાથી તો સંશયગ્રસ્તોના સંશય દૂર થવા બાજુ રહી તેમની માન્યતાઓને ઉત્તેજન મળવા જેવું થયું ગણાય !!

માનનીય શાસ્ત્રી મહોદયે ઇતિહાસની આવશ્યકતા પ્રતિપાદન કરવા માટે ભારે પ્રયત્ન કર્યો છે. અને બ્રહ્મક્ષેત્રનો ઇતિહાસ સત્યયુગથી હોવાનું સાબીત કરવા તેમણે અમૂલ્ય ગ્રંથ લખી જાહેર કરવા જે પ્રયત્ન કર્યો છે તે સ્તુતિ પાત્ર છે.

(વેદો અને સૃષ્ટિના) કાલનિર્ણયની બાબતે અત્યાર સુધીના પૂર્વ અને પશ્ચિમના વિવિધ પંડિતોના વિચારોની તુલના કરી બતાવી છે. અને એ વિષયમાં તેમના અયોગ્ય વિચારોનું ખંડન કર્યું છે.

તે સાથે ઇડર રાજ્યનો ઇતિહાસ લખવા દીર્ઘપ્રયત્ન કર્યો છે તે ખરે ખર વખાણવા પાત્ર છે.

શાસ્ત્રીમહોદયે આ ગ્રંથ લખી લેખનના ભારે પરીશ્રમથી સંસ્કૃત પંડિતો પર થતા વ્યવહાર શૂન્યતાના આક્ષેપો નિર્મૂળ કર્યા છે. અને આધુનિકોને ખાત્રી કરી આપતા શાસ્ત્રી વર્ગમા ઉંડુ વિજ્ઞાન હોવાની સાબિતી કરી આપી છે. એ વાત અમો નિશ્ચિત કહીએ છીયે.

આ ગ્રંથ લખી મહોદય શાસ્ત્રીજીએ હિન્દુજનતા ઉપર ભારે ઉપકાર કર્યો છે. ભગવાનને અમો પ્રાર્થના કરીએ છીયે કે–શાસ્ત્રી મહોદયનું આયુષ્ય સો વર્ષનું થાઓ.

ગીર્વાણવાગ્વર્ધિની સભા ઇચ્છે છે કે એથી ય વધારે ને વધારે આયુષ્ય વાળા થાઓ અને તેમના હાથે લોકોપકારનાં કાર્યો બનતાં રહો.

———o———

# ग्रंथ-समालोचन पत्रम्

ले०

पंडितप्रवराः श्री० सूर्यनारायण शास्त्रीजी शुक्ल महोदयाः
न्याय-व्याकरणाचार्य गवर्नमेन्ट-संस्कृत-कॉलेज-काशी

---

महोपाध्याय पदवीभृता विद्यालङ्कार संस्कृतसूरि धर्मोपदेशक धर्मकार्य निरी-क्षकाद्युपाधि भूषितेन ईडर राज्यनिवासिना पण्डितप्रवर श्रीगणपतिशङ्कर जयशङ्कर शास्त्रि महोदयेन रचित "पुरातन ब्रह्मक्षेत्र" नामक पुस्तक मया कियता कालेन सान्त समालोचितम् । पुस्तकेऽस्मिन् महाभारत, भागवत, देवी भागवत ब्रह्मवैवर्त, मत्स्यपुराण, ब्रह्मपुराणादि पर्यालोचनया गरुड नागजात्याख्यानक ब्रह्मक्षेत्रेतिवृत्त च यथावदुपवर्णितम् । तेन ग्रन्थकर्तुरस्य संस्कृतशास्त्र व्यासङ्गः सम्यक् प्रतीयते ।

ब्रह्मक्षेत्रमीडर राज्यान्तर्गत मिति तत्प्रसङ्गेन ईडर राज्यशासकाना प्रताप-शालिना कल्याणमल्लजी प्रभृतीना मितिवृत्त शिलालेखादिना प्रमाणीकृत महोपवर्णित मित्याधुनिकाना मितिहासज्ञाना मतीवोपयोगि पुस्तकमिद मिति प्रसन्नेन हृदा ब्रवीमि ।

प्राचीनाभिनवेतिहास सन्निवेशोऽस्मिन् ग्रन्थेऽतीव रमणीय सवृत्तः । ग्रन्थोऽयं गुर्जभाषयोपनिबद्धो न सर्वेषा मुपकारक इति हिन्दी भाषयोपनिबद्धोऽय मनीषिणामत्यन्त माल्हादक स्यादित्यह मन्ये ।

ता २०-७-३८

## સંસ્કૃત ઉપરથી ગુજરાતી.

## ગ્રંથ–સમાલોચન.

લેખક:

**પંડિત પ્રવર–શ્રીસૂર્યનારાયણ શાસ્ત્રીજી–શુકલ મહોદય**

ન્યાય–વ્યાકરણાચાર્ય–ગવર્નમેન્ટ સસ્કૃત કૉલેજ

બનારસ તા. ૨૦–૭–૩૮

---

મહોપાધ્યાય—વિદ્યાલંકાર–સંસ્કૃતસૂરી–ધર્મોપદેશક—ધર્મકાર્ય નિરીક્ષક આદિપદવીઓથી અલંકૃત ઈડર રાજ્યના પં૦ શ્રી ગણપતિશંકર જયશંકર શાસ્ત્રી મહોદયે રચેલો "પુરાતન–બ્રહ્મક્ષેત્ર" નામે ગ્રંથ તેનું સમાલોચન અમોએ કેટલાક વખત સુધી વાંચી કર્યું.

સદર ગ્રંથ મહાભારત–ભાગવત–દેવીભાગવત–બ્રહ્મવૈવર્ત–મત્સ્યપુરાણ–અને બ્રહ્મપુરાણ વગેરે પુરાણશાસ્ત્રોમાં રહેલી ઐતિહાસિક બીનાઓનું સંશોધન કરી તૈયાર કર્યો છે.

ગરૂડ અને નાગજાતિ જેવાં આખ્યાનો અને બ્રહ્મક્ષેત્રનો પ્રાચીન અર્વાચીન ઇતિહાસ એવી એવી અનેક બિનાઓનું તેમાં વર્ણન છે.

એવા સઘળા વિષયોપરથી ગ્રંથકર્તાનું સંસ્કૃતશાસ્ત્રો વિશેનું જ્ઞાન વિશાળ અને મહત્વભર્યું જણાઈ આવે છે.

બ્રહ્મક્ષેત્ર શ્રીઈડર રાજ્યમાં આવેલું છે. તેથી પર્યાયે કરીને ઇડર રાજ્યના પુરાતન ઇતિહાસનું સંશોધન કર્યું છે. તેમાં ખાસ કરીને મહાપ્રતાપી શ્રીકલ્યાણમલ્લજી જેવા પરાક્રમી રાજાઓના અને તેમના વંશમાં થએલા રાજાઓના ઇતિહાસ લખ્યા છે. શિલાલેખો, તામ્રપત્રો, દસ્તાવેજો જેવાં સાધનોનો ઉમેરો કરી ઇતિહાસની સત્યતા સાબીત કરવા પ્રયત્ન કર્યો છે.

સદર ગ્રંથ હાલના ઇતિહાસ સંશોધકોને ઘણો ઉપયોગી થઈ પડે તેમ છે. એમ હું ખરા અંતઃકરણથી માનું છું.

આ ગ્રંથમાં પ્રાચીન અને અર્વાચીન ઇતિહાસનો બહોળો સંગ્રહ કર્યો છે તે ઘણો જ સુંદર છે.

આ ગ્રંથ ગુજરાતી ભાષામાં લખાયો છે તેથી ભારતની વિવિધ ભાષાવાળી જનતામાં તેનો બહોળો પ્રચાર થવો મુશ્કેલ છે.

**જો હિંદી ભાષામાં આ પુસ્તકનું ભાષાન્તર થાય તો સર્વત્ર તેનો પ્રચાર થઈ શકશે અને જનતાને એ ભારે આનંદદાયક થઈ પડે તેમ છે.**

—o—

વિદ્વદ્વર–શ્રીમાન્–શાસ્ત્રીજી–ગણુપતિશંકર જયશંકર,
વડાલી.

**આપના** તરફથી "શ્રી પુરાતન બ્રહ્મક્ષેત્ર" નામનું પુસ્તક તૈયાર કરી પ્રસિદ્ધ કરવામાં આવ્યું છે, તે મેં જોયું છે. વાંચી હું ઘણો રાજી થયો છું. આપે ઐતિહાસિક હકિકત પુરાણોમાંથી એકઠી કરી તેનું સંશોધન કરી શ્રી અંબિકા માતાજીનું મહત્વ સમજાવવા પ્રયત્ન કર્યો છે, તે ઘણો જ સ્તુત્ય છે, એમ મારે જણાવવું જોઈએ છે. આવું સુંદર પુસ્તક પ્રસિદ્ધ કરી તમે શ્રી માતાજી તરફની તમારી ઊંડી શ્રદ્ધાને વ્યકત કરી છે તથા જનસમાજ ઉપર મહદ્ ઉપકાર કર્યો છે. એટલું જ નહીં પણ પુરાતત્વની દૃષ્ટિએ શ્રી બ્રહ્મક્ષેત્ર ઉર્ફે ખેડબ્રહ્માને પણ પ્રસિદ્ધ કરવા શક્તિશાળી થયા છો.

શ્રી માતાજીના ટ્રસ્ટીઓની બોર્ડ તરફથી, હું જ્યારે ઈડર રાજ્યમાં રેવન્યુ કમીશ્નરના હોદ્દા ઉપર હતો, ત્યારે આ સંસ્થામાં એકસ ઓફીસીયો પ્રેસીડેન્ટ હતો તે વખતે બોર્ડના ટ્રસ્ટીઓની સંમતિથી શ્રી માતાજીના મહાત્મ્યનો જનસમાજમાં તેમજ ખાસ કરીને શ્રી દેવીભક્તોમાં તેનો પ્રચાર થાય તે હેતુથી શરૂઆતની મદદ તરીકે રૂા. ૩૦૦) ત્રણુસો આ પુસ્તકની છપામણી ખર્ચ પેટે આપને આપવામાં આવેલ તે ખર્ચ પુસ્તક માટે આપે જે અસાધારણ શ્રમ લીધો છે તે જોતાં તદન વ્યાજબી છે. એમ હું સહર્ષ આપને આથી વિદિત કરૂં છું. અને પુસ્તક જોતાં અમારો ઉમદા ઉદ્દેશ ઘણે અંશે પાર પડ્યો છે એમ પણ કહી શકું છું.

બોર્ડના ટ્રસ્ટીઓ પણ મારા ઉપર જણાવેલ વિચારમાં પૂર્ણ રીતે સંમત છે તે જણાવવાની ભાગ્યે જ જરૂર છે. તા. ૧૯–૧૦–૩૮

કેશવલાલ ઓ. જોશી,
માજી પ્રેસીડેન્ટ.
ખેડ, માતાજી, ટ્રસ્ટબોર્ડ

ॐ

# आत्म–निवेदनम्

(१)

काहं मन्दमतिः क्वेदं ब्रह्मक्षेत्रस्यशोधनं ।
क्वतेषां चरित गूढं राष्ट्रार्थे तनु न्यासिनां ॥

(२)

क्वतप संयमस्तेषां स्वाध्याय नियतात्मनां ।
संस्कृतीरक्षणार्थाय येपामवतरण शुभ ॥

(३)

तेषां पुण्यवतांवृत्त जानेऽहंकथमल्पधी ।
तथापीशस्य कृपया यतेऽ हं वृत्तकर्मणि ॥

(४)

प्राक्तनलिख्यते ब्रह्म क्षेत्र वृत्तंसुबोधक ।
सर्वदोपैर्विमुक्तंयत् कर्मकेन विधीयते ॥

(५)

यदि दोषयुतकर्म क्षमंते वै सुबुद्धिय. ।
तस्मादवश्य कर्तव्यं कर्म राष्ट्रस्यपोषक ॥

(३)

विचारमेन माल्व्य प्रवृत्तोराष्ट्रकर्मणि ।
समर्पयामि सेवायां राष्ट्रस्य परमात्मन ॥

---

## ભાવાર્થ

મંદ બુદ્ધિવાળો હું કયા ?? અને બ્રહ્મક્ષેત્રનું સંશોધન કયા ?? કયાંએ મહાપુરૂષોના જીવનો !! કે જેમણે રાષ્ટ્ર કલ્યાણ માટે પ્રીય પ્રાણોની પણ પરવા રાખી નથી

× × ×

કયા એ તેમના રાષ્ટ્ર સેવા માટે તપ ?! કયા એ તેમના એવા ભારે સંયમ !! અને કયા એ તેમના રાષ્ટ્રીય શિક્ષણના અધ્યયન–અધ્યાપન !! કે જેમના મગલમય અવતાર આર્ય સંસ્કૃતિના રક્ષણ માટે જ થએલા છે

× × ×

એ પુણ્યવાન્ મહાવીરોનાં વૃત્તાંત હું અલ્પ બુદ્ધિવાન્ ક્યાંથી આલેખી શકું!! તો પણ પરમેશ્વરની કૃપાથી આ લખવા સ્વલ્પ પ્રયત્ન કર્યો છે.

× × ×

મેં આ "પુરાતન બ્રહ્મક્ષેત્ર" નામે પુસ્તક બનતા યત્ને સુબોધ રીતે લખ્યું છે. તેમાં દોષો થવાનો સંભવ પણ કેમ નહીં હશે?? એ વિશે વિદ્વાનોનું વક્તવ્ય હોઈ શકે!! અને તે એ દ્રષ્ટીએ કે–હરકોઈ કામ સર્વ પ્રકારે નિર્દોશ હોઈ શકે ખરૂં?? અથવા એવું કોઈ કર્મ હશે કે જેમાં દોષોનો સંભવ જ ન હોય!! ગીતાકાર તો કહે છે કે–सर्वारंभा हि दोषेण धूमेनाग्निरिवा वृताः અગ્નિ જેમ ધૂમાડાનો સહચારી છે તેમ કર્મ માત્ર દોષોનું સહચારી છે.

× × ×

એવાં રાષ્ટ્ર સેવાનાં કર્મ દોષવાળાં યદિ હોય તો પણ વિદ્વાનોના વિશાળ ભાવોમાં ક્ષમ્ય ગણાય છે. રાષ્ટ્ર સેવાનાં સત્ કર્મ અવશ્ય કરવાં જોઈએ. ગીતા કહે છે કે–"सहजं कर्म कौंतेय सदोष मपि न त्यजेत्" એવાં સ્વાભાવિક કર્મ તો કદી ન તજવાં જોઈએ. તેમાં વળી દોષ હોવાનો ભય શો??

એવા વિચારોને આધિન થઈ આ પુસ્તક લખવા પ્રયત્ન કર્યો છે. જે સર્વના કલ્યાણનો પોષક છે. તેથી રાષ્ટ્રના–અખિલ વિશ્વના આત્મા શ્રીપરમાત્માની સેવામાં તેને સમર્પું છું.

## અભિપ્રાયોની આવશ્યકતા

આ પુસ્તક માટે અભિપ્રાયોની શી જરૂર વારૂ?? એમ સહજ પ્રશ્ન થાય!! ત્યારે પંડિત પ્રવર–કાળીદાસ કવિની ઉક્તિ યાદ આવે છે. શાકુંતલ નાટકમાં એક મજેદાર શ્લોક છે કે–(आपरितोषाद्विदुषां न साधु मन्ये प्रयोग विज्ञानं। बलवदपि शिक्षितानां;) જ્યાં સુધી વિદ્વાનો સંતોષ વ્યક્ત ન કરે!! ત્યાં સુધી કોઈ કામ તેની અસલ સ્થિતિમાં મૂકાતું નથી.

મ્હને પણ આ પુસ્તક તૈયાર કર્યા પછી એમજ લાગ્યું. વિદ્વાનોના અભિપ્રાયોથી આત્મ વિશ્વાસ વધે છે. ખામીઓ દૂર થાય છે. લીધેલો શ્રમ જણાતો નથી. માનસિક શક્તિઓને વેગ મળે છે. પ્રોત્સાહનથી તેનાં કાર્યો કરવા વૃત્તિ આગળ ધપે છે. સમાજને એ કામનો ઉપયોગ કરવા છૂટ રહે છે. સ્થળો અને કાળનો મહીમા વધે છે. પુર્વજો તરફ પ્રેમ વધે છે. સંસ્કૃતિ તરફ માન પેદા થાય છે, અને સંશોધનની દિશા તરફ સમાજનો પ્રેમ

વધવા લાગે છે તેમાંથી અનેક સાધનો હાથ લાગે છે અને તેનાથી થતા ફાયદા સમાજને જ થતા રહે છે આવા અનેક કારણોને વિચારી આ પુસ્તકની શરૂઆતની આવૃત્તિ માટે અભિપ્રાયો મેળવવાની આવશ્યકતા માની છે.

ઉપરોક્ત હેતુથી કેટલાક વિદ્વાન-સાક્ષરો તરફ આ પુસ્તકના પ્રુફની નકલો મોકલાવી તે પરથી કૃપાળુ વિદ્વાનોએ મશોધન પૂર્વક અભિપ્રાયો લખી મોકલાવ્યા તે પૈકી કેટલાક અભિપ્રાયો છપાવી આ સાથે સામેલ રાખ્યા છે અને બાકીના અભિપ્રાયોની એક જુદી પુસ્તિકા છપાવી પ્રસિદ્ધ કરવાની છે

અભિપ્રાયો વ્યક્ત કરનારા વિદ્વાનોએ પોતાની જવાબદારીના કામો બાજુ ખસેડી પુસ્તક વાચના માટે શ્રમ લીધો છે તે સજ્જનોનો હું આભારી છુ જનતાને તેમનો પરિચય કરાવવો જોઈએ, એમ ધારી તેમના સમાજ હિતૈષી કાર્યોની નોંધ લઉં તો અત્રે અસ્થાને ગણુશે નહીં.

## પરીચય અને આભાર.

### અભિપ્રાય પહેલો.

**ન્યાય ધુરંધર-આર્ય ક્ષત્રીય કુલ વિકાસક-રાયબહાદુર-રાજરત્ન-લાલાજી શ્રી જગન્નાથજી ભંડારી સાહેબ—એમ, એ, એલએલ, બી**

**ઇડર રાજ્યના મહોદય શ્રી દિવાન સાહેબ બહાદુર-હીંમત-નગરથી મળેલો છે.**

આપશ્રીને પુરાતન બ્રહ્મક્ષેત્ર નામે પુસ્તક હાજર કર્યું।। પ્રેમથી સ્વીકાર્યું।। ભારે વ્યવસાય છતા અવલોકયુ।। અને સમીક્ષાથી અભિપ્રાય આપ્યો તે માટે આભાર

#### ન્યાયમૂર્તિનો પરિચય

ન્યા૦ મૂ૦ દિવાન સાહેબ પ્રસિદ્ધ શહર લાહોરના વતની છે જાતે આર્ય ક્ષત્રીય છે વૈદિક ધર્મ ઉપર ભારે શ્રદ્ધા છે પરમેશ્વર ઉપર વિશ્વાસ છે ન્યાયને પ્રાણ સમાન લેખે છે વિદ્યા-જ્ઞાનના કદરદાન છે

શ્રી લાલાજીનું કુટુંબ નામીચુ છે કાયદાના પ્રખર વિદ્વાન છે ધાર્મિક નૈતિક-ઐતિહાસિક અને વૈજ્ઞાનિક જેવા અનેક શાસ્ત્રોના રસિક અભ્યાસી છે

#### ઈડર રાજ્યના મંત્રી પદે

શ્રી લાલાજી ઇડર રાજ્યમાં મંત્રીપદે વિરાજે છે રાજ પ્રજાની ઉન્નતિ

માટે પ્રયત્ન કરી રહ્યા છે. હુન્નર-કળા-વિદ્યા ખેતી વિગેરે ખાતાંઓદ્વારા પ્રગતીશીલ દુનીયાની હોડે ઈડર રાજ્યને મૂકવા પ્રયત્ન કરી રહ્યા છે. એ પ્રયત્ન સ્તુતિપાત્ર છે.

### પંચરત્નોની કહેવત

ઇડરની ભૂમિ માટે કોઈ કાળથી પંચરત્નોની કહેવત પડી ગઈ છે. એવી કોઇ પરિસ્થિતિને લીધે પડી હશે!! અને તેવું કથન વ્યાપક બન્યું હશે. મે. ફાર્બસ સાહેબે જાણ્યું હશે. તેથી રાસમાળામાં તેની નોંધ લેવાઇ છે. "રાસમાળા" ગુજરાતના ઇતિહાસનું સાધન થઈ પડયું છે. ગુજરાતના સાક્ષરો એ કહેવતની દૃષ્ટીથી ઈડરને જોવા લાગ્યા અને ઈડરની ભૂમિને માટે કોઈ એવા જ વિચારો બંધાયા.

**શી, એ કહેવત વારૂ?**

**"इडरे पंचरत्नानि पाणि पाषाण पांदडां**
**चतूर्थं गालिदानंच पंचमं वस्त्रलोचनं"**

અર્થ—ઈડરમાં પાંચ રત્નો છે. (૧) પાણી (૨) પથરા (૩) પાંદડાં (૪) ગાળ દઈ વાત કરવાનું (૫) અને વસ્ત્ર ખેંચવાનું-લૂંટફાટ કરવાનું.

**સંસ્કારી ભૂમિ માટે ન ઘટે!!**

ઇડરની ભૂમિ પુરાની અને સંસ્કારી છે. તેને માટે એવી કહેવત શી રીતે ઘટે!! વચલો કાળ વિકટ હતો! તેવા સમયમાં એવી કોઈ પરિસ્થિતિ બદલાઇ હશે! અને એવી કહેવત પડી હશે પણ અત્યારે તેને માટે શું??

કયાં એ ઈડરની તપસ્વી ભૂમિ!! કયાં ઈડર રાજ્યનું પુરાતત્વ!! અને કયાં તેનો પરાક્રમશાલી વૈભવ!!

આમ છતાં એ કહેવત મહા ગુજરાતમાં પ્રસરી હતી. સાહિત્ય પરિષદની પણ માન્યતા તેવી જ હતી.

### એ કહેવત દૂર થઇ

એ કહેવત દૂર થઈ. ને. ના. શ્રીજી સાહેબ બહાદુરની મંગલમય વરસગાંઠ હતી! એ વરસગાંઠ રાજ્યારોહણ પછીની હતી. ખુદની ઇચ્છાનુસાર દિવાન સાહેબનો પ્રયત્ન હતો. એ પ્રયાસ ઈડર રાજ્યમાં પુરાતત્વ સંશોધનનો હતો. એ મંગલમય દિવસે "આર્કિયોલોજી ખાતું ખોલાયું" ઇડરની ભૂમિમાં શોધખોળ શરૂ થઈ. મહત્વના ભાગોમાં ખોદકામ કરાવ્યાં. તેમાંથી પ્રાચીન અવશેષો નિકળ્યાં, શિલાલેખો મળી આવ્યા. દટાએલાં મંદિરો-વાવો-કુંડો-અને મકાનોના વિભાગ જણાઇ આવ્યા. વળી સુંદર

કોતરકામની મૂર્તિઓ પુરાના કાળની મળી આવી એવુ સાહિત્ય હીંમત નગરમા ગખનામા આવ્યુ અને સંગ્રહ સ્થાનમા તેની યોજના કરી.

એ અવશેષોના ફોટા લેવડાવ્યા મૅજીકલેન્ટર્નમા બતાવી શકાય તેવી તેની ગોઠવણુ કરી, અને તેની ઐતિહાસિક માહિતીના વ્યાખ્યાનો તૈયાર કરાવ્યા

**મહા ગુજરાતમાં પ્રચાર !**

હમણા નજીક સમય પહેલા ગુજરાતી સાહિત્ય પરિષદ ભરાઈ તે પ્રસંગે વિદ્દદ્‌ગ્રી ઇનામદાર સાહેબને ત્યા મોકલ્યા પ્રચારના ઉપરોક્ત સાધનો સાથે હતા મૅજીકલેન્ટર્નની મારફતે સઘળુ બતાવવામા આવ્યુ, અને અવશેષોની માહિતી ભાષણોદ્વારા આપી પરિષદે એ દ્રષ્યો જોયા અને તેની વિગતવાર બીના સાભળી આશ્ચર્ય પામી ઇડર સ્ટેટમા રહેલી પૂર્વકાળની વૈભવસૂચક વસ્તુઓથી પરીષદના વિદ્વાનોએ સુંદર ઉદ્દગારો કહાડયા અને એ વિશે નોધ લેવાઈ છે તે નિચે મુજબ છે અને તેની નકલ જેવી ને તેવી વાચકો માટે આ પુરતી થઈ પડશે

અસલ ઉપરથી નકલ પૃ ૪૨

## ગુજરાતી સાહિત્ય સમ્મેલન–અધિવેશન બારમુ'

## મુ. અમદાવાદ

### મૅજીક લૅન્ટર્ન સાથે જાહેર વ્યાખ્યાન

સમ્મેલનને અગે યોજાએલી લોકપ્રિય વ્યાખ્યાનમાળાનું બીજુ વ્યાખ્યાન "ઇડર રાજ્યના પુરાતન અવશેષો ઉપર ઇડર સ્ટેટના વિદ્યાધિકારી શ્રીમાન્ પઢરીનાથ ઈનામદારે મૅજીકલૅન્ટર્નની મદદથી સચિત્ર કરીને આપ્યુ હતુ તે વેળા ભાષણના વિષયની તેમ જ વ્યાખ્યાન કર્તાની ઓળખાણ કરાવતા ડૅા હરિપ્રસાદ વ્રજરાય દેશાઈએ કહ્યુ હતુ કે–ઇડરે પચારતનાનિ × × × એ પ્રકારની ઇડરની શાખ રાસમાળાના લેખકે નોધી છે પણ આજના વિદ્વાન ભાષણ કર્તાએ પોતાની ઐતિહાસિક શોધખોળોથી **ઇડરની આબરૂ ખૂબ વધારી દીધી છે ઇડર હવે કલા પ્રેમીઓનું યાત્રા સ્થાન બન્યુ' છે.** અને ગુજરાતને ગૌરવ અપાવે એવી સ્થાપત્ય અને શિલ્પની ઉત્તમ કૃતિઓ એક નાનકડા સગ્રહસ્થાનમા શ્રી ઈનામદારના પ્રયાસથી ગોઠવાઈ રહી છે × × ×

### જાપાનમાં ઇડરભૂમિની કીર્તિ

જાપાનમા જાગતિક કેળવણી પરિષદ હતી ઇડરના પ્રતિનિધી તરીકે શ્રી ઈનામદાર સાહેબને તેમા મોકલ્યા હતા તેમણે ત્યાના વિદ્વાનોમા ઇડર

ભૂમિનાં પુરાતત્વનો પરીચય કરાવ્યો હતો અને ઈડરના દીવાનજી તથા નવા રાજતંત્રની સુંદર વ્યવસ્થા હોવાની વાત જાહેર કરી હતી. એવી રીતે ઈડર ભૂમિની કીર્તિ અને તેના પૂર્વ વૈભવની જાણ થવાથી ત્યાંના સાક્ષરોએ ઈડર રાજ્યની ઉત્તમતા સૂચક મહત્વની નોંધો લીધી છે.

### ઈડર રાજ્યમાં ધારાસભાની યોજના

ઈડરનું રાજ્ય નમુનેદાર બને! રામરાજ્ય જેવું તેનું આદર્શ ઘડાય! રાજા અને પ્રજા સુખ-સંતોષ અને આનંદ અનુભવે! ધર્મ નીતિ અને પ્રમાણિકતાના નિર્દોષ ભાવો સેવે! એવા ઉદ્દેશથી ધારાસભાની યોજના કરી છે.

મ્યુનિસિપાલીટીઓ, લોકલબોર્ડો, ગ્રામ સમિતિઓ, તાલુકા સમિતિઓ, ગ્રામ પચાયતો અને ધારાસભા એવી એવી સુંદર યોજનાઓ વિચારી છે અને તે વિષે ન્યાયમૂર્તિ દિવાનજી સાહેબ સહૃદય પ્રયત્ન કરી રહ્યા છે. એ એક મંત્રિપદની વિશિષ્ટતા છે. એ કાર્યોની સફળતામાં તેઓશ્રીને ધન્યવાદ ઘટે છે.

ઉપરોક્ત બીના ને. ના. શ્રીજી સાહેબ બહાદુરની રાજ કારકીર્દીની છે અને એ ઈતિહાસમાં આ ઉમેરો કરવાનું હોઈ શકે પણ આ બીના મ્હને પાછળથી મળી આવેલી હોવાથી અત્રે તેની નોંધ લીધી છે. ને૦ ના૦ શ્રીજી સાહેબ બહાદુરની જીવન ચરિત્રની નોંધ ઈતિહાસકાળ પરિચ્છેદ પૃષ્ટ ૧૬૩ થી ૧૬૬ સુધીમાં છે.

---

## અભિપ્રાય બીજો

**બીજો અભિપ્રાય—માન્યવર, મહોદય-ન્યાયનિષ્ઠ શ્રી. મણીલાલ વિ. પટેલ સાહેબ, બી. એ. એલ. એલ. બી. મે. ડિસ્ટ્રીક્ટ મેજીસ્ટ્રેટ સાહેબનો છે.**

### પરીચય અને આભાર।

શ્રીમાન મણીલાલભાઈ, પ્રભુના પરમભક્ત શ્રી વાલજીભાઈના ચિરંજીવ છે. શ્રીવાલજીભાઈ અંગ્રેજી શિક્ષણના શિક્ષિત વિદ્વાન્ છે. ન્યાય અને કાયદાના સારા અનુભવી છે. તેઓશ્રીની ધર્મનિષ્ઠા-ઈશ્વર ભજન અધ્યાત્મ જ્ઞાન પર પ્રેમ-ધાર્મિક વાચન અતિથિસત્કાર પરોપકારી વૃત્તિ સુશીલ સ્વભાવ આદિ અનેક ગુણોથી વિભૂષિત છે.

એ શુભ સંસ્કારોમા ઉછરેલા શ્રી. મણીભાઈ પણ તાદૃશ શુભ સરકારી છે. શ્રી. મણીભાઈ સ્વભાવે શાંત-મધુર-વિદ્યાવિનોદી અને ગુણગ્રાહી છે. બાલ્યાવસ્થા શિક્ષણ લેવામાં ગાળી છે અને ધર્મ-નીતિ-પ્રમાણિકતા તથા

ઉચ્ચ વિચારોથી યુવાવસ્થા દીપાવી રહ્યા છે. પિતાશ્રીની આજ્ઞા પરમેશ્વર તુલ્ય સમજે છે.

સત્ પુરૂષોનો પરિચય-સદ્ગ્રંથોનું વાંચન-વિનોદી સ્વભાવ અને પ્રેમથી ઉછળતું હૃદય એવા અનેક આદર્શ ગુણો ધરાવે છે.

"પુરાતન બ્રહ્મક્ષેત્ર" મેં તેઓશ્રીને વાંચવા આપ્યું. તેઓશ્રીએ પ્રેમથી સ્વીકાર્યું. વાંચ્યું અને ભાવભર્યો હાર્દિક અભિપ્રાય આપ્યો તે માટે હું તેઓનો આભારી છું.

---

## અભિપ્રાય ત્રીજો

**ત્રીજો અભિપ્રાય—બનારસ સંસ્કૃત કૉલેજના પ્રીન્સીપાલ મહામહોપાધ્યાય, મહામહાધ્યાપક પંડિત પ્રવર શ્રીમંગલદેવજીશાસ્ત્રીજીનો છે. તેઓશ્રી અંગ્રેજીમાં એમ. એ. છે અને ફીલોસોફીના ડૉકટર છે.**

### પરીચય અને આભાર!

પડિતજી શ્રીમંગલદેવજી શાસ્ત્રી બનારસના પંડિતોમાં સૂર્યસમાન પ્રતિભાશાલી છે. સતત ઉદ્યોગી-સંશોધક અને પ્રગતીપ્રીય છે. સંસ્કૃત કૉલેજનાં સૂત્રો હાથ લીધા પછી કૉલેજના અભ્યાસમાં. પાઠય પુસ્તકોમાં અને પરીક્ષાના ક્રમમાં સુંદર પરીવર્તન કરવાની યોજનાઓ કરી રહ્યા છે. જે કૉલેજ ભારત વર્ષમાં સમર્થ પડિતોને નિપજાવનારી છે. કરોડોની સંખ્યામાં વિદ્યાર્થિઓ તેની પરીક્ષાઓનો અને પઠનનો લાભ લઈ રહ્યા છે.

શ્રી. શાસ્ત્રીજીને પુરાતન વસ્તુ સશોધનનો ભારે શોખ છે. ભારતની સંસ્કૃતિના વિકાસ માટે તનતોડ પ્રયત્ન કરી રહ્યા છે. તેઓશ્રીનો સઘળો સમય સરસ્વતીદેવીની એવી સેવામાં જ નિર્ગમન થતો રહે છે. ધન્ય છે એ દૈવી મહાપુરૂષને કે જેઓશ્રી વડે ભારતના કેન્દ્રરૂપ બનારસ ભાગ્યશાલી બની રહ્યું છે.

એવા ભારે કામના વ્યવસાયમાં પણ મેં તસ્દી આપી અને આ પુસ્તક અવલોકવા વિનંતી કરેલી હતી વિનંતી નિગાહમાં લઈ પોતાના કિમતી સમયનો ભોગ આપી પોતાનો મૂલ્યવાન્ અભિપ્રાય લખી મોકલાવ્યો છે તે માટે હું સદાનો ઋણી થયો છું.

---

## આભપ્રાય ચોથો

**ચોથો અભિપ્રાય—મહામહાધ્યપક પંડિત પ્રવર શ્રી. ગોપાલ શાસ્ત્રીજી દર્શન કેસરીનો છે** શાસ્ત્રીજી દર્શન શાસ્ત્રોના પ્રખર પંડિત છે તેમની બરોબરીમા દર્શન શાસ્ત્રોનો શાસ્ત્રાર્થ કોઈ ભાગ્યે જ કરી શકે તેમ છે. તેઓશ્રી સંસ્કૃત ભાષામા ગ્હેના અનેક શાસ્ત્રોના વિદ્વાન છે તેમના મધુર પ્રવચન વ્યાખ્યાન અને સભાષણ શ્રવણ કરવા લાયક છે રાષ્ટ્રહિત સાધવાની તેમની મનોભાવના આદર્શરૂપ છે

**કાશી વિદ્યાપીઠના પ્રોફેસર છે** પ્રાચ્ય દર્શનોના મહામહાધ્યાપક છે તેમની વિદ્વત્તાનો લાભ લેવા કંઈક વિદેશી પંડિતો આવે છે

કાશીમા પુરાની પંડિત સભા છે તેમા કાશીના સઘળા પંડિતો અને હિન્દના સઘળા સમય પંડિતો સભાસદ છે સદર પંડિત સભાના પોતે પ્રધાન મંત્રી છે ધર્મશાસ્ત્રોના શાસ્ત્રાર્થો, શાસ્ત્રોની પરીક્ષાઓ અને સંસ્કૃત સાહિત્ય પરીષદોના પ્રાણ સમાન છે, સુપ્રભાતમ્'મા તેમના મધુર કાવ્યો, અને ગદ્ય લેખો સરળ સંસ્કૃત ભાષામા લખાતા રહે છે સંસ્કૃત ભાષાને રાષ્ટ્રવ્યાપી બનાવવા ભારે પ્રયત્ન કરે છે તેમનુ ગ્રંથસંશોધન, પુરાતત્વ સશોધન અને આર્ય સંસ્કૃતિના ભારે પ્રગતિશીલ છે એવા તેમના ભારે વ્યવસાયમા આ મારા પુસ્તક અવલોકનની તસદી આપી તેઓશ્રીએ વાચી સહૃદય ભાવે અભિપ્રાય મોકલાવ્યો તે માટે અત્યત આભાર

---

## અભિપ્રાય પાંચમો

**પાંચમો અભિપ્રાય—વિદ્યાવારિધી, પંડિતરાજ, પંડિતજીશ્રી રાજેશ્વર શાસ્ત્રીજીનો છે. તથા વિદ્વદ્વર પંડિતરત્ન શ્રી૦ હરિરામ શુકલ શાસ્ત્રી મંત્રી મહોદયનો છે**

### પરિચય અને આભાર

પં૦ શ્રીરાજેશ્વરશાસ્ત્રીજી અખિલ ભારતીય વર્ણાશ્રમ સ્વરાજ સઘના સસ્થાપક પંડિતપ્રવરશ્રી લક્ષ્મણ શાસ્ત્રી દ્રાવિડના ચિરંજીવ છે પિતાજીની વિદ્વત્તા અને પ્રતિભાસમાન પ્રતિભા અને વિદ્વત્તા ધરાવે છે સુપ્રસિદ્ધ 'સાંગવેદ વિદ્યાલયના પ્રાધ્યાપક છે

પંડિતજી બનારસમા અદ્વિતીય વિદ્વાન લેખાય છે પ્રાચીન સર્વશાસ્ત્રો લગભગ કંઠસ્થ છે શ્રીગીર્વાણવાગ્વર્ધિની સભાના સંચાલક છે એ સભામા અનેક દેશવિદેશના પંડિતોના ભાષણ પ્રવચન–અને વ્યાખ્યાન સંસ્કૃતમા થતા રહે છે.

એવા પંડિતોનું યોગ્ય સન્માન અને સ્મારક સ્થપાય છે. શાસ્ત્રાર્થો પૂર્વપક્ષ ઉત્તરપક્ષથી થતા રહે છે અને મધ્યસ્થપણે તેનો નિર્ણય થતો રહે છે. એવા મધ્યસ્થનુંમાન બહાર ગામથી આવેલા વિદ્વાનોને આપવામાં આવે છે. તેવો લાભ આ સેવકને પણ આપ્યો છે.

વર્ણાશ્રમ સ્વરાજસઘની પ્રવૃત્તિ હિંદ વ્યાપી ચલાવે છે. ભિન્ન ભિન્ન પ્રાન્તોમા વ્યાખ્યાતાઓને મોકલવામા આવે છે અધિવેશનો ભરાવે છે. વર્ણ અને આશ્રમધર્મના રક્ષણદ્વારા ભારતીય પ્રજાનુ સંગઠન ઈચ્છે છે તથા તે દ્વારા સ્વરાજ્યની અપેક્ષા ધરાવે છે, આવી અનેક મત્ પ્રવૃત્તિઓના સંચાલક પંડિતજી ભારતીય સનાતની પ્રજાના મુકુટમણી સમાન છે.

આ પુસ્તકના અવલોકન માટે તેઓશ્રીને પ્રાર્થના કરવામાં આવેલી. એ પ્રાર્થના સ્વીકારી–પુસ્તક અવલોકી–વિસ્તાર સાથે અભિપ્રાય મોકલાવ્યો છે, તે માટે અત્યત આભાર.

## અભિપ્રાય છઠ્ઠો

આ અભિપ્રાય પડિતપ્રવર શ્રી૦ સૂર્યનારાયણ શુકલ–શસ્ત્રી મહોદયનો છે.

### પરિચય અને આભાર

પડિતજી બનારસ ગવર્નમેન્ટ કૉલેજમા પ્રાધ્યાપક છે. ન્યાય વ્યાકરણા-દિશાસ્ત્રોના પ્રખર પડિત છે. તેઓશ્રીનો સસ્કૃત ભાષામાં લેખન પ્રવચનનો વ્યવસાય પ્રૌઢ છે. તેઓશ્રીના લેખો–નિબધો. અને સુમધુર કાવ્યો સૂર્યોદય–સુપ્રભાતમ્ જેવા સસ્કૃત માસિકોમાં પ્રગટ થતાં રહે છે. તેમની અધ્યાપન શૈલી અને શાસ્ત્રાર્થની શૈલી સુપ્રસિદ્ધ છે. રહેણી કરણી સાદી અને સૌજન્યતાથી ભરેલી છે,

તેઓશ્રીને આ પુસ્તક અવલોકવા તથા અભિપ્રાય આપવા વિનંતી કરેલી તે પરથી તેમણે પુસ્તક અવલોકી અભિપ્રાય આપવા સહૃદયભાવ બતાવ્યો છે તે માટે આભાર.

---

## સ્નેહીની–સ્મૃતિ !!

આ પ્રસગે મ્હને સ્નેહીનું સ્મરણ થાય છે. સ્નેહી સાથેનો સ્નેહ સાહિત્ય રસિકતાનો છે "પુરાતન બ્રહ્મક્ષેત્ર" નામે પુસ્તક જોઈ આનંદ વ્યક્ત કરનાર !! તેની કૃતિ જોઈ સતોષ બતાવનાર અને તેના પ્રચાર માટે સપૂર્ણ ઈચ્છા ધરાવનાર એવા એક સજ્જન સ્નેહીનો ભાવ ભર્યો સ્નેહ કેમ વિસરાય !!

માતાજીમાં સધે આવે! ભસાઇઓ થાય! પણ એ સુજ્ઞ હૃદયનું કેમ મન વળે? તેમની ઇચ્છા તો એવી કે આવનાર શ્રદ્ધાળુ જનતાના હૃદય ઉપર સારા સંસ્કારો પડે! ભગવતિની ભાવનાનો પ્રભાવ સુંદર પડે! તીર્થો અને દેવતાઓ સંબંધી દૈવી ભાવ જાગૃત થાય! એવું કોઈ સ્થાયી સાહિત્ય નિર્માણ થાય–તેવા સાહિત્યનું વાંચન અને મનન થાય અને તેના પ્રવચનથી તેમના હૃદયમાં ઉચ્ચભાવ જાગૃત થાય!! એવું બને તોજ યાત્રાળુઓની યાત્રા સફળ થએલી ગણાય. અને માતાજીના ધામનો મહિમા તથા વિકાસ સ્થિરતાભર્યો વધતો રહે!!

એવા સુંદર વિચારો ધરાવનાર એ સજ્જન પુરુષ થોડાક સમય પહેલાં શ્રી માતાજીના બૉર્ડના પ્રમુખસ્થાનને શોભાવતા હતા. અને એ સ્નેહી શ્રી કે૦ એ૦ જોષી સાહેબ છે. જેઓશ્રી ઇડર રાજ્યમાં– રેવન્યુ ખાતાના કમીશનરની મહત્વભરી જગોએ હતા.

## શક્તિ સાહિત્યનું પ્રચારખાતું

ઉપરોક્ત ઇચ્છાઓ બૉર્ડમાં ચર્ચાતી! બાૅર્ડના સજ્જનોને એ ગમતી! એ વિશે સર્વાનુમતે થયો એક ઠરાવ!! એ હાલ "શક્તિ સાહિત્ય પ્રચાર ખાતું" નામે ઓળખાય છે.

## શોધારૂ તેનો ઉદ્દેશ

શ્રી અંબાજી માતાજીના મહિમાના વર્ણનવાળું પુરાણું પુસ્તક કોઈ શોધે અને છપાવે!! એ મહિમાના આધારે ઇતિહાસ લખે!! અને એવો પુરાતન ઇતિહાસ લોકોપયોગી થઇ પડે!! તથા સમાજમાં શ્રીમાતાજીના ધામનું પુરાતનપણું જાહેર થાય!! સમાજ આકર્ષાય તથા તે દ્વારા સમાજને અવનવું જાણવા મળે!! એવું પુસ્તક કોઇ છપાવી પ્રસિદ્ધ કરી તેનો પ્રચાર કરે તેને તેના એવા કામને મદદ આપી શકાય!! એવો તેનો ઉદ્દેશ હોવાનું કલ્પી શકાય!!

## આ ગ્રંથ માટે આજ્ઞા પત્ર (ઑર્ડર)

ઉપરોક્ત ઉદ્દેશને સ્પષ્ટ કરતું એક આજ્ઞાપત્ર (ઑર્ડર) આ ગ્રંથ લેખકને મળ્યું!! ગ્રંથની એક હજાર નકલો છપામણીનું ખર્ચ પ્રદાન કરવાનો તેમાં ઉલ્લેખ છે. એ પરથી બૉર્ડનો સાહિત્ય તરફનો પ્રેમ તથા પ્રચારનો ઉત્સાહ જણાઇ આવે તેવું બન્યું!!

એ વિશ્વાસે આ બ્રહ્મક્ષેત્ર નામે પુસ્તક લખી તૈયાર કર્યું, છપાવ્યું અને પ્રસિદ્ધ કરવાનો સમય આવ્યો!!

## એ દરમ્યાન સ્નેહીના વિયોગ !

ઉપરોક્ત કામ પુરૂ થતામા તો સ્નેહી વાનપ્રસ્થ થયા ( રીટાયર્ડ થયા. ) પુષ્પે સ્થલાતર કર્યું ! ! સુગધ રહી ગયો કર્તાનું કાર્યક્ષેત્ર બદલાયુ ! પ્રેમભરીકૃતિ રહી ગઈ

## અધ્યાત્મના શોખી

શ્રી જોષી સાહેબને અધ્યાત્મ જ્ઞાનની ચર્ચાનો શોખ ભારે હતો હર કોઈ વિદ્વાન ભેટે ! ! તેમની સાથે ચર્ચામા ઉતરે તેની ઘણી–ઝાતજાતની શાસ્ત્ર સબધી ચર્ચાઓ મારા સાથે પણ થયા કરતી. એ દ્વારા મારા સાથેનો ઉપર જણાવેલો સ્નેહ ! !

## ભાવભર્યો પરીચય

તેઓશ્રીના પરીચમા જે જે ગૃહસ્થો આવતા રહ્યા છે તેમના સદ્-ગુણોનો લાભ લેતા રહ્યા છે અને સ્નેહ ધરાવતા રહ્યા છે તેઓ સઘળા તેઓના સદ્ગુણોની તારીફ મુક્તકંઠે કરતા સભળાય છે તેમનો અતિથિ સત્કાર વખાણવા પાત્ર છે ઉચ્ચ વિચાર, ધોરણસર કાર્યશૈલી, અને મળતાવડાપણાનો પરીચય જાહેર છે સાદી રહેણી કરણી તથા વિચાર પ્રવાહ સૌજન્યતાથી ભરેલો અનુભવાતો આ પુસ્તક તરફનો તેમનો પ્રેમ જોઈ તેઓશ્રીને અભિનદન આપુ છુ અને દીર્ઘાયુ ઇચ્છુ છુ

## ત્રણસો તસલમાત !

દરમ્યાન ઉપરોક્ત પુસ્તક ( પુરાતન બ્રહ્મક્ષેત્ર )ની પ્રસિદ્ધિને અગે તેના ખર્ચ પેટે રૂપિયા ત્રણસો બોર્ડથી મળ્યા છે અને એ ઉપરાત જે કઇ વિવેક કરવો હશે તે વિશે બોર્ડમા મિટિગ થવા પર છે

## પ્રેસની દબાણભરી ઉઘરાણી

પુસ્તક છપાતુ દીર્ઘ સમય વીત્યો પ્રેસની ઉઘરાણીનું દબાણ વારવાર થવા લાગ્યુ ભાડાખર્ચ વધવા માડયુ એવા એવા અનેક કલિષ્ટ સયોગો ખડા થતા પુસ્તકોનુ બીલ ચુકાવી આપી પુસ્તકો મગાવી લેવાની અતિશીઘ્ર ફરજ પડી

## મળી તેટલી મદદ !

હુ બોર્ડના દરેક અધિકારીઓને મળ્યો ઓછા વધારે પ્રમાણમા દરેક સાથે વાર્તાલાપ થતો ગયો ખુલાસો માગતો ગયો તેઓ સજ્જનોએ જણાવ્યુ કે હાલતુર્તમાતો તમને જે તસનમાત રકમ મળી છે તે તમે મદદ તરીકે સમજો. તે બાબતમા તો કોઇ બે મત નથી હાલમા મિટિંગ મળવાનો સંભવ નથી.

## એ વ્રણ્મોની મદદ માટે આભાર.

એટલી પણ મદદ મરે મારે આભાર માનવો એટએ બોર્ડે એ વિવેક બતાવ્યો છે તે માટે હું આભાર માનું છું અને અભિનન્દન અર્પુ છું

શ્રીમાતાજીના ધામને લગતી વ્યવસ્થા કરવા માટે ટ્રસ્ટબોર્ડ છે. તેની યોજના નિચે મુજબ છે

(૧) પ્રેસીડેન્ટ (૨) વાઇસપ્રેસીડેન્ટ (૩) અને મેમ્બર ગૃહસ્થો એમ ત્રિભાગાત્મક રચના બોર્ડ તરીકે ઓળખાય છે મે૦ રેવન્યુ કમીશનર સાહેબ 'પ્રેસીડેન્ટ'ની જગ્યાએ આવી શકે છે વડાલી તાલુકાના મે૦ મામલતદાર સાહેબ "વાઇસ પ્રેસીડેન્ટ"ની જગોએ આવી શકે છે સ્ટેટના અને અંદરી ગૃહસ્થો મેમ્બરોની જગોએ છે ખાલી પડતી જગા બોર્ડની સમ્મતિથી પુરાય છે એવા મેમ્બરોની યોજના શ્રીમહેદ્રમા ખામની મજુરી પર આધાર રાખે છે કોરમ પુરૂ થવાથી બોર્ડ કામ કરી શકે છે. આવક માતાજીના ધામને લગતા કામોમા વપરાય છે અને એવા ખર્ચ ટ્રસ્ટીઓની સમ્મતિનો આધાર રાખે છે

માતાજીમા રહી મરગા કામ પાર પાડવા તથા દેખરેખ રાખી હિમાબો તૈયાર કરવા વગેરેનું કામ સેક્રટરી કરી શકે છે સેક્રેટરી પગારદાર હોય છે ટ્રસ્ટીઓને સ્વયંસેવક વૃત્તિથી કામ કરવાનું હોય છે

માતાજીની સેવા માટે ભટજી તથા મદદનીસ ભટજીની યોજના થતી રહે છે યાગ વગેરે રસોઈના કામ માટે રસોઈ કરનાર તથા પરચુરણ કામો માટે પગારદાર રખાય છે એવો સ્ટાફ પગારથી કામ કરે છે કેટલા વર્ષથી માતાજીના ધામના થતો વિકાસ શ્રી ટ્રસ્ટબોર્ડને આભારી છે

## શ્રી પ્રમુખ મહોદયનો પરીચય

સદ્‌ગુણાલંકૃત–માન્યવર મહોદય શ્રી એ૦ પી૦ કોડામીયા સાહેબ મંદર બૉર્ડના પ્રમુખ છે અને ઇડર રાજ્યના રેવન્યુ કમીશનર જેવા માન્યવતા અધિકારને દીપાવી રહ્યા છે

પ્રમુખ સાહેબ વિદ્વાન–બુદ્ધિમાન–વિવેકી–ચતુર–કાર્યદક્ષ અને વિનય-શાલી છે સૌજન્યતા તો અતિ સ્તુતિ પાત્ર છે માતાજીના ધામના વિકાસ માટે ઉમદા વિચારો ધરાવે છે

## શેઠજી શ્રી મણીલાલભાઇનો પરીચય

શ્રીમાન શેઠજી શ્રી મણિલાલ માધવજી દોશી વડાલીના પ્રસિદ્ધ સદ્‌-ગૃહસ્થ છે અમદાવાદમા તેઓશ્રીની પેઢી છે અને એ દોશી મોહનલાલ માધવલાલના નામથી ચાલે છે સદરગૃહસ્થ માતાજીના ટ્રસ્ટી હોવાથી માતાજીમા થતા સઘળા કામો ઉપર જનરલ દેખરેખ રાખે છે કોઈ વખત ગૃહસ્થો તરફથી ધર્મશાળાઓ થતી હોય તો તેની યોજનાઓ કરી આપે છે જુના મકાનોની મરામત, નવી નવી સુધારણાના કામ અને વિકાસની યોજનાઓમા સારો રસ લે છે ભંડાર–કોઠાર–ને લગતા સાધનો પુરા પાડે છે સામાન્ય યાત્રાળુઓની દેખરેખ અને માવજત રખાવે છે અને મોટા સંઘોના પ્રસંગે હાજર રહી રૂડો બંદોબસ્ત રખાવે છે એમ માતાજીને લગતા સઘળાં કામો પાર પાડવા તથા સસ્થાને દીપાવવા યત્નથી મહેનત કરે છે,

## શેઠજી શ્રી સુંદરલાલભાઇનો પરીચય

શ્રીમાન શેઠજી શ્રી સુંદરલાલ પ્રભુરામજી શેઠજી ઇડરના પ્રખ્યાત ગૃહસ્થ છે તેમની પેઢી ઘણા જુના સમયથી મણીયાર રેવાજી નંદલાલના નામથી ચાલે છે સદર શેઠજી માતાજીના બૉર્ડમા ટ્રસ્ટી હોવાથી નાણાની રૂડી વ્યવસ્થા કરવી સારૂ વ્યાજ ઉપજાવવુ તથા તેને લગતી સઘળી ઉત્તમ વ્યવસ્થા ટ્રસ્ટીઓના સહકારથી પાર પાડે છે તીજોરી ઉપર સીધી દેખરેખ તેમની છે અને સસ્થાનો નાણા સબંધમા વિકાસ થાય તથા હમેશ માટે સસ્થા ટકી રહે તેવી હાર્દિક લાગણી ધરાવે છે

## શ્રી કેશવલાલભાઇ સંઘવીનો પરિચય

માન્યવર મહોદય શ્રી૦ કેશવલાલ રણછોડલાલ દવે અમદાવાદના રહીશ છે તેઓનું કુટુબ શ્રીમાન અને ખાનદાન છે તેઓશ્રીને જમીનો હોવાથી વતનદાર તરીકે ઓળખાય છે સદ્‌ગત શ્રીમાન લીલાધર લલ્લુભાઇના જમાઈ છે અને માતાજીના ધામની ઉન્નતિ માટે અમદાવાદ શહેરમા લાગણીપૂર્વક પ્રચાર કામ કરે છે,

શ્રીમાન લીલાધરભાઈ માતાજીના અનન્ય ભક્ત હતા, તેમને માતાજીનું અર્ચન-પૂજન અને સેવા બહુ પ્રિય હતી, માતાજીમાં જ્યારે કોઈનો સંઘ આવતો નહોતો-માતાજીની ખ્યાતિની બાબતે કોઈ પ્રયત્ન કરતું નહોતું. તેવા ખાસ પ્રસંગે સંઘોની શરૂઆત કોઈએ કરી હોય ! માતાજીના ધામના વિકાસ માટે ભારે પ્રયત્ન જો કોઈથી થએલો હોય તો તે સઘળાનું અભિમાન સદ્દગત શ્રીમાન શ્રી લીલાધરભાઈનેજ ઘટે છે. શ્રી લીલાધરભાઈએ સંઘ લાવી સંઘની સ્થાપના કરી. તેને અનુસરી બીજા સંઘોની શરૂઆત થઈ અને ત્યાં પછી શ્રીમાતાજીના વિકાસનો પ્રચાર થયો. તેઓશ્રી દેવલોક થતાં દરમ્યાન અથાગ પરીશ્રમ કર્યો છે, આ વાત રાજને ખબર પડી, રાજ તરફથી તેઓ-શ્રીની માનપૂર્વક ટ્રસ્ટી તરીકેની યોજના કરી તેઓશ્રીના સદ્દગત થયા પછી તેઓશ્રીના જમાઈ શ્રી કેશવલાલ ભાઇનો ટ્રસ્ટી તરીકેનો નીમ થયો છે.

શ્રી કેશવલાલજી સાક્ષર છે. બુદ્ધિશાળી છે. કાર્યદક્ષ છે અને ધોરણસર કામ પાર પાડવામાં કુશલ છે. તેમનું ચાતુર્ય સ્તુતિપાત્ર છે, ટ્રસ્ટી તરીકેની ઉમદા ફરજો બજાવવા હંમેશાં તત્પર રહે છે. **તેઓશ્રીનો સંઘ ભાદરવા માસનો સૌ સંઘોથી મોટો છે. એ પ્રખ્યાત છે.**

## શ્રીમાન શેઠ ડાહ્યાભાઈનો પરીચય.

અમદાવાદના ગૃહસ્થ શ્રી ડાહ્યાભાઈ બુલાખીદાસ માતાજીના પરમભક્ત છે, તેમણે તેમની કોમને માતાજીના ધામ તરફ લાવવા ભારે પ્રયત્ન કરી રહ્યા છે. તેઓશ્રીએ માતાજીના ભક્ત સજ્જનોનો સંઘ યોજ્યો છે. તેમણે પણ સંઘોની શરૂઆતમાં પહેલ કરી છે અને માતાજીના નિમિત્તે સારૂ ખર્ચ કર્યું છે. તેઓશ્રીની માતાજી પ્રત્યે ઉત્તમ ભાવના છે. અને ખંતપૂર્વક માતાજીની સેવા બજાવે છે. અમદાવાદમાં તેઓની પેઢી ચાલે છે. સોના ચાંદીનો વેપાર છે. સ્વભાવે સરળ, સાદા અને માન કે મોટાઈ વિનાના ખાનદાન ગૃહસ્થ છે,

## શ્રીમાન રેવદાસભાઇનો પરીચય.

શ્રીમાન રેવદાસ અમથારામ પટેલ અમદાવાદના ખાનદાન કુટુંબના ગૃહસ્થ છે. સદ્દગત્ શ્રી લીલાધરભાઈની સાથે શરૂઆતમાં માતાજીમાં આવ્યા અને શ્રાવણ માસમાં સંઘ લાવવાની પ્રવૃત્તિ ૭ પાટીદાર સંઘવીઓએ કરેલી તે સંઘવીઓ પૈકી શ્રીયુત રેવદાસભાઈએ અગ્રસેવા ઉઠાવેલી તે બાબતે ટ્રસ્ટી તરીકેનો નીમ તેમનો કરવામાં આવ્યો છે. શ્રી રેવદાસભાઈ સ્વભાવે સરળ અને માતાજીના ભક્ત છે.

## શ્રી પ્રમુખ મહોદયનો પરીચય

સદ્‌ગુણાલંકૃત–માન્યવર મહોદય શ્રી એમ. પી. કોડાસીયા સાહેબ સંદર બૉર્ડના પ્રમુખ છે અને ઇડર રાજ્યના રેવન્યુ કમીશનર જેવા માન્યવતા અધિકારને દીપાવી રહ્યા છે

પ્રમુખ સાહેબ વિદ્વાન–બુદ્ધિમાન–વિવેકી–ચતુર–કાર્યદક્ષ અને વિનયશાલી છે સૌજન્યતા તો અતિ સ્તુતિ પાત્ર છે માતાજીના ધામના વિકાસ માટે ઉમદા વિચારો ધરાવે છે

## શેઠજી શ્રી મણીલાલભાઇનો પરીચય

શ્રીમાન શેઠજી શ્રી મણિલાલ માધવજી દોશી વડાલીના પ્રસિદ્ધ સદ્‌ગૃહસ્થ છે અમદાવાદમા તેઓશ્રીની પેઢી છે અને એ દોશી મોહનલાલ માધવલાલના નામથી ચાલે છે સદરગૃહસ્થ માતાજીના ટ્રસ્ટી હોવાથી માતાજીમા થતા સઘળા કામો ઉપર જનરલ દેખરેખ રાખે છે કોઈ વખત ગૃહસ્થો તરફથી ધર્મશાળાઓ થતી હોય તો તેની યોજનાઓ કરી આપે છે જુના મકાનોની મરામત, નવી નવી સુધારણાના કામ અને વિકાસની યોજનાઓમા સારો રસ લે છે ભંડાર–કોઠાર–ને લગતા સાધનો પુરા પાડે છે સામાન્ય યાત્રાળુઓની દેખરેખ અને માનજાત રખાવે છે અને મોટા સંઘોના પ્રસગે હાજર રહી રૂડો બંદોબસ્ત રખાવે છે એવા માતાજીને લગતા સઘળા કામો પાર પાડવા તથા સસ્થાને દીપાવવા યત્નથી મહેનત કરે છે,

## શેઠજી શ્રી સુંદરલાલભાઇનો પરીચય

શ્રીમાન શેઠજી શ્રી સુંદરલાલ પ્રભુરામજી શેઠજી ઈડરના પ્રખ્યાત ગૃહસ્થ છે તેમની પેઢી ઘણા જુના સમયથી મણીઆર રેવાજી નદલાલના નામથી ચાલે છે સદર શેઠજી માતાજીના બૉર્ડમા ટ્રસ્ટી હોવાથી નાણાંની રૂડી વ્યવસ્થા કરવી સારૂ વ્યાજ ઉપજાવવુ તથા તેને લગતી સઘળી ઉત્તમ વ્યવસ્થા ટ્રસ્ટીઓના સહકારથી પાર પાડે છે તીજોરી ઉપર સીધી દેખરેખ તેમની છે અને સસ્થાનો નાણા સબધમા વિકાસ થાય તથા હમેશ માટે સસ્થા ટકી રહે તેવી હાર્દિક લાગણી ધરાવે છે

## શ્રી કેશવલાલભાઇ સંઘવીનો પરિચય

માન્યવર મહોદય શ્રી. કેશવલાલ રણછોડલાલ દવે અમદાવાદના રહીશ છે તેઓનું કુટુબ શ્રીમાન અને ખાનદાન છે તેઓશ્રીને જમીનો હોવાથી વતનદાર તરીકે ઓળખાય છે સદ્‌ગત્ શ્રીમાન લીલાધર લલ્લુભાઈના જમાઈ છે અને માતાજીના ધામની ઉન્નતિ માટે અમદાવાદ શહરમા લાગણીપૂર્વક પ્રચાર કામ કરે છે,

શ્રીમાન લીલાધરભાઈ માતાજીના અનન્ય ભક્ત હતા, તેમને માતાજીનું અર્ચન-પૂજન અને સેવા બહુ પ્રિય હતી, માતાજીમા જ્યારે કોઈનો મન આવતો નહોતો-માતાજીની ખ્યાતિની બાબતે કોઈ પ્રયત્ન કરતુ નહોતું તેના ખાસ પ્રસગે સંઘોની શરૂઆત કોઈએ કરી હોય ! માતાજીના ધામના વિકાસ માટે ભારે પ્રયત્ન જો કોઈથી થએલો હોય તો તે સઘગાનુ અગ્રમાન સદ્ગત શ્રીમાન શ્રી લીલાધરભાઈ નેજ ઘટે છે શ્રી લીલાધરભાઈએ સઘ લાવી સઘની સ્થાપના કરી તેને અનુસરી બીજા મઘોની શરૂઆત થઈ અને ત્યા પછી શ્રીમાતાજીના વિકાસનો પ્રચાર થયો તેઓશ્રી દેહનોક થતા દરમ્યાન અથાગ પરીશ્રમ કર્યો છે, આ વાત રાજને ખબર પડી, રાજ તરફથી તેઓશ્રીની માનપૂર્વક ટ્રસ્ટી તરીકેની યોજના કરી તેઓશ્રીના સદ્ગત થયા પછી તેઓશ્રીના જમાઈ શ્રી કેશવલાલ ભાઇનો ટ્રસ્ટી તરીકેનો નીમ થયો છે

શ્રી કેશવલાલજી સાક્ષર છે બુદ્ધિશાળી છે કાર્યદક્ષ છે અને ધોરણસર કામ પાર પાડવામા કુશળ છે તેમનુ ચાતુર્ય સ્તુતિપાત્ર છે, ટ્રસ્ટી તરીકેની ઉમદા ફરજો બજાવવા હમેશા તત્પર રહે છે. તેઓશ્રીનો મઘ ભાદરવા માસનો સૌ સંઘોથી મોટો છે. એ પ્રખ્યાત છે

## શ્રીમાન શેઠ ડાહ્યાભાઈનો પરીચય.

અમદાવાદના ગૃહસ્થ શ્રી ડાહ્યાભાઈ ખુનાખી ામ માતાજીના પરમભક્ત છે, તેમણે તેમની કોમને માતાજીના ધામ તરફ લાવવા ભારે પ્રયત્ન કરી રહ્યા છે તેઓશ્રીએ માતાજીના ભક્ત સજ્જનોનો સઘ યોજ્યો છે તેમણે પણ સંઘોની શરૂઆતમા પહેલ કરી છે અને માતાજીના નિમિત્તે સારૂ ખર્ચ કર્યું છે તેઓશ્રીની માતાજી પ્રત્યે ઉત્તમ ભાવના છે અને ખતપૂર્વક માતાજીની સેવા બજાવે છે અમદાવાદમા તેઓની પેઢી ચાલે છે સોના ચાદીનો વેપાર છે સ્વભાવે સરળ, સાદા અને માન કે મોટાઈ વિનાના ખાનદાન ગૃહસ્થ છે,

## શ્રીમાન રેવદાસભાઇનો પરીચય

શ્રીમાન રેવદાસ અમથારામ પટેલ અમદાવાદના ખાનદાન કુટુંબના ગૃહસ્થ છે સદ્ગત્ શ્રી લીલાધરભાઈની સાથે શરૂઆતમા માતાજીમા આવ્યા અને શ્રાવણ માસમા મઘ લાવવાની પ્રવૃત્તિ ૭ પાટીદાર સઘવીઓએ કરેલી તે સઘવીઓ પૈકી શ્રીયુત રેવદાસભાઈએ અગ્રભાગ ઉપાડેલી તે બાબતે ટ્રસ્ટી તરીકેનો નીમ તેમનો કરવામા આવ્યો છે શ્રી રેવદાસભાઈ સ્વભાવે સરળ અને માતાજીના ભક્ત છે

## અભિપ્રાય ૭ મો.

આ હીંમતનગરથી-માન્યવર-મહોદય-વે૦ શા૦ સં૦ શ્રી ગોપાનદાસ જોગીદાસજી શ્રી રાજજોષીજી તરફથી પ્રાપ્ત થયો છે તે નિ૦ મુ૦

'પુરાતન-બ્રહ્મક્ષેત્ર" નામે પુસ્તક વડાલી નિવાસી વિદ્દદર્ય શાસ્ત્રીજી શ્રી ગણપતિ શંકરજીએ તૈયાર કર્યું છે એ પુસ્તક વાચવાનો મ્હને પ્રસંગ મળ્યો તે વાચતા આ પુસ્તક તૈયાર કરવામા શાસ્ત્રીજી મહારાજે ઘણો જ પરીશ્રમ ઉઠાવી પુરાતન ગ્રથોમાથી સશોધન કરી પુરાતની હકીકતો એકઠી કરી છે આ પ્રમાણે આપણા પુરાતન શાસ્ત્રોનુ સશોધન થઈ આવા પુસ્તકો પ્રકાશિત થવાથી હાલની જનતાને સનાતન ધર્મની મહત્તાનું ભાન થઈ શકે છે

શાસ્ત્રી મહારાજના આ પરિશ્રમ માટે તેમને ઘણો જ ધન્યવાદ ઘટે છે આશા છે કે પોતે આવી રીતે પૌરાણિક ગ્રથોનું સશોધન કરી તેને પ્રકાશિત કરવા જનતા ઉપર ઉપકાર કરતા રહેશે તા ૧૮-૧૧-૩૮

### પરીચય અને આભાર

ઈડર રાજ્યના સુપ્રસિદ્ધ રાજ્ય જોષીજી શ્રી ગોપાળદાસજી રાજમા માનવતા અધિકારપર વિરાજે છે શ્રી મહેકમાખાસ ગુજરાતિ ઑફીસમાં શ્રી સુપ્રીડેન્ટની મહત્વભરી જગા દીપાવી રહ્યા છે ને૦ ના૦ શ્રીજી સાહેબ બહાદુર અને રાજકુટુબમા ભારે માનપાન છે તેઓશ્રી પર વિશ્વાસ અને પ્રેમ છે

સ્વભાવે શાંત-ગંભીર-વિચારશીલ અને દક્ષ છે વિદ્યાવિનોદી-ધર્મરસિક અને શ્રદ્ધાવાન છે

તેઓશ્રીના પુષ્કળ કામોને અગે પણ આ પુસ્તક વાચવા તકલીફ લીધી છે તથા અભિપ્રાય સુદર ભાવપૂર્વક લખી મોકલ્યો છે તે માટે તેઓશ્રીને અભિનદન સાથે આભાર માનું છુ

વળી ધર્મનિષ્ઠ-પરમ વિવેકી શ્રીમાન મહાશકરજી અનોપરામજી મે૦ વકીલ સાહેબનો પણ તેઓશ્રીના અભિપ્રાયને અગે આભાર માનું છુ

લી૦

પ્રકાશક

# પુરાતન-બ્રહ્મક્ષેત્ર

નો

## વિષયાનુક્રમ



(ઉપક્રમ)

## કાલ નિર્ણય પરિચ્છેદ (ત્રીજો)

## ઇતિહાસકાળ પરિચ્છેદ ભા. ૩ જો

| વિષય | પૃષ્ઠાંક |
|---|---|

( ઇતિહાસ પરિચ્છેદ. ભા. ૪ )

( ઇતિહાસ પરિચ્છેદ ભા. ૫ )



નેં૦ ના૦ આર્યક્ષત્રિયકુલમુકુર વિદ્યાસી–વિદ્યાવિલાસી–પ્રૌઢપ્રતાપી
શ્રી ૧૦૮ શ્રીમત મહારાજ શ્રી માનસિંહજી સાહેબ બહાદુર
**જશાવ તગડ-જહાગીર.**

મુ૦ હીમતનગર (ઇડર રાજ્ય)

Lakshmi Art Bombay 8

ૐ

# નેં૦ ના૦ મહાપ્રતાપી-ધર્મધુરંધર-વિદ્યાવિલાસી શ્રી શ્રી ૧૦૮ શ્રીમંત-મહારાજશ્રી માનસિંહજી સાહેબ બહાદુરનો

# જીવન-પરિચય

बालोपि नावमन्तव्यो मनुष्यइतिभूमिपः ।
महती देवताहोषा नररूपेणतिष्ठति ॥

ભાવાર્થઃ—

પૃથ્વીપતિ-રાજા બાળક અવસ્થામાં હોય !! તો પણ એ મનુષ્ય છે એમ સમજી કદીપણ અપમાન કરવું નહીં. કારણ કે એ મનુષ્યના આકારમાં મહાન્ દેવતારૂપે વિરાજે છે.

---

## વિષય પ્રવેશ

ધર્મશાસ્ત્રના કર્તા ઋષિ મુનિઓના શબ્દોમાં કહું તો-એ ક્ષત્રિય વીરોને ધન્ય છે!! કે જેમાં પ્રભુ રામચંદ્રજીએ અવતાર લીધો છે. એ ક્ષાત્રકુળને ધન્ય છે કે જેમાં મહાપ્રભુશ્રી કૃષ્ણજીએ જન્મ ધારણ કર્યો છે.

જે કુળમાં હરિશ્ચન્દ્ર જેવા રાજાઓ સત્યવાદીઓ થયા છે. જેમણે સત્યની ખાતર સામ્રાજ્યને તૃણવત્ સમજી તજી દીધું હતું.

ધન્ય છે એ ક્ષત્રિય કુળને કે જેમાં રાજા નળ જેવા એક વચની પુરૂષો થયા છે એવા મહાપુરૂષોએ એક, વચનની ખાતર રાજ-સંપત્તિને ઠોકરે ચઢાવી હતી.

ધન્ય છે એ ક્ષત્રિયકુળને કે જેમાં વેદાન્તના પ્રણેતા જનકરાજા જેવા વિદેહી પુરૂષો જન્મ્યા છે. કે જેમણે વિદેહ અવસ્થામાં અખિલ સામ્રાજ્ય ભોગવ્યું હતું. જીવન્ મુક્તિને કરતલમાં (મુઠી)માં રાખી હતી. સમાજને તેનો

આચરણથી અનુભવ કરાવતા હતા. અને બ્રહ્મનિષ્ઠ એવા આદિત્ય બ્રહ્મચારી શ્રીશુકદેવજીને "કર્મયોગ"નું જ્ઞાન આપ્યું હતુ,

ધર્મધુરાને ધારણ કરનાર એ પવિત્ર ક્ષત્રિયવંશમાં અનેક રાજર્ષિઓ જન્મ્યા ! ! બ્રહ્મર્ષિઓ સાથે ઓતપ્રોત રહ્યા એવા પવિત્ર ગંગધથી બ્રહ્મવિદ્યાની પવિત્ર સરિતાનો પ્રવાહ (ત્રૈલોક્યમાં) ત્રણ લોકોમાં વ્યાપ્યો હતો. અને એ વિશ્વમાન્ય થયો હતો.

ક્યા એ રાજસિંહાસન ઉપર બિરાજનારા સમ્રાટો ? ? અને ક્યાં એ ઝૂંપડાંમા રહેનારા બ્રહ્મર્ષિઓ ? ? આમ છતા જ્ઞાનનું મહત્વ વધારવા ! બ્રહ્મવિદ્યાને વિશ્વવ્યાપિ બનાવવા ! આર્યસંસ્કૃતિની જગતમા પ્રાણ પ્રતિષ્ઠા કરવા અને આર્યવિદ્યા-કળાની વિવિધતાનો સર્વત્ર પ્રચાર કરવા ! એવા બ્રહ્મવાદીઓના દર્શન લેવા-એ મહારાજાઓ આતુર રહેતા ! ! તેમના આશ્રમો તરફ સચાર કરતા ! અને નિવાસ કરતા.

બ્રહ્મર્ષિઓના બહુ માન વધારતા ! તેમની વિદ્યાકળાને અપનાવી લેતા ! અને અખિલ વિશ્વમા આર્યસંસ્કૃતિનાં બી રોપવા તેમને પૂર્ણ સહાયતા આપતા.

રાજર્ષિઓ અને બ્રહ્મર્ષિઓના સવાદોમાથી ઉપનિષદો જન્મ્યા ! દર્શન શાસ્ત્રોની પ્રગતિ થઇ ! સૂત્રગ્રથો રચાયા ! પુરાણો-ઉપપુરાણોની રચના થઇ અને ઇતિહાસોનો પ્રચાર થયો

એ સસ્કૃતિ પ્રિય ક્ષત્રિય વીરોએ સાત સમુદ્રો ઉપર સત્તા સ્થાપી હતી સાતદ્વિપોવાળી પૃથ્વી કબજે કરી હતી સ્વર્ગના-ઉત્તર ધ્રુવ પ્રદેશોમાં અને તેની આસપાસના સઘળા પ્રદેશોમા દેવજાતિઓ સાથે સહકાર સાધ્યો હતો. દેવ અને અસુરોના સગ્રામો થતા, ત્યારે આ માનવરાજાઓ તેમને સહાયતા આપતા અને એ વિજયની પતાકાઓ સ્વર્ગ સુધી ફરકાવતા

વિશાળ પૃથ્વીની અનેક સપાટીઓપર-દ્વીપો-ઉપદ્વીપો અને દ્વીપ કલ્પોમા રાજધાનીઓ સ્થાપી હતી અને ત્યા આર્યવીર રાજપુત્રોદ્વારા રાજ્યો ચલાવતા હતા વૈદિક સસ્કૃતિનો પ્રચાર કરતા હતા વૈદિક દેવતાઓના પૂજન અર્ચન કરતા હતા અને તેમના અર્ચન મંદિરો વિશાળ સર્વત્ર સ્થપાયા હતા. જેનાં અવશેષો અત્યારે સંશોધકોને હાથ લાગે છે અને એ આર્યસસ્કૃતિનું પ્રાચીન આદર્શ હિન્દની સમક્ષ ખડુ કરવા પરદેશીઓ પોતાને ભાગ્યશાળી સમજે છે

એમ સમસ્ત પૃથ્વીના પડ ઉપર રાજસત્તાઓ સાથે ધર્મ અને સંસ્કૃતિના વિજયસ્તભો રોપ્યા હતા. વિદ્યા-કળા અને વૈભવ ઉન્નતિના શિખરે પહોચ્યા હતા.

મંત્રશાસ્ત્ર-તંત્રશાસ્ત્ર-યંત્રશાસ્ત્ર-સ્થાપત્યશાસ્ત્ર અને ખગોલ જેવાં અનેક શાસ્ત્રોની પ્રગતી થવા પામી હતી. તેનાં અવશેષો આ દેશ અને પરદેશોમાંથી અત્યારે મળી આવવા લાગ્યાં છે.

ધન્ય એ ક્ષત્રિયવંશને ! ! કે જેમાં પરમેશ્વરની અનેક વિભૂતિઓ અને કળાઓએ અવતાર લીધા છે.

ખરી બીના એમ હોવાથી સ્મૃતિકારો કહે છે કે-બાલોડપિનાવ મતવ્યો० × × × × રાજા બાળક રૂપમાં હોય તો પણ કદી અપમાન ન થઇ શકે ! ! કારણ કે પ્રજાની ધર્મ-નીતિનાં જીવનોનો મોટો આધાર રાજા છે. પ્રજાની એ મહાન્ દેવતા છે. મનુષ્યના આકારમાં એ દેખાવા છતાં ઇન્દ્ર-ચંદ્ર-અને વરૂણ વિગેરેના તેમાં અંશો છે. તેથી એ દૈવી શક્તિ ધારણ કરનાર નરદેવ છે.

## સુપ્રસિદ્ધ-રાઠોડ-વંશ

### धन्यायें राष्ट्रकूटाः रविकुलमणयो०

રાઠોડ શબ્દ મૂળનો સસ્કારી શબ્દ છે. "રાષ્ટ્રકૂટ" એવા સંસ્કારી નામપરથી એ પ્રાકૃતરૂઢ નામ બન્યું છે.

મહાપ્રતાપી રાઠોડ વંશ દુનિયામાં વિખ્યાત છે. જેમાં પ્રભાવશાલી અનેક નરેન્દ્રો થયા છે. અને ભારે પરાક્રમોથી દિગંત કીર્તિને વર્યા છે. ધન્ય એ મહાપુરૂષોને કે જેમણે ધર્મ અને સંસ્કૃતિની રક્ષા માટે ભારે સંગ્રામો ખેલ્યા ! ! ધન્ય એ રાઠોડોને કે જેમણે શક-હૂણ-દાદર-ખશ અને તૂર્ક જેવી વિજાતિઓને અને તેમની વિજાતીય સંસ્કૃતિને મહાત કરી ! ! રણદેવતાને તૃપ્ત કરી છે. જેમના અતુલ પ્રભાવથી વિજાતિઓએ આર્યસંસ્કૃતિને બહુ માનપૂર્વક સ્વીકારી અને પોતાને આર્ય હોવાનું અભમાન મેળવવા લાગ્યા.

જે વંશમાં અનેક સત્ પુરૂષોએ અને સતિ માતાઓએ જન્મ લીધા છે. સત્પુરૂષોએ ધર્મ-નીતિ અને આર્યસંસ્કૃતિની રક્ષાનાં બ્યૂગલો ફૂંક્યાં અને પ્રીયપ્રાણોની પણ પરવા રાખી નથી. એવા જ હેતુથી રાજ્યવૈભવોને તથા કુબેર જેવી સંપત્તિઓને પણ તુચ્છકારવા પાછું પગલું કર્યું નથી.

જેમનાં ઉદારતા ભર્યાં ધનોને અંગે કંઇક દેવાલયો-ઋષિ મુનિઓના આશ્રમો-તીર્થસ્થાનો-અને ધર્મનાં સ્થાનો ભારે બંધાયાં છે. કે જેનાં એ પુરાનાં નિશાનો હાલ તાજ્જુબ માલૂમ પડી આવે છે. જેમની ઉદારતાથી અનેક શાસ્ત્રોના ગ્રંથો લખાયા છે. તેના પરથી તે તે કાળ અને સમયના ઇતિહાસ તાદશ રજુ કરી શકાય તેમ છે. એ ઇતિહાસો અને ચરિત્ર ગ્રંથ-પરથી એ સમયના મહાપુરૂષો તેમના ગુણોરૂપે અને પરાક્રમો રૂપે મૂર્તિમંત દર્શન આપી શકે તેમ છે.

**અગ્નિયાનશાસ્ત્રમાં**-શકુનવિદ્યા-વિમાનવિદ્યા-સ્વયંઉડ્યાનવિદ્યા વગેરે સમાસ થએલી છે

**વેશ્મશાસ્ત્રમાં**-વાસોવિદ્યા-કુટીવિદ્યા-અદ્રિવિદ્યા-અને પ્રાસાદવિદ્યા વગેરે છે

**પ્રકારશાસ્ત્રમાં**—દુર્ગવિદ્યા-કૂટવિદ્યા—આકરવિદ્યા-અને યુદ્ધવિદ્યા વગેરેનો સમાવેશ થએલો છે

**નગરરચનાશાસ્ત્રમાં**-આપણવિદ્યા-ગજગૃહવિદ્યા સર્વજનવાસવિદ્યા વનોપવન વિદ્યા-દેવાલયવિદ્યા-વગેરે છે

એ પ્રમાણે ભિન્ન ભિન્ન વિષયોને લગતી વિદ્યાઓના તરેહે તરેહના ગ્રથો પૂર્વે નિર્માણ થએલા છે દાખલા તરીકે—

**વિમાનશાસ્ત્રમાં**-અગ્નિયાન-વિમાન ચ દ્રિકા-વ્યોમયાનતત્ર—યત્રકલ્પ -યાનબિન્દુ-ખેટયાન પ્રદીપકમ્-વ્યોમયાનાર્કપ્રકાશ-વૈમાનિકપ્રકરણ વગેરે

**યત્રશાસ્ત્રને** લગતા-ય ત્રાર્ણવ—યત્રચિતામણી-યત્રસર્વસ્વ—યત્રાધિકાર -સૂર્યસિદ્ધાત-સિદ્ધાત શિરોમણિ વગેરે—

**ખનિશાસ્ત્ર** માટે—રત્નપરીક્ષા—લોહાર્ણવ—ધાતુકલા—લોહપ્રદીપ મહાવજ્ર-ભૈરવતત્ર-પાષાણ વિચાર વગેરે ગ્રથો રચાએલા છે

**કામશાસ્ત્રને** લગતા-નદીશ-કામદકી-વાત્સ્યાયન અને ઉદ્દાલકી જેવા ગ્રથો રચાયા છે

એવી રીતે અનેક શાસ્ત્રોને લગતા પુષ્કળ ગ્રન્થો નિર્માણ થયા હતા એ ગ્રથો પૈકી કેટલાક વડોદરા સસ્કૃત ગ્રથાલયમા છે મ્હૈસુરની સસ્કૃત લાયબ્રેરીમા છે, પુનામા ભાડારકરના પ્રાચ્ય વિદ્યાસશોધન મદિરમા છે તજાવરમા સરસ્વતિમદિર લાયબ્રેરીમા છે પુનામા અપ્રસિદ્ધપુસ્તક સગ્રહમા છે અને ત્રિવેન્દ્રમમા પ્રાચ્ય સસ્કૃત લાયબ્રેરીમા છે તથા પડિત વિજયરાઘવ રાવસાહેબ વગેરેના પુસ્તકાલયોમાથી મળી આવે છે આ સઘળા ગ્રથો હજુ સશોધન વિનાના પડેલા છે અને એ ઉપરાતનુ વિશાળ સાહિત્ય અદશ્ય થયુ છે

હિન્દ અને દુનિયાની સપાટી પર વસેલા ભિન્ન ભિન્ન દેશો-ખડોમા આર્યસસ્કૃતિના અવશેષો જણાઈ આવે છે તે કળામય અને સશાસ્ત્ર કારીગરીના છે જો શાસ્ત્રીય ગ્રથોનો ટેકો ન હોય અને મન કલ્પિત ફાવે તેમ રચના કરી હોય તો ભારે વિસ્તારવાળા અને હજારો વર્ષોની ફેરફારીના કામો ટકી શકે નહીં[1]

---

[1] નોટ આ વિષયને લગતો લેખ મરાઠીમા "વિજ્ઞાનબોધ" નામે ગ્રથમા પ્રગટ થયો છે

ઇ. સ પૂર્વે ૪૬૦માં ડેમોક્રેટીસને પરમાણુવાદ શરૂ કર્યો

" " " ૪૮૪ મા ઇથિલસે કરૂણારસવાળુ નાટક લખ્યુ તે માટે તેને પહેલા નગરનું ઇનામ મળ્યુ હતુ

" " " ૫૨૭ મા હોમરની કવિતાઓનો સંગ્રહ કરવામા આવ્યો

" " " ૫૮૨ મા પૃથ્વી ગોલ હોવાનું લોકોમા જ્ઞાન વધ્યુ

" " " ૫૮૫ મા ગ્રીકજ્યોતિષીઓ તા ૨૫, મે"નું ગ્રહણ પહેલથી કહેલું વર્તવામા સફળ નિવડ્યા

" " " ૬૧૧ મા ગ્રીક લોકોને નકશા બનાવવાની ક્રિયા સાધ્ય થઇ

" " " ૭૦૦ મા 'નિનવી" શહરમા ઇટો પર કોતરેલા-લખેલા પુસ્તકોની એક ગ્રથશાળા હતી.

" " " ૯૦૦ મા ફિનિશીયન લોકો વર્ણમાલા-અક્ષરમાલાનો લખવા બોલવામા ઉપયોગ કરતા હતા

" " " ૧૦૦૦ મા ફિનિસિયન લોકો સિંધુ નદીમાં થઈ જલપર્યટન કરતા

અને સોનુ-ચદન જેવી કિંમતી વસ્તુઓ તેમના દેશમા વહાણોના સાધનોથી લઈ જતા ચાદ્રમાન સાથે સૌરમાનનો મેળ બેસાડના દરેક ત્રણ વર્ષે અધિક માસ ગણવાની રીત હિંદના આર્યો પાસેથી શીખ્યા હતા

ઈ. સ પૂર્વે ૧૧૨૦ માં ચિના લોકોમા બુદ્ધિબળ (બુદ્ધબળ)નો ખેલ શરૂ થયો ચિનાઓના લેખ પરથી જણાય છે કે તેમની એ માહિતી પૂર્વે એક હજાર વર્ષ પહેલાથી હિંદવાસીઓ એ ખેલવાનું જાણતા હતા

" " " ૧૫૦૦મા ગ્રહણો છાયાને લીધે થઈ શકે છે તેવી હકીકત હિંદ સિવાયના દેશમા પ્રસરી હતી અને ગણીત ઘણુ પ્રાચીનકાળથી હિંદુઓ જાણતા હોવાનું જાહેર થયુ હતુ

" " " ૧૬૦૦મા કાચના વાસણો ઈજીપ્ત દેશમા તૈયાર થવા લાગ્યા

" " " ૧૭૦૦ માં ધાતુના નાણાનું ચલણ ચીનમા હતુ

" " " ૨૨૦૦ મા ચિનિ પડિતોને સૂર્ય ગ્રહણ નર્તવાની ક્રિયા આવડી હતી અને અગાઉથી ગ્રહણ નક્કી કરવા લાગ્યા

" " " ૨૪૦૦ મા ચીનમા વજન અને માપથી વ્યવહાર શરૂ હતો.

" " ૨૭૦૦ મા ચીન દેશમા રેશમ કાતવાનો અને વણવાનો શોધ થયો અને રેશમી વસ્ત્રો વણવાની કળા શરૂ થઈ

" " " ૪૯૦૦ મા ઈજીપ્તમાં વિશાળ મીનારાઓ ચણાયા હતા.

ઇ. સ. પૂર્વે ૫૦૦૦ માં ગ્રહોની ગતિનો–શીઘ્ર–માંદ્ય–અતિચાર–વગેરે શોધ લાગી ગયો હતો.

,, ,, ,, ૬૦૦૦ માં લેખનકળા–રાજના સિક્કા–શિલ્પની મુદ્રાઓ–મંત્રી મુદ્રાઓ–ખાનગી કામની મુદ્રાઓ–કિનાલના અધિકારીઓની મુદ્રાઓ–ઉત્સવ ચલાવનારાઓની મુદ્રાઓ યાને પટા–બક્કલ–આદિ ખાસ સાધનો–નિશાનો દેખાઈ આવતાં હતાં.

એ પ્રમાણે ભિન્ન ભિન્ન દેશોમાં–રાષ્ટ્રોમાં અને સમાજમાં વિદ્યાઓ–હુન્નરકળાઓ અને જ્ઞાન વિજ્ઞાનના શોધો લાગી ગયા હતા. એ પહેલાં ઘણા મોટા દીર્ઘકાળ પૂર્વે અને કેટલાંય હજારો વર્ષો પૂર્વે હિન્દુસ્થાનમાં–વિદ્યા–કળા–જ્ઞાન–વિજ્ઞાનનો પ્રચાર હતો. ખેતીવાડીની ક્રિયા–લોખંડી હળથી ખેડવાનું કામ–સોનાચાંદી આદિ ધાતુઓનું યાને ખનીજ પદાર્થોનું સંશોધન વગેરે સુંદર રીતે કરી શકતા. બહાદુરો બખતરો ધારણ કરતા, શસ્ત્ર–અસ્ત્રો પાસે રાખતા, સુતારી, સોનારી, લુહારી, શીવણ આદિ કામો થતાં એમ સઘળી ક્રિયાઓ હિંદમાં પ્રચલિત હતી. પાછળ પૃ. ૧૦માં જણાવેલાં શિલ્પ આદિ શાસ્ત્રો હયાતિમાં હતાં અને તેનો પ્રચારમાં વિદેશોમાં થએલો એ આ લેખથી સહજ સમજી શકાય તેમ છે,

જ્યારે પશ્ચિમ વાસીઓની શોધને અંતે મળી આવતા ઇતિહાસના સાલવારના આંકડાઓ પરથી સ્પષ્ટ થાય છે કે હિંદમાં સંસ્કૃતિ દીર્ઘસમયથી છે. તો પછી તેના શિલાલેખો–તામ્રપત્રો–સિલ સિક્કા વગેરે ઇસ્વી–સંવત અને શકના હિસાબમાં ક્યાંથી આવી શકે ! તેમાં લખેલાં ગતકલીનાં વર્ષો શા માટે ન કબુલ રાખી શકાય !

## બ્રહ્મક્ષેત્રનો શિલાલેખ !

દાખલા તરીકે બ્રહ્મક્ષેત્રનો (ખેડબ્રહ્માનો) અદિતિવાવનો શિલાલેખ પ્રાચીન છે કે અર્વાચીન છે ? તેનો ખુલાસો ઉપરોક્ત ધોરણે થઈ શકે તેમ છે. શિલાલેખને છેક નિચે સંવત ૧૨૫૬ લખ્યો છે અને તેનો ખુલાસો યાને સ્પષ્ટીકરણ લેખમાં એના સંસ્કૃત શ્લોકમાં કરેલું છે. શ્લોકમાં જણાવે છે કે—*षट्पंचाशत् वर्षाणि र व यः शतसंख्यया। कलौतुगम्यमानेवै सूर्यवापीसमुद्धृता॥* આમ સંવતની સ્પષ્ટતા જણાવી છે. કલીયુગનાં વર્ષ ૧૨૫૬ વિત્યાં તે પ્રસંગે એ વાવ ખોદાવેલી એવો અર્થ નિકળે છે. અને એ જો વાત માનવામાં આવે તો આજસુધીમાં એ વાવ ખોદાવે ૩૭૮૨ વર્ષ થવા જાય છે. અને એટલાં વર્ષ થતા હોય તો તેમાં કંઈ નવાઈ જેવું ન ગણાય. કારણ કે ઇસ્વી.

સન્ પૂર્વે લેખન-વાંચન-શિક્ષણ અને સ્મારક સ્થાપવાની રીત હતી. તેથી એ માન્યતા ખોટી ઠરતી નથી. હુન્નરકળાના અને વિજ્ઞાનના ઉચ્ચશિખરે ચઢેલા ત્રણ હજાર વર્ષ પૂર્વેના કાળમાં એ લેખ સ્થપાયો હોય તો તેમાં કશું નવાઈ જેવું ન ગણાય!!

લેખમાંની લીપી એ કાળમાં નહોતી એમ પણ શી રીતે કલ્પી શકાય!! અથવા એવી લીપી સાતસો વર્ષ પહેલાં હતી તેના દાખલા પણ ઐતિહાસિક દ્રષ્ટીએ મેળવવાની તેટલીજ આવશ્યકતા ગણાય! જો એ સાતસો વર્ષ પહેલાની લીપી હોવાનું કલ્પાય તો એવી લીપી ત્રણ હજાર વર્ષ પૂર્વે નહીં હશે એમ પણ શી રીતે કહી શકાય! ખરૂં જોતાં લેખની સંસ્કૃતિ-લેખ માહેના વંશો અને તેના સ્થાપકોનો પ્રતિહાસ એ સમયનો હોવાનું સમજાય છે.

લીપીના અભ્યાસની દ્રષ્ટીએ પણ એ લીપી અંગ્રેજી લીપીની પૂર્વેની હોવાનું સિદ્ધ થાય છે. હમણાંજ " **નાગરી લીપીનો પ્રવાસ** " એવા મથાળા હેઠળ **પુરૂષાર્થ**માં વિદ્વત્તાપૂર્ણ અને સાધારલેખ પ્રગટ થયો છે. તેમાં નાગરી લીપીના સ્વર-વ્યંજનોનાં વિકૃત રૂપાંતરો થઈ અંગ્રેજી-ઉર્દુ વગેરે લીપીઓની ઉત્પત્તિ થયાનું સ્પષ્ટ કરી બતાવ્યું છે. અને એ અસલી નાગરી લીપીના મૂળ આકૃતિવાળા અક્ષરોમાંથી અંગ્રેજી લીપીનાં તથા ઉર્દુ અક્ષરોનાં રૂપો પ્રગટ થતાં બતાવી આપ્યાં છે. જ્યારે અત્યારે લખાતી નાગરી લીપીના અક્ષરોમાં અને એ પ્રાચીન નાગરી અક્ષરોમાં મોટા તફાવત છે. એ **પ્રાચીન અક્ષરોના નમુના બ્રહ્મક્ષેત્રના શિલાલેખમાં મળી આવે** છે તેથી તેની લીપીના અક્ષરોપરથી લેટીન-અંગ્રેજી અને ઉર્દુની ઉત્પત્તિ ગણાય છે તો ઇસ્વીસન પૂર્વેની એ અક્ષરોવાળી લીપી હોવાથી **એ લેખ ત્રણ હજાર વર્ષ પૂર્વેનો** હોવો ઘટે છે.

સંવત ૧૨૫૬ની સાલના અરસામાં તો ખેડ ઉજ્જડ થયાનું જણાય છે. નગર ઠઠ્ઠાથી આવેલા પરમાર રાજા હરપાલ બ્રહ્મક્ષેત્રમાં સંવત ૧૦૮૦માં આવે છે. અને સીતાકુંડમાં સ્નાન કરતાં ભારે લઢાઇ જાગે છે. એજ અરસામાં મુસલમાન બાદશાહ મહમદ ગીઝનવી ગુજરાતપર ચઢાઈ કરે છે અને ગુજરાતનાં નામીચાં સ્થળોનો ધ્વંસ થાય છે. તેમાં બ્રહ્મક્ષેત્ર પણ સપાટામાં આવી જાય છે. અને ૧૩૩ વર્ષ ઉજ્જડ રહે છે. તેનામાં અદિતિ વાવ ખોદાવવાનું અને શિલાલેખ સ્થાપવાનું ક્યાંથી બની શક્યું હશે!! એ પણ વિચારવા જેવી વાત છે. અને એ વાતપર લક્ષ્ય અપાય તો શિલાલેખના સવતનાં વર્ષ ૧૨૫૬માં નહીં પણ ગતકલી ૧૨૫૬માં સ્થપાએલો હોય! તેમાં શંકા ને સ્થાન રહેતું નથી.

## પ્રાચીનકાળનાં વર્ષોની ગણત્રીની પદ્ધતિ

મહારાજા યુધિષ્ઠિરના રાજ્યારોહણ પછી યુધિષ્ઠિરના શકની શરૂઆત થઇ એ ગણત્રી "ગતકલિઃ" ના નામે ઓળખાવવા માંડી. યુધિષ્ઠીરશકની એક-દસ-સોની ગણનાની પ્રથા નથી. એવી ગણત્રીની પ્રથા વિક્રમ સંવતથી, શાલીવાહનનાશકથી અને ઇસુનાસનથી શરૂ થઇ છે. પાછલો કાળ ત્રણ હજાર વર્ષો જેટલો ગતકલિઃ "ના નામથીજ વર્ષોની ગણત્રીથી ગણાતો આવ્યો છે. પંચાગોમાં પણ એવી પ્રથા ચાલુ રહેલી દેખાય છે. જ્યોતિષના સિદ્ધાંત ગ્રંથોમાં પણ યુગોની ગણના આપી છે. હરકોઇ સાલનું પંચાગ હોય પણ તેમાં પ્રસ્તાવનામા ગતકલિ, શેષકલિઃ અને ચાલુ સંવત-શક અને ઇસ્વીસનના વર્ષ સામેલ રાખે છે. તે પરથી સંવત શક કે ઇસ્વીસન પહેલાની પ્રથા વર્ષો સમજવાની ગતકલિવર્ષથી ઓળખાતી આવી છે. તે પરથી સદર શિલાલેખમા ગતકલિ અમુકના સંવતમાં એટલે કે વર્ષમા અમુક કામ કર્યુ તેનો અર્થ વિક્રમ સવતમાંજ થયું હશે એમ કેવી રીતે મનાય!!

### હિન્દના પ્રાચીન ઇતિહાસ વિશે શંકા.

આ વિષયમાં રાજસ્થાનના ઇતિહાસની "મહોદય ટૉડ" પ્રણીત ભૂમિકા વાચવાની જરૂર છે. કહે છે કે-ભારતવર્ષનો ઇતિહાસ સર્વાંગ પૂર્ણ પ્રાપ્ત નહી થવાથી યૂરોપમા અત્યત નિરાશા પ્રસરી હતી. સૌથી પ્રથમ જ્યારે સર વિલિયમ જોન્સે સસ્કૃત સાહિત્યની મહાખાણના પડ ઉકેલવા માંડયા ! ત્યારે ભારતવર્ષનો ઘણો ઇતિહાસ પ્રાપ્ત થશે એવી આશા રાખવામાં આવી હતી ! પરતુ અદ્યાપિ એ આશા પૂર્ણ ન થતાં તેનું સ્થાન નિરાશાએ લીધુ છે! અને ભારતવર્ષનો ઇતિહાસ શોધવામાં વિદ્વાનોમા ઉત્સાહને લીધે ઉદાસીનતા જણાઇ છે. ઘણા લોકો દઢતા પૂર્વક માને છે કે-ભારતવર્ષનો જાતીય ઇતિહાસ છેજ નહીં પરતુ અમે એ માન્યતાની વિરૂદ્ધમાં એક ફ્રેંચ વિદ્વાનના શબ્દો મૂકીશું

કેવા એ શબ્દો છે!!

તે ચાતુર્ય પૂર્વક પ્રશ્ન કરે છે કે—"ભારતવર્ષમા ઇતિહાસ નથી તો પછી હિન્દુઓનો પ્રાચીન ઇતિહાસ લખવાને માટે 'અબુલફજલે' સામગ્રી ક્યાથી પ્રાપ્ત કરી હતી ?

વળી મહાશય વિલ્સને કાશ્મીરના રાજતરગીણી નામના ઇતિહાસનો અનુવાદ કરીને આ પ્રશ્નનો ઉત્તર અધિકાંશે આપી દીધો છે.

રાજતરગીણી વાચવાથી સિદ્ધ થાય છે કે-નિયમબદ્ધ ઇતિહાસ લખવાની પરીપાટી હિન્દુસ્થાનમાં નહોતી એમ કઇ નથી.

ભારત વર્ષમા કોઈ સમયે વર્તમાન સમય કરતા પણ અધિક ઐતિહાસિક પુસ્તકો પ્રાપ્ત થતા હતા એ વાતના અનેક સંતોષદાયક પ્રમાણો ઉપલબ્ધ થાય છે જો વિશેષ પ્રયત્ન કરવામા આવે તો અધિક ઈતિહાસની સામગ્રી મળવાનો સભવ છે × × × (રા૦ ઈ૦ ભા૦ ૧ પૃ૦ ૩૩)

નિયમબદ્ધ અને વાસ્તવિક ઐતિહાસિક લેખોનો અભાવ હોવા છતાં પણ બીજા કેટલાય દેશીગ્રથો એવા છે (અને કહી શકાય છે કે આવા ગ્રથો પુષ્કળ છે) કે જે જો કોઈ ચતુર અને દઢ પ્રતિજ્ઞ ઈતિહાસ સશોધકના હાથમાં પડે તો ભારત વર્ષના ઈતિહાસ માટે કઇ થોડી સામગ્રી એકત્રિત થાય નહીં!!

એ ગ્રથોમા સૌથી પ્રથમ પુરાણ અને રાજાઓના વશવર્ણન છે કે જે ધાર્મિક કથાઓ રૂપકો અને અસભવ વૃત્તાતો સાથે મળી જવાથી પ્રાય અસ્પષ્ટ થઈ ગયા છે તથાપી તેમા પુષ્કળ સત્ય વાતો એવી છે કે-જે ઈતિહાસ વેત્તાને તેની ઐતિહાસિક શોધમા માર્ગદર્શક તરીકે ઉપયોગી થઈ પડે તેમ છે × × × (રા૦ રા૦ ઇ૦ પૃ૦ ૩૫)

ભારતવર્ષના યુદ્ધ સબધી કાવ્યો એ ઇતિહાસનું બીજુ સાધન છે × × × × ભટ્ટ કવિઓના કાવ્ય ગ્રથોદ્વારા સત્યઘટના, ધાર્મિક વિચાર, તથા રીતીરીવાજ સબધી અનેક મહત્વની વાતો પ્રાપ્ત થાય છે જેમાની કેટલીય પક્ષપાત વિના લખવામા આવેલી હોવાથી એવી છે કે-તેની સત્યતા વિશે ઓછો સદેહ રહે છે × × × (પૃ ૩૬)

બીજા એક પ્રકારનું ઐતિહાસિક વૃત્તાત મદિરોના દાન, ભેટ તથા તેમના જીર્ણોદ્ધાર સબધી લેખોમાથી પ્રાપ્ત થાય છે આ લેખોને બ્રાહ્મણો લખી રાખે છે તેમા પ્રસગવશાત્ ઈતિહાસ અને વશાવળીઓનું વર્ણન પ્રાપ્ત થાય છે. તીર્થ અને ધર્મસ્થાનોમા, "માહાત્મ્ય" સબધી પુસ્તકોમા, ધર્મ-ક્રિયાઓ, શાસ્ત્રવિધાનો તથા સ્થાનિક રીતરીવાજો અને ધર્મની સાથે સબધ ધરાવતી ઘટનાઓ સકલીત હોય છે

જૈન ધર્મના વિવાદ ગ્રથોમાથી પણ પુ કળ ઐતિહાસિક વાતો પ્રાપ્ત થાય છે આ વાતો વિશેષત ગુજરાત અને નહેરવાલાના સ ાધની અને ચાલુક્ય વશના સમયની છે જૈનોના પુસ્તકો જો વિચારપૂર્વક લક્ષ દઈ વાચવામા આવે તો હિન્દુઓના ઇતિહાસની ઘણીત્રુટી પૂર્ણ થઇ શકે!! × × × (પૃ ૩૭)

ભિન્ન લેખો અર્થાત્ ઐતિહાસિક અને ભૌગોલીક વૃતાત મિશ્રિત પુસ્તકો કે જેનું અસ્તિત્વ મને જ્ઞાન છે. રાસા અર્થાત્ રાજાઓના છદોબદ્ધ

વૃત્તાંતો કે જે મોટા પ્રમાણમાં ઉપલબ્ધ થાય છે. સ્થાનિક પુરાણો. ધર્મ સંબધી લેખો, અને લોકપ્રચલિત દુહાઓ, અને એવાં અનેક સાધનો કે જેની સર્વતોભાવે સત્યતા વિશે થોડો જ સંદેહ છે. અર્થાત્ શિલાલેખો, સિક્કાઓ અને તામ્રપત્રો કે જેમાં અધિકારની સણુંદો લખી હોય છે અને જે દ્વારા મુખ્ય મુખ્ય વાતો ઝળકે છે આ સર્વ કે જેનું વર્ણન મેં કર્યું છે. તે ઇતિહાસના લેખક માટે કંઈ ઓછી સામગ્રી નથી. × × × પૃ. ૩૭

જે સમયથી આ મનોહર (ભારત) દેશની સાથે મારો રાજકીય સંબંધ થયો. તે સમયથી તો હું તેના પ્રાચીન ઐતિહાસિક લેખોને એકત્રિત કરવાને અને શોધવાને પ્રવૃત્ત થયો હતો. આમ કરવામાં મારો હેતુ એ હતો કે જે જાતિનું વૃત્તાંત અદ્યાપી "**યૂરોપીયન લોકોને કિંચિતપણ જ્ઞાત નથી** તથા જેનો ઇંગ્લેન્ડની સાથેનો રાજકીય સંબંધ ઉભય પક્ષને લાભદાયક થાય તેવી રીતે વૃદ્ધિંગત થતો મ્હને પ્રતીત થયો છે. તે જાતિ વિશે કંઈક નામ પ્રાપ્ત કરવું. × × × ×

મેં મારા એ કાર્યનો પુરાણોમાં આપેલી પૂજનીય વંશાવલીથી આરંભ કર્યો. પછી મહાભારત અને કાવ્યો તપાસી. × × × ×

ઉપરોકત વિચારો મહોદય-કર્નલટૉડ સાહેબના છે. ગ્રંથ લખ્યો એ અરસાના છે. ત્યાં પછી એ ગ્રથનો અંગ્રેજી પરથી હિંદીમાં અનુવાદ થયો છે. અને એ ઇતિહાસના મર્મજ્ઞ પંડિત બળદેવ પ્રસાદે અનુવાદ કર્યો છે. અનુવાદ સંવત ૧૯૬૨માં થયો છે.

### ટૉડમહાશયની વિશિષ્ઠતા !

મહોદય કર્નલટૉડ સાહેબ અને ઇતિહાસ સશોધક યૂરોપિયન પંડિતોમાં મોટો તફાવત જણાઈ આવે છે. મ. ટૉડસાહેબ સંશોધક દ્રષ્ટિએ ઇતિહાસ લખે છે તેમાં શ્રદ્ધાની સાથે ચિકિત્સા બતાવી આપે છે. એવી સ્થિતિ બીજા ઇતિહાસલેખકોમાં (યૂરોપના પંડિતોમાં) ગૌણ લાગે છે.

### ભાષાંતર કર્તાની ઉત્તમતા

રાજસ્થાનના ઇતિહાસના ભાષાંતર કર્તાની ગ્રંથકર્તા કરતાંય ઉત્તમત્તા વિશેષ જણાઈ આવે છે. ભાષાંતર કર્તા મહોદય બળદેવ પ્રસાદજીમાં શ્રદ્ધાની, દ્રષ્ટિએ ચિકિત્સા ! એવી શ્રદ્ધા-ચિકિત્સાને અંગે સંશોધન ! એવા સંશોધનથી તેમના ભાષાંતરમાં જણાઈ આવતી આર્યોની પ્રાચીન સંસ્કૃતિ !! ખરે એ ઇતિહાસ લેખનની ક્રમબદ્ધ શૈલી પ્રાચીન ઇતિહાસની પૂર્ણતા બતાવી આપે છે.

ઇતિહાસ સશોધકોને ઇસ્વીસન પૂર્વે થઈ ગએલા રાજાઓનો રાજવંશ, અપૂર્ણ લાગે છે. ત્યાં પં૰બળદેવ પ્રસાદજીના સંશોધનથી રજુ કરાતી વંશાવળી પૂર્ણતાની ખાત્રી કરાવી આપે છે.

પંડિતજી કહે છેકેજે વંશાવળી પુરાણોમાંથી પ્રાપ્ત થાય છે તેમાં કેવળ મુખ્ય મુખ્ય રાજાઓનાં જ નામ આવે છે. કારણકે સર્વરાજાઓનાં નામ લખવાનું કામ તો અસંભવિત જ થઈ પડે તેમ છે. વાલ્મીકીની આપેલી વંશાવળીમાં કેવળ ૩૭ રાજાઓના નામો જ ઉપલબ્ધ થાય છે. આથી સ્પષ્ટ થાય છે કે-કેવળ મુખ્ય મુખ્ય રાજાઓનાં જ નામો તેમણે લખ્યાં છે. પાંચ સહસ્ત્ર વર્ષોમા કેવળ ૫૮ રાજાઓ જ થયા હોય ! એ શીરીતે માની શકાય ? હાલમાં વૈવસ્વત મન્વતરનો ૨૮મો કલીયુગ ચાલે છે. અને તેનાં ૫૦૦૮ વર્ષ વ્યતીત થયાં છે. પ્રાચીન કાળના અનેક રાજાઓએ પુષ્કળ વર્ષો રાજ્ય કર્યું છે તેનું સમાધાન એ છે કે-તેઓ તપ અને યોગદ્વારા દીર્ઘાયુ બન્યા હતા. પરીક્ષિત પછી પણ કેટલાક રાજાઓએ ૮૦ વર્ષ રાજ્ય કર્યું હતું. કર્નલટોડે પ્રત્યેક રાજાનો સરાસરી શાસનકાળ ૨૦ વર્ષનો માન્યો છે. અમે જે નીચે વંશાવળી ઉદ્ધૃત કરી છે તેમાં યુધિષ્ઠીરથી યશપાલ સુધી ૧૨૪ રાજાઓએ ૪૧૫૭ વર્ષ સુધી રાજ્ય કર્યું છે. આની સરાસરી કઢાડવાથી ૩૩॥ વર્ષ પ્રત્યેક રાજાને ભાગે આવે છે. આ સૂચી જોડવાથી કર્નલટૉડે પરીક્ષિતથી જે વંશ આપ્યો છે તેના નામોમાં કેટલોક ભેદ છે તે પણ પ્રતીત થાય છે.

દિલ્હીમાં રાજા યુધિષ્ઠિરથી યશઃપાલ સુધી ૧૨૪ રાજા થયા છે. અને તેમનો શાસનકાળ ૪૧૫૭ વર્ષ ૯ માસ તથા ૧૪ દિવસનો થાય છે. કર્નલટૉડે આપેલી વંશાવળી તથા અમારી વંશાવળીમાં ઘણો ભેદ છે. કર્નલ-ટૉડે યુધિષ્ઠીરથી રાજપાલ સુધી ૬૬ રાજાઓનાં નામ લખ્યાં છે. પરતુ અમારી સૂચીમાં યુધિષ્ઠિરથી રાજપાલસુધી ૬૯ રાજાઓ થાય છે. વળી નામોમાં પણ ઘણો અંતર છે. અમારી સૂચી નીચે[1] પ્રમાણે છે.

---

(૧) નોટઃ-

| રાજા | વર્ષ | માસ | દિન | રાજા | વર્ષ | માસ | દિવસ |
|---|---|---|---|---|---|---|---|
| (૧) યુધિષ્ઠિર... | ૩૮ | ૮ | ૨૫ | (૮) દૃષ્ટશૈલ... | ૭૫ | ૧૦ | ૧૪ |
| (૨) પરીક્ષિત... | ૬૦ | ૦ | ૦ | (૯) ઉગ્રસૈન... | ૭૮ | ૭ | ૨૧ |
| (૩) જન્મેજય... | ૮૪ | ૭ | ૨૩ | (૧૦) શૂરસેન... | ૭૮ | ૭ | ૨૧ |
| (૪) અશ્વમેધ... | ૮૨ | ૮ | ૨૨ | (૧૧) ભુવનપતિ .. | ૭૯ | ૫ | ૫ |
| (૫) દ્વિ૦ રામ... | ૮૮ | ૨ | ૮ | (૧૨) રણજીત... | ૬૫ | ૧૦ | ૪ |
| (૬) છત્રમલ... | ૮૧ | ૧૧ | ૨૦ | (૧૩) રૂપક... | ૬૪ | ૭ | ૪ |
| (૭) ચિત્રરથ .. | ૭૫ | ૩ | ૧૮ | (૧૪) સુખદેવ... | ૬૨ | ૦ | ૨૪ |

## પ્રાચીન ઇતિહાસનો સંગ્રહ પુરાણોમાં છે!

આ પ્રકારે જો પુરાણો અને ઈતર પ્રાચીન ગ્રંથોમાં વિશેષ તપાસ કરવામાં આવે તો પ્રાચીન રાજવંશો સંબંધી ઘણી હકીકત બહાર આવી શકે તેમ છે. આમ થવાથી (હિંદ પરનો ઈતિહાસ ન હોવાનો) મોટો આક્ષેપ દૂર થઈ શકશે. ભારતવાસીઓ જો પ્રાચીન ઇતિહાસની શોધ કરવા તરફ વળે તો ઘણી શોધ થઇ શકે એમ છે. પરતુ દુર્ભાગ્ય વશાત્ આ કાર્યમાં તેઓ દત્તચિત્ત થતા નથી. જો ભારતવાસીઓ પોતાના પ્રાચીન ગ્રંથોમાંથી સત્ય ઇતિહાસ શોધી કહાડે તો તેમને અંગ્રેજી ગ્રંથોપર આધાર રાખવો પડે નહીં. સુભાગ્ય વશાત્ કેટલાક શિક્ષિત પુરૂષો આ કાર્ય તરફ વળ્યા છે. પરંતુ તેમની સંખ્યા ઘણી પરિમિત છે. જેમ જેમ સંસ્કૃત ભાષાનો અધિક પ્રચાર થતો જશે! તેમ તેમ પ્રાચીન ઇતિહાસની શોધ થતી જશે. દીર્ઘકાળ પછી ભારતવાસીઓની નિદ્રા હવે દૂર થવા લાગી છે, એ હર્ષની વાત છે. × × (પૃ. ૪૭)

## પણ એ રાજાઓનો ઇતિહાસ કયાં?

આ સાથેની વંશાવળીમાં જણાવેલા રાજાઓની રાજધાનીઓનાં સ્થળ. સંસ્કૃતિ, રાજસત્તા, તેમનાં ચરિત્રો, એ સમયનો દેશાચાર, એ સમયની રાષ્ટ્રની સ્થિતિ, ધર્મ નીતિનાં આદર્શો વગેરે ઇતિહાસ કયાં હશે! એવો પ્રશ્ન સહજ ઉદ્ભવે છે. એવા ઇતિહાસ માટે પુરાણોના સંશોધનની

| રાજા | વર્ષ | માસ | દિવસ | રાજા | વર્ષ | માસ | દિવસ |
|---|---|---|---|---|---|---|---|
| (૧૫) નરહરિદેવ... | ૫૧ | ૧૦ | ૨ | (૨૩) પૂર્ણમલ... | ૪૪ | ૮ | ૭ |
| (૧૬) શુચીરથ... | ૪૨ | ૧૧ | ૨ | (૨૪) કરદવી... | ૪૪ | ૧૦ | ૮ |
| (૧૭) દ્વિ૦ શૂરસેન... | ૫૮ | ૧૦ | ૮ | (૨૫) અલમીક... | ૫૦ | ૧૧ | ૮ |
| (૧૮) પર્વતસેન... | ૫૫ | ૮ | ૧૦ | (૨૬) ઉદયપાલ... | ૩૮ | ૯ | ૦ |
| (૧૯) મેધાવી... | ૫૨ | ૧૦ | ૧૦ | (૨૭) કુવનમલ... | ૪૦ | ૧૦ | ૨૬ |
| (૨૦) સોનચીર... | ૫૦ | ૮ | ૨૧ | (૨૮) દમાત... | ૩૨ | ૦ | ૦ |
| (૨૧) ભીમદેવ... | ૪૭ | ૯ | ૨૦ | (૨૯) ભીમપાલ .. | ૫૮ | ૫ | ૮ |
| (૨૨) નૃહરિદેવ... | ૪૨ | ૧૧ | ૨૩ | (૩૦) ક્ષેમક... | ૪૮ | ૧ | ૨૧ |

આ બધી મળીને ૩૦ પેઢીઓ થઈ અને તેમણે ૧૭૭૦ વર્ષ ૧૧ માસ અને દસ દીવસ પર્યંત રાજ્ય કર્યું. રાજા ક્ષેમકના પ્રધાન વિશ્રવાએ ક્ષેમકને મારી સિંહાસન દસ્તગત કર્યું. એના વંશમાં ૧૪ પેઢી સુધી રાજ્ય રહ્યું આ કુળના રાજાઓએ એકંદર ૫૦૦ વર્ષ ૩ માસ અને ૧૭ દિવસ પર્યંત રાજ્ય કર્યું આ કુળના રાજાઓની સૂચિ નીચે પ્રમાણે છે.

જેટલી જરૂર છે તેટલીજ કે તેના કરતાંય વધારે નામીચાં સ્થળો અને અપ્રસિદ્ધ સ્થાનોના ઉત્ખનન કરવાની જરૂર છે અને તેમાથી ઇતિહાસનાં સાધનો પુષ્કળ મળી આવે તેમ છે એ વાતની શ્રદ્ધા 'મોહન જોદારો'ના ખોદકામ પછી સંશોધકોને ઉત્પન્ન થઈ છે, અને એવા સ્થળો શોધવા હાલમાં ભારે પ્રયત્ન ચાલે છે હમણા કેસરી પત્ર તા. ૧૮-૩-૩૮મા એક લેખ જાહેર થયો છે તેમા 'પુગનું નગર' જડી આવ્યાની હકીકત આપી છે એ બે હજાર વર્ષ પૂર્વેનું હોવાનું અનુમાન કરી શકે છે પુરાતત્વ સંશોધક વિદ્વાનો સંશોધનનુ કામ ચલાવી રહ્યા છે અલ્હાબાદ પાસે "ભિટા" નામે એક સ્થળ છે કેટલાક વર્ષ પૂર્વે ત્યા ખોદકામ ચાલુ કરેલુ! તેમાથી ઘણી વસ્તુઓ પુરાની હોવાનું જણાતું રહ્યુ! આગળ કામ ચાલતુ રહ્યુ! તેમાથી દટાએલુ શહેર હોવાનું માલુમ પડી આવ્યુ!

સાર્વજનિક વહીવટ ચલાવવાની જગાઓ! વિશાળ રસ્તાઓ! રસ્તાઓની બે બાજુ હારબધ મકાનોના અવશેષો! દુકાનો-ચોક-ચૌટા અને સભા સમ્મેલનોના સ્થાનો હોવાનું જણાઇ આવ્યુ એ મકાનો કોના હશે? તેની તપાસ સૂક્ષ્મ દૃષ્ટીએ ચલાવવા માડી! તેના પણ આધારો સાપડયા નામ લખેલા સિક્કાઓ હાથ આવ્યા! માટીના સીલો-મુદ્રાઓ જડી આવી એ આવતી જતી ટપાલના કાગળો પર ઠોકવાના અને દસ્તાવેજો તથા ચોપડાઓ પર લગાવવાના હોવાનું માલુમ પડી આવ્યુ!

લગભગ દરેક ભગ્નાવશેષ મકાનોમાથી એવા સીલ-સિક્કાઓ જડી આવ્યા છે તેપરથી એ નામ કોતરેલા સિક્કાઓ ઘરના માલીકોના હોવાનુ

| રાજા | વર્ષ | માસ | દિવસ | રાજા | વર્ષ | માસ | દિવસ |
|---|---|---|---|---|---|---|---|
| (૧) વિશ્રવા | ૧૦ | ૩ | ૨૯ | (૮) કદ્રુપ | ૪૨ | ૯ | ૨૪ |
| (૨) પુરસૈની | ૪૨ | ૧ | ૨૧ | (૯) સેનજ | ૩૨ | ૨ | ૧૪ |
| (૩) વીરસૈની | ૫૨ | ૧૦ | ૮ | (૧૦) અમરચૂડ | ૨૭ | ૩ | ૧૬ |
| (૪) અનગશાયી | ૪૭ | ૮ | ૨૩ | (૧૧) અમીપાલ | ૨૨ | ૧૧ | ૨૫ |
| (૫) હરિજીત .. | ૩૫ | ૯ | ૧૭ | (૧૨) દશરથ | ૨૫ | ૪ | ૧૨ |
| (૬) પરમસૈની | ૪૪ | ૨ | ૨૩ | (૧૩) વીરસાલ | ૩૧ | ૮ | ૧૧ |
| (૭) સુખપાલ | ૩૦ | ૨ | ૨૧ | (૧૪) વીરસાલસૈન | ૪૭ | ૦ | ૧૪ |

આ વીરસાલને તેના પ્રધાન વીરમહાએ મારીને રાજ સિંહાસન પોતાના હાથમા લીધુ હતુ એના વંશમા સોળ પેઢી સુધી સિંહાસન રહ્યુ હતું અને એ વંશના સર્વ રાજાઓએ એકંદરે ૪૪૫ વર્ષ ૫ માસ અને ૩ દિવસ પર્યંત રાજ્ય કર્યું હતું આ વંશની સૂચિ નીચે પ્રમાણે છે

નક્કી થયું છે. અને તેમાં કોતરેલાં નામ સ્પષ્ટ વાંચી શકાય તેવાં છે. એ શહરનો નકશો બનાવ્યો છે. તેમાં ઘરનાં નિશાનોમાં તેના માલીકોનાં નામ સિક્કાઓ વાંચી લખવામાં આવ્યાં છે.

ઉદાહરણ તરીકે એ નકશામાં નિચે મુજબ નામ લખવામાં આવ્યાં છે. (૧) રૂદ્રાચાર્યનું મકાન (૨) ગૌરીદાસનું મકાન (૩) ધનદાસનું ઘર (૪) પુષ્પવૃદ્ધિનું મકાન (૫) નાગદેવની દુકાન (૬) જય વસુધાનું ઘર (૭) વેપારી લોકોની સભાનું સ્થાન. એવી રીતે સશોધનથી નક્કી કરવામાં આવ્યું છે। હજુ તેનું સંશોધન પૂર્ણ ઉત્સાહથી ચાલી રહ્યું છે. કામ પુરૂ થયા પછી એ વિશયમાં વધારે પ્રકાશ પડી શકે તેમ છે.

પુરાતત્વ સંશોધકો આમ જ્યારે વેગથી કામ ધપાવતા રહેશે અને એવાં એવાં અનેક સ્થળો હાથ લાગશે ત્યારે વંશાવળીમાં જણાવેલા રાજાઓના અને તે પૂર્વે થઇ ગએલા' અનેક રાજાઓના ઇતિહાસો જણાઈ આવશે. ત્યારેજ ભારતનો ગૌરવશાલી ઇતિહાસ જાણવા સમાજ ભાગ્યશાળી થશે.

## તીર્થ સ્થાનોની પાછળ ઇતિહાસ !

જેમણે ધર્મ અને સંસ્કૃતિની ખાતર પ્રાણ અર્પ્યા છે। જેમણે રાષ્ટ્રને આબાદ રાખવા દેહ રણભૂમિમાં પાડયા છે! જેમણે વિધર્મીઓને પછાડી વિજય લક્ષ્મીને પ્રાપ્ત કરી છે. જેમણે .પરદેશમાં પ્રવાસ કરી આર્ય સંસ્કૃતિની સ્થાપના કરી છે. એવા મહાન્ વીર વિભૂતિઓની કદર થતી રહી છે અને તેમનાં સ્મારકો સ્થપાતાં રહ્યાં છે. એ સ્મારકો તીર્થરૂપ લેખાયાં છે. ધર્મસ્થાન તરીકે મનાતાં રહ્યાં છે. અને સસ્કૃતિનાં પૂજ્ય સ્થાન તરીકે પેખાતાં

| રાજા | વર્ષ | માસ | દિવસ | રાજા | વર્ષ | માસ | દિવસ |
|---|---|---|---|---|---|---|---|
| (૧) વીરમહા... | ૩૫ | ૧૦ | ૮ | (૯) તેજપાલ... | ૨૮ | ૧૧ | ૧૦ |
| (૨) અજીતસિંહ... | ૨૭ | ૭ | ૧૯ | (૧૦) માણીકચંદ... | ૩૭ | ૭ | ૨૧ |
| (૩) સર્વદત્ત... | ૨૮ | ૩ | ૧૦ | (૧૧) કામસેની... | ૪૨ | ૫ | ૧૦ |
| (૪) ભુવનપતિ... | ૧૫ | ૪ | ૧૦ | (૧૨) શત્રુમર્દન... | ૮ | ૧૧ | ૧૩ |
| (૫) વીરસેન... | ૨૧ | ૨ | ૧૩ | (૧૩) જીવનલોક... | ૨૮ | ૯ | ૧૭ |
| (૬) મહીપાલ... | ૪૦ | ૮ | ૭ | (૧૪) હરિરાવ... | ૨૬ | ૧૦ | ૨૯ |
| (૭) શત્રુશાલ... | ૨૬ | ૪ | ૩ | (૧૫) દ્વિતિયસેન... | ૩૫ | ૨ | ૨૦ |
| (૮) સંપરાજ | ૧૭ | ૨ | ૧૦ | (૧૬) આદિત્યકેતુ... | ૨૩ | ૧૧ | ૧૩ |

આદિત્ય કેતુને પ્રયાગના રાજા ધંધેરે મારી નાખ્યો હતો, એણે તથા એના વંશજોએ એકંદર નવ પેઢી સુધી રાજ્ય કર્યું હતું. તેમનો રાજ્યકાળ ૩૭૪ વર્ષ ૧૧ માસ અને ૨૬ દિવસ સુધી ચાલ્યો હતો તેની સુચિ નીચે પ્રમાણે છે.

જણાય છે. એવાં પવિત્ર સ્થળો ચિરકાળથી ચાલતાં આવ્યાં છે. તેમની મરામતો–અને જીર્ણોદ્ધાર થતા રહ્યા છે. ઇતિહાસ પ્રેમીયોને તેમાંથી ઇતિહાસ મળતો રહ્યો છે.

જે વીર માતાઓએ સુપુતોને જન્મ આપ્યા છે. જે વીરાંગનાઓ રણચંડી બની દુશ્મનોને મહાત કર્યા છે. જેમણે રાષ્ટ્રની નષ્ટ થતી સંસ્કૃતિ ધર્મ અને નીતિની રક્ષા કરી છે. પતિના પ્રાણો સાથે પ્રાણ જોડી પતિના પગલે ચાલી છે. પતિની સળગતી ચિતાઓમાં દેહની કુછ કિંમત લેખી દેહની આહૂતિઓ અર્પી છે. શીલ અને શિષ્ટતાની ખાતર દુશ્મનોની આંખોમાં ધૂળ ફેંકી છે, અને રાષ્ટ્રને પ્રાણ સમાન લેખી તેનાં આદર્શ કાયમ રાખવા પ્રીય પ્રાણ, ધન અને રાજ્યસત્તાને તૃણવત્ લેખી છે. એ માતાઓના સ્થાનો તીર્થરૂપે લેખાયાં છે. તેમનાં પુરાણો–ઉપપુરાણો અને મહાત્મ્યો લખાયાં છે. તેમનાં પવિત્ર સ્મારકો પાર્થિવરૂપે સ્થાપી તેમના એવા ઉચ્ચ ગુણોની તેમાં પ્રાણ પ્રતિષ્ઠા કરી છે. એ વીરપુરૂષો અને વીરાંગનાઓની યાદગીરી માટે તહેવારો પાળવાની રૂઢીઓ સ્થપાઈ છે અને તેમનામાં રહેલાં

---

| રાજા | વર્ષ | માસ | દિવસ | રાજા | વર્ષ | માસ | દિવસ |
|---|---|---|---|---|---|---|---|
| (૧) ધંધર... | ૪૨ | ૭ | ૨૪ | (૬) જીવનરાજ... | ૪૫ | ૨ | ૫ |
| (૨) મહર્ષિ... | ૪૧ | ૨ | ૨૯ | (૭) રુદ્રસેન... | ૪૫ | ૪ | ૨૮ |
| (૩) સનરચ્ચિ... | ૫૦ | ૧૦ | ૧૯ | (૮) આરીલક... | ૫૨ | ૧૦ | ૮ |
| (૪) મહાયુધ... | ૩૦ | ૩ | ૮ | (૯) રાજપાલ... | ૩૬ | ૦ | ૦ |
| (૫) દુરનાથ... | ૨૮ | ૫ | ૨૫ | | | | |

રાજપાલને તેના સામંત મહાનપાલે મારીને સિંહાસન પોતાના તાબામાં લીધું હતું. એના વંશનો રાજા માત્ર એ પોતેજ હતો.

| રાજા | વર્ષ | માસ | દિવસ |
|---|---|---|---|
| (૧) મહાનપાલ | ૧૪ | ૦ | ૦ |

આ રાજપર ઉજ્જયિનીથી મહારાજા વિક્રમાદિત્યે આક્રમણ કર્યું હતું. તેમણે તેનો વધ કર્યો અને તેનું સિંહાસન હસ્તગત કર્યું. એમના વંશમાં માત્ર એમણે રાજ્ય કર્યું.

| રાજા | વર્ષ | માસ | દિવસ |
|---|---|---|---|
| (૧) વિક્રમાદિત્ય... | ૯૩ | ૦ | ૦ |

વિક્રમાદિત્યને શાલીવાહનના સામંત સમુદ્રપાલે મારી નાંખ્યા અને તેમનું સિંહાસન હસ્તગત કર્યું. એના કુળમાં ૧૬ પેઢી સુધી રાજ્ય રહ્યું. એ કુળના સર્વ રાજાઓએ એકંદર ૩૭૨ વર્ષ ૪ માસ અને ૨૭ દિવસ પર્યંત રાજ્ય કર્યું એની સૂચિ નીચે પ્રમાણે છે.

ઉચ્ચ ગુણો અને ક્રિયાના ભાવ પેદા કરવા ભારત કૃતાર્થતા માની રહ્યું છે એમના સ્મારકોની જગાઓ મોજુદ રાખના લાખ્ખોના ભોગે મદીરો અને આશ્રમો બધાવતા રહ્યા છે, અને તેમા તીર્થોનુ રૂપ અર્પાઈ હમેશ માટે સ્મરણ કરવા યોજનાઓ ઘડાઈ છે એવા એવા તીર્થો, ભુમિકાઓ અને આશ્રમોની પાછળ જબ્બર ઇતિહાસ ખડો રહ્યો છે

જેમણે રાષ્ટ્રની ખાતર ત્યાગ, તપ, યોગ, સમાધી, ગ્રથ લેખન, ઉપદેશ, ભક્તિ અને જ્ઞાન સશોધન કર્યું છે જેમણે વિવિધ શાસ્ત્રો શોધ્યા છે નવા ઉપજાવ્યા છે અને દેશને આબાદ કરવા પ્રયત્નો કર્યા છે તેવા સત્ પુરૂષોના પણ સ્મારકો ભારતમા ઓછા નથી તેમના સ્મરણો માટે જયતિ ઉત્સવો અને પુણ્ય તિથિઓ સ્થપાતી રહી છે એ પણ એક ઐતિહાસિક સાધનમાં ઉમેરોજ છે

## ધર્મ ક્રિયાઓની પાછળ ઇતિહાસ !

હિન્દુ સમાજણા ધર્મ ક્રિયા કરવાની ફરજ પડેલી છે એ ક્રિયા સસ્કારરૂપે બાળક ગર્ભમા આવે ત્યારથી કરવાની હોય છે અને મોટુ થઈ મરી જાય તેની પાછળ પણ વરસો સુધી કરવાની રહે છે દરમ્યાન અનેક ક્રિયાઓ સંસ્કારરૂપે શ્રૌત સ્માર્ત યજ્ઞોના અર્થમા અને પ્રસગાનું નૈમિત્તિક વિધિના સ્વરૂપમા કરવાની હોય છે જ્ઞાતિઓ તેની દેખરેખ રાખવા ફરજીયાત કરાવવા બધાએલી છે

એવી સઘળી જાતની ક્રિયાઓમા હેતુ સમાએનો છે ઉડા ઉતરીએ તો સમજાય છે કે પ્રાચીન ઇતિહાસનુ તેમા રક્ષણ છે

| રાજા | વર્ષ | માસ | દિવસ | રાજા | વર્ષ | માસ | દિવસ |
|---|---|---|---|---|---|---|---|
| (૧) સમુદ્રપાલ | ૫૪ | ૨ | ૨૦ | (૯) અમૃતપાલ | ૩૬ | ૧૦ | ૧૩ |
| (૨) ચદ્રપાલ | ૩૬ | ૫ | ૧૪ | (૧૦) બલીપાલ | ૧૨ | ૫ | ૨૭ |
| (૩) સહાયપાલ | ૧૧ | ૪ | ૧૧ | (૧૧) મહીપાલ | ૧૩ | ૮ | ૪ |
| (૪) દેવપાન | ૨૭ | ૧ | ૨૮ | (૧૨) હરિપાલ | ૧૪ | ૮ | ૪ |
| (૫) નરસિંહપાલ | ૧૮ | ૦ | ૨૦ | (૧૩) સીરપાલ (ભીમપાલ) | ૧૧-૧૦ | | ૧૩ |
| (૬) સામપાલ | ૨૭ | ૧ | ૧૭ | (૧૪) મદનપાલ | ૧૭-૧૦ | | ૧૯ |
| (૭) રઘુપાલ | ૨૨ | ૩ | ૨૫ | (૧૫) કર્મપાલ | ૧૬ | ૨ | ૨ |
| (૮) ગોવિંદપાલ | ૨૭ | ૮ | ૧૭ | (૧૬) વિક્રમપાલ | ૨૪ | ૧૩ | ૧૩ |

મહુકચદ નામના રાજાએ વિક્રમપાલને મારી તેનું સિંહાસન પ્રાપ્ત કર્યું તેના વશમા દસ પેઢી સુધી રાજ્ય રહ્યુ તે વશના સર્વ રાજાઓએ એકદર ૧૫૧ વર્ષ ૧ માસ અને ૧૬ દિવસ પર્યંત રાજ્ય કર્યું

પૂર્વે ગણુ રાજ્યો હતાં. ગણુ રાજાની પદ્ધતિ વૈદિક કાળથી ચાલતી આવેલી છે. ત્યારથી ગણુ સમુદાયના નાયકની (ગણુપતિની) પૂજા કરવાની પ્રથા પડેલી છે.

માતૃકા પૂજનમાં સોળ અને માતનુ પૂજન કરવાની પ્રથા છે તાત્વિક દ્રષ્ટીએ તાત્વિક શક્તિઓ મનુષ્ય માત્રને મેળવવાની અપેક્ષા રહે છે. એ તાત્વિક શક્તિઓની ઉપાસના કરી હૂબેહૂબ શક્તિ પ્રાપ્ત કરનારા દેવ અને દેવીઓ તરીકે માન્ય ગણાયા છે એ ઐતિહાસિક દેવ-દેવીઓ વિશિષ્ટ નામથી ઓળખાતા રહ્યા છે. અને આર્ય જાતિ તેમની પૂજા-અર્ચા કરતી હાલ પણુ જણાય છે

ધૃતિ-પુષ્ટિ-તુષ્ટિ-સરસ્વતિ-મેધા-સાવિત્રી-વિજયા-જયા આવા સદ્-ગુણ વર્ધક દૈવતોનો પુજારી તેની ઉન્નતિ કેમ ન કરી શકે! અને રાષ્ટ્રની ઉન્નતિ કરવા પણુ પાછો કેમ હઠે ?

રાષ્ટ્રના અધિ દૈવત અને પ્રત્યધિ દૈવતરૂપે અવતરેલા-પ્રગટ થએલા અને પ્રકાશમા આવેલા-દેવ-અસુર ગધર્વ-કિન્નર-નાગ-ભૂત આદિની પૂજા પણુ ઇતિહાસ રક્ષણુની દ્રષ્ટીએજ ગોઠવાએલી જણાય છે

| રાજા | વર્ષ | માસ | દિવસ | રાજા | વર્ષ | માસ | દિવસ |
|---|---|---|---|---|---|---|---|
| (૧) મહુકચદ .. | ૫૪ | ૨ | ૧૦ | (૬) કલ્યાણુચદ | ૧૦ | ૫ | ૪ |
| (૨) વિક્રમચદ . | ૧૨ | ૭ | ૧૨ | (૭) ભીમચદ .. | ૧૬ | ૨ | ૯ |
| (૩) અમીનચદ(માનકચદ) | ૧૦ | ૦ | ૫ | (૮) લોવચદ .. | ૨૬ | ૩ | ૨૨ |
| (૪) રામચદ. | ૧૩ | ૧૧ | ૮ | (૯) ગોવિંદચદ . | ૩૧ | ૭ | ૧૨ |
| (૫) હરિચદ... | ૧૪ | ૯ | ૨૪ | (૧૦) રાણી પદ્માવતી .. | ૧ | ૦ | ૦ |

પદ્માવતી ગોવિંદચદની રાણી હતી, જ્યારે તેનું અવસાન થયુ ત્યારે મત્રીઓએ તથા સામંતોએ રાજવશમા કોઇ પણુ માણુસ વિદ્યમાન ન હોવાથી હરિપ્રેમ નામના એક વેરાગીને રાજસિંહાસન ઉપર અધિષ્ઠિત કર્યો અને તેના નામથી તેઓ રાજ્ય વ્યવસ્થા ચલાવવા લાગ્યા આ વશમા ચાર પેઢી સુધી રાજ્ય રહ્યુ. આ ચાર રાજાઓએ એકદર ૫૦ વર્ષ અને ૨૧ દિવસ પર્યંત રાજ્ય કર્યું.

| રાજા | વર્ષ | માસ | દિવસ | રાજા | વર્ષ | માસ | દિવસ |
|---|---|---|---|---|---|---|---|
| (૧) હરિપ્રેમ .. | ૭ | ૫ | ૧૬ | (૩) ગોપાલપ્રેમ . | ૧૫ | ૭ | ૨૮ |
| (૨) ગોવિંદપ્રેમ... | ૨૦ | ૨ | ૮ | (૪) મહાબાહુ .. | ૬ | ૮ | ૨૯ |

આ મહાબાહુ રાજ્ય છોડી અરણ્યમા તપ કરવા ચાલ્યો ગયો. આ સમાચાર સાંભળી બંગાળાના રાજા આધિસેને દિલ્હીમા રાજ્યાધિકાર સ્થાપિત કર્યો. એના વંશમા ૧૫૧ વર્ષ ૧૨ માસ અને ૧૧ દિવસ પર્યંત રાજ્ય રહ્યું. એની સૂચિ નીચે પ્રમાણે છે.

સનાતન વૈદિક ધર્મની વ્યક્તિ તેના જીવનની સફળતા માનવા ત્યારે ભાગ્યશાળી થવાનું સમજે છે કે જ્યારે હરકોઈ વ્રત કરે અને તેનું ઉદ્યાપન કરે ! ! તેથી વધારે ઈચ્છા હોય તો યત્ત કરે ! ! એ પ્રસંગે દેવતાઓનું મંડળ પૂરે છે. તેમાં દિશા વિદિશાએ વ્યાપેલું વિરાટ આલેખે છે. તેમાં દેવતાઓનાં સ્થાન નક્કી કરે છે. સંકેતરૂપે દેવતાઓ સ્થપાય છે. દેવતાના ગુણુ દર્શક તેનો રંગ મુકરર કરે છે. એ સંકેતવાળા સ્થાને ચોખાંની ઢગલીઓ કરેલી બતાવે છે. ત્યાં દૈવીભાવ પેદા કરતો મંત્ર બોલવામાં આવે છે. એમ સંપૂર્ણ મંડળ તૈયાર થઇ જાય છે. ત્યાં નામોચ્ચારના સંકેતભર્યા મંત્ર બોલાય છે. યાજક કે જે તેના ભાવમાં રહેલા દેવ પ્રત્યક્ષ જોઇ શકે છે. અને ભાવભર્યું પૂજન કરે છે.

દેવતાઇ નામોથી હોમ થાય છે. હોમના પવિત્ર પરમાણુ દેવતાઓની દિગંત વ્યાપી અમર કીર્તિના મહદાકાશમાં વ્યાપી જાય છે. અને તેની કરેલી ક્રિયા સફળ થાય છે.

એવી ક્રિયાઓથી દૈવી ભાવના જાગૃત રહે છે. દૈવી ગુણોનું આકર્ષણુ થાય છે, અને તેના પવિત્ર અંતઃકરણમાં દૈવી ભાવોના સંસ્કારો જામે છે. તેનાં નામો ભૂલાતાં નથી. તેનાં ચરિત્રો સાંભળવા યત્ન થાય છે. તેમાં રહેલો ઇતિહાસનો ગુપ્ત સંકેત રક્ષાય છે. તેથી પ્રસંગવશાત્ જાહેરમાં લાવવા પ્રતિકુળ થતું નથી.

---

| રાજા | વર્ષ | માસ | દિવસ | રાજા | વર્ષ | માસ | દિવસ |
|---|---|---|---|---|---|---|---|
| (૧) અર્ગધસેન... | ૧૮ | ૫ | ૨૧ | (૭) કલ્યાણુસેન... | ૪ | ૮ | ૨૧ |
| (૨) વિલાસસેન... | ૧૨ | ૪ | ૨ | (૮) હરિસેન... | ૧૨ | ૦ | ૨૫ |
| (૩) કેશવસેન... | ૧૫ | ૭ | ૧૨ | (૯) ક્ષેત્રસેન... | ૮ | ૧૧ | ૧૫ |
| (૪) માધવસેન... | ૧૨ | ૦ | ૨ | (૧૦) નારાયણુસેન... | ૨ | ૨ | ૨૯ |
| (૫) મયૂરસેન .. | ૧૦ | ૧૧ | ૨૭ | (૧૧) લક્ષ્મીસેન... | ૨૬ | ૧૦ | ૦, |
| (૬) ભીમસેન... | ૫ | ૧૦ | ૯ | (૧૨) દામોદરસેન... | ૧૧ | ૪ | ૧૯ |

દામોદરદાસે પોતાના ઉમરાવો પર અત્યંત અત્યાચારો કર્યા. તેથી દીપસિંહ નામના સામંતે સેના એકઠી કરી તેનો વધ કર્યો. અને તેનું સિંહાસન હસ્તગત કર્યું. એના વંશમા છ પેઢી સુધી રાજ્ય રહ્યું. સર્વ રાજાઓએ એકંદર ૧૦૭ વર્ષ ૬ માસ અને ૨૨ દિવસ પર્યંત રાજ્ય કર્યું. તે નિચે પ્રમાણે છે.

| રાજા | વર્ષ | માસ | દિવસ | રાજા | વર્ષ | માસ | દિવસ |
|---|---|---|---|---|---|---|---|
| (૧) દીપસિંહ... | ૧૯ | ૧ | ૨૬ | (૪) નરસિંહ... | ૪૫ | ૭ | ૧૫ |
| (૨) રાજસિંહ... | ૧૪ | ૫ | ૦ | (૫) હરિસિંહ... | 13 | ૨ | ૨૯ |
| (૩) રઘુસિંહ... | ૯ | ૮ | ૧૧ | (૬) જીવનસિંહ... | ૮ | ૦ | ૧૪ |

મૃતક ક્રિયામાં પણ ભાવ એવોજ જણાઇ આવે છે. કોઈ ઉત્તર તરફથી આવ્યો હોય! દક્ષિણ દિશામા આવી પડયો હોય! તેને તેના મૂળ સ્થાને પહોચાડવો હોય! અને સૂચન કરવામા આવતુ હોય! એ દાખલા મુજબ–ક્રિયામા ભાવ જણાય છે આર્યો ઉત્તર ધ્રુવથી આવ્યા! આ તેના દક્ષિણ ભાગમા સામ્રાજ્યો સ્થાપ્યા! પૃથ્વીની સપાટીઓ પર રાજ્યો સ્થાપ્યા. એમ છતા અસલ સ્થાન કેમ ભૂલાય! તેની ખાતર મનુષ્ય મરી જાય છે ત્યારે દક્ષિણ દિશા તરફ મુખ કરવામા આવે છે. પછી દાહ ક્રિયા કરવામા આવે છે અને મૃતક ક્રિયાનો આરભ કરવામા આવે છે ગરૂડ પુરાણ વચાવાય છે અને પરેતને એ સભળાવાય છે

તેમાં તેના ઉત્તરધ્રુવનો રસ્તો બતાવાય છે વચ્ચેના હિમાલય થઇને ઉત્તર ધ્રુવના માર્ગોમા આવતા ખાસ નિશાનોનો (સ્થળોનો) પરિચય કરાવવામાં આવે છે અને ઉત્તર તરફ યાને દેવયાન માર્ગ તરફ જવા પ્રેરણા અપાય છે. શ્રાદ્ધ વિધિમાં પણ દક્ષિણ દિશાએ સ્થાપેલા પિતૃઓનુ મેલન ઉત્તર મુખ દેવતાઓમા કરાય છે અને મૃતકના માનસ પિંડને દેવમા મેળવવા વિધિ કરાવાય છે. ખરે! આ વિચારો આર્યો મૂળના કયાંના હતા તેનો ઈતિહાસ રજુ કરે છે.

---

જીવનસિંહે અલ્પકાળ પર્યંત પોતાની સેના ઉત્તર તરફ મોકલી હતી. વિરાટના રાજા પૃથ્વીરાજ ચૌહાણે આ સમાચાર સાભળી તેના પર આક્રમણ કર્યું. અને જીવનસિંહનો વધ કરી ઇન્દ્રપ્રસ્થના સિંહાસનપર પોતાનો અધિકાર સ્થાપિત કર્યો. આ વશમા પાચ પેઢી સુધી રાજ્ય રહ્યુ. સર્વ રાજાઓએ એકદર ૮૬ વર્ષ અને ૧૦ દિવસ સુધી રાજ્ય કર્યું.

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| (૧) પૃથ્વીરાજ... | ૧૨ | ૧ | ૧૯ | (૪) ઉદયપાળ | ૧૧ | ૭ | ૩ |
| (૨) અભયપાળ... | ૧૪ | ૫ | ૧૭ | (૫) યશપાલ | ૩૬ | ૪ | ૨૭ |
| (૩) દુર્જનપાળ . | ૧૧ | ૪ | ૧૪ | | | | |

આ રાજા ઉપર શાહબુદ્દિન ઘોરીએ આક્રમણ કર્યું. અને તેને પકડીને સવત ૧૨૪૯મા પ્રયાગના જિલ્લામા કેદ કર્યો. શાહબુદ્દિને દિલ્લીનુ સિંહાસન હસ્તગત કર્યું. તેના વંશમા ૫૩ પેઢી સુધી રાજ્ય રહ્યુ. સર્વ પાદશાહોનું એકદર ૭૪૫ વર્ષ ૧ માસ અને ૧૭ દિવસ રાજ્ય રહ્યુ.

આ યવન વશાની સૂચિ અનેક ગ્રથોમા લખવામા આવી છે. × × × આ સર્વ વશાવલી હરિચદ્ર ચદ્રિકા તથા મોહનચદ્રિકા નામના ચોપાનીયામા પ્રગટ થઈ હતી. આ વશાવલી સ. ૧૭૮૨મા લખાએલા એક પુસ્તકમાથી સગ્રહીત કરવામા આવી હતી (રાજ૦ ઈ૦ પૃ૦ ૪૭)

## આર્યોના વસતિ સ્થાન વિશે વિચારો !

આર્યો ઉત્તર ધ્રુવમાં રહેતા હતા। ત્યાંથી તેઓ હિમાલય તરફ આવ્યા ! અને દક્ષિણે હિન્દમાં ઉતર્યા. શરૂઆતમા જે પ્રદેશમાં ઉતર્યા !। તે પ્રદેશ આર્યાવર્ત નામે ઓળખાયો !। ત્યાં પછી તેમની સત્તા-સંસ્કૃતિ અને ધર્મનો પ્રચાર થયો !। અને અખિલ પૃથ્વીપરના સઘળા ખંડોમાં પ્રતિભા જામી. વગેરે સવિસ્તર બીના શ્રી લો૦ મા૦ બા૦ ગં૦ ટિળક મહારાજ રજુ કરે છે અને "ધી આર્ટિક હોમ ઈન્ ધીવેદાજ" નામે ગ્રંથ લખી અનેક વેદ મંત્રો-શ્રુતિ વચનોથી એ વાત સાબીત કરી છે. એ મતને ઘણા સંશોધક વિદ્વાનોના ટેકા મળે છે. ત્યારે બીજી બાજુએ શ્રી. નાના સાહેબ પાવગી એટલીજ વિદ્વતા અને સંશોધન પૂર્વક બીના રજુ કરતાં જણાવે છે કે આર્યો મૂળના હિન્દવાસી હતા અને તેમની વાતને પણ વિદ્વાનોના સબળ ટેકા મળ્યા છે.

આમ હિન્દના ભારે વિદ્વાનોમાં બે મત જણાઇ આવે છે. અત્યારે જે દીર્ઘકાળના ઇતિહાસનું સંશોધન ચાલી રહ્યું છે! તેને અંતે ખરી વાત જણાઈ આવશે, તે દરમ્યાન એટલું તો માની શકાય છે કે-હિન્દના આર્યો અને ઉત્તર ધ્રુવના આર્યોનો પૂર્ણ સંબંધ હતો. ઉત્તર ધ્રુવવાસિયો હિંદમાં આવી શકતા હતા અને હિંદવાસીયો ઉત્તર ધ્રુવ તરફ જઇ શકતા હતા. એવાં આગમન અને ગમન જનમે જય રાજાના સર્પસત્ર સુધી ચાલુ હતાં. ત્યાં પછી ધીમે ધીમે સંબંધ ઓછો થતો રહ્યો. એટલુંજ નહીં પણ ત્યાં જવાના માર્ગો પણ વિસારે પડતા ગયા। અને તે એટલી હદ સુધી કે તેમનાં ફક્ત નામોજ અવશેષ રહ્યાં જણાય છે. અત્યારે તો છેક હિમાલય સુધીનાં દેવ જાતિઓનાં સંસ્કૃતિનાં અવશેષો જોવાં-જાણવાં અશક્ય થઇ પડેલાં છે.

આમ થવાનાં અનેક કારણો છે!। તે પૈકી મહત્વનું કારણ તો એ છે કે-એ સમયની વિશ્વ વ્યાપી સંસ્કૃત ભાષાનો લોપ થવા માંડ્યો છે. તેથી એ સમયના શિલાલેખ-સિક્કા-લેખ-જેવી સાધારણ બાબતો પણ ઉકેલવી અશક્ય થઇ પડેલી છે. એ દેવ જાતિ કેવા રૂપાંતરમાં છે. તેમાથી ધએલો વિસ્તાર અત્યારે કઈ સ્થિતિમાં છે! એ જાણવું પણ મુશ્કેલ થયું છે. અથવા એ જાતિઓ કોઈ ગ્રહ-ઉપગ્રહના સ્થળોમાં જઇ વસી છે!। અથવા કેવાં વિગ્રહ ધારણ કર્યાં છે।। તેની પણ શોધની આવશ્યકતા છે.

આમ છતાં તેમની પૂર્વ સંસ્કૃતિનાં સ્મારકો-ચરિત્રો અને ભાવનાઓ જળવાઇ રહી છે. તેનાં સંશોધન ભૂપૃષ્ટ-ભાગોમાંથી થઇ રહેશે તો સઘળો પત્તો કોઈ સમયે પણ મળી શકશે.

## તીર્થ યાત્રાની પ્રથામાં પણ ઇતિહાસની રક્ષા !

તીર્થ યાત્રાની પ્રથા ઘણા દીર્ઘકાળથી જણાઇ આવે છે. રામાયણ અને મહાભારતમાં તીર્થયાત્રાનાં વર્ણનો આવે છે. તે પહેલાંના કાળમાં પણ એવી પ્રથા હોવાનું સ્પષ્ટ થાય છે.

ગરીબ હો કે શ્રીમત હો ! એવાં સઘળાં, તીર્થયાત્રાએ જવા ઇચ્છા ધરાવતાં જણાય છે. બ્રહ્મચારીયો–સાધુસતો અને સન્યાસીઓ તો ફરતાજ રહે છે. ગૃહસ્થાશ્રમિઓ અનુકુળ સમયે જતા રહે છે. અને નાની કે મોટી યાત્રા થાય તો પોતાને પવિત્ર થયાનો માન્યતા ધરાવે છે. લોકો એવા તીર્થવાસીઓને સન્માનથી જુએ છે અને ભાવીકો તેમને પૂજ્ય ગણે છે.

### તીર્થ વિધિ

યાત્રાળુ તીર્થમાં જાય છે ! ઉપાધ્યાય સગવડો કરી આપતા રહે છે ! તીર્થ સ્થાનમાં લઈ જાય છે ! ગગામાં કે સરોવરમાં ડુબકાં મરાવે છે ! સૂર્યદેવ સામે ઉભા રાખે છે ! અને હેમાદ્રિમુનિએ ગોઠવેલો સ્નાન સંકલ્પ કરાવે છે ! ગોપ્રદાન કરાવે છે યાને સેવાની ખાતર એક ગાય પાળવાની પ્રતિજ્ઞા લેવડાવે છે ! નિયમો ગ્રહણ કરાવે છે ! થઈ ગએલા દોષોની યાદી સંભળાવે છે ! અને એવા દોષો પૈકી હરકોઇ દોષ થઈ ચૂક્યો હોય તો તેનું પ્રાયશ્ચિત યાને પશ્ચાત્તાપ કરવાનું સૂચન કરે છે ! અને ફરી એવા દોષો ન થાય તેને માટે દેવ–બ્રાહ્મણ સન્મુખ નિયમ ગ્રહણ કરાવે છે ! વળી સદ્‌વિચારો ગ્રહણ કરવા સદ્‌ગુણો કેળવવા–અને અધ્યાત્મ તરફ વાળવા પૂજન અર્ચન કરાવે છે!

### સ્નાન સંકલ્પમાં જગતની ભૂગોલ !

હેમાદ્રિકૃત સ્નાનસંકલ્પમાં પુરાના ભૂગોલનું વર્ણન આવે છે ! ભારતવર્ષના નવખંડોનું વર્ણન આવે છે ! એ નવખંડોમાં પર્વતો–નદીયો–તીર્થો–આશ્રમો અને સત્પુરૂષોના સ્થાનોનું વર્ણન આવે છે ! પવિત્ર રાજાઓનાં રાજ્યો–તેમની અમર સંસ્કૃતિ અને તેમનાં સ્મૃતિ ચિન્હોનું વર્ણન આવે છે ! ભારતવર્ષનો વિસ્તાર ! પ્રાચીન હુન્નર [illegible] ચિન્હો ! અને પ્રાચીન [illegible] ોનું વર્ણન આવે છે.

ભારત વર્ષ ઉપરાંત બી [illegible] ! તેમાં રહેલા
સીમાપર્વતો–પ્રાચીન સંસ્કૃતિનાં [illegible] પાતાલ પ્રદેશો !
નરકના પ્રદેશો ! અને સાત સ [illegible] ાવે છે.
દ્વીપો–ઉપદ્વીપો અને તેમાં રહે [illegible] ચિન્હોનું વ
આર્યોની–દેવોની–રાજવીરોની [illegible]
સ્મૃતિઓનાં વર્ણન આવે છે. [illegible]

પ્રદેશો અને તેની આસપાસની સ્વર્ગીય દેવતાઓની નગરીયોનું વર્ણન આવે છે. ભારતવર્ષનાં નામીચાં નગરો અને તીર્થોનું વર્ણન આવે છે. એ સઘળું એકજ પ્રકૃતિ–પુરૂષના સંધાનથી!! તેની ઇચ્છા શક્તિ અને ક્રિયાશક્તિથી! પેદા થતું રહે છે. ધ્વસ થતું રહે છે!! અને 'આખરે તેમાંજ તિરોહિત થતું' અને પ્રગટ થતું રહેતું હોવાનું ભાન કરાવે છે!!

એ એક વિશિષ્ટ સમયની ભૂગોલ–આખી દુનિયાંની ભૂગોલ બતાવી આપે છે. તેમાંથી ઘણો મોટો ભાગ મળતો આવે છે. યાત્રામાં એવો ભૂગોલ જાણવાનો હેતુ ગરીબ–શ્રીમંત અથવા મૂર્ખ કે પંડિતને એક સરખો જાણવા મળે છે. પવિત્રભાવથી! ધર્મ ભાવનાથી જાણવાનો એ હેતુ! દીર્ઘકાળની એ ભૂગોલને જાળવી રહ્યો છે. અને એ અત્યારનાં સંશોધનોને મદદરૂપ થતો હોય!! તો એ ધર્મભાવનાનેજ આભારી છે!

## દેવ અને દેવાલયો !

દેવ અને દેવાલયની નિરીક્ષાથી તેમાં રહેલા દેવના સમયની સંસ્કૃતિ જણાઈ આવે છે. દેવાલયની રચના! તેના સ્તરો! તેપરનું શિલ્પ! દેવઘર અને માનવ ઘરની રચના! અને તેમા રહેલા અભિનયપરથી કયા કાળનીએ સંસ્કૃતિ હોઈ શકે!! તેની કલ્પના સહજ લાવી શકાય છે!! પણ એ અભિનયની ભાષા જાણનારની તેમાં જરૂર પડે છે. તેથી દેવાલયપરથી અને તેના ભગ્નાવશેષો પરથી પણ સમય નક્કી કરવો સહેલો પડે છે. તેથી દેવાલયો બાંધવાની અને સંસ્કૃતિસૂચક દેવસ્થાપનાની પ્રથા ઐતિહાસિક ગણાતી હોય! તેમાં કંઇ ખોટું નથી.

## એવી સઘળી યોજનાઓ ઈતિહાસ રક્ષાની છે.

ઉપરોક્ત એવી સઘળી યોજનાઓ!! ઇતિહાસ પ્રેમી ભારતવાસીઓની અસલથી છે. એવા વિચારો ખ્યાલમાં ન આવે!! ત્યાંસુધી તે તરફ પ્રેમ થતો નથી. એટલુંજ નહી પણ એવી પ્રથા રાષ્ટ્રને–સમાજને અને અંગત વ્યક્તિને બીલકુલ લાભદાયક નથી!! એવી માન્યતા પ્રસરે છે.

## બ્રહ્મક્ષેત્રનું સંશોધન !

બ્રહ્મક્ષેત્રના સંશોધનનો હેતુ પણ એવી દ્રષ્ટીએ છે. બ્રહ્મક્ષેત્રના પુરાતત્વ વિશે મ્હને પણ ભારે શકા હતી. શરૂઆતમાં હું એટલું જાણવા લાગ્યો કે એ તીર્થનું એક સ્થળ છે. દર પૂર્ણિમાએ લોકો નદીમાં નહાવા જાય છે. બ્રહ્માજીનાં અને માતાજીનાં દરશન કરી આવે છે. સતપુરૂષોએ આ ઠીક કર્યું છે!!

એવી માન્યતાને અંગે બ્રહ્મક્ષેત્રના માહાત્મ્યની હસ્તલિખિત જુની પ્રત હાથ આવી તેના વાચનની એક વાર આવૃત્તિ કરી મ્હને લાગ્યુ કે બ્રહ્મ ક્ષેત્રના પ્રાચીન નામીચા સ્થળોની આ આખ્યાયિકાઓ છે અને તેમા ઇતિહાસ ગુથાએલો છે પણ એ ઇતિહાસ કયા કાળનો હશે ? તે જાણવા અને શોધના ઇચ્છા થઇ

દરમ્યાન બ્રહ્મક્ષેત્ર મહાત્મ્યની છાપેલી ચોપડી હાથમા આવી ! ! ચોપડી ના૦ શ્રીજુવાનસિંહજી મહારાજાના આશ્રયથી શ્રીગોવિંદરામજી શાસ્ત્રીએ શિલા છાપમા છપાવેલી જણાઈ તપાસી જોતા તેમા અધ્યાયને અંતે એક શ્લોક !! અને અધ્યાયની શરૂઆતમા રાખેલો એક શ્લોક !! જણાયો વચલો ભાગ કેવળ ભાંગી તુટી ગુજરાતી ભાષામા ભાષાંતરવાળો વાચ્યો

ત્યા પછી આરસ પથ્થરપર કોતરેલો શિલાલેખ હોવાનું જણાયુ એ વિસ્તાર સાથેની વિગતવાળો જણાયો.

મારા મુરબ્બી શ્રીપ્રભાશંકર ખુશાલરામજીને ત્યાથી ઐતિહાસિક નોધ હાથમા આવી એ નોટ કવિશ્રી દલપતરામભાઇએ લખેલી તેની નકલ હતી તેમા નીલકંઠ મહાદેવના પાયામાથી નિકળેલા ગધૈયાના સીક્કાની વાત વાચી ઇતિહાસને ટેકો આપતી એ નોટે મારૂ મન આકર્ષ્યું ! !

પુનાના **સુપ્રસિદ્ધ વિદ્વાન્ સિદ્ધેશ્વર શાસ્ત્રી ચિત્રાવનો** "ભારતવર્ષીય **પ્રાચીન ચરિત્રકોષ** મેં મગાવ્યો તેમા જગતની પ્રાચીન ભૂગોલનો અને પુરાના ભારતવર્ષનો નકશો સામેલ રાખેલો જોયો તેમા બ્રહ્મખેટ "નો ઉલ્લેખ થએલો જોઈ મારા મનમા બ્રહ્મક્ષેત્ર પુરાનુ હોવાનો વિશ્વાસ જાગૃત થયો

એ ઉપરાત શ્રીનદલાલ'દે'નો ભોગૌલિક નકશો જોયો ! ! અને માતાજીના સિંહદ્વારના પાયામાથી જુના શિલ્પની મૂર્તિઓ નિકળી જોઇ !' અને ત્યા પછી તેના સશોધનમા મારૂ મન વધારે આકર્ષાતું ગયુ વળી "ભવાનાકૃતરવાના" નામે એક પુસ્તક કે જે મારા એક મિત્રે મને આપ્યુ તેમા બ્રહ્મક્ષેત્ર માહાત્મ્ય રાગ રાગણીમા જુની ઢબમા આપેલુ જોયુ

એવા કેટલાક સાધન મળ્યા તે પરથી આ પુસ્તક લખવાની સૂચિ તૈયાર કરી જો કે આ પુસ્તક લખાતા પહેલા લગભગ બાર વર્ષે અગાઉ બ્રહ્મક્ષેત્ર માહાત્મ્યની જુની પ્રતના શ્લોકો વ્યાકરણ દોષથી રહિત કરી-શુદ્ધ કરી !! અન્વયિત કરી !! અમદાવાદના ગુજરાતી પ્રિન્ટીંગ પ્રેસમા છપાવ્યા, અને તેની સાથે ગુજરાતી ટીકા ફુટનોટમા લખી એ છપા યા હતા તેની નકલો ( એ સટીક મહાત્મ્યની નકલો ) ફક્ત ૫૦૦ છપાવી હતી બહાર પડતાની સાથેજ એટલી સ્વલ્પ નકલો તુર્તમાજ ખપી ગઇ હતી અને ફરી આવૃત્તિ છપાવવા

વિચારો ચાલતા હતા દરમ્યાન બ્રહ્મક્ષેત્રનો ઇતિહાસ લખવાની તથા છપાવી પ્રસિદ્ધ કરવાની કેટલાક સાક્ષર વિદ્વાનોની સૂચનાઓ મળી એટલે એ તરફ મારૂ મન વધારે ખેંચાયુ અને બ્રહ્મક્ષેત્ર માહાત્મ્યની હસ્તલિખિત પ્રતો ફરી મેળવવા યત્ન આરમ્ભ્યો તે પૈકી વડાલીના કૈ વા શ્રી નર્મદાશંકર કોદરલાલજીએ તેમની પાસેથી હસ્તલિખિત પુસ્તક આપ્યુ મહુડીથી પ્રાણનાથ ભવાનિશંકરજી પાસેની પ્રતતો મારી પાસે પ્રથમથીજ હતી એ ઉપરાત વડાલીના શ્રી ત્રિભો વનદાસ ભાઇશંકરજીએ તેમની પાસેનું હસ્તલિખિત આપ્યુ તેમા આખત શ્લોક અને વચ્ચે ભાષાંતર હતુ એ સઘળી પરસ્પર મેળવી જોઇ અને અધ્યાયો વ્યવસ્થિત ગોઠવ્યા સંબંધના અનુસંધાન સાથે ગોઠવણુ કરી વ્યાકરણ દોષ દૂર કર્યો શુદ્ધ અક્ષરોથી નકલ તૈયાર કરી અને અમદાવાદ આદિત્ય પ્રેસના વિદ્વાન માલીકશ્રી મણિલાલ પુરુષોત્તમ મીસ્ત્રી બી એ પર છપાવવા મોકલી આપી

તે દરમ્યાન ઇતિહાસ લખવાની સૂચી માટે કેટલાક ગ્રંથોની મદદ લેવાનુ જણાયુ તેથી પુસ્તકો ખરીદ્યા, ખેડ અને તેની આસપાસ જઇ ભ્રમણ કરતો રહ્યો યાદિઓ તૈયાર કરવા માડી કેટલાક મ્હારા સ્નેહીઓએ મ્હને ઉપયોગી હકીકતો પુરી પાડી તેમા શ્રી પ્ર હ્લાદજી ડૉ અને શ્રી રેવાશંકરજી ઉપાધ્યાયે તથા બીજા ભાઇઓએ પણ ભાગ લીધો હતો શ્રીમાતાજીમાંથી પણ ટ્રસ્ટી મહાશય શ્રીમાન મણીલાલભાઈ શેઠના ફરમાનથી સેક્રેટરીજીએ ધર્મશાળાઓની અને માતાજીના માહિત્યને લગતી હકીકત આપી

આ પુસ્તક લખવામા આધારભૂત પુસ્તક બ્રહ્મક્ષેત્ર માહાત્મ્ય છે તેમા રહેલી આખ્યાયિકાઓ ઉપરથી ઇતિહાસનું સંશોધન કર્યું છે અને વાચકની સરળતા માટે ચાર પરિચ્છેદો પાડ્યા છે શરૂઆતમા ઉપક્રમ અને અંતે ઉપસંહાર લખ્યો છે

બ્રહ્મક્ષેત્ર માહાત્મ્યની બીનાઓના આધારભૂત ટેકારૂપે બ્રાહ્મણોત્પત્તિ માર્તંડ અથર્વ વેદના મંત્રો—શ્રીદેવીભાગવત વગેરે પુરાણો વીગની વાતો જેવા પુસ્તકોનો ઉપયોગ થઈ શકો છે

બ્રાહ્મણોત્પત્તિ માર્તંડમા લાંબી આખ્યાયિકા સંસ્કૃત પદ્યોમા ગુથી છે અથર્વવેદનું બ્રહ્મપુરીનુ વર્ણન બ્રહ્મક્ષેત્રની નગર રચના સાથે સંરખાવતા મહાત્મ્યના શ્લોકો સાથે મળતુ આવે છે

ઉત્તરધ્રુવથી બ્રહ્મદેવનું આગમન, સપ્તર્ષિના તારા કૈલાસપર આવ્યાના સમયે શિવપાર્વતીનો વિવાહ, તે પ્રસંગે થએલો બ્રહ્માજીનો તેજોભંગ, બ્રહ્મ-

મને આ પુસ્તક લખવાની પ્રેરણા મે. માજી રે. ક. સા. **શ્રી. કેશવલાલજી એ૦ જોષી સાહેબ** તરફથી મળી છે. અને આ વાંચી મારે પ્રેમ વ્યક્ત કરનાર મે. આર્કીયોલોજીકલ ઑફીસર સાહેબ **શ્રી. પી એ ઈનામદાર સાહેબ** છે. એ બન્ને વ્યક્તિઓનો હું અંત કરણપુર્વક આભાર માનુ છુ.

મારે ભૂલવુ ન જોઇએ કે આ પુસ્તક લખવાની શરૂઆતથી માંડી. પ્રસંગોચિત જે જે સાધનો પુરા પાડયા છે, તથા મદદો આપી છે તે સર્વેને અભિનંદન ઘટે છે.

**આ ગ્રંથના મુદ્રક શ્રીમાન મણિલાલ પુ મિસ્રી બી. એ. જેઓશ્રીએ મ્હને છાપી આપવામાં ઉદારતા તથા ઉમદાભાવના બતાવી છે. તે માટે તેમને હાર્દિક ધન્યવાદ ઘટે છે.**

વડાલી જેવા ગામડામા રહી નિભાવ કરનાર, મારા જેવી સામાન્ય વ્યક્તિને અપનાવી આ પુસ્તક વિશે જે જે ઉદારાત્માઓએ મ્હને પ્રેમ બતાવ્યો છે. તે સર્વ સજ્જનોનો હું આભારી છુ

હજુ પણ આ ગ્રંથના વિકાસ માટે બહોળા સંશોધન માટે અને વ્યાપક પ્રચાર માટે ઇચ્છા ધરાવુ છુ એ ઇચ્છાને સફળ કરવા જે જે સજ્જનો મદદો આપતા રહેશે તે સજ્જનોનો હું આભારી રહીશ.

આ ગ્રંથ હસક્ષીર ન્યાયે વાંચી સદુપયોગ કરશો! તો મારો યથાશક્તિ થએલો પ્રયત્ન સફળ માનીશ.



## સદર પુસ્તક લખવા માટે ઉપયોગમાં લીધેલા ગ્રંથો


(૧) બ્રહ્મક્ષેત્ર મહાત્મ્યના હસ્તલિખિત
(૨) વેદનીસંહિતાઓ-(વૈદિકસાહિત્ય)
(૩) વેદાંગ જ્યોતિષ.
(૪) ભારતીય જ્યોતિશાસ્ત્ર (મરાઠી)
(૫) ભારતવર્ષીય પ્રાચીન ચરિત્ર કોશ
(૬) શ્રીમદ્‌ભાગવત.
(૭) શ્રીમદ્દેવી ભાગવતમ્
(૮) જ્ઞાનકોશ.
(૯) બ્રાહ્મણોત્પત્તિમાર્તંડ
(૧૦) ભવાનાકૃત રચના.
(૧૧) બ્રહ્મક્ષેત્ર માહાત્મ્ય (ગોવિંદરામ શાસ્ત્રીનું)
(૧૨) શ્રી દલપતરામ કવિની ઐતિહાસિક નોંધ
(૧૩) રાસમાળા (ફાર્બસકૃત)
(૧૪) પુરૂષાર્થ માસિકની ફાઈલો (સાતવળેકરની.)

ક્ષેત્રમા આગમન વગેરે વિષયો નક્કી કરવા !! આર્યોના વૈદિકમતની ગણના, તે સાથે શ્વેતવરાહ કલ્પના વર્ષોની ગણત્રી, વૈજ્ઞાનિકોના તેજોમેષના હિમાબ્દની સામ્યતા !! વૈદિકકાળની ગણનીના હિસાબની રીત! યુગશબ્દના વિવિધાર્થો અને મહાયુગોનું પ્રમાણ એ સઘળા વિષયોનું સમર્થન કર્યું છે અને એ દ્રષ્ટીએ બ્રહ્મ-ક્ષેત્રના પુરાતત્વનુ સંશોધન ! એટલે વિપ્રોની ઉત્પત્તિનો કાળ ! લાટવૈષ્ણોની ઉત્પત્તિ નીલકંઠ મહાદેવના પાયામાથી નીકળેલા ગધૈયાનો સમય, શિલાલેખનો સમય, શ્રીઅંબિકામાતાની સ્થાપનાનો સમય, ગરૂડજાતી અને નાગજાતિના યુદ્ધોનો સમય એમ ઐતિહાસિક આખ્યાયિકાઓ પરથી સંશોધનપૂર્ણકાળ નક્કી કરવા ઘટના કરી દેવસ્થાનો અને તીર્થસ્થાનોના સમય, બ્રહ્મક્ષેત્ર સાથે સબધ ધરાવનારા સૂર્યવંશી–ચંદ્રવંશી અને અગ્નિવંશની રાજસત્તાઓના સમય, એવા રાજવીરોની જાતકકથાઓ તેમની સસ્કૃતિરક્ષાની ઉચ્ચ ભાવનાઓ, સગઠન કરવાની યુકિતઓ, ધર્મ અને નીતિપરની અચળ શ્રદ્ધા, વીરતા ભર્યા પરાક્રમો સતિ રાણીઓની વીરતા પતિની ખાતર પ્રાણર્પણ કરનાની અદ્ભૂત શકિત, નિરાધાર સ્થિતિમા પતિ સહગમન, એવી એવી અનેક ઘટનાઓના પ્રસગો !! બ્રહ્મક્ષેત્રના પ્રદેશોમા બનેલા તેનુ બ્યાન કરાવ્યુ છે દરમ્યાન બ્રહ્મ-ક્ષેત્રની ઉન્નતિનો સમય, મધ્યમ અવસ્થા, ધ્વસના પ્રસગો, ઉજ્જડ રહ્યાના પ્રસગો, વસવાટ અને આબાદીના પ્રસગો આલેખ્યા છે

દરેક તીર્થસ્થાનોની પાછળ રહેલા ભિન્ન ઇતિહાસ, આશ્રમવાસી પવિત્ર ઋષિઓના તપ, કર્તવ્ય નિષ્ઠામા જાગૃત એવા ઋષીઓના વેદાધ્યયન, યજ્ઞયાગ ધર્મ અને રાષ્ટ્રરક્ષણની ખાતર શસ્ત્રો ધારણ કરી યુદ્ધો ખેલવાના પ્રસગ ક્ષત્રિય વીરોના રોમાચ્ચકારી પરાક્રમો, વૈશ્યોનો દેશવ્યાપી વ્યાપાર, આબાદ સપત્તિઓના સદુપયોગ કારીગરીની આકર્ષક શિલ્પકળા વગેરેનું પણ વર્ણન આ ઇતિહાસમા આવી જાય છે એમ ચાર વર્ણ અને તેના આશ્રમોની જાગતી કર્તવ્ય નિષ્ઠા ! પ્રત્યક્ષ બતાવી આપતુ આ બ્રહ્મક્ષેત્ર !! અત્યારે તેની કર્તવ્ય હીનતાને લીધે! તેના વિપરીત સયોગોને લીધે! અને આબાદીના સાધનોના અભાવે દીનતા દર્શાવતું દેખાઈ આવે છે તેમા **સૂર્યવંશના પ્રતાપી રાઠોડ રાજવીના ઉજ્વલ પ્રતાપે** ખેડની દશાનો સુધારો–તીર્થોનો સુધારણા અને માતાજીના સ્થાનનો ભારે વિકાસ થવા લાગ્યો છે અને ભાવિ બ્રહ્મક્ષેત્રને તેની અસલ સ્થીતિમા મૂકાવવા ઉમદા સહાયતા અપાવવા માટી છે એ જોઇ કયુ આર્ય હૃદય ખૂશ ન થાય ? ? તેમ છે, તેવી બીના પણ આ પુસ્તક બતાવી આપવા ચુકતું નથી.

મને આ પુસ્તક લખવાની પ્રેરણા મે. માજી રે. ક. સા. શ્રી; **કેશવલાલજી એો૦ જોષી સાહેબ** તરફથી મળી છે. અને આ વાંચી ભારે પ્રેમ વ્યક્ત કરનાર મે. **આર્કીયોલોજીકલ ઑફીસર સાહેબ શ્રી. પી એ. ઇનામદાર સાહેબ** છે. એ બન્ને વ્યક્તિઓનો હું અંતઃકરણપૂર્વક આભાર માનું છું.

મારે ભૂલવું ન જોઇએ કે આ પુસ્તક લખવાની શરૂઆતથી માંડી. પ્રસંગોચિત જે જે સાધનો પુરાં પાડયાં છે, તથા મદદો આપી છે. તે સર્વેને અભિનંદન ઘટે છે.

**આ ગ્રંથના મુદ્રક શ્રીમાન મણિલાલ પુ. મિસ્ત્રી બી. એ. જેઓશ્રીએ મ્હને છાપી આપવામાં ઉદારતા તથા ઉમદાભાવના બતાવી છે. તે માટે તેમને હાર્દિક ધન્યવાદ ઘટે છે.**

વડાલી જેવા ગામડામાં રહી નિભાવ કરનાર, મારા જેવી સામાન્ય વ્યક્તિને અપનાવી આ પુસ્તક વિશે જે જે ઉદારાત્માંઓએ મ્હને પ્રેમ બતાવ્યો છે. તે સર્વ સજ્જનોનો હું આભારી છું.

હજુ પણ આ ગ્રંથના વિકાસ માટે ! બહોળા સંશોધન માટે અને વ્યાપક પ્રચાર માટે ઇચ્છા ધરાવું છું. એ ઇચ્છાને સફળ કરવા જે જે સજ્જનો મદદો આપતા રહેશે તે સજ્જનોનો હુ આભારી રહીશ.

આ ગ્રંથ હંસક્ષીર ન્યાયે વાંચી સદુપયોગ કરશે! તો મારો યથાશક્તિ થએલો પ્રયત્ન સફળ માનીશ.



## સદર પુસ્તક લખવા માટે ઉપયોગમાં લીધેલા ગ્રંથો


(૧) બ્રહ્મક્ષેત્ર મહાત્મ્યનાં હસ્તલિખિત
(૨) વેદનીસહિતાઓ-(વૈદિકસાહિત્ય)
(૩) વેદાંગ જ્યોતિષ.
(૪) ભારતીય જ્યોતિશાસ્ત્ર. (મરાઠી)
(૫) ભારતવર્ષીય પ્રાચીન ચરિત્ર કોશ
(૬) શ્રીમદ્‌ભાગવત.
(૭) શ્રીમદ્દેવી ભાગવતમ્
(૮) જ્ઞાનકોશ.
(૯) બ્રાહ્મણોત્પત્તિમાર્તંડ
(૧૦) ભવાનાકૃત રવાના.
(૧૧) બ્રહ્મક્ષેત્ર માહાત્મ્ય (ગોવિંદરામ શાસ્ત્રીનું)
(૧૨) શ્રી દલપતરામ કવિની ઐતિહાસિક નોંધ.
(૧૩) રાસમાળા (ફાર્બસકૃત).
(૧૪) પુરૂષાર્થ માસિકની ફાઇલો (સાતવળેકરની.)

ક્ષેત્રમાં આગમન વગેરે વિષયો નક્કી કરવા !! આર્યોના વૈદિકમતની ગણુના, તે સાથે શ્વેતવરાહ કલ્પના વર્ષોની ગણત્રી, વૈજ્ઞાનિકોના તેજોમેધના હિસાબની સામ્યતા !! વૈદિકકાળની ગણત્રીના હિસાબની રીત! યુગશબ્દના વિવિધાર્થો અને મહાયુગોનું પ્રમાણ એ સઘળા વિષયોનું સમર્થન કર્યું છે. અને એ દ્રષ્ટીએ બ્રહ્મક્ષેત્રના પુરાતત્વનું સંશોધન ! ખેટક વિપ્રોની ઉત્પત્તિનો કાળ ! લાટવૈષ્ણોની ઉત્પત્તિ! નીલકંઠ મહાદેવના પાયામાંથી નીકળેલા ગર્ધવાંનો સમય, શિલાલેખનો સમય, શ્રીઅંબિકામાતાની સ્થાપનાનો સમય, ગરૂડજાતી અને નાગજાતિનાં યુદ્ધોનો સમય. એમ ઐતિહાસિક આખ્યાયિકાઓ પરથી સંશોધનપૂર્વકકાળ નક્કી કરવા ઘટના કરી. દેવસ્થાનો અને તીર્થસ્થાનોના સમય, બ્રહ્મક્ષેત્ર સાથે સંબધ ધરાવનારા સૂર્યવંશી–ચંદ્રવંશી અને અગ્નિવંશની રાજસત્તાઓના સમય, એવા રાજવીરોની જાતકકથાઓ. તેમની સસ્કૃતિરક્ષાની ઉચ્ચ ભાવનાઓ, સંગઠન કરવાની યુકિતઓ, ધર્મ અને નીતિપરની અચલ શ્રદ્ધા, વીરતા ભર્યાં પરાક્રમો. સતિ રાણીઓની વીરતા. પતિની ખાતર પ્રાણર્પણ કરવાની અદ્ભુત શકિત, નિરાધાર સ્થિતિમાં પતિ સહગમન, એવી એવી અનેક ઘટનાઓના પ્રસગો !! બ્રહ્મક્ષેત્રના પ્રદેશોમાં બનેલા તેનુ બ્યાન કરાવ્યુ છે. દરમ્યાન બ્રહ્મક્ષેત્રની ઉન્નતિનો સમય, મધ્યમ અવસ્થા, ધ્વસના પ્રસંગો, ઉજ્જડ રહ્યાના પ્રસંગો, વસવાટ અને આબાદીના પ્રસગો આલેખ્યા છે

દરેક તીર્થસ્થાનોની પાછળ રહેલા ભિન્ન ઇતિહાસ, આશ્રમવાસી પવિત્ર ઋષિઓનાં તપ, કર્તવ્ય નિષ્ઠામાં જાગૃત એવા ઋષીઓનાં વેદાધ્યયન, યજ્ઞયાગ. ધર્મ અને રાષ્ટ્રરક્ષણુની ખાતર શસ્ત્રો ધારણુ કરી યુદ્ધો ખેલવાના પ્રસગ. ક્ષત્રિય વીરોનાં રોમાંચકારી પરાક્રમો, વૈશ્યોનો દેશવ્યાપી વ્યાપાર, આબાદ સંપત્તિઓના સદુપયોગ. કારીગરીની આકર્ષક શિલ્પકળા. વગેરેનું પણુ વર્ણુન આ ઇતિહાસમાં આવી જાય છે. એમ ચાર વર્ણુ અને તેના આશ્રમોની જાગતી કર્તવ્ય નિષ્ઠા! પ્રત્યક્ષ બતાવી આપતું આ બ્રહ્મક્ષેત્ર !! અત્યારે તેની કર્તવ્ય હીનતાને લીધે! તેના વિપરીત સંયોગોને લીધે!! અને આબાદીના સાધનોના અભાવે. દીનતા. દર્શાવતું દેખાઈ આવે છે. તેમાં. **સૂર્યવંશના. પ્રતાપી. રહોડ રાજવીના ઉજ્વલ પ્રતાપે** ખેડની દશાનો સુધારો–તીર્થોની સુધારણા અને માતાજીના સ્થાનનો ભારે વિકાસ થવા લાગ્યો છે. અને ભાવિ બ્રહ્મક્ષેત્રને તેની અસલ સ્થીતિમાં મૂકાવવા ઉમદા સહાયતા અપાવવા માંડી છે. એ જોઈ કયું આર્ય હૃદય ખૂશ ન થાય ? ? તેમ છે, તેવી ખોના પણુ આ પુસ્તક બતાવી આપવા ચુકતું નથી.

મને આ પુસ્તક લખવાની પ્રેરણા મે. માજી રે. ક. સા. શ્રી કેશવલાલજી એમ૦ જોષી સાહેબ તરફથી મળી છે. અને આ વાંચી ભારે પ્રેમ વ્યકત કરનાર મે. ઓર્કીયોલોજીકલ ઑફીસર સાહેબ શ્રી. પી એ. ઈનામદાર સાહેબ છે. એ બન્ને વ્યકિતઓનો હું અંતઃકરણપૂર્વક આભાર માનું છું.

મારે ભૂલવું ન જોઇએ કે આ પુસ્તક લખવાની શરૂઆતથી માંડી. પ્રસંગોચિત જે જે સાધનો પુરાં પાડ્યાં છે, તથા મદદો આપી છે. તે સર્વને અભિનંદન ઘટે છે.

**આ ગ્રંથના મુદ્રક શ્રીમાન મણિલાલ પુ. મિસ્ત્રી બી. એ. જેઓશ્રીએ મ્હને છાપી આપવામાં ઉદારતા તથા ઉમદાભાવના બતાવી છે. તે માટે તેમને હાર્દિક ધન્યવાદ ઘટે છે.**

વડાલી જેવા ગામડામાં રહી નિભાવ કરનાર, મારા જેવી સામાન્ય વ્યકિતને અપનાવી આ પુસ્તક વિશે જે જે ઉદારાત્માંઓએ મ્હને પ્રેમ બતાવ્યો છે. તે સર્વ સજ્જનોનો હું આભારી છું.

હજુ પણ આ ગ્રંથના વિકાસ માટે! બહોળા સંશોધન માટે અને વ્યાપક પ્રચાર માટે ઇચ્છા ધરાવું છું. એ ઇચ્છાને સફળ કરવા જે જે સજ્જનો મદદો આપતા રહેશે તે સજ્જનોનો હું આભારી રહીશ.

આ ગ્રંથ હંસક્ષીર ન્યાયે વાચી સદુપયોગ કરશો! તો મારો યથાશક્તિ થએલો પ્રયત્ન સફળ માનીશ.



## સદર પુસ્તક લખવા માટે ઉપયોગમાં લીધેલા ગ્રંથો

(૧) બ્રહ્મક્ષેત્ર મહાત્મ્યનાં હસ્તલિખિત
(૨) વેદનીસંહિતાઓ-(વૈદિકસાહિત્ય)
(૩) વેદાંગ જ્યોતિષ.
(૪) ભારતીય જ્યોતિશાસ્ત્ર. (મરાઠી)
(૫) ભારતવર્ષીય પ્રાચીન ચરિત્ર કોશ
(૬) શ્રીમદ્‌ભાગવત.
(૭) શ્રીમદ્‌દેવી ભાગવતમ્
(૮) જ્ઞાનકોશ.
(૯) બ્રાહ્મણોત્પત્તિમાર્તંડ
(૧૦) ભવાનાકૃત રવાના.
(૧૧) બ્રહ્મક્ષેત્ર માહાત્મ્ય (ગોવિંદરામ શાસ્ત્રીનું)
(૧૨) શ્રી દલપતરામ કવિની ઐતિહાસિક નોંધ.
(૧૩) રાસમાળા (ફાર્બસકૃત).
(૧૪) પુરૂષાર્થ માસિકની ફાઈલો (સાતવળેકરની.)

(૧૫) વૈદિક ધર્મ માસિકની ફાઇલો (સાતવળેકરની,)
(૧૬) કેસરીની ફાઇલો (પુના કેસરીપત્ર)
(૧૭) ભારતીય તત્વજ્ઞાન (શ્રી કેળકરકૃત)
(૨૦) વિજ્ઞાન બોધ.
(૨૧) ઈડર રાજ્યનો ઇતિહાસ (શ્રી જોગીદાસજીકૃત)
(૨૨) રાજસ્થાનનો ઇતિહાસ ભા. ૧ (શ્રીટૉડકૃત)
(૨૩) રાજસ્થાનનો ઇતિહાસ ભા. ૨ (શ્રીટૉડકૃત)
(૨૪) વીરનીવાતો ભા. ૧-૨-૩-૪.
(૨૫) સૂર્ય સિદ્ધાંત.
(૨૬) પરિભાષેન્દુ શેખર.
(૨૭) રાજતરંગીણી.
(૨૮) ચિત્રમય જગતની ફાઈલો.
(૨૯) શુભસંગ્રહના ભાગો.
(૩૦) બ્રહ્મપુરાણ.
(૩૧) બ્રહ્મ વૈવર્તક પુરાણ
(૩૨) મત્સ્ય પુરાણ.
(૩૩) સૂર્ય પુરાણ
(૩૪) રાજવલ્લભ-શિલ્પસાર વિ૰
(૩૫) ઇડરરાજ્યનાં પુરાતન અવશેષો.
(૩૬) મનુસ્મૃતિ.
(૩૭) ઓરાયન (શ્રીતિલકકૃત)
(૩૮) સ્પર્શાસ્પર્શ વિચાર (સાતવળેકરકૃત)
(૩૯) અસ્પૃષ્ટાચા પ્રશ્ન.
(૪૦) ગોત્રપ્રવર મંજરી.
(૪૧) ગોત્ર પ્રવરદર્પણ.
(૪૨) ગોત્ર પ્રવરસાર.
(૪૩) सणांचा इतिहास
(૪૪) हिन्दुधर्म दीपिका
(૪૫) ઉપનિષદ્ રત્નમાલાની ફાઇલ.
(૪૬) ધર્માબ્ધિસાર
(૪૭) નિર્ણયસિન્ધુ.
(૪૮) પાંચ હજાર વર્ષ પૂર્વેનું ગુજરાત
(૪૯) પ્રાચીન જગતનો ભૌગોલિક નકશો.
(૫૦) વેણીવત્સ પ્રશસ્તિ
(૫૧) ગુજરાતનો ઇતિહાસ.
(૫૨) શ્રીભગવતિ સૂત્ર
(૫૩) શ્રીસૂયડાંગ સૂત્રાદિગ્રંથો.
(૫૪) પ્રસ્થાનની ફાઇલો.
(૫૫) શ્રીપરમાર રાજાઓની વંશાવલી
(૫૬) શ્રીરાવ રાજાઓની વંશાવલી.

આ ઉપરાંત બીજા કેટલાક ગ્રંથોનો પણ ઉપયોગ કર્યો છે. એ સઘળા ગ્રંથકર્તાઓની કૃપાથી આ પુસ્તક લખવા શક્તિમાન થયો છું. એ સઘળા વિદ્વાનોનો હું આભાર માનું છું.

---o---



# પુરાતન—બ્રહ્મક્ષેત્ર

## પ્રવેશ પરિચ્છેદ—(પહેલો)

દીર્ઘ સમય પૂર્વે "બ્રહ્મક્ષેત્ર" નામે ઓળખાતું ભારેનગર હાલમાં "ખેડબ્રહ્મા" અથવા "બ્રહ્માની ખેડ" નામથી ઓળખાય છે. પ્રાચીનકાળથી ભારતવાસીઓનું આ પુણ્યક્ષેત્ર અથવા તીર્થક્ષેત્ર મનાય છે. પ્રાયઃ હાલમાં ધાર્મિક પ્રજા તેવીજ ભાવનાથી જુએ છે.

### એ કઈ તરફે આવ્યું વારૂ !

આ ખેડ! પશ્ચિમ હિન્દમા—ગુજરાતમાં—ઈશાન કોણામાં—ઈડરરાજ્યમાં છે. ઉત્તર ગુજરાતનો આ એક છેક ખૂણો છે. અથવા નાની મારવાડનો પ્રદેશ ગણાય છે. આચાર, વિચાર, ઉચ્ચાર, રીવાજ અને ભાષા વિગેરેમાં સંસ્કરણ લગભગ ઉત્તર હિન્દની એ મરૂભૂમિનું છે. સૂર્યવંશના મુકુટમણી રાષ્ટ્રકૂટ યાને રાઠોડવંશના રણજંગબહાદુરોએ રાજકીય સત્તા જમાવી ધર્મ અને સંસ્કૃતિની રક્ષા કરી છે. એ વીરતાભરી સંસ્કૃતિના પ્રભાવે વિધર્મી સંસ્કૃતિઓના હુમલા પાછા પડયા છે. આમ હોવાથી વીરતાસૂચક આ નાની મરૂભૂમિ ગણાતી હોય તો એ અસ્થાને નથી.

ખેડબ્રહ્મા એ૦ પી૦ રેલ્વેનું છેલ્લુ સ્ટેશન છે. અમદાવાદથી લગભગ ૫।। કલાકમાં આવી શકાય છે. ગાડીઓ બે વખત આવજા કરે છે. હીંમતનગરથી મોટરસર્વિસો બે વખત આવજા કરે છે.

### ગામ કેટલું દૂર છે?

ખેડબ્રહ્માસ્ટેશનથી ગામ નજીક છે. સ્ટેશન પરથી ગામ દેખાય છે. પંદર મિનિટમાં ગામમાં આવી શકાય છે. માર્ગમાં ત્રિવેણીગંગાનો સંગમ આવે છે. તેમાથી પસાર થઈ શકાય છે.તીર્થવાસીઓને એ દેખાવ તપોવન જેવો રમ્ય લાગેછે.

ગામ ટેકરા ઉપર છે. જાણે પૂર્વજોનુ અમૂલ્ય ધન દાટેલું હોય! જાણે કોઇનો તેને લઈ જવાનો ભય હોય। તેથી તેણે તેના પર સપાટી કરી વસવાટ કર્યો હોય। એમ ખેડબ્રહ્મા તેના ટેકરાપરના વસવાટપરથી બતાવી આપે છે. પુરાતત્વના વિદ્વાનો ખેડની યાત્રાએ જાય છે! જુએ છે! ચોતરફ નિહાળે છે! અનુમાનો બાંધે છે. દાટેલું બહાર કહાડવા લલચાય છે. અને કોઈ સુમુહર્તની રાહ જોતા પાછા ફરે છે. વળી માને છે કે પુરાતનકાળનાં મકાનો, મંદિરો, વાપીઓ, કુવા, ભોંયરાં, દેવમૂર્તિઓ, લેખો, સિક્કાઓ, તામ્રપટો વગેરે ઐતિહાસિક સાધનો ખેડના ભૂગર્ભમાં હોવાં જોઇએ. શોધકોને કંઈક હાથ લાગ્યાં છે. થોડાક પ્રયત્નથી હાથ લાગે પણ છે. એવા ટેકરા ખેડ અને તેની આસપાસ પણ છે. ફરતા સિમાડામાં મકાનોના પાયા, દેવાલયોનાં ખંડેર, મંદિરોના શિલાસ્તંભો, સ્તરમૂર્તિઓનાં અવશેષો, પગથીયાં, શિખરો અને તેવાં અનેક ચણતરની ભ્રમશિલાઓ, જાતજાતની નકસી અને કોતરકામોનાં અવશેષો જ્યાં ત્યાં પડેલાં દેખાવ આપે છે.

## ખેડની વસ્તી

ખેડની ખાનેસુમારીનો છેલ્લો આંકડો લોકસંખ્યા આશરે ૧૩૦૦ બતાવે છે. ઘર સંખ્યા ૪૦૧ છે. ખેડનો વસવાટ પૂર્વ અને પશ્ચિમ દિશા તરફ લંબાઈમાં છે. હાલમાં ખેડવાબાજનું ઘર ૧. ખેડવાબ્રાહ્મણોનાં ઘર ૧૫ છે. ગોમતીવાળ બ્રાહ્મણોનાં ઘર ૪૫ છે. ભાટમેવાડા બ્રાહ્મણોનાં ઘર ૨ છે. ઔદીચનું ૧, તપોધનનું ઘર ૧ છે. દશાપોરવાડનાં ઘર ૩૪ છે. આંજણા પાટીદારોનાં ઘર ૫૫ છે. સોનીનાં ૪, પુરવીયાનું ૧, રજપુતોનાં ઘર ૨૦, સુતારોનાં ૧૦, છીંપાનાં ૫, દરજીનાં ૨૫, લુહારનાં ૪, લેઉઆપટેલનાં ૧૨, માળીનાં ૧, હજામનાં ૪, ધોબીનું ૧, વેરાગીનાં ૪, ભાટીઆનાં ઘર ૧૫, રાવળીઆનાં ઘર ૫, કુંભારનાં ૨૨, ગોઢ ઘાચીનાં ઘર ૨, મોચીનાં ૩, કલાલનાં ૩, ઠાકરડાનાં ૪૦, અત્યંજનાં ૪૦, ઘાચીનાં ૯, મુસલમાનનાં ૧૨, ફકીરનું ૧, ચાકરનાં ૪, એમ કુલ ઘર સંખ્યા ૪૦૧ છે.

## શિક્ષણ અને ઉદ્યોગ

ખેડમાં બ્રાહ્મણો પૈકી કેટલાક અંગ્રેજી ભણેલા છે. કેટલાક જ્યોતિષ અને કર્મકાંડના અભ્યાસી છે. કેટલાક રાજમાં નોકર છે. વકીલાત કરે છે. કેટલાક જ્યોતિષ અને કર્મકાંડથી નિભાવ ચલાવે છે. વેપાર અને ખેતી પણ કરે છે, કેટલાક મીઠાઈની દુકાનો કરે છે, તો કોઈક હોટલોથી નિભાવ કરે છે, ઘણાખરા મુંબઈ, અમદાવાદ અને દક્ષિણ તરફ જાય છે, તો કેટલાક યજમાનવૃત્તિથી નિભાવ કરે છે.

પાટીદાર અને વાણીયા પૈકી કેટલાક ઉદ્યોગી પુરૂષો દુરદુરનો વેપાર કરે છે. કેટલાક ધરાગીનો ધંધો કરે છે. તો કેટલાક ખેતીવાડી કરે છે.

છીપા રંગવાનું કામ કરે છે. વણકરો વણાટનું કામ કરે છે. અને કેટલાક પરચુરણ દુકાનો કરી નિભાવ કરે છે. ગામમાં શ્રી દરબારી એંગ્લો વર્નાક્યુલર સ્કુલ છે.

## એ વસ્તી પૈકી કેટલીક જુની વસવાટ

સંવત ૧૬૦૨ની સાલમાં ઝોટાસણ, કોટડા અને સીતાળ ગામેથી આંજણા પટેલ આવીને ખેડમાં વસ્યા. એ પ્રસંગે ફક્ત બેજ ઘર આવી વસ્યાં હતાં. ત્યાં પછી સંખ્યા વધી છે.

સંવત ૧૭૦૦ની સાલમાં દશાપોરવાડ વાણીયા વડાલીથી આવી ખેડમાં વસ્યા. શરૂઆતમાં તેમનાં ઘર ચાળીસ હતાં.

એજ અરસામાં મોથો નાયક અને જોગો નાયક નામે બે તરગાળાઓ ગામ ઊંઝેથી રહેવા આવેલા. સંવત ૧૯૨૨માં તેમનાં ઘર ૧૫ હતાં પાછળથી નષ્ટ થતાં ગયાં.

ગોમતીવાળ બ્રાહ્મણો સંવત ૧૫૨૨ના અરસામાં ગામ "અડાલજ"થી આવીને ખેડમાં વસ્યા. એ અરસામાં તેમનાં ઘર ૪૦ હતાં પાછળથી ઘર સંખ્યા વધતી ગઈ છે.

ખેડમાં નાગર બ્રાહ્મણોની વસતી હતી, હાલમાં નથી. હાલ જે નાગરોનો ટીંબો કહેવાય છે, ત્યાં એ રહેતા.

ખેડમાં "ભાવલ" જાતીનાં ક્ષત્રીયોની વસ્તી હતી, જયાં હાલ "ભાવલોનો ટીંબો" ઓળખાણ આપી રહ્યો છે.

## ડાભીઓના પાળીયા

ખેડમાં વનોજી રાઠોડ પ્રસિદ્ધ પુરુષ થઈ ગયા. તેમના વડવા ખેડનો બંદોબસ્ત રાખતા. અને ડાભીજાતના ઠાકરડા ચોકીપહેરો કરતા. જ્યારે એ ઉન્મત્ત થયા ત્યારે મહારાજાશ્રી શિવસિંહજી સાહેબે સંવત ૧૮૦૦ના અરસામાં તેમને મારી નાંખ્યા. એ ડાભીયોના પાળીયા સ્થપાયા. હાલમાં એ પાળીયા બ્રહ્માજીની વાવ પાસે છુટા છુટા છે. તેમાં લેખો છે. ઘસાઇ ગયા છે. વંચાતા નથી.

એ ડાભીઓની સગર્ભા સ્ત્રી હતી. તોફાનમાંથી નાસી છુટી હતી; અને કડે જઈ રહી હતી. તેના સંતાનોનો વેલો હાલ કડા ગામમાં હોવાનું જણાય છે.

## ખેડબ્રહ્માનાં તીર્થો

શ્રી બ્રહ્મતીર્થ-(બ્રહ્મવાપી)-ગોત્રતીર્થ-નીલકંઠતીર્થ ઉર્ફે શિવતીર્થ-અદિતી-વાવ-અંબાભવાનીતીર્થ-અંબાસરતીર્થ-નવદુર્ગાતીર્થ-કોટેશ્વરતીર્થ-ગુપ્તસરસ્વતી-તીર્થ(બ્રહ્મગંગા)-ત્રિવેણીતીર્થ-કોટીલિંગતીર્થ-પંચકોશી-ચામુંડાજી-ગદાધરતીર્થ-પક્ષીન્દ્રતીર્થ-સીતાકુંડ-રામકુંડ-ચક્રતીર્થ-પ્રેતમુક્તિવટ-ભૃગુતીર્થ અને ભાર્ગવાશ્રમ, ક્ષીરજામ્બાદેવી અને લક્ષ્મીતીર્થ-બ્રહ્મકપાલમોક્ષતીર્થ-ફણીન્દ્રતીર્થ-વૈકુણ્ઠતીર્થ-નાગધરો અથવા નાગમોક્ષતીર્થ એમ બીજાં પણ કેટલાંક નાનાં મોટાં તીર્થો છે. તેમાં શરૂઆતનું તીર્થ "ત્રિવેણીતીર્થ" છે. શિવાય માણેકનાથનોપહાડ-તારંગાજી-તરસંગમા-વિધાવનો ડુંગર તથા વાઘેશ્વરનો પહાડ એવાં પણ ઐતિહાસિક સ્થાનો છે.

### ત્રિવેણી અથવા ત્રણ નદીઓ !

ખેડમાં બ્રહ્મગંગા, હિરણ્યગંગા અથવા લોક ભાષામાં બોલાતી હરણાવ નદી વહે છે. તેનો પ્રવાહ પૂર્વ પશ્ચિમ છે. ખેડથી પોળાનો ડુંગર (વિંધ્યાદ્રિના મૂળ) પંદર ગાઉ પર છે. ત્યાંથી એ પ્રગટ થાય છે. અને ખેડથી ૭ ગાઉ ઉપર આવેલા ટોકરા ગામના પાદરે થઈ સાબરમતિને મળે છે. આ હરણાવને ભીમાશંકરી તથા કૌશામ્બી નામે બે નદીઓ ખેડના પાદરે મળે છે. અને ત્રણ નદીઓનો સંગમ પંખેશ્વર મહાદેવની દક્ષિણ બાજુ અડીને થાય છે.

### રસકસવાળી જમીન

ખેડની જમીન રસ અને કસવાળી મીઠી ગણાય છે. સીમાડાનો વિસ્તાર આશરે દસહજાર વિધાનો છે. તેમાં વાવેતર ફક્ત ત્રણ કે ચાર હજાર વીધામાં જ થાય છે. બાકીની જમીન પડતર રહે છે. પ્રથમ થોડા વર્ષો પહેલાં શેરડીઓ વવાતી અને ગોળનો સારો પાક થતો.

હાલમાં ખાસ કરીને ઘઉં અને મકાઈ પાકે છે. વળી કોદરા, તલ, કાંગ, શેણ્ણા, વરી, અડદ, મગ, ગવાર,.જવ, મેથી, બંટી, બાવટો, કપાસ વિગેરે થાય છે. ખેતરોમાં તથા ગામમાં મીઠાપાણીના કુવા, વાવ અને બીજાં જલાશયો છે.

### શ્વેતાંબર મતનાં દેવાલયો,

હાલમાં ગામ વચ્ચે શ્વેતાંમ્બર મતનું એક દેવાલય છે, દેવળ નવું છે. પ્રતીમાજી જુનાં છે. કહેવાય છે કે, દેવળના ચોકમાં ભોંયરૂં છે. તેમાં ઘણા કાળની જુની પ્રતિમાઓ કાઢેલી છે.

## દિગમ્બર મતનાં દેવાલયો.

દિગમ્બર મતનાં દેવાલયો અગાઉ ઘણાં હતાં. તેમાં બાવન જીનનો પ્રાસાદ લાખ્ખો રૂપીઆના ખર્ચે બંધાવેલો હતો. હાલમાં એવાં દેવાલયો અને પ્રાસાદોનાં ખડેરો છે.

## શિવરાત્રીનો મેળો.

ખેડમાં નદીની દક્ષીણ બાજુએ શિવરાત્રીના અરસામાં વેપારીઓનો મોટો મેળો ભરાય છે. આ મેળાની સ્થાપના ઘણા જુના કાળની છે. ના૦ જુવાનસિંહજી મહારાજાએ તેની સારી પ્રગતી કરી હતી. ખેરજમાતાની ટેકરીની બાજુમા હરબ્રહ્મરાજાના સ્મારક તરીકે બ્રહ્મપોટલી " નામે ઓળખાતો એક મોટો બુરજ હતો. બુરજ જીર્ણ હતો તથા જંગલમાં તેનો કશો ઉપયોગ થતો ન હતો. તેથી તેમાથી પથ્થર ઈંટો વિગેરે સાધનોથી મેળાની પાકી દુકાનો સંવત. ૧૯૧૮માં નામદાર જુવાનસિંહજી મહારાજા સાહેબે બંધાવી હતી. અને તેનું સમાર કામ હાલના ને૦ ના૦ મહારાજા શ્રી હીંમતસિંહજી સાહેબ બહાદુરાંના વખતમાં થએલું છે.

આ મેળામાં દૂર દૂર દેશથી વેપારીઓ આવે છે. દાણ માફ કરેલું હોવાથી વેપાર સારો ચાલે છે. મેળા પ્રસંગે કોરટો, પોલીસ થાણું, તથા દવાખાનાની સગવડ રાખી શકાય છે, અને મેળાના લોકોના રક્ષણની પુરી કાળજી રાખવામાં આવે છે. મેળાના ઉત્તેજન માટે રાજકુંટુંબ અને ઓફીસરો પધારી ઘટતાં આશ્વાસનો આપે છે.

## પોલીસ થાણું અને રાજનો બંગલો.

ખેડના રક્ષણ માટે પોલીસ થાણું રહે છે. ઓફીસરોને ઉતરવા માટે એક ગેસ્ટહાઉસ, અને અતિથિ ગૃહ છે. અને મોટો એક બંગલો કે જે ના૦ જુવાનસિંહજી મહારાજાએ બંધાવેલો હતો. તે જીર્ણ થયો હતો. તેથી હાલના ને૦ ના૦ મહારાજા સાહેબ બહાદુરે, મરામત કરાવી સુંદર બનાવ્યો છે.

એમાં રાજકુટુંબ તથા મહેમાન તરીકે આવતા રાજા, મહારાજા તથા મુસાફર યુરોપિયનો ઉતરી શકે છે. આ બંગલો, થાણું તથા ગેસ્ટહાઉસ નદી ઉપર ગામમાં પેસતાં જમણે હાથે છે.

## વન-ઉપવન.

ખેડની આસપાસનું વન, ઉપવન જેવું લાગે છે. આ રમ્ય જંગલમાં

જુદી જુદી જાતના સફળ વૃક્ષો પેદા થતા રહે છે તેમા નદીના કિનારાના કેટલાક ભાગ રમણીય લાગે છે તેમા ખાસ કરીને, આંબા, મહુડા, રાયણ, બોર, ખીજડા, આસોપાલવ, ખડચંપા, વડ, પીપળા, પીપળીઓ લીંમડા, જાબુડીઓ, ખાખરા, ખેર ધવ સાગ, ચંદન વિગેરે અનેક જાતના વૃક્ષો દેખાવ આપે છે સુંદર વેલીઓના કુંજો અને પુષ્પવાળા વૃક્ષોમા શાંત સમય ગાળવા મનોહર લાગે છે

ઉપરનોમા કેળા દાડમ જામફળ રામફળ, સીતાફળ અંજીરા વિગેરેની પણ પેદાશ થઈ શકે છે

## ખેતરોમા શાકભાજી

રીંગણ, કારેલા, તુરીયાં કહોળા, સફેત કહોળા, તાદનજો, ગવાર, બટાટા, ટમાટા કોબીજ વિગેર થાય છે

## ગ્રામ્ય પશુઓ

ગાયો, ભેસો, બળદ, ઘેટા, બકરા, પાડા ઘોડા, ખચ્ચર, ગધેડા, ઊંટ, વિગેર થાય છે

## વગડાઉ પશુઓ।

ધાડાં જગલમાં—વાઘ ચિત્તા સિંહ શિયાળ, સસલા, રોજ, હરણ, સુવર શહામૃગ, રીંછ જબુ વિગેરે થાય છે

## પક્ષિઓ ?

હંસ, કાગડા, ચક્રવાક, મોર કુકડા, કાગડા, દેવલીઓ, સારસ, તેતર, ચકલા, બતક, પોપટ. સૂડા, ગરજો, ગીધ, સમડીઓ, વિગેરે વિવિધ રગના થાય છે

## આસપાસના ખડેર,

ખેડની આસપાસ બે બે ગાઉ સુધી ખડેરા છે એ ખડેરા દેવાલયો અને કુવા, વાવના છે વળી મકાનોના પાયા દેખાઈ આવે છે હરણાવના ઉત્તર કિનારા અને દક્ષિણ કિનારા એવાં કેટલાય ખડેરોના છે.

## આસપાસના ગામો

ખેડથી પૂર્વ બાજુએ ગલોડીયા, દક્ષિણ તરફ, ગૌતા પશ્ચિમમા વાસણા, અને ઉત્તરમા વરતોલ" છે

———o———

# પરિચય પરીચ્છેદ–(બીજો)

## બ્રહ્મ તીર્થ ક્યાં આવ્યું !

ગામની વચ્ચે "બ્રહ્માજીનું" મોટું મદીર છે. આ દેવાલય પૂર્વા ભિમુખ છે. ચોતરફ ફરતો કોટ છે. વચ્ચે દેવાલય છે. પગથીયાં ચઢી સભા મંડપમાં દાખલ થઈ શકાય છે, આ સભામંડપ વિશાળ છે, વચ્ચે રાજહંસ બેસાડેલો છે. તેનું કોતરકામ હૂબેહૂબ છે. ત્યાંથી ગર્ભાગારમાં પ્રવેશ થઈ શકાય છે, ગર્ભાગાર સાંકડું છે, ઉંચી, વેદી ઉપર બ્રહ્માજીની ભવ્ય મૂર્તિ છે. પ્રતિમા આશરે આઠ ફીટની ઉંચી હશે. પહોળી પણ શિલ્પના માપ મુજબ છે. ચોતરફ ચાર મુખ છે. જટાપર મુકુટ છે. બે બાજુ ચાર હાથ છે. તેમાં કમળ. કમંડલ વગેરે હથિયારો છે. મૂર્તિ ઝીણી સફેતવેળુની હોય ! એમ લાગે છે. તેના પર ચીકણો ઘુંટેલો ચુનો અને તેનો ઢોળ ચઢાવેલો હોય તેવું લાગે છે. પૂજન કરતા ક્યાંકથી રેતી ખરતી માલુમ પડે છે. તેથી એ મૂર્તિ રેતીની હોવાનું અનુમાન કરી શકાય છે. પગની પાસે બે નાની હંસની મૂર્તિઓ પથ્થરની છે, ડાબી બાજુએ ગાયત્રીની અને જમણી બાજુએ સાવિત્રીની એમ બને બાજુએ મૂર્તિઓ છે. જટા અને દાઢીને લીધે પિતામહ મહર્ષિના જેવા લાગે છે.

રાજ્યથી, દીવા, ધૂપની યોજના છે. એક બ્રહ્મચારી મહારાજ પૂજા કરે છે. મંદિરના પ્રવેશદ્વાર ઉપર મેડો છે. વચ્ચે ચોક છે. પથ્થર જડેલા છે. સામે નાની શિવજીની દેરી છે. આ સ્થાનનું નામ "બ્રહ્મતીર્થ" કહેવાય છે.

વળી આ નગર પૂર્વે બ્રહ્માજીએ વસાવેલું તે ઉપરથી નગરનું નામ "બ્રહ્મક્ષેત્ર" એવું કહેવાય છે. અને એ પરથી "બ્રહ્મતીર્થ" પણ મનાય છે. બ્રહ્મક્ષેત્ર મહાત્મમાં, જણાવે છે, કે, ब्रह्मक्षेत्र समनास्ति तीर्थकलि मलापह। यत्र देवाच सिद्धाच विरमत्यांम सिद्धये। અર્થ–બ્રહ્મક્ષેત્ર સમાન બીજુ એકે ક્ષેત્ર નથી. ક્ષેત્રમાં નિવાસ કરવાથી. સંસારના ક્લેશો દૂર થાય છે જેને લીધે દેવો અને સિદ્ધ પુરૂષો આત્મકલ્યાણ માટે તેમા નિવાસ કરે છે.

## બ્રહ્મતીર્થ વિશે આખ્યાયિકા !

બ્રહ્મક્ષેત્ર મહાત્મમાં કહે છે કે, પૂર્વે સત્યુગમા "હિમાલય" નામે રાજાને ત્યા લગ્ન હતુ. લગ્ન રાજકુમારી પાર્વતીનું શિવજી સાથે હતું એ પ્રસંગે દેવો મહાત્માઓ, વિગેરે આવ્યા હતા, મહર્ષિ બ્રહ્માજી પણ હાજર

હતા. પાર્વતી દેવીનું અનુપમ રૂપ દેખી મોહ પામ્યા. પછી તૂર્ત સાવચેત થયા. યોગેશ્વર બ્રહ્માજીના મનમાં દુઃખ થયું. પાપ દૂર કરવા વિચાર્યું. વૈકુંઠમાં ગયા. ભગવાન વિષ્ણુની સલાહ લીધી. વિષ્ણુ ભગવાને જણાવ્યું કે, તમો જંબુદ્વિપના ભરતખંડમાં જાઓ. ત્યાં એક પુણ્યક્ષેત્ર છે. ત્યાં યજ્ઞ કરો. બ્રહ્માજી આ પુણ્ય ભૂમિપર આવ્યા. વિશ્વકર્મા દેવની મારફતે ભૂમિનું માપ કઢાડયું. એક યોજનના વિસ્તારમાં નગરની રચના કરવા માડી. આસપાસ સોનાનો કિલ્લો બનાવ્યો. તેમાં ગગનચુંબી, વિશાળ મકાનો બંધાવ્યાં. કિલ્લાને ચાર મોટા દરવાજા બનાવ્યા. દરેક દરવાજાની વચ્ચે ૭ ૭ નાના દરવાજા મૂકયા. એમ એકંદર ચોવીસ દરવાજા બન્યા. અને દિશાઓ પરત્વે અનુક્રમે સત્તારક્ષક, લોકનિયામક, જલકોશરક્ષક. અને દ્રવ્યકોશ રક્ષક એમ ચારે દેવોની યોજના કરી, નગરની વચ્ચે દસ યોજનના વિસ્તારવાળી ગંગા પ્રગટ કરી. એ બ્રહ્મગંગા નામે ઓળખાઈ.

બ્રહ્માજીએ યજ્ઞનો આરંભ કર્યો. અનેક સ્થળેથી વેદમાં પારંગત એવા ઋષી મુનિયો હજારોની સંખ્યામાં તેડાવ્યા હતા. તે પૈકી નવગોત્રો વાળાને તેમના આજ્ઞાધારક ગુણો જોઈ અપનાવી લીધા. અને તેમની મારફતે તથા બાકીના સૌની મારફતે યજ્ઞનું કાર્ય પુરૂં કર્યું.

નવ ગોત્રવાળા બ્રાહ્મણો સિવાય બાકીના બ્રાહ્મણોને ઘટતી દક્ષિણા આપી વિદાય કર્યા, અને નવગોત્રવાળા બ્રાહ્મણોની હંમેશની આજીવીકા ચલાવવા માટે અઢાર ગોત્રવાળા વૈશ્યોને પ્રગટ કર્યા. એ વૈશ્યોને હંમેશાં ધનસંપત્તિ મળ્યા કરે તે માટે મહાલક્ષ્મીની સ્થાપના કરી અને તેની આરાધના કરવા માટે કહ્યું.

વળી એ આરાધનાથી સંપત્તિવાળા થતા વૈશ્યો નવગોત્રવાળા બ્રાહ્મણોના સંતાનોનું હમેશાં પોષણ કરે તેવી તેમની પાસેથી કબુલત લીધી. આગળ જતાં નવગોત્રવાળા બ્રાહ્મણોનો હજારોની સખ્યામાં વિસ્તાર વધે છે. અને અઢાર ગોત્રવાળા વૈશ્યોના સંતાનોનો વિસ્તાર વધી અઢાર હજાર જેટલી સંખ્યા બ્રહ્મક્ષેત્રમાં થાય છે. દરમ્યાન એ બ્રાહ્મણો તથા વૈશ્યો બ્રહ્માજીને પ્રાર્થના કરે છે. તે પરથી બ્રહ્માજી પ્રસન્ન થઈ પોતાની ચોસઠ મુખવાળી પ્રતિમા સ્થાપવા આજ્ઞા કરે છે. બ્રાહ્મણો એ મૂર્તિના સ્થાપનના માટે ભારે વિશાળ મંદીરની યોજના કરે છે. અને તેમાં એવી મૂર્તિની સ્થાપના કરે છે. તથા તેનું પુજન અર્ચન કરી ચોસઠ વિદ્યા અને કળાથી વિભૂષીત થએલા એ વખતના બ્રાહ્મણો દુનીયામાં દીગત કીર્તિ ગજવે છે. કાળે કરીને એ

ચોસઠ કળા–વિદ્યાને ભૂલે છે. ત્યારે બ્રહ્માજીને ફરી પ્રાર્થના કરી પ્રસન્ન કરે છે.

બ્રાહ્મણોની એ સમયને અનુસરી શક્તિ પારખે છે. અને **બત્રીસ મુખવાળી મૂર્તિ** સ્થાપવાનું કહે છે. આગળ જતાં **સોળ મુખવાળી** પછી આઠ મુખવાળી અને આખરે **ચાર મુખવાળી** મૂર્તિનું સ્થાપન થાય છે.

એ પ્રમાણે અનુક્રમે બ્રાહ્મણોની દીનપરદીન ઉતરતી કળા થતા ગઈ તેમ તેમ મૂર્તિ બદલવાની જરૂર પડતી ગઈ. આ સઘળી વિસ્તાર સાથે હકીકત આ સાથેના બ્રહ્મક્ષેત્ર મહાત્મમાં છે.

કહેવાનો સાર એ છે કે–" બ્રહ્મતીર્થ " ની સ્થાપના યાને " બ્રહ્મક્ષેત્રની અને બ્રહ્માજીની સ્થાપના એ પ્રમાણે થએલી છે.

## બ્રહ્મવાપી તીર્થ !

બ્રહ્માજીના મંદિર આગળ " બ્રહ્મવાપી તીર્થ " છે. તેને " ગોત્રતીર્થ " પણ કહે છે. હાલતો ખેડની જનતા તેને " બ્રહ્માજીની વાવ " એવા નામથી ઓળખે છે. વાવની આસપાસ સુંદર કોટ હશે. પડી ગએલા કોટનાં ખંડેર હાલ નજરે પડે છે. વાવમાં ઉતરવાનાં પગથીયાં પાકાં છે. જુદા જુદા કોઠા છે. વાવમાં ઉતરતાં સામે નાની નાની દેરીઓ દેખાય છે. એ ગોત્ર દેવીઓની દેરીઓ હોવાનું કહેવાય છે. હાલ તો તેમાંથી ઘણી ખરી પડી ગઇ છે. અને બાકીની જીર્ણ અવસ્થામાં છે. એ ગોત્ર દેવતાઓ ખેડના પૂર્વજ બ્રાહ્મણોની અને તે સાથે વૈશ્યોની હોવાનું કહેવાય છે. એ દેરીઓને કેટલાક ૨૪ હોવાનું; ૨૭ હોવાનું, અને કેટલાક તેત્રીસ હોવાનું કહે છે.

આ બ્રહ્મવાપીનો ઉલ્લેખ " બ્રાહ્મણોત્પત્તિ માર્તંડ " નામે ગ્રંથમાં પણ છે. બ્રહ્મક્ષેત્રના વર્ણનને અંગે ઉલ્લેખ છે. જણાવે છે કે–वापिकास्ति महारम्या स्तम्भप्येकुलदेवताः । यासां पूजन मात्रेण चेप्सित लभते नरः ॥ ६ ॥ પૃ૦ ४६१

અર્થ—બ્રહ્માજીની સામે એક વાવ છે. તે અતિસુંદર છે. તેમાં કુલ દેવતાઓનાં સ્થાપન છે. જેમનું પૂજન–અર્ચન કરવાથી માનવ ઈચ્છેલું સઘળુ મેળવે છે.

આ વાવનો ઘેરાવો બાંધકામ કોતરકામ અને ઉઠાવ જોતાં તેના પર માળ હશે. એ ખેડકોનાં દિવાનખાનાં હશે. લાખોનું ખર્ચ થયું હશે.

ઉપરોક્ત બીનાથી બ્રહ્માજીની વાવ એ " બ્રહ્મવાપી " અથવા " ગોત્રતીર્થ " તરીકે જુના કાળથી ઓળખાતું આવ્યું છે.

## શિવતીર્થ

બ્રહ્માજીની વાવની ઉત્તર તરફ "નીલકંઠ મહાદેવ" નું મંદિર છે. પૂર્વે એ વિશાળ હશે. જીર્ણ થવાથી તેને ઉતરાવી દીધું છે. સંવત ૧૯૧૨ની સાલમાં તેનું સમારકામ કર્યું છે. એ વિશે શિલાલેખ ત્યાં મોજુદ છે. આ શિવતીર્થ યાને નીલકંઠ મહાદેવનું મંદિર અતિ પ્રાચીન છે. અત્યારે તો દેવળ નાના આકારમાં છે.

આ શિવતીર્થની આગળ વૈષ્ણવ મંદીર છે. તે હમણાંનું છે. ગામ લોકોએ ત્યાં ધર્મશાળા બંધાવી છે.

### અદિતિ વાવ !

ગામમાંથી નીકળી ઉત્તર દિશાએ-શ્રી અંબાજી માતાજી તરફ જતાં ઢાળ આવે છે. તેની જમણી બાજુએ પૂર્વ દિશા તરફ-આ "અદિતિ વાવ" છે આ વાવ પ્રાચીન છે. પૂર્વકાળમાં એ વિશાળ હશે. બ્રાહ્મણોના ખર્ચે એ બંધાવેલી હશે, એ વિશેનો એક શિલાલેખ છે. એ લેખ આરસ પથ્થર ઉપર છે. લેખની લીપી પ્રાચીન છે. તેમાં માત્રાઓ નિચી ઉતારેલી છે. આ શિલાલેખનો નમુનો ગ્રંથના પરિશિષ્ટમાં આપ્યો છે.

### શ્રી અંબાજીનું ધામ !

માતાજીનું ધામ ગામની ઉત્તર દિશાએ છે. ગામમાં થઇને જતાં વચ્ચે ઢાળ ઉતરવો પડે છે. આ ઢાળ એવો સહેલો છે કે છોકરાં-ધરડાં અને માંદાં સહજ ઉતરી શકે છે પછી એ ખેતરવાટ જેટલો રસ્તો છે. માતાજી ગામના લેવલ મુજબ ઉંચી ભૂમિકાપર વિરાજે છે.

માતાજીનું મંદિર ઉત્તરાભિમુખ છે. ઉત્તર તરફનો દરવાજો મોટો છે. એ મુખ્ય દરવાજે થઈ ચાચર ચોકમાં પ્રવેશ કરી શકાય છે.

### ચાચર ચોક !

આ ચોક ભારે વિશાળ છે. ચોક વચ્ચે માતાજીનું મંદીર છે. દક્ષીણ દિશાએ, બારી છે. બારીએ થઇને ઘણાખરા આવજા કરે છે. આસપાસની ધર્મશાળાઓ ભારે કિલ્લા જેવી લાગે છે.

### મંદીર !

મદિરનો ઘાટ સાદો છે. મંદિર વિશાળ છે. મંત્રશાસ્ત્રની દૃષ્ટિએ યંત્રાકાર તેની રચના છે. મંદિર પ્રાચીન છે. ચાચરમાં થઇ મંદિરમાં જવાય છે. સ્ત્રીઓ અને પુરૂષોના પ્રવેશ માટે મર્યાદા સૂચક દ્વાર બંને પડખે છે. સભા મડપ વચ્ચે મોટા સિંહ છે.

ગર્ભાગારમાં ઉંચી વેદી છે. સૌથી આગળ માતાજીની પાદુકાઓ બિરાજે છે. ત્યાંથી થોડેક છેટે, "શ્રી યંત્રનું સ્થાપન છે." અને પાછળ ગોખ છે. ત્યાં માતાજી બિરાજે છે.

## મહાપૂજા અને શણગાર

સવાર અને સાંજ બરાબર મહાપૂજા વિધિસર થયાં કરે છે. અને પછી વાહનો ધરાવાય છે. તથા અલંકારો સહિત શણગાર ધરાવાય છે. દર વારેવારના પોશાક બદલાતા રહે છે. સવાર સાંજ શણગાર બદલાતા રહે છે. સવાર સાંજ સાદા ભોગ (નૈવેદ્ય) ધરાવાય છે. અને મધ્યાન્હે રાજભોગ ધરાવાય છે.

## અખંડ દીપ

અસલના વખતથી અખંડ દીપનું સ્થાપન થએલું છે. બંને બાજુ અખંડ દીવા હમેશાં રહે છે. તેમનું પણ વિધિવત પૂજન થયાં કરે છે.

સવાર સાંજ ધૂપાર્તિ તથા દીપાર્તિ થાય છે અને રાજોપચાર વિધિવત્ થયાં કરે છે.

## સભા મંડપમાં

સભા મંડપમાં બે ઉંચા ગોખ છે. ત્યાં પૂર્વ બાજુએ ગણપતિ તથા પશ્ચિમે ભૈરવજીનું સ્થાપન છે.

અને પૂર્વ બાજુએ નીચે–શ્રી બહુચરાજી માતાજીની મૂર્તિ બીરાજે છે. તથા બાજુમાં અખૂટ દીવાનું સ્થાપન છે. **ભટજીની બેઠક** બાજુમાં રહે છે. ત્યાં **ભથા અને આશિર્વાદ** લેવાય છે. ગર્ભાગારના બારણા આગળ લાંબી પીત્તળથી જડેલી એક મોટી પેટી રહે છે, ત્યાં યાત્રાળુઓને દ્રવ્ય અર્પણ કરી પેટીમાં નાખવાનું હોય છે. એ દ્રવ્યનો માતાજીખાતે હિસાબ રખાય છે. તથા ઉપયોગ માતાજી નિમિત્તે થાય છે. છૂટા પૈસા કે **ચીજો છૂટી ફેંકવાની મના છે.**

## હવન કુંડ !

ચાચર ચોકમાં વચ્ચે મોટા કુંડ છે. ત્યાં નવચંડિ હોમ તથા સહસ્રચંડી આદિ હોમ તથા નાના મોટા યજ્ઞો થઈ શકે છે. વેદિકાઓ અને મંડપનાં સાધનો તૈયાર રહે છે.

**. દર પૂર્ણિમાએ હોમ** રાજથી થયા કરે છે. અને તે વરસોથી મુકરર થએલો છે.

## મહા ગણેશ અને કાળ ભૈરવ!

સિંહદ્વાર યાને મોટા દરવાજામાં પશ્ચિમે મહાગણપતિની પ્રતિમા ભવ્ય છે. અને પૂર્વ બાજુએ કાળ ભૈરવની તથા હનુમાનજીની પ્રતિમા છે.

## બ્રહ્માણી અને સરસ્વતિ!

મોટા દરવાજાને લગતી પૂર્વ તરફની ધર્મશાળાના વિશાળ વિભાગમાં ઈશાન કોણમા મંદિર છે. તેમાં બ્રહ્માણી–સરસ્વતિ અને ત્રિપુરસુંદરીનાં સુંદર સ્વરૂપો બીરાજે છે.

## એ પ્રતિમાઓ પુરાની છે.

સિંહદ્વાર યાને મુખ્ય દરવાજો બનાવતાં તેના પાયામાંથી ઉંડું એક ભાગેલી અવસ્થામાં મંદિર દેખાયું હતું તેમાં **બ્રહ્માણી અને સરસ્વતીની** બે મૂર્તિઓ નિકળી હતી. અને બીજી ભાગેલી મૂર્તિઓ નિકળી હતી. આ બે મોટી મૂર્તિઓનું શિલ્પ બે હજાર વર્ષ પહેલાનું હોવાનું યાને બુદ્ધકાળનું શિલ્પ હોવાનું અનુમાન થઇ શકતું હતું. હાલતો તેમની પ્રતિષ્ઠા વખતે સાફસુફ કરી ઘાટ ફેરવવામાં આવ્યો. તેથી એવી ખાત્રી કરવા મુશ્કેલી છે.

## મહાદેવજી

ચાચરમાં પૂર્વ દિશાએ મહાદેવજીનું મંદિર છે. તેમાં શિવલિંગ છે. પાર્વતીની નાની પ્રતિમા છે. પણ ખૂણામાં મહાદેવજીની બેઠેલી પ્રતિમા અદ્ભૂત છે. એ ચાર ભુજાવાળી છે, ત્રિશુળ, નાગ, માળા અને કમંડલું છે. અને બાજુના ખૂણામાં ગણપતિની મૂર્તિ છે. બાજુમાં ચાર ભુજાવાળી શ્રીવિષ્ણુ ભગવાનની મૂર્તિ છે,

## માન સરોવર!

માતાજીના મંદિરની પાછળ બારી તરફ માન સરોવર છે. સરોવર ને ઘાટ બાંધેલો છે. યાત્રાળુઓ તેમાં સ્નાન કરી શકે છે.

## બે મોટા ઉત્સવ.

માતાજીમાં બે મોટા ઉત્સવ થાય છેઃ એક ચૈત્ર માસમાં નવરાત્રીના નવ દિવસોમાં અને બીજો આસો માસની નવરાત્રીના નવ દિવસ સુધી થાય છે. પહેલો **વસંતોત્સવ** ગણાય છે. અને બીજો **શારદોત્સવ** ગણાય છે. બંન્ને નવરાત્રમાં, જ્વારા વાવી ઘટ સ્થાપન વિધિસર કરાય છે. મહાપૂજાઓ દરરોજ થાય છે. અપવાસ કરવામાં આવે છે. અને બંન્ને નવરાત્રાંના નવ દિવસ સુધી **શ્રી ભગવતી ભાગવતનું** પારાયણ કરાવવામાં આવે છે. અષ્ટમીએ હોમ થયા પછી. ઉત્સવો સમાપ્ત થાય છે.

## સંઘોની સ્થાપના.

માતાજીમાં કાર્તિક, માઘ, ચૈત્ર, અષાઢ, શ્રાવણ તથા ભાદરવો એ મહીનાઓની પુનેમ પર મોટા સંઘો આવે છે. અને તેમાં દસ હજાર જેટલી સંખ્યા વધે છે. બીજા પણ કેટલાક નાના, મોટા સંઘ આવે છે.

## ભવાઈ.

સંઘોના પ્રસંગે ભવાઇ થાય છે. ભવાઇમાં વેસ કહાડવામાં આવે છે. વેસમાં સંઘવીઓ તથા માનતા વાળા ખાસ ઉતરે છે. ભવાઈનો મૂળ શબ્દ "ભવ–વાહી" છે. ભવ એટલે સંસાર તેમાં વહેનાર માણસોને વેસના રૂપમાં મૂકી તેમના વ્યવહારની આસક્તિ ને હરી કહાડી ભગવતીના સ્વરૂપને ઓળખી મુક્ત થવાનો ઉપદેશ હોય છે. પણ તેવો ભાવ ભવાઈ પ્રસંગે સમજાવવામાં આવતો હોય તો સમાજને લાભ થઈ શકે!!

## ધર્મશાળાઓ!

ચાચરમાં ધર્મશાળા પશ્ચિમ તરફની શ્રી માતાજીના ખર્ચે બધાએલી છે. તેમાં સ્નાનગ્રહ, ભંડાર, ભટજી નિવાસ, અને બાજુમાં કોશગૃહ છે. બહારની બાજુ ઑફીસ છે. તેમાં સેક્રેટરી મહાશય સઘળા હિસાબ રાખવાનું કામ તથા સંસ્થાપર દેખરેખ રાખવાનું કામ કરતા રહે છે. બાજુમાં વાસણ, ગોદડાં, ગાદલાં, ખાટલા આદિ ચીજ વસ્તુસંગ્રહનો કોઠાર છે. કોઠારી એ સંબંધી કામ કરે છે. પટાવાલા સંસ્થાનાં નક્કી કરેલાં કામ બજાવે છે.

પૂર્વ બાજુની ધર્મશાળા એક વડાલીના સેના ગુલાબચંદ મલુકચંદે બંધાવી છે. આ ધર્મશાળા પથ્થરના ધાબાબંધી તેર ગાળાની. સંવત. ૧૯૪૭ ના અષાઢ સુદ ૨ (બીજે) રૂ. ૨૧૦૦ ના ખર્ચે બંધાવી છે. અને દક્ષિણ બાજુની અમદાવાદના કુંભાર પરસોતમ છોટાલાલે બંધાવી છે. ઉત્તર તરફનો દરવાજો ધર્મશાળા અને તે પરનો માળ વિગેરે અમદાવાદના સુખડીઆ બાપાલાલ લલ્લુભાઇ તરફથી બંધાયાં છે.

આમ બહારની બાજુની ધર્મશાળાઓ વિશાળ જુદા જુદા ગૃહસ્થો તરફથી બંધાવી છે.

## શ્રી અંબાજીનું પ્રાગટ્ય!

બ્રહ્મક્ષેત્ર માહાત્મ્યમાં એ વિષયમાં સુંદર કથા છે.—

સત્યયુગના સમયમાં સ્વર્ગમાં રાજા ઇન્દ્રને અને મહીષાસુર નામે રાક્ષસને યુદ્ધ થયું હતું. ઇન્દ્રની તરફ સઘળા દેવતાઓ હતા. મહિષાસુરના પક્ષમાં સઘળા રાક્ષસો હતા. યુદ્ધ હજારો વર્ષ ચાલ્યું. દેવતાઓ નબળા પડ્યા,

મહીપાસુર જીત્યો દેવોની રાજધાની કબજે કરી. સપત્તિ લૂટી દેવાગનાઓને દાસીઓ તરીકે ગણી, ઘણાખરા દેવો નાશી ગયા વનમા રઝળવા માડયા દેવો પર એમ ભારે દુ ખ આવી પડ્યુ

ગુપ્ત રીતે સઘળા એકઠા થયા ગપ કર્યો વિચારો કેળવ્યા અને બ્રહ્માજી પાસે ગયા. બ્રહ્માજીએ સઘળી બિના ધ્યાનમા લઈ ભગવાન વિષ્ણુ તથા શિવજીની સમક્ષ વાત કરી વાકેફ કર્યા બ્રહ્મા વિષ્ણુ અને મહેશ એમ ત્રણ પ્રમુખ દેવતાઓની લાગણી ઉશ્કેરાઇ દેવતાઓના હૃદય પણ ઉશ્કેરાયા હતાં. સઘળાઓની તીવ્ર લાગણીને અગે હૃદય એક થયા અને જ્યા સમાન પ્રતિભામા આવ્યા કે તુર્તજ એ સઘળાઓમાથી તેમના મુખમાથી તેજની ધારાઓ છૂટી એ સઘળુ તેજ એકઠુ થયુ તેજનો મોટો પર્વત બન્યો સઘળાએ તેજના પર્વતને સૌએ નજરે જોયો તેમાથી ભગવતી આદ્યશક્તિ શ્રી જગદમ્બા પ્રગટયા સાકાર રૂપમા એ તેજનો ગોળો ફેરવાયો અબાજીનો આકાર દેખાવા માંડ્યો અબિકાજીએ દર્શન આપ્યાં. સિંહ ઉપર સવારી કરી હતી હજારો શસ્ત્રઅસ્ત્રો ધર્યા હતા, અમૂલ્ય આભૂષણો પહેર્યા હતા કાંતિનો તો પારજ નહોતો આ અદ્ભૂત સ્વરૂપ જોઈ દેવો સઘળા ગાજી થયા રાક્ષસો આ જોઈ ભયથી ત્રાસવા માડયા દેવતાઓએ વિનતિ ગુજારી. તે પરથી મહીપાસુર સાથે દેવીએ યુદ્ધ આરભ્યુ રાક્ષસોના ટોળેટોળા માર્યા કેટલાક શરણે આવ્યા મહિપાસુર એકલો યુદ્ધ કરવા આવ્યો દેવીએ કુતુહલથી યુદ્ધ ખેલ્યુ આખરે ત્રિશૂલથી તેનુ મસ્તક છેદ્યુ તેના બળવાન શરીર પર સિંહ ચઢયો તેનું બળવાન લોહી સિંહ ચૂસવા માડયો દેવીની સમક્ષ મહિપાસુરે પ્રાણ છોડયા દેવીએ તેની સદ્ગતિ કરી ત્યારથી દેવીના પૂજન સાથે મહિપાસુરના મુએલા માથાનું પૂજન થવા લાગ્યુ

દેવીએ ઇન્દ્રનુ રાજ્ય પાછુ આપ્યુ દેવતાઓને તેમની સપત્તિ પાછી આપી અને સ્વર્ગના સુખો ભોગવવા તેમને નિર્ભય કર્યા દરમ્યાન સઘળા દેવતાઓએ જગદમ્બાની સ્તુતિ કરી પ્રાર્થના કરતા જણાવ્યુ કે પુણ્યક્ષેત્ર એવા બ્રહ્મક્ષેત્રમા નિવાસ કરો!! દેવોની વિનતિ પરથી બ્રહ્મક્ષેત્રનિવાસ કરવા ભગવતિએ કબુલ કર્યું અને બ્રહ્મક્ષેત્રની ઉત્તર દિશામા યાને હાલના આ સ્થાનમા બિરાજ્યા, ત્યારથી આ અંબિકાતીર્થ થયું છે

## નવદુર્ગા તીર્થ

આ અબિકા ક્ષેત્રમા નવદુર્ગા તીર્થ છે દતકથા છે કે-હાલના અંબા માતાજીના મદિરની આસપાસ નવદુર્ગાના મદિર હતા. અને વચ્ચે અબાજીનું મદિર હતુ. એ નવ દુર્ગા પૈકી (૧) શૈલપુત્રી (૨) બ્રહ્મચારિણી (૩) ચદ્રઘંટા

(૪) કુષ્માંડા (૫) સ્કંદમાતા (૬) કાત્યાયની (૭) કાલરાત્રી (૮) મહાગૌરી (૯) સિદ્ધરાત્રી એ પ્રમાણે હતાં.

અને એ નવ પૈકી બે મૂર્તિઓ મુખ્ય દરવાજાને નિચેથી બ્રહ્મચારીણી યાને સરસ્વતી દેવી તથા મહાગૌરી નિકળેલાં છે. બાકીનાં દેવાલયો અને દેવીઓનાં સ્વરૂપો ક્યાં હશે! તે તપાસને અંતે ખબર પડે!! નવદુર્ગા તીર્થ પણ શ્રી અંબાજીના ધામમાંજ છે.

## કોટેશ્વર તીર્થ !

બ્રહ્મક્ષેત્રની આસપાસ અને ત્રણે ગંગાઓના કિનારે તથા અંદર મળી કરોડો શિવલીંગ હોવાનું કહેવાય છે. અને એ કોટી શિવલિંગમાં પ્રધાન શિવજીનું સ્થાન આ કોટેશ્વર છે. ચાર ગાઉના બ્રહ્મક્ષેત્રની પ્રદક્ષિણા ફરતાં પંચકોશીની પૂર્ણતા આ કોટેશ્વર તીર્થ કરવાથી થઇ શકે છે.

## ગુપ્ત સરસ્વતિ !

કોટેશ્વર પાસે ગુપ્ત સરસ્વતિનો વાસ છે. કોઇ કોઈ વાર નદી જેવો પ્રવાહ પ્રગટ થાય છે અને ઘણીવાર ગુપ્ત થઇ જાય છે. એ પણ એક તીર્થ હોવાનું કહેવાય છે.

## બ્રહ્મગંગા-ત્રિવેણી

હરણાવ નદી બ્રહ્માજીએ યજ્ઞ વખતે પ્રગટ કરી છે. તેથી તેનું નામ બ્રહ્મગંગા કહેવાય છે. એ વખતે તેનો વિસ્તાર ૪૦ ગાઉનો હતો. અત્યારે પણ લગભગ તેટલોજ છે. બ્રહ્માજીનું બીજું નામ હિરણ્યગર્ભ હોવાથી નદીનું નામ હિરણ્યગંગા અથવા હરણાવ પડયું છે. આ એક પવિત્ર તીર્થ છે. તેમાં વળી ભીમાશંકરી અને કોસાંમ્બી કે જે વિંધ્યાચળ પર્વતના મૂળીયામાંથી નિકળે છે. તે બે ગંગાઓના સંગમથી થતો ત્રિવેણીસંગમ ભારે તીર્થરૂપે થયો છે.

## ચામુંડજી-માતા

અંબાજીમાતાથી લગભગ ત્રણ માઇલ ઊપર શ્રી ચામુડા માતાજીનું મંદિર છે. પ્રથમ "વરતોલ" નામે ગામ આવે છે. વરતોલ ગામને પાદરે આ ચામુંડાજી છે. મંદિરઉંચા ટેકરા ઉપર છે. મંદિરમાં નવદુર્ગાની પ્રતિમાઓ હારબંધ ગોઠવી છે. કલ્પના થાય છે કે, એ મૂર્તિઓ અંબાજી માતાજીની આસપાસનાં દેવાલયોમાંથી લાવી કોઇના ભયના કારણે અહીં ચામુંડાજીમાં મૂકી હોય!!

ચામુંડાજીનું સ્થાન ચમત્કાર ભર્યું છે. પુજારી પૂજા કરે છે. પુજારી વડાલીના તપોધન છે. ચામુંડાજીની બાજુમાં સુંદર તલાવ છે. તલાવમાં પાણી સ્વચ્છ રહે છે. કવચિત્ તેમાં કમળ થાય છે. પોયણાં તો પુષ્કળ થાય છે.

## ગદાધર તીર્થ

આ તીર્થનુ સ્થાન માતાજીથી સાત ગાઉને આશરે છેટે છે. ત્યાં "ગઢા" નામે ગામ છે અને એ ગામની પાદરે, ઉંચા ટેમ્રાપર શ્રી શામળાજી" ભગવાનનું મદિર સ્તન છે મદિરની આસપાસ ફરતો કોટ છે. વચ્ચે મદિર છે સભામડપમા 'ગરૂડજીની મૂર્તિ છે અને ગર્ભાગારમાં ભગવાન ગદાધરની ભવ્ય મૂર્તિના દર્શન કરતા મન ઠરી જાય છે શાંતિથી નિહાળતાં દર્શન આનદ દાયક થાય છે મૂર્તિને લગતી આસપાસ દશ અવતારની સ્પષ્ટ મૂર્તિઓ નાના નાના આકારમા છે મૂર્તિ પ્રાચીન છે મદિર પ્રાચીન જીર્ણ થયુ છે સાધુઓ પૂજન અર્ચન કરે છે ગજથી અખડ જ્યોત રાખવામા આવી છે પિંગલ નાગના મરણ, પ્રસગે દર્શન આપેલા એજ ભગવાન વિષ્ણુ યાને ગદાધરના સ્વરૂપે આ સ્થાનમાં વિરાજ્યા છે

## પક્ષિન્દ્ર તીર્થ!

ખેડબ્રહ્માની પૂર્વ દિશાએ હરણાવ નદીને કિનારે 'પખેસર" નામે મહાદેવનુ મદીર છે આસપાસ વિશાળ કોટ છે કોટ જીર્ણ હોવાથી તેનો કેટલોક ભાગ પડી ગયો છે કોટ વચ્ચે મહાદેવજીનું મદિર છે સભામડપ વિશાળ છે ગર્ભાગારમા શિવજી છે શિવજી સ્વયભૂ-હોવાથી શિવલિંગ સ્પષ્ટ જણાતુ નથી સામે ગોખમા પાર્વતીની પ્રતિમા છે સભામડપમા, નદી છે આ પક્ષિન્દ્ર તીર્થ' કહેવાય છે લોકો તેને પખેસર કહે છે બ્રહ્મચારીજી પૂજન કરે છે મદિર જીર્ણ છે થોડી મરામતનું કામ ચાલે છે નાની ધર્મશાળા તથા કુવો છે

### આખ્યાયિકા!

### ગરૂડ અને પિંગલનુ યુદ્ધ!

પક્ષિરાજ ગરૂડ અને નાગરાજાના મૂળ પિતા એકજ હતા ભિન્ન ભિન્ન માતાઓથી આ વશ પેદા થયા હતા અર્થાત્ સાવકી માતાઓના પણ એમ્જ પિતાના સતાન હતા, ગરૂડ અને નાગલોકોને હમેશા વેર ચાલેલુ રહેતું! નાગ લોકો બળવાન છતા પક્ષીઓના ભારે બળથી હાર્યા કરે! યુદ્ધો થયા કરે! જબ્બર યુદ્ધો થાય! અને નાગજાતિનો સહાર થયા કરે! વચ્ચે સુલેહ કરવાનો સમય આવ્યો સુલેહ થઇ એ ખરી પણ તેમા મહત્વની એક શરત કરવી પડી! દર વરસે એક નાગ ગરૂડને સોપાય! ગરૂડ તેનો ફાવે તેમ ઉપયોગ કરી શકે! ધારે તો તેનો જીવ પણ લઈ શકે!!



પ ખેશ્વરમાં—પ્રાચીન શિવતાડવ મૂર્તિ

આદિત્ય મુદ્રણાલય • અમદાવાદ

સરત મુજબ એવું વર્તન ચાલુ થયું. વરસો સુધી ચાલતું રહ્યું! વારો આવ્યો રાજકુમાર પિંગલનો! પિંગલ જેનેતેજ દિવસે હાજર પણ થયો! ગરૂડને વિનવણી કરી! કેમે કરી ગરૂડે ન માન્યું! આખરે પિંગલને ગરૂડની સત્તાને તાબે થવું પડયું. ગરૂડે પિંગલને સાથે લીધો! આકાશયાનથી પ્રયાણ કર્યું! ઘણે છેટે બ્રહ્મક્ષેત્ર આવ્યું. ત્યાં થયો સંવાદ.

## ગરૂડ-પિંગલની વાતચીત!

ગરૂડ અને પિંગલ બ્રહ્મક્ષેત્રમાં થોભ્યા. નિવાસ કર્યો. વાતચિતની વધારે ચોખવટ થઈ. બીના એ હતી કે, પિંગલછંદઃશાસ્ત્રનું જ્ઞાન ઉત્તમ ધરાવે છે. ગરૂડને એ શિખવાની મરજી છે. ગરૂડ શિખવા લાગ્યો. પિંગલ જુદાં જુદાં વૃત્તો અને રાગ રાગણી શિખવવા લાગ્યો. લગભગ અભ્યાસ પુરો થવા આવ્યો. આખરે એક વૃત્તનો અભ્યાસ બાકી રહ્યો, અને એ "ભુજંગ પ્રયાતવૃત્ત"નો હતો.

પિંગલે દૂર જઈ શિખવવા રજા લીધી. ગરૂડે કબુલ કર્યું. દૂરથી ભુજંગ, યાને સાપની પેઠે પ્રયાસ યાને ચાલ કરી બતાવી. આખરે હાથ તાલી આપવાની પેઠે કરી હરણાવના ભારે ધરામાં નાગ છુપાઈ ગયો. ગરૂડ છેતરાયો. ગરૂ ધરામાં પેસે તેમ નહોતું. સૌભરીનો તેને શાપ હતો એ વાત ગરૂડ તેના પોતાને લગતી હોવાથી જાણતો હતો. ગરૂડ નિરાશ થયો. આખરે તેના સ્વદેશ તરફ ગયો. પિંગલ ચતુર હતો આમ ગરૂડથી નિર્ભય થએલો પિંગલનાગ ત્યાંજ રહેઠાણ કરી બેઠો.

## પિંગલનો વેદાભ્યાસ.

તે એવી તો કળા જાણતો હતો કે તે ફાવે તે સમયે ફાવે તેવું રૂપ લઇ શકે! પિંગલે બ્રાહ્મણનું રૂપ લીધું. સુંદર બ્રહ્મકુમાર બન્યો. બ્રહ્મક્ષેત્રમાં પ્રવેશ કર્યો. ભારે વિદ્વાનને ત્યાં જઈ ચઢયો. સત્કાર મેળવ્યો. ભણવાની ઇચ્છા બતાવી. બ્રાહ્મણે રાજીથઈ ભણાવવા શરૂ કર્યું. તીવ્ર બુદ્ધિવાન આ વિદ્યાર્થી શીઘ્ર વેગથી સુંદર ભણ્યો. બ્રાહ્મણ ખૂબ રાજી થયો. તેને પરણાવવાની મરજી કરી.

## પિંગલ પરણ્યો.

બ્રાહ્મણે તેની કન્યા પિંગલને પરણાવી. પિંગલે કેટલોક સમય ત્યાંજ ગાળ્યો. ત્યાં પછી પિંગલે તેની પત્નિ સાથે સ્વતંત્ર રહેવા વિચાર કર્યો.

## ઉત્તર તરફ નિવાસ.

પિંગલે પત્ની સાથે ઉત્તર તરફ નિવાસ કર્યો. ત્યાં નિવાસ કરવા સુંદર મહેલ પસંદ કર્યો. રહેઠાણ સ્વતંત્ર રાખ્યું. અગ્નિહોત્રનો નિત્ય હોમ કરવા

લાગ્યો વૈદિકકર્મકાંડ ઉત્તમ રીતે પાગ પાડવા માંડયો તેની ખ્યાતિ એ નગરમાં વધી ઘણા લોકો તેના પરીચયમા આવના લાગ્યા છતા આ નાગ જાતિની વ્યક્તિ હોવાનું કોઇથી કળી શકાયુ નહી

### નાગ પાચમ આવી

નાગ પાચમનો દિવસ આવી પહોચ્યો દરમ્યાન નાગરિક સ્ત્રિઓના ટોળાં એકઠા થયા પિંગલની પત્નિને વિનવવા લાગ્યાં પિંગલની પત્નિએ તેના સ્વામીને વાત કહી પિંગલે તેને આડમ્તરી રીતે સમજાવી પત્નિ મમણય ખરી.

### વાત ફૂટી

પતિ પત્નિના પ્યારમા અને જાતના ગૌરવમા પિંગલ ખિલ્યો ! પત્નિને ગુપ્તવાત કહી જણાવ્યુ કે—હું જાતે નાગ છુ તમે કોઇને ન કહો તો અસલરૂપ તમને હાલ દેખાડુ પત્નિએ તત્કાળ કબુલ્યુ જાતનું અસલ રૂપ જાહેર કર્યું પત્નિના પેટમા એ વાત ન ટકી બ્હેનપણીઓ આગળ ખરેખરી વાત કહી દીધી એમ છૂપી વાત જાહેર થવા લાગી

### ગરૂડે એ વાત જાણી

એ વાત છેક ગરૂડના દશમા વિજળી વેગે પહોચી ગરૂડે ક્રોધ કરી તેના લશ્કર સાથે લઢવા તૈયારી કરી અચાનક છાપો માર્યો અને પિંગલને પકડવા તૈયારી કરી

### ગરૂડ તેને વિફાર્યો

રે ! દુષ્ટ ત્હેં બ્રહ્મક્ષેત્રના બ્રાહ્મણોને છેતર્યા ! તેમની કન્યા પરણ્યો ! દભથી અગ્નિ હોત્રી મન્યો ! ત્હારા આ પાપી કર્મથી ત્હારો વધ કરવો ઘટે છે આરમ્યુ યુદ્ધ ! ભારે યુદ્ધ થયુ નાગની ફણા પડી ! શિવજીનું ધ્યાન કર્યું પ્રગટયા ફણીન્દ્ર '

### ફણીન્દ્ર તીર્થની થઈ સ્થાપના

એ સમયથી ફણીન્દ્ર તીર્થની સ્થાપના થઈ ! નાગનું એકાદ ફણુ તુટે તેથી નાગ પાછો પડે તેમ નહોતો ફરી જબ્બર યુદ્ધ કરવા લાગ્યો ! અને ગરૂડની પાખ તોડી ગરૂડે તત્ક્ષણ શિવનું ધ્યાન કર્યું ત્યા પ્રગટ થયા 'પક્ષીન્દ્રનાથ'

### પક્ષિન્દ્ર તીર્થની થઈ સ્થાપના

નાગરાજાએ ભારે યુદ્ધ ખેલ્યુ નાગની શક્તિ ક્ષીણ થઈ આખરે નરમ પડી ગયો તેના અગો સઘળાં ઘવાયા હતા ઇશ્વરનું ચિંતન કરવા મનમા ધાર્યું શ્રીહરીનું ચિંતન કરવા નાગ ધરા તરફ ધસ્યો લાગ જોઈ એ ધરામાં પડયો તેનો યોગાભ્યાસ જબ્બર હતો યોગબળથી વેદનાને ભૂલ્યો

ઈશ્વિર પરાયણ થયો અને જે ધરામા રહી ભગવાનનું ધ્યાન કરી તેને મુક્તિપદ મેળવવા તક મળી. એ ધરો પાવન થયો અને એ મુક્તિ દાયક "નાગધરા" નામે ઓળખાયો.

[નાગ ધરો]

નાગની મુક્તિ થવાથી એ નાગધરો ઐતિહાસિક બન્યો. હાલ પણ એ નાગધરાના નામથી ઓળખાય છે. ત્યા જઈ યાનાવાસીઓ શ્રાદ્ધ વગેરે વિધિ કરે છે.

[વૈકુણ્ઠ તીર્થ]

વળી જે જગોએ ભગવાન વિષ્ણુ પ્રગટ થયા નાગને દર્શન આપ્યાં. નાગનો ઉદ્ધાર થયો. વૈકુણ્ઠ લોકનુ દર્શન કરાવ્યુ એ નાગધરા પાસેનું તીર્થ વૈકુણ્ઠતીર્થ નામે ઓળખાય છે

[પ્રેત મુક્તિ વટ]

પથેશ્વર મહાદેવ તરફ જતાં પ્રેત "મુક્તિવટ" આવે છે. હાલમા તેને પ્રેતવલ્લો કે ભૂતવલ્લો કહે છે ત્યા પ્રેત કે ભૂત જેવી દુર્ગતીને પામેલાં માનવોનુ શ્રાદ્ધ કરવાથી મુક્તિ થાય છે

આ વિષયમા અવંતિનગરના વિદ્વાન બ્રાહ્મણ શ્રુત દેવની કથાં છે. બ્ર ક્ષે. મા પૃ. ૬૧ થી પૃ ૬૭ સુધીમા વિસ્તાર સાથે છે.

[યજ્ઞ તીર્થ]

શ્રી રામચંદ્રજીએ યજ્ઞ કર્યો. ફણીન્દ્રનાથ કે જે નાગ સંસ્કૃતિની પૂર્વેનું સ્થાન હતું ત્યા એ યજ્ઞ કર્યો ફણિન્દ્ર પ્રસન્ન થયા હતા. રાવણ વધનો દોષ દૂર થયો હતો.

[સીતા કુંડ]

યજ્ઞ પ્રસગે સિતાજીના સ્નાન માટે નિર્માણ થએલો એ કુડ અત્યારે પણ "સીતાકુડ" એવા નામે ઓળખાય છે.

[શ્રીરામ કુંડ]

શ્રી રામચંદ્રજી જેમા સ્નાન વિગેરેની વારવાર મંત્રોથી વિધી કરતા હતા. તે પણ રામકુડ એવા નામથી ઓળખાય છે

સીતાકુડ અને રામકુડ પથેશ્વર મહાદેવના નજીક રસ્તાપર આવે છે. આ વિશે સઘળી કથા બ્ર. ક્ષે મા. ના પૃ ૬૮ થી ૭૨ સુધીમા વિસ્તાર સાથે છે.

[બ્રહ્મકપાલ મોક્ષતીર્થ]

બ્રહ્માજીનું પાચમુ મસ્તક હોવું મહાદેવજીને ઠીક ન લાગ્યુ ત્રિશુલથી તેનો વધ કર્યો. એ મસ્તક શિવજીના હાથમા આવી ચોટયુ. બ્રહ્મક્ષેત્રમા જવાથી

તથા ત્રિવેણીમા તપ કરવાથી બ્રહ્મશીર્ષનો મોક્ષ થયો ત્યારથી એ તીર્થની ખ્યાતિ થઈ આ કથા બ્ર ક્ષે મા પૃ ૩૫-૩૬ સુધીમા વિસ્તાર સાથે છે.

## [ શ્રીક્ષીરજામ્બા દેવી-લક્ષ્મીતીર્થ ]

ખેડબ્રહ્મા ગામની દક્ષિણ તરફ અગ્નિકોણમા શ્રીક્ષીરજામ્બાદેવી અથવા મહાલક્ષ્મી દેવીનું ધામ છે મદીર પ્રાચીન છે જીર્ણ થવાથી હાલમાં વડાલી કડીયાદરા અમદાવાદ વિગેરે બ્રાહ્મણોના પચે થોડુક ફડ ઉઘરાવી મરામત કરાવી છે જુની મૂર્તિ ખડિત થવાથી નવી મૂર્તિની પ્રતિષ્ઠા કરી છે મદીરની પાછળ એક નાની ધર્મશાળા બનાવવામા આવી છે સ્થાન ઉંચી ટેકરીપર હોવાથી ગગા ઉપરના સઘળા તીર્થો ખેડબ્રહ્મા ગામ અને ચોતરફ માઈલો સુધીના વિવિધ દૃશ્યો માલૂમ પડે છે

બ્રહ્મક્ષેત્ર મહાત્મ્યમા આ વિષયમા કથા છે બ્રહ્માજીએ યજ્ઞ કર્યા પછી યજ્ઞના બ્રાહ્મણોના વશજોનું હમેશા પોષણ ચાલે તે માટે વૈશ્યોને પ્રગટ કર્યા વૈશ્યોના પૂર્વજો બ્રહ્માજીની પ્રાર્થના કરી, અને વશપરપરા અખૂટ સપત્તિ રહેવાનું માગ્યુ બ્રહ્માજીએ એવી યોજના પાર પાડવા માટે વૈકુણ્ઠ-માંથી વિષ્ણુભગવાનને રીઝવી મહાલક્ષ્મીને લાવ્યા અને મહાલક્ષ્મીનું અગ્નિ કોણમા સ્થાપન કર્યું મહાલક્ષ્મી ક્ષીરસાગરમાથી પ્રગટેલા હોવાથી બીજુ નામ ક્ષીરજામ્બા" તરીકે ઓળખાયુ અને વૈશ્યોના પૂર્વજને તેમની વશપરામા લક્ષ્મીજીની ઉપાસના કરતા રહેવા સૂચવ્યુ ઉપાસનાથી લક્ષ્મી-ધન-સપત્તિ મેળવતા રહેવા સૂચવ્યુ અને બ્રાહ્મણોને એ ઉપાસના વિધિ કરાવતા રહેવાનું સૂચન કર્યું

બ્રાહ્મણો અને વૈશ્યોના પૂર્વજોની આ ઉપાસ્ય દેવતા હોવાથી એ કુલ માતા-અથવા કુલ દેવી તરીકે ઓળખાયા આ કથા બ્ર૦ ક્ષે૦ મા૦ પૃ ૧૮ થી ૨૪ સુધી વિસ્તાર સાથે છે

## [ ભૃગુતીર્થ અને ભાર્ગવાશ્રમ ]

આ તીર્થ હરણાવ નદીની છેક પૂર્વ દિશાએ છે ગગાને કિનારે આવેલુ છે હાલમાં ત્યા મહાદેવજીનું દેવાલય છે આસપાસ વિશાળ કોટ છે કોટની વચ્ચે ભૃગુનાથ મહાદેવનુ મદીર છે અને મદીરની પાછળ જમણા હાથ તરફ ખૂણામાં ભૃગુઋષિની સમાધિ છે ત્યા બીજા મહાત્માઓની પણ સમાધીઓ છે

મદિર પુરાતન હશે પણ જીર્ણ થવાથી તેની મરામત કરાવેલી છે શિવજીનું બાણ નવુ દેખાય છે જીર્ણોદ્ધાર પ્રસંગે પુનપ્રતિષ્ઠા કરેલી હોવાનું કહેવાય છે ભૃગુનાથનો આશ્રમ પુરાતન છે ઉંચા ટેકરા પર હોવાથી ચોતરફનાં દૃશ્યો સ્પષ્ટ દેખાય છે શ્રી૦ દલપતરામકવિ તેમની ઈતિહાસની

નોંધમાં લખે છે કે-ભૃગુનાથમાં એક ગોસાંઈ સાધુ રહેતો હતો. તેનું નામ "ઉદેપુરી મહારાજ" હતું. તે આબુથી આવીને રહેલો હતો. તેની ઉમર વર્ષ ૧૫૦ની હતી એમ એ મહારાજ જણાવતા હતા. એ મહારાજને ના૦ તખ્તસિંહજી માહારાજા સાહેબે જોધપુર બોલાવી લીધા હતા. તે સંવત ૧૯૨૧માં સમાધિસ્થ થયા હતા.

એ મહારાજે ભૃગુનાથનો કોટ કરાવ્યો હતો, અને ત્યાં પછી મોતીગિરજી નામે સાધુ રહેતા હતા. ત્યાં પછી કેટલાય સાધુઓ આવી રહેતા થયા છે.

### આખ્યાયિકા

બ્રહ્મક્ષેત્ર મહાત્મ્યના પૃ. ૭૩ થી પૃ. ૮૪ સુધીમાં ભૃગુઋષિના તપની સુંદર આખ્યાયિકા છે. તે વાચવાથી સઘળી બીના સમજાય તેમ છે.

### માણેકનાથનો પહાડ!

ખેડથી પશ્ચિમ દિશાએ "માણેકનાથનો પહાડ છે. એ ખેડથી આઠેક માઇલ દૂર છે. તેનું મૂળનામ "માણવકનાથ" હોવું ઘટે!! આ પહાડ અરવલ્લીના પહાડનાં મૂળીયાં પૈકીનો છે. ત્યાં માણવકનાથ મહારાજની તપશ્ચર્યાનું સ્થાન છે. અને એક મોટી ગુફા છે. ગુફામાં પીત્તળના ઘોડા છે. માટીના પણ હોય છે. બહારની બાજુએ સતિનું સ્થાન છે. ત્યાં મહારાજ માણેકનાથની સમાધીનું સ્થળ છે. ગુફામાં ભોંયરૂં છે. તેમાં લાંબી નહેર છે. તે એટલી બધી લાંબી છે કે જેમાંથી પસાર થઇ અમદાવાદના માણેક-ચોકમાં નીકળી શકાય છે.

ગુફામાં જ્યાં ઘોડા રહે છે તેની બાજુમાં પથ્થરની મોટી શિલા છે, નહેરના મોઢીઆ પર એ ઢાંકેલી છે. એ ઉઘાડવામાં આવે તો તેમાં પ્રવેશનો રસ્તો દેખાય તેમ છે. કહેવાય છે કે પૂર્વે જે ઘોડા હતા (અગર હાલ છે) તેના નીચે સ્પ્રીંગ છે તે જ્યારે ખસે ત્યારે પ્રવેશદ્વારમાં થઇ પસાર થઇ શકાય!!

કોઈ રાણી માતાજીની યાત્રાએ નીકળી હતી. ત્યાં તેને પુત્ર થાય છે. દરમ્યાન્ રાજાના મરણની વાત સંભળાય છે, રાણી તેના પુત્રને માણેકનાથ મહારાજને ખોળે મૂકે છે. રાણી સતી થાય છે. માણેકનાથ મહારાજ પુત્રની રક્ષા માટે નાગરબ્રાહ્મણી બાઇને ઉછેરવા સોપે છે.

આ આખ્યાયિકા વિષે પુરાતપાસની જરૂર છે. જો આધાર સાથે વાત મળી આવશે તો આગળનાં પ્રકરણોમાં લખીશું.

માણેકનાથની ગુફા-ભોંયરૂં-નહેર અને તેમાં થઈ અમદાવાદના માણેક-ચોકમાં નીકળવાપણું વિગેરે હકીકતનો પણ તપાસ કરવાની આવશ્યકતા છે.

આ બીના રજુ કરવાનો હેતુ પણ પ્રયત્નશીલ ઉત્સાહી પુરૂષોના દ્રષ્ટિપથે મુકવા માટે છે

### તારગાજી

ખેડબ્રહ્માથી તારગાજીની યાત્રાએ જઇ શકાય છે એવુ જાહેર થયુ છે કે મંદિરપુરાનું છે એ મંદિરનો ઘાટ રચના અને શિલ્પ જોતા કોઈ દેવ કે દેવીનુ મદીર હોવુ જોઇએ પણ હાલ તો તારગાજી નામે જૈન ભગવાન બિરાજે છે

### વાસણા

ખેડથી પશ્ચિમ બાજુએ વાસણા નામે નાનું ગામડુ છે ત્યા દાણીનો ઓટલો છે ત્યા દાણુ ચુકાવતું હશે તે ઉપરથી દાણીના ઓટલાની કહેવત પડી છે બ્રહ્મક્ષેત્ર મોટુ નગર હશે ત્યારે ભારે વેપાર ચાલતો હશે! તેમાય વળી વાસણો કે વસ્ત્રોની દુકાનો હશે તે વખતે દાણ લેવાની એ જગા હશે એ સઘળુ તપાસને અંતે મળી આવે તે ખરૂ!!

### દેરોલ

ખેડબ્રહ્માથી નજીક ત્રણેક ગાઉ ઉપર 'દેરોલ" નામે ગામ છે જતા રસ્તામા ઘણા મદિરોના મકાનોના તથા ચણતરના નમુના અને ખડેરો નજરે પડે છે ખેડ અને દેરોલ પૂર્વે એકજ હશે એવુ અનુમાન થાય છે તળ દેરોલમા પણ શિવાલયો અને જીનાલયો છે

### શિલવાડ

ખેડથી નજીક શિલવાડ નામે નાનુ ગામ છે જાણે ખેડના પૂર્વ વૈભવ કાળનો એ એક ભાગ હોય તેવુ અનુમાન થાય છે ત્યા મહાદેવનુ મદિર તથા ચામુડાજીનું મદિર છે દરમ્યાન રસ્તામાં ઘણા ભગ્ન-અવશેષો અને મકાનોના ખડેરા નજરે પડે છે

### વાઘેશ્વરીનો ડુગર

ખેડની પૂર્વ બાજુના ડુગરા નાના મોટા કઇક નજરે પડે છે એ સઘળા વિંધ્યાચળના મૂળ પર્વતો હોવાનું કલ્પી શકાય છે તે પૈકી વાઘેશ્વરીનો ડુંગર પણ કહી શકાય! ત્યા મહાદેવજી વાગેશ્વર નામે ઓળખાય છે ને માતાજી વાઘેશ્વરી નામે ઓળખાય છે તત્ર પૂજામા વાગીશ્વર-વાગેશ્વરીના મંત્રો ઉચ્ચારી પ્રયોગ કરી શકે છે ત્યા આસપાસ ડુગરોની વચ્ચે એરગઢ નામે નગર હોવાનું કહેવાય છે આજુબાજુ કિલ્લાના ચણતરના નિશાનો હાલ પણ છે વચ્ચે વાવો, કુના વિગેરે છે ચોમેર કોટ છે અને વચ્ચે વળી ત્યા છોકરીઓનો કુડ છે પથ્થરોથી તેનો ઘાટ બાધેલો છે કહેવાય છે કે નગરની છોકરીઓએ ગૌરીવ્રત નિમિત્તે એ કુડ બધાવેલો!

બાજુમાં "અભેપરા" નામે ગામ છે હાલમાં એ ઘોડાધર રાજ્યનું ગામ છે. એ સ્થળો સદૈવંત સાવળીંગાનાં હોવાનું કહેવાય છે. પાદરે હરણાવ નદી વહે છે. ખેડથી આઠ ગાઉને આશરે આ વિભાગો છે. અનુમાન થાય છે કે ખેરગઢ પણ બ્રહ્મક્ષેત્રનો પૂર્વકાળમાં એક મહત્વનો વિભાગ હશે.

## ખેડની ઉત્તરબાજુ

ખેડબ્રહ્માની ઉત્તર તરફ લીલાવંટા–ખેડવા–સિતોળ–વરતોલ–ચામુંડાજી વિગેરે સ્થળો છે. ઉત્તર પૂર્વની વચ્ચે દીધીયું–વાલરાન–પરોયા–રોધરા વિગેરે સ્થળો પાસેપાસે આવે છે. દરમ્યાન ખંડેરો અને ભગ્નાવશેષો પૂર્વેનાં હશે એમ અનુમાન થાય છે. રોધરામાં મોટું શિવાલય છે તથા કહેવાય છે કે ત્યાં બ્રાહ્મણોની મોટી સંખ્યા વસતી હતી. ત્યાંથી આગળ પાનરવા અને તેની ઉત્તરે મહાડીગામ આવે છે. એ મેવાડની સરહદ ગણાય છે.

## ખેડથી પશ્ચિમ બાજુએ !

બ્રહ્માનીખેડની પશ્ચિમ તરફ રાધીવાડ–પાદરડી–મેત્રાલ–રૂદ્રમાળા–ચાંપલપુર ઉંચીધનાલ–ગઢડાશામળાજી–ગઢા–પંથાલ–આગીયા અને મરોડા એ નામવાળાં ગામો થોડેથોડે અંતરે આવે છે. આ ગામડાઓની મુસાફરીએ જતાં રસ્તામાં કંઇક ખંડેરો અને બાંધકામનાં ચિહ્નો નજરે પડે છે. એ પરથી અનુમાન થાય છે કે પૂર્વેના બ્રહ્મક્ષેત્રની વિશાળતાના આ પ્રદેશો હશે. પાદરડી શબ્દ સૂચવે છે કે. બ્રહ્મક્ષેત્રનું એ પાદર હશે. રૂદ્રમાળામાં મહારૂદ્રનું મંદિર પૂર્વે વિશાળ હશે અત્યારે નષ્ટદશામાં આવેલું જણાય છે.

## પંથાલ !

આ ગામ તેની કહેવતના આધારે નામચીન બન્યું છે કહે છે કે–પંથાલમાં સંખ્યાબંધ બ્રાહ્મણોની વસ્તી હતી. એવામાં ભારે રમખાણ મચ્યું. બ્રાહ્મણોને પંથાલના દેવળમાં પૂર્યા અને તેનાં બારણાં બંધ કરી આજુબાજુ દેવતા સળગાવ્યો. મરચાંના ધૂમાડા કર્યા. સરસવના ધુમાડા કર્યા અને તેમના ત્યાં પ્રાણ લીધા. પંથાલનું નામ કદાચ પાંથાલય હશે. બ્રહ્મક્ષેત્રની યાત્રાના પાન્થો યાને મુસાફરો માટે એ ઠેકાણે કોઈ સુંદર યોજના હશે અને ઉતારાનું સ્થળ યાને આલય કોઇ ઉમદા હશે. "પાન્થ + આલય" પરથી પાન્થાલય નામ સાર્થ ગણાતું હશે અને એ સંસ્કારી નામનો અપભ્રષ્ટ શબ્દ પંથાલ કહેવાયું. અથવા પાંથિક યાને મુસાફરીએ આવેલા કિંવા મુસાફર જેવા માનવોનો "લય" એટલે નાશ થયેલો હશે. તે પરથી પણ પાંથાલય નામ પડ્યું હશે. શોધને અંતે જે નક્કી થાય તે ખરૂં.

પંચાસવાસી બ્રાહ્મણો હાલ વડાલીમાં વસે છે. તેમના પૂર્વજો પંચાસમાં રહેતા હતા. પંચાસના પૂર્વેના રમખાણ પછી પણ ત્યાં બ્રાહ્મણોની વસ્તી હતી. એ ખેડવાબાજ બ્રાહ્મણોના ચોખળાતુ બત્રીસ ગામો પૈકીનું એક મોટુ ગામ હતું. ગામની આબાદી નષ્ટ થયા પછી ત્યાના બ્રાહ્મણોનુ આગમન વડાલીમા થએલું !!

## ઉત્તર બાજુ

ખેડની ઉત્તર બાજુએ વીનાવ ગામ છે અને વીવાવની મગરી છે. રસ્તામા પૂર્વેની વસ્તી હોવાના નિશાનો જણાઈ આવે છે. એ ડુંગરીમા મોટો માઢ–નાનો માઢ હોવાનુ કહે છે. ત્યા પૂર્વે ગામ હોવાનું અને પાછળથી નષ્ટ થયાનુ કહેવાય છે. બાજુમા સુદર સરોવર છે ડુંગરને ચારેબાજુ કિલ્લો કુદરતી છે એકબાજુજ ફક્ત ખુલ્લી છે. એ રમ્ય સરોવરમા કમળો થાય છે, ત્યાં પૂર્વે કોઇ યોગી રહેતો હતો તેની ત્યા હાલ સમાધી છે. એ નગર શું હશે ? અને તેમા કોની વસ્તી હશે, તથા કયા કાળમા શા કારણસર નષ્ટ થએલુ હશે. તેનો કઈ પત્તો લાગતો નથી આખ્યાયિકાઓ—દતકથાઓ પણ મળતી નથી. કોઈ ઉત્સાહી શોધક પ્રયત્ન કરે તો મળી આવે ખરી ! શુ બ્રહ્મક્ષેત્ર નષ્ટ થયા પછી તેમાથી આવીને લોકો ત્યા વસ્યા હશે ? અથવા ભયના માર્યા-હુમલાઓથી બચવાની ખાતર તેમણે એ ડુગરની ખીણમા વસવાટ કર્યો હશે ! અથવા બ્રાહ્મણોએ એકાતવાસ સ્વીકારી ત્યા તેમનાં પવિત્ર કર્મ કરવા–સમયગાળવા–સારો સમય ભોગવવાની અપેક્ષાએ ત્યા વસ્તી કરી હશે એ વિશે સત્ય શુ હશે તે હજુ સુધી બહાર આવ્યુ નથી એ ડુંગરની આસપાસ ભારે જગલ છે. શિકારી પશુઓ ત્યા રહે છે. ઘાસના જોડ છે. હરાજીમાં રખાય છે. પશુપાલન માટે ઘાસ ત્યાથી લેવાય છે. અને તેનો વધારે પ્રમાણમા ઉપયોગ વડાલી અને નજીકના ગામો કરે છે. આ પ્રમાણે પુરાતન બ્રહ્મક્ષેત્રની વસ્તી અત્યારે ખડેરોના રૂપમા તો વળી કયાક મોટા પ્રમાણમા અને કઈક જગોએ તદ્દન નામશેષ થએલી જણાય છે. સીમાડો ભારે વિસ્તાર વાળો છે. જેના પર હજારો વર્ષો વીતિ જવાથી ભૂગર્ભમા તેના અવશેષો પડી રહેલા હોવાનું જણાય છે.

———o———

# કાલ નિર્ણય પરિચ્છેદ-(ત્રીજો)



બ્રહ્મક્ષેત્ર યાને ખેડબ્રહ્મા નામે નગર કયા કાળમાં વસ્યું ! એ નક્કી કરવું લગભગ અશક્ય છે ! કામ અઘરૂં છે ! સૂક્ષ્મ અવલોકનની પ તેમાં જરૂર ખરી ! ! એવાં અવલોકન-બ્રહ્મક્ષેત્રનાં અવશેષો અને ( શિલા )લેખો પર આધાર રાખે છે.

પણ હાલમાં એવા લેખ-શિલાલેખ વિગેરે સાધનો ક્યાં? ઇતિહાસને લગતી વિવિધ સામગ્રી ક્યાં ? અને કાલનિર્ણય કરવા જેવું સાહસ ક્યાં ? છતાં જેટલું મળી આવે તેટલા સાધનના આધારપર સૂક્ષ્મ નહી તો સ્થૂલ કાળ અવલોકવા-પ્રયત્ન કરવો યોગ્યધારી "**પુરાતત્ત્વવેત્તાઓની**" સેવામાં રજુ કરવા ઉચિત ધાર્યું છે.

"**બ્રહ્મક્ષેત્ર માહાત્મ્ય**" એ ગ્રંથ આ વિષયમાં પ્રકાશ પાડે છે. બીજા ગ્રથોના પ્રમાણો તેને સતેજ કરવા આધારરૂપ બને છે. એ કેવી રીતે વારૂ? તે તો હવે વિચારવાનું છે. તથા તેના નિર્ણયનું કામ વિદ્વાનોને શિરે સોંપીએ છીયે.

### બ્રહ્મક્ષેત્ર નામે નગર !

"બ્રહ્મક્ષેત્ર" નામે ભારે નગરના નિર્માણ વિશે "બ્રહ્મક્ષેત્ર માહાત્મ્ય" નામે ગ્રંથમાં વિસ્તાર સાથે વર્ણન છે. તેમાં જણાવે છે કે-બ્રહ્માજી તેમના મનની શુદ્ધિ કરવા માટે-આ ક્ષેત્રમાં યજ્ઞ કરવા આવે છે. શરૂઆતમાં ભારે નગરની રચના કરે છે. ચાર ગાઉના વિસ્તારમાં નગર રચાવે છે. ( બ્ર૦ ક્ષે૦ મા૦ પૃ૦ ૬ )

### એ કયાકાળમાં વારૂ ! !

દક્ષ પ્રજાપતિ યજ્ઞ કરે છે. યજ્ઞમાં શિવજીનું અપમાન થાય છે. સતી દાક્ષાયણી દેહ તજે છે. હિમાલય નામે રાજાને ત્યાં સતી જન્મે છે. આઠમા વર્ષથી તપ શરૂ કરે છે. એમ બાર વર્ષ સુધી તપ કરે છે. તપને અંતે શિવજી સાથે લગ્ન થાય છે. એ અરસામાં યાને સત્યયુગમાં આ નગરરચના થયાનો કાળ બ્રહ્મક્ષેત્ર પુરાણ સૂચવે છે.

### બીજું એ વિશે પ્રમાણ !

આ વિષયને લગતું વર્ણન-"**બ્રાહ્મણોત્પત્તિ માર્તંડ**" નામના ગ્રંથમાં મળી આવે છે. પૃષ્ટ ૪૬૧થી ૪૬૯ સુધીમાં એ વર્ણન છે-"गुर्जरैविषयेरम्ये ब्रह्मखेटकसंज्ञकं। पुरमस्तिमहद्दिव्यदक्षिणेचार्बुदाचलात्" (૧) "कृतेब्रह्मपुरंनाम त्रेता-

यांम्यंबके तथा " " तदेवद्वापरेल्यातं कलौवैमह्मखेटकं " (२) अस्तितत्रमहीपुण्या• हिरण्यारव्यानदीशुभा । तत्रैवसगम.पुण्यो नदीद्वितीयसभव. (३) ग्राममध्येनिवसति देवोवैपद्मसंभकः । भार्याद्वयेनसंयुक्तो तत्प्रासादस्यपूर्वतः × × × ×

ભાવાર્થ–ગુજરાત દેશમાં બ્રહ્મખેટક નામે સુંદર નગર છે. એ નગર ભારે દિવ્ય છે. આબુ પર્વતની દક્ષિણે આવેલુ છે.

સત્યયુગમાં "બ્રહ્મપુર" એવા નામે ઓળખાયું! ત્રેતા અને દ્વાપર-યુગમાં ત્ર્યંબકપુર નામે ઓળખાયું! અને કલિયુગમાં એ "બ્રહ્મખેટક" નામે ઓળખાય છે.

એ ભૂમિ પવિત્ર છે. ત્યાં હિરણ્યા નામે નદી છે. ત્યાં વળી બીજી બે નદીઓનો સંગમ થાય છે. ગામમા બ્રહ્માજીનું ભવ્ય મંદિર છે. અને મંદીરમા ઉત્તરે–દક્ષિણે જોતાં બે પત્નિઓ દેખાય છે.

## વૈદિક પ્રમાણ!

દક્ષ પ્રજાપતિનો ઇતિહાસ ઋગ્વેદમાં છે. (અ. ૧૦–૭૨) તેનું વિવેચન "શતપથ" બ્રાહ્મણ ગ્રંથમાં છે. (૨–૪–૪–૧–૬) સાં० બ્રા० ૪–૪.

મહાભારતમાં આ० પ० ૬૭–૧૦માં છે. વળી વિષ્ણુપુરાણ! હરિવંશ-પુરાણ! અને શ્રીમદ્ ભાગવત આદિ ગ્રંથોમાં પણ છે.

એ દક્ષ પ્રજાપતિની પુત્રી સતી દાક્ષાયણી હિમાલયને ત્યાં જન્મે છે. તે પરથી રાજા–હિમાલય દક્ષનો સમકાલીન ગણાય! એ અરસામાં બ્રહ્માજીએ બ્રહ્મક્ષેત્ર નામે નગર વસાવેલું! એ પરથી બ્રહ્મક્ષેત્ર નામે નગરનો રચનાનો કાળ ઋગ્વેદના કાળ જેટલો પુરાતન હોઈ શકે!!

## અથર્વ વેદમાં બ્રહ્મપુરીનું વર્ણન!

આ વર્ણન અથર્વવેદમાં છે.–पुरयोब्रह्मणोवेद यस्याः पुरषउच्यते " अष्टचक्रा नवद्वारा देवानापुरयोद्धा । तस्यांहिरण्मयः कोशः स्वर्गोज्योतिषावृतः । तस्मिन्हिरण्मयेकोशे त्र्यरेत्रिपतिष्ठिते । तस्मिन्यद्यक्षमात्मन्व वत्तद्वैब्रह्मविदोविदुः । प्रभ्राजमानां हरिणीं यशसासपरिवृताम् । पुरीं हिरण्मयीं ब्रह्मा प्रविवेशापराजिताम् । अथर्ववेद १०–२

ભાવાર્થ—આ બ્રહ્માની પુરી (બ્રહ્મપુરી)ને જે વિદ્વાન્ જાણે! તે પુરૂષ ગતિને યાને મુક્તિને પામે છે. જેની રચનામાં મુખ્ય નવ દ્વાર છે. આઠ ચક્રો ગોઠવ્યાં છે. એ દેવતાઓથી ભરેલી છે. અને એ કોઇએ જીતેલી નથી. તેમાં ભારે તેજસ્વી હિરણ્મયકોશ છે. યાને બ્રહ્મ (દેવ) વિરાજે છે. એ સ્વર્ગીય છે. જેને ત્રણ આરા છે. યાને તેનાં ત્રણ પ્રકૃતિનાં સ્વરૂપો છે. તેના આધારપર આ વિરાજેલો છે. જેનો પરાજય થએલો નથી! જે સુવર્ણમય–તેજસ્વી–

મનોહર અને યશસ્વી છે એવી આ બ્રહ્મપુરી યાને બ્રહ્મનગરીમાં બ્રહ્માજીએ નિવાસ કરેલો છે.

આ મંત્રમાં આવેલુ "બ્રહ્મક્ષેત્ર"નું વર્ણન અને બ્રહ્મક્ષેત્ર માહાત્મ્યમાં લખેલું બ્રહ્મક્ષેત્રનું વર્ણન લગભગ સરખુ માલુમ પડે છે એટલે એ અથર્વવેદની–રચનાના સમયનું આ બ્રહ્મક્ષેત્ર હોવાનું કલ્પી શકાય છે.

## અથર્વવેદમાં ઋગ્વેદનું અવતરણ!

અથર્વવેદની સંહિતાના તરજુમા અંગ્રેજી અને જર્મન ભાષામાં થએલા છે–તે પૈકી "ગ્રોલ"ના કેટલાક સૂક્તોનાં છંદોબદ્ધ જર્મન ભાષાંતર છે. (સ્ટટગાર્ટ ૧૮૮૮)

(૨) વેબરે કરેલું કેટલાક ભાગોનું ભાષાંતર છે. (ઇન્ડીશ્વેસ્ટુડીએ.)

(૩) "ગ્રીફીથ" કરેલું સંપૂર્ણ ભાષાંતર સન ૧૮૯૫–૯૬માં અને તેની બીજી આવૃત્તિ સને ૧૯૧૬માં છપાએલી છે.

(૪) "બ્લૂમ ફીલ્ડમેન"નું અંગ્રેજી ભાષાંતર સેક્રેડબુકસ ઑફ ધી ઇસ્ટ.

(૫) "વ્હીટને"એ, અને લૅનમૅને કરેલું અંગ્રેજી ભાષાંતર હાવર્ડ ઓરીએન્ટલ સીરીઝમાં સંગ્રહેલુ છે.

એમ પશ્ચિમના કેટલાક પંડિતોએ તેમની પોતાની ભાષાઓમાં તરજુમા કરેલા છે. તેમની માન્યતાઓ અને હિન્દના ભાષ્યકારોની માન્યતાઓનો સમગ્ર વિચાર કરી જ્ઞાનકોશકાર ડૉ૦ શ્રીધર વ્યંકટેશ–કેતકર એમ. એ. પી. એચ. ડી. તેમણે રચેલા જ્ઞાનકોશના પૃ૦ ૧૩૧ ઞમાં જણાવે છે કે–અથર્વસંહિતાની એક પ્રતમાં ૭૩૧ સૂક્તો છે. અને લગભગ ૭ હજાર તેમાં ઋચાઓ છે. વીસ તેના કાંડ છે. અથર્વસંહિતાના ટ્ઠમાંશ ભાગમાં તો સૂક્તો છે તે ઋગવેદ સંહિતાનાં અવતરણો છે. અર્ધાથી વધારે ઋચાઓ ઋગ્વેદના ૧૦ મા મંડળમાંથી મળી આવે છે. × × × × ×

આ ઉપરથી "બ્રહ્મક્ષેત્રપુર"નું વર્ણન ઋગ્વેદ સૂક્તોમાંથી અવતરણ થએલું જણાય છે. અથર્વવેદનો કાળ જો કે–ઋગ્વેદના સમયથી ઘણો લાંબો સમય બતાવતો નથી તો પણ બ્રહ્મક્ષેત્રની રચનાનો કાળ કેટલો પુરાનો છે તે આ દાખલાઓથી સહજ અનુમાન કરી શકાશે.

## શિલાલેખનું પ્રમાણ!

પરીચય પરિચ્છેદ પૃ. ૧૦માં જણાવ્યા મુજબ અદિતી વાવ પાસેના મોટા શિલાલેખમાં જણાવ્યું છે કે–" ब्रह्मपुरेति ख्यातं नाम्नाशवपुरेतिवै " त्वा-तंततश्चत्रेतायां खेटेतिप्रथितं भुवि ". हिरण्याख्यद्वापरेतु तुलखेटेतिर्वकलौ " ×

ભાવાર્થ—આ બ્રહ્મક્ષેત્ર સત્યયુગમાં **બ્રહ્મપુર** અથવા શંભુપુર નામે ઓળખાયું! ત્રેતાયુગમાં "**કર્મક્ષેત્રોખેટ**" નામે ઓળખાયું! દ્વાપરમાં "**હિરણ્યપુર**" અને કલીયુગમાં "**તુલ ખેટ**" નામે સતકર્મવડે ઓળખાય છે.

આ શિલાલેખના પ્રમાણથી પણ "બ્રહ્મક્ષેત્ર" સત્યયુગના સમયનું છે એમ જણાય છે.

## યુગ શબ્દના વિવિધાર્થ!

પણ યુગ શબ્દ તો વિવિધ અર્થમાં વપરાએલો છે! વેદો અને તેના સાહિત્યમા પણુ એવા વિવિધ અર્થ કરાએલા જણાય છે. થોડોક એ વિષયમા વિચાર અત્રે કરવાની જરૂર છે. જે પરથી ચાલુ વિષયના સ્પષ્ટીકરણ માટે ઉપયોગી થઈ પડે તેમ છે.

### દેવયુગ એવા અર્થમાં યુગ શબ્દ

(૧) देवानांपूर्वेयुगे सत.सदजायत । ऋक्संहिता १०-७२-२

ભાવાર્થ-દેવોના પૂર્વયુગમાં સત્‌થી સત્ પેદા થએલું છે.

### માનવયુગસૂચક યુગ શબ્દ

(૨) तच्चेमानुषेमा युगानि कीर्तेन्य मघवानाम बिभ्रत् ।

उपप्रय दस्युहत्यायवज्रीयुद्धसूनुः श्रवसेनामदधे । ऋ० सं० १-१०३-४

ભાવાર્થ-મહા પ્રબળ રાજા ઇન્દ્રે શત્રુ સહાર માટે હાથમાં વજ્ર લીધુ! એ સંગ્રામ સમયે જે નામ ધારણ કર્યું! એ પ્રખ્યાત મઘવા એવું નામ "માનવયુગ"માં સ્તુતિ કરનાર સ્તોતાઓ માટે ધારણ કર્યા કરે છે.

### સામાન્ય કાળસૂચક યુગ શબ્દ

(૩) दीर्घतमा मामतेयो जुजूर्वान् दशमेयुगे । ऋ० सं० १-१५८-६

ભાવાર્થ-મમતાનો પુત્ર દીર્ઘતમા દસમાયુગે વૃદ્ધ થયો.

### સામાન્ય કાળસૂચક યુગ શબ્દ

(૪) युगेयुगेविदथ्य गृणद्भ्योऽग्नेरयीं यशसधेही नव्यसीं । ऋ० सं० ६-८-५

ભાવાર્થ-હે અગ્ને! અમે તારી પ્રત્યેક યુગમાં નવી નવી રીતે સ્તુતિ કરીએ છીયે! અમને તું દ્રવ્ય અને યશ આપ!

### ચતુર્યુગ સૂચક યુગ શબ્દ

(૫) या ओषधी.पूर्वाजातादेवेभ्यस्त्रियुगपुरा । यजुः १२-७५

ભાવાર્થ-જે ઔષધીઓ પૂર્વે ત્રણયુગમાં દેવોથી પેદા થઈ. જ્યારે આ આમંત્રના ભાષ્યકાર "સાયણાચાર્ય "त्रियुग" શબ્દનો અર્થ કૃત-ત્રેતા અને દ્વાપર યુગ એવો કરે છે. અને વિકલ્પે વસંત-વર્ષા અને શરદ્ એમ ત્રણ ઋતુઓ એવો પણ યુગ" શબ્દનો પર્યાયાર્થ કરે છે.

। ભાષ્યકાર મહીધરાચાર્ય—" ત્રિયુગ " નો અર્થ વસંત-વર્ષા-અને શરદ્ એવા ઋતુવાચક અર્થને લાગુ પાડે છે

ઉપર મુજબ પાંચમંત્રો યુગના વિવિધાર્થ સમજવા માટે-નમુના તરીકે ટાંકી બતાવ્યા છે. આવા જો કે ઘણા મંત્રોમાં "યુગ" શબ્દ દેવયુગવાચક માનવયુગવાચક-સામાન્યયુગવાચક-ચતુર્યુગ-મહાયુગવાચક સંસ્કૃતિવાચક અને ઋતુવાચક એવા અર્થોમાં બદલાતો રહ્યો છે.

જ્યારે જ્યારે દેવતાઇ સંસ્કૃતિ જામે છે ત્યારે એવો કેટલોક કાળ દેવયુગ તરીકે ઓળખાતો રહે છે. જ્યારે માનવ તરીકેના પૂર્ણ ગુણો રાષ્ટ્રમાં જામે છે. ત્યારે એવા યુગને માનવયુગ ઓળખવામાં આવે છે. જ્યારે આસુરી વિચારોની જમાવટ થાય છે. રાષ્ટ્રનેતા અસુરો આગેવાન થાય છે તેવા યુગને અસુર યુગ કહે છે.

દુનિયામાં જ્યારે વૈદિક સંસ્કૃતિનો ઝુંડો ફરકતો હતો, ત્યારે તે વૈદિક યુગ કહેવાયો ! ઉપનિષદોનાં તત્વજ્ઞાન વ્યાપક બન્યા ત્યારે એવો યુગ જ્ઞાન યુગ તરીકે ઓળખાયો. એવી રીતે યોગયુગ-તંત્રયુગ-મંત્રયુગ-પઠનયુગ અને વિજ્ઞાન યુગ એવા અર્થમા પણ યુગ શબ્દનો પ્રયોગ થતો રહ્યો છે. આ વિષય ભારતીય જ્યોતિઃશાસ્ત્ર અથવા જ્યોતિઃશાસ્ત્રનો પ્રાચીન અર્વાચીન ઇતિહાસ, જ્યોતિર્વિલાસ, વેદાંગ જ્યોતિષ્ વગેરે ગ્રંથોમાં તથા સાંસ્કૃતિક યુગો વિષે સ્પર્શાસ્પર્શ નિબંધ આદિગ્રંથોમા અને પુરાણોમા છે. હવે આપણે કાલવાચક મહાયુગો વિશે થોડોક વિચાર કરીએ ! !

**પંચસંવત્સરાત્મકયુગ !**

(૧) पचसवत्सरमय युगाध्यक्ष । ( यजुर्वेद० ब्राह्मण )

(२) सवत्सरोसि परिवत्सरोसिदावत्सरोसीद्वत्सरोसि वत्सरासि ।

य० स. २६ । ४५

(३) सवत्सराय पर्यायिणीं परिवत्सराया विजायामिदावत्सराया तीत्वरी मिद्वत्सरायातिष्कद्वरींवत्सरायनिजर्जरार्जं सवत्सरायपलिक्नीं

य० स! ३० । १५

(४) अग्निर्वाव संवत्सरः आदित्यः परिवत्सर चंद्रमाइदावत्सरः वायुरनुवत्सरः ।

तै० ब्रा० १-४-१०

આ ઉપરથી પાંચ સંવત્સરનો એટલે પાચ વર્ષનો એક યુગ એમ ગણત્રી બતાવી છે. જેમકે-સંવત્સર પરિવત્સર-ઇડાવત્સર-અનુવત્સર અને વત્સર. આ વત્સર યાને ઉપરોક્ત નામવાળા વર્ષોના સમૂહને યુગ તરીકે સબોધ્યો છે, વળી કેટલાક મંત્રોમા દસવર્ષનો તો કેટલાકમા બારવર્ષનો પણ

એક યુગ ગણ્યો છે પણ આના યુગ સામાન્ય કાલગણનાના વ્યવહારમા તેનો ઉપયોગ કરેલો જણાય છે આમ છતા મહાયુગની ગણત્રી કઈ ખોટી ઠરી શકતી નથી

## મહાયુગ !

મહાયુગોની ગણના ઋગ્વેદ-યજુર્વેદ-સામવેદ અને અથર્વવેદમા પણ છે મત્ર બ્રાહ્મણોમા અને તેવા બીજા સાહિત્યોમા પણ છે તે પરથી મહા યુગોનો અને કલ્પ-મહાકલ્પોના હિસાબ થઈ શકે છે જેમકે—

(૧) प्राचींदिशावसतऋतुना मद्वादविण त्रिवृत्सोम स उ पन दशवर्तिनीस्नविवय

कृतमयाना त्रतायाना द्वापरोयाना

आस्कदीयाना अभिभूरयाना० × × ×

तै० स० ४-३-३

ભાવાર્થ એ છે કે—ઋતુવાકોને અતે પિતર ઇત્યાદિ અમારૂં રક્ષણ કરો ! એમ કૃત ત્રેતા અને દ્વાપર આદિ યુગો અમારૂ રક્ષણ કરો ! યાને પ્રત્યેક યુગમા અમારી સસ્કૃતિ રક્ષાઓ ! !

ઉપરોક્ત યુગો મહાયુગોની દ્રષ્ટીએ મત્રોમા તેનું બ્યાન કરાવેલુ છે તે પરથી સ્પષ્ટ સમજાય છે

(૨) क्तायादि नवदर्श त्रैताये कल्पिन द्वापरायाधिकल्पन मास्कदाय सभास्थाणु० × × × वा० स० ३०-१८

આ મત્રમા પણ મહાયુગ સૂચક અર્થ સમાએલો છે તે સ્પષ્ટ સમજાય છે પુરૂષ-મેધયજ્ઞના પ્રસગનુ આસૂક્ત છે

### ર્ક્તવ્ય સૂચક અર્થમા યુગ શબ્દનો પ્રયોગ !

યુગ શબ્દનો અર્થ કર્તવ્યસૂચક પણ મત્રોમા છે તેના મત્રની નોધ નિચે મુજબ છે

અનરેય બ્રાહ્મણમા સત્ય હરિશ્ચદ્ર અને વરૂણની આખ્યાયિકાના પ્રસગે રોહિતને મોપવા વિશે વરૂણ દેવે રહેલો હરિશ્ચદ્રને ઉપદેશ !

कलि शयानोभवति सजीहानस्तुद्वापर

उत्तिष्ठँस्त्रताभवति कृतसपद्यतेश्चर चरवेति

ऐ० ब्रा० ७३ । १५

ભાવાર્થ—સુનાર કલી ગણાય છે ! બેઠેલો દ્વાપર ગણાય ! ઉઠનાર ત્રતાયુગ કહેવાય ! અને ફરનાર કૃતયુગ કહેવાય છે માટે ફરતા રહો ! ફરતા રહો ! કામ કરતા રહો ! ઉદ્યોગ કરો ! ઉદ્યોગ કરો ! સમય બધુ ફરશે !

સમય આવશે ત્યારે થશે! એવી આશા ન બતાવો. સમયની રાહ ન જોવી ઘટે!!

જ્યારે ભાષ્યકારો ઉપરોક્ત અર્થ શિવાય બીજા અર્થ ઘટાવે છે. તે કહે છે કે ચાર સ્તોત્ર જે વિધિમાં હોઇ શકે!. એ કૃતયુગ ગણાય! પાંચ સ્તોત્રનો વિધી જે યજ્ઞમાં હોય! એ કલીયુગનું લક્ષણ છે તેથી (જ્યોતિષ્ટોમ યજ્ઞ) ચતુષ્ટોમ હોવો જોઈએ!!

એ પ્રમાણે યુગ કાલપરિમાણ વાચક હોવાનું જણાય છે તેથી ઉપરોક્ત અર્થમાં પણ દોષાપત્તિ આવતી નથી. (ભા. જ્યો. પૃ. ૨૬)

વળી વેદોમાં મહાયુગોનું વર્ણન છે તેવી રીતે યુગોનો કાળ માપવા માટે તેના માપનાં સાધન તરીકે માસ–પક્ષ–ઋતુ–તિથિ–ઘડી–પળ–વિપલ–અને સૂક્ષ્મમાં સૂક્ષ્મકાળનું વર્ણન આવે છે. એ પરથી વૈદિક કાળથી જ કાળમાપન પદ્ધતિ હયાતિ ધરાવે છે એમ સિદ્ધ થાય છે. કાળમાપન પદ્ધતિ કોઇ વિદેશીય સસ્કૃતિ પાસેથી આર્યોએ ગ્રહણ કરી નથી. પણ આર્યોની એ રીતનો સ્વીકાર અન્યદેશીય સસ્કૃતિએ ગ્રહણ કર્યાનું જણાઇ આવે છે. કાળમાપન માટે એ ઋતુ–માસાદિને સમજાવતા મંત્રોના દાખલા કેટલાક અત્રે આપ્યા છે. એ પરથી સમજાશે કે યુગશબ્દ કંઈ કલ્પના માત્ર નથી.

## બાર માસનો સંવત્સર!

વેદોમાં બારમાસનો સવત્સર યાને અધિમાસ સાથે બારમહીનાનું એક સૌરવર્ષ ગણાતું. એ વિષયમાં મંત્ર સૂચવે છે.

(૧) वेदमासोधृतव्रतो द्वादशप्रजावतः। वेदा य उपजायते।

ઋ૦ સં૦ ૧–૨૫–૮

(૨) द्वादशार नहितज्जराय वर्वर्तिचक्र परिद्यामृतस्य।
आपुत्राग्ने मिथुनासो जत्रसप्तशतानि विंशतिश्च तस्थुः।

ઋ૦ સં૦ ૧–૧૬૪–૧૧

(૩) द्वादशप्रधयश्चक्रमेकं त्रिणिनभ्यानि क उ तत्चिकेत।
तस्मिन्त्साकं त्रिशतानशकवोऽर्पिताः षष्ठिर्नचलाचलाशः।

ઋ૦ સં૦ ૧–૧૬૪–૪૮

ઉપરોક્ત ઋચાઓથી સ્પષ્ટ થાય છે કે–૩૬૦ દિવસના બારમાસ! અને એવા બારમાસોનું એક વર્ષ ગણ્યું છે. તેનું વર્ણન ઉપરોક્ત મંત્રમાં છે અને એ વર્ણન અલકારી ભાષામાં વર્ણવ્યું છે.

કહે છે કે સંવત્સર નામે એક ચક્ર છે! બાર માસરૂપી બાર તેના આરા છે.! ત્રણસોસાઠ દિવસ રૂપી ૩૬૦ તેના દાંતા છે. અને એમ દિવસો તથા રાત્રીઓ મળી કુલ ૭૨૦ એ તેના નાનામોટા ચક્રઆરાના ભાગો છે.

## માસ અને ઋતુઓનાં નામ !

मधुश्च माधवश्च वासंतिकावृतू शुक्रश्चशुचिश्चग्रीष्मावृतू ।
नभश्च नभस्यश्चवार्षिकावृतू ईशश्चोर्जश्चशारदावृतू
सहश्चसहस्यश्च हैमंतिकावृतू तपश्च तपस्यश्चशैशिरावृतू ।

તૈ० સં० ૪ । ૪ ११

ભાવાર્થ—મધુ તથા માધવ એ વસતના માસ! શુક્ર અને શુચિ ગ્રીષ્મના! નભસ્ અને નભસ્ય એ વર્ષાઋતુના! ઈશ અને ઉર્જ એ શરદ્‌ના! સહસ અને સહસ્ય એ હેમંતના અને તપસ અને તપસ્ય એ શિશિરના માસ ગણાય!

ઉપરોક્ત મંત્રોથી ચાંદ્ર-સૌરાદિમાસોના ભેદ, સવત્સરની યોજના તથા ઋતુઓનું જ્ઞાન સમજાવ્યું છે તેમજ દિવસ અને તેના સૂક્ષ્મ કાળ ઘડી પળ-વિપળ અને ત્રુટી આદિ સૂક્ષ્મકાળનો પણ બોધ આપ્યો છે. એ વિષયમાં પણ પ્રમાણભૂત મંત્રો છે.

એ પ્રમાણે યુગ શબ્દના વિવિધ અર્થ-સામાન્યયુગ-મહાયુગ-તેનું કાલ માપન, તે પરથી જોવાતા ખગોલના ચમત્કાર, તેની સૃષ્ટી ઉપર થતી અસરો-ઘટનાઓ વિગેરે સમજવા માટે તેના વિજ્ઞાનના અઢાર સિદ્ધાંતો-ગહન છતાં સરળ રીતે સમજાય તેવા રચાતા ગયા છે. તેમાં ખગોલને આધારે થતી ઘટનાઓ સામેલ રાખી વર્તમાન ઘટનાના દરેક સિદ્ધાંતોના સમય સમજાવાતા રહ્યા છે. અને ત્યાં પછીના વિદ્વાનોએ એ સગ્રહને સામેલ રાખી તેઓના સમયનાં ગણીત ક્રમાનુસર બતાવતા રહ્યા છે.

એમ પ્રાચીનયુગોથી વ્યક્તિ-સમાજ-રાષ્ટ્ર અને અખિલ વિશ્વનાં કાલપરિવર્તનો અને જીવનની રૂપરેખાઓ નક્કી કરી બતાવી છે. એ દ્વારા સૃષ્ટીની ઉત્પત્તિ-સ્થિતિ અને પ્રલયો! તેનાં મૂળ કારણો વિજ્ઞાનની દૃષ્ટીએ સ્પષ્ટ સમજાવ્યાં છે.

## ત્યારે સૃષ્ટિની ઉત્પત્તિ ક્યારે થઈ?

સવાલ થાય છે કે-સૃષ્ટીની ઉત્પત્તિનો કાળ કયો ગણાય! સૃષ્ટી કયા સમયમાં સરજાઇ? તેના સરજનને કેટલાં વર્ષો વીત્યાં!

જ્યાંસુધી આ વિષય નક્કી ન થાય ! ત્યાંસુધી બ્રહ્મક્ષેત્રનો કાળ નક્કી કરવો અશક્ય છે. યુગોનો વિચાર પણ ત્યાં પછીજ કરી શકાશે ! યુગોનાં પરીવર્તનો તેના ઇતિહાસ પરથી નક્કી થશે. અને સંસ્કૃતિ સબંધી વિચારો પણ ત્યારે જ કરી શકાશે.

સૃષ્ટીની ઉત્પત્તિના કાળ વિશે વૈદિક સંસ્કૃતિ શું બતાવે છે ! હાલના સંશોધકો શો મત ધરાવે છે ! એ સંશોધકો (પશ્ચિમ વાસીઓ) કેવા ધ્યેયના છે ! અન્ય સંસ્કૃતિઓ કેટલો કાળ કલ્પી શકે છે ! વૈજ્ઞાનિકો-ખગોલવેત્તાઓ-ભૂગર્ભ શાસ્ત્રના જાણકારો-એ વિશે કેવી કલ્પનાઓ રજુ કરે છે અને તેઓની તુલનામાં હાલના હિન્દવાસી શાસ્ત્રોનું શુ કથન છે. આ સઘળું જાણી શકાય તો બ્રહ્મક્ષેત્રના પુરાતન કાળની કલ્પના ખ્યાલમાં આવે તેમ છે.

## ઉત્પત્તિના કાળ વિશે !

સૃષ્ટિના ઉત્પત્તિ કાળ વિશે બે પ્રકારે વિચારો કરેલા જણાય છે. તે પૈકી પહેલો વિચાર તાત્વિક દ્રષ્ટીએ તથા બીજો ઇતિહાસની દષ્ટીએ હોય છે. એવા ઇતિહાસના સાધનનું મુખ્ય અંગ આકાશના પદાર્થોનું ગણિત કલ્પાયુ છે.

## તાત્વિક દષ્ટીએ વિચાર !

તત્વ દષ્ટીએ વિચારતાં સૃષ્ટીનાં સરજન અનાદી-અનંત-અપરીમિત અગાધ અને અગમ્ય લાગે છે. કહે છે કે-સૃષ્ટી તેની ઉત્પત્તિમાંથી પ્રલયમાં જતાં સ્થૂલમાંથી સૂક્ષ્મ બને છે. એક રૂપમાંથી બીજા રૂપમાં દેખાવ આપે છે. એવાં વિવિધ રૂપાંતરો થવાં એ તેનો સ્વભાવ છે. નામ રૂપનાં ભારે, પરિવર્તન હોય છે. પણ મૂળરૂપ સ્થિતિમાં જ હોય છે વેદ કહે છે કે--

"सूर्याचंद्रमसौधाता यथापूर्वमकल्पयत्" दिवचपृथिविंचान्तरिक्षमयोस्वः" ।। यजुर्वेद॰

## ઇતિહાસની દષ્ટીએ !

બીજો વિચાર ઇતિહાસની પદ્ધતિએ કરેલો જણાય છે. કહે છે કે-સૃષ્ટીના તમામ પદાર્થો તેના મુકરર નિયમોથી ગ્યાતા હોય છે. એ નિયમોનો આધાર ઘણોખરો ખગોલપર રહે છે. ખગોલના પદાર્થોપરથી મુકરર કાળની કલ્પના લાવી શકાય છે. એ શોધ સૌથી પ્રથમ પ્રાચીન આર્યોએ કર્યો છે, તેનું સૂક્ષ્મ અવલોકન અજાયબી પમાડે છે. તેમની શોધકશક્તિ-દિવ્યજ્ઞાન-ઉજ્વલ પ્રતિભા-અને અપરિમિત અનુભવ આશ્ચર્યકારક લાગે છે.

## કાળ માપનનાં સાધનો !

આર્યો ઇતિહાસના રસિક હતા. ભૂતકાળના ઇતિહાસને વર્તમાન જીવન

ઘડવાનું સાધન ગણતા એવા અતિ પ્રાચીન ઇતિહાસોને રક્ષવા તેમણે સ્મારકો સ્થાપ્યા છે તે દ્વારા વિવિધ સંસ્કૃતિનું મહત્વ બતાવી આપ્યુ છે એ સ્મારકો તેમણે પૃથ્વી–આકાશ અને પાતાળ જેવા ગૂઢ પ્રદેશોમા સ્થાપ્યાં છે તે પૈકી કેટલાક ચલ છે અને કેટલાક અચલ છે અથવા એ સ્થિર અસ્થિર પદાર્થોની કૃતિ–સ્થિતિ અને ગતિના વેગ નક્કી કર્યાં છે તેની મારફતે ભૂતકાળના ઇતિહાસના આદર્શ–ઇતિહાસ રસિકોને સમજવા ખડા રાખ્યા છે

એ સ્મારકોથી નદીઓ–પર્વતો–દેશો–રાષ્ટ્રો–દિશા વિદિશાઓ અને નિત્ય નૈમિત્તિક કર્મો પણ ભરેલા લાગે છે ગુફાઓ–શિખરો–વનસ્પતિ અને વૃક્ષો પણ એ સ્મારકના સૂચક છે વ્રત–ઉત્સવ–તહેવારો અને યજ્ઞના વિધાનોમા પણ યુગાવતાર દિવ્ય પુરૂષોના સંસ્મરણો જણાઈ આવે છે

## પાર્થિવ સ્મારકો

પૃથ્વીપરના સ્મારકો તરફ દૃષ્ટી ફેકીએ તો જણાય છે કે–આર્યોના નામપરથી ' આર્યદેશ ' ઉત્તર ધ્રુવથી આર્યો ઉતર્યા માટે આર્યાવર્ત, ભરત સમ્રાટ્‌ના નામપરથી ભરતખડ હિમાલય નામે રાજાના નામપરથી પર્વતનુ નામ હિમાલય ગૌરીની યાદગીરી તરીકે ગૌરી શિખર, કૈલાસની યાદગીરી માટે કૈલાસ પર્વત

ભગીરથ રાજાના નામપરથી ભાગીરથી (ગગા) જન્હુ રાજા નામપરથી જાન્હવી પાચ નદીઓના સામુદાયિક નામપરથી પજાબ એ પ્રમાણે પૃથ્વીપરના દેશો, આતર રાષ્ટ્રો અને નાના મોટા પ્રદેશો, ઐતિહાસિક વ્યક્તિઓ નામથી ઓળખાતા આવ્યા છે

## આકાશનાં સ્મારક

રાજા ધ્રુવની યાદગીરી માટે ધ્રુવનો તારો બ્રહ્માના સ્મારક તરીકે રોહિણી વિષ્ણુના સ્મારક તરીકે શૈશુમારચક્ર (આકાશ ગગા) અથવા શ્રવણ નક્ષત્ર શિવજીના સ્મારક તરીકે આર્દ્રા નક્ષત્ર સપ્તર્ષિઓના સ્મારક તરીકે સાત ઋષિઓના તારા એમ વસિષ્ટ–વિશ્વામિત્ર–ત્રિશકુ–બુધ–બૃહસ્પતિ–શુક્ર આદિ તેમજ દેવ–ઋષિ માનવોત્તમ પુરૂષો, ઈશ્વરાવતારો અને એવા વીર પુરૂષો જે જે થઇ ગયા તેમનાં સ્મૃતિ ચિન્હો તારાઓના નામ સાથે જોડયા છે

પૃથ્વીપરના સ્મારકો તો યુગાતર થવાથી નષ્ટ થયા જેવા લાગે છે પણ આકાશના એ સ્મારકો તેમના ચરિત્રોમા રહેલા ઇતિહાસોને દૂર દૂરથી હજુ પણ ચળકાવી રહ્યા છે

## પાતાળનાં સ્મારક !

પાતળ યાને ભૂવિવરોમા નાગ જાતિના સ્મારકો છે બલિ-વિરોચન-પ્રહ્લાદ આદિ પ્રસિદ્ધ રાજવીરોના (અસુરોના) સ્મરણો ત્યા છે શેષ-તક્ષક-કર્કોટક જેવા પ્રસિદ્ધ નાગ વંશના રાજાઓના પણ સ્મરણો છે અને એ કોઇને વગર જોએ પણ હજુ યાદ આપી રહ્યા છે

કપિલદેવ જેવા યોગીઓ, અને વરુણ જેવા દેવોના પણ સ્મરણો ત્યા સ્થપાએલા છે એ અપ્રત્યક્ષ સ્મારકોને યાદ લાવવા-ઉત્સવ સ્મારકો દ્વારા એ મહાપુરૂષોના જીવનો વિચારવા દૈનિક-અઠવાડિક-પાક્ષિક-માસિક અને વાર્ષિક તહેવારોમા તેઓની સ્મૃતિ તાજી રાખી છે જેમકે બલિ પ્રતિપદા, યમદ્વિતીયા ગૌરીતૃતીયા, ગણેશચતુર્થી, ઋષિપંચમી અગર નાગપંચમી, કપિલાષષ્ઠી વગેરે તિથિઓમા તેમજ શ્રીરામજયંતિ, શ્રીકૃષ્ણજયંતિ, વરાહ-કૂર્મ-નૃસિંહ વગેરે જયંતિઓના ભગવદ્ અવતારોના સ્મરણો માટે વાર્ષિક ઉત્સવો ગોઠવ્યા છે અને કાલાષ્ટમી જેવા ઉત્સવ પાક્ષિક ગોઠવ્યા છે

હનુમજ્જયંતિ-કાલભૈરવ જયંતિ, મહાવીર જયંતિ વગેરે રાષ્ટ્રોદ્ધારક વીરોના સ્મરણો માટે ઉત્સવ ગોઠવ્યા છે

સમ્રાટો-રાજામહારાજાઓ, ધર્મોદ્ધારકો-સંસ્કૃતિસ્થાપકો-રાષ્ટ્રીયપુરૂષો, યુગાવતરો, યોદ્ધાઓ-સતિઓ-યોગિઓ અને યોગિનીઓ-કળાકારો વિદ્વાનો-કવિઓ-લેખકો-સમાજ સેવકો-વિજ્ઞાનવાદીઓ-એમ જાત જાતના મહાન્ પુરુષોના સ્મરણો આકાશ-પાતાળ અને પૃથ્વીપરના વિવિધ પ્રદેશોમા તેમના સ્મૃતિ ચિન્હો સ્થાપવા ચુકયા નથી તે સાથે તેમના વૃત્તાંતો પુરાણોમા ગોઠવી ઇતિહાસના નહેણ કાયમ રાખી નવ રસથી ભીના રસાયનના લેપથી હજારો વર્ષો સુધી કાયમ રાખવા પ્રયત્ન કરેલો છે એ વિવિધ સ્મારકો પૈકી ચલ સ્મારકો જેમકે-શિલાલેખો-તામ્રપટો-સિક્કાઓ-શિલ્પ ખડો-નગરના ખંડેરો વિગેરે કાળના મુખના બગાસામા ક્ષણમાત્રમા લય પામી જાય છે એ વાત પ્રાચીન આર્યોએ જાણેલી તેથી તેના બચાવ માટે આકાશમા સ્મારકો સ્થાપવા દીર્ઘ પ્રયત્ન કર્યો છે આવો પ્રયત્ન આર્ય સંસ્કૃતિ શિવાયના સંસ્કૃતિ પ્રવર્તકોએ ભાગ્યેજ કર્યો હોય એમ જણાય છે

છતા જેમ ધરતીકંપ-જ્વાળામુખી-આદિ ભયંકર પ્રસંગોથી પૃથ્વિપરનાં સ્મારકો ભૂગર્ભમા ગડપ થાય છે તેમ આકાશના સ્મારકો માટે પણ થવા સંભવ રહે છે ગ્રહણો-ગ્રહયુદ્ધો-ધૂમકેતુઓ વિગેરેથી ઘણા દીર્ઘકાળના તારા લુપ્ત થયા છે તેની સાથે મહાપુરૂષોની યાદગીરીઓ પણ લોપ પામી છે. આમ છતા પ્રાયઃ આકાશસ્થ પદાર્થો અચલ સ્મારકો ગણાય છે.

તેનાપરથી તેમજ ભુસ્તરનાં અનુમાનો પરથી મૃત ઇતિહાસમાં પ્રાણ પુરાય છે અને તે પરથી સૃષ્ટીની ઉત્પત્તિના અને તેમા રહેલા ઇતિહાસોના કાળ નક્કી કરી શકાય છે.

એ ઉપરાંત આર્યોએ ભારે સાવચેતી એવી રાખી છે કે-નિત્યના ઈશ્વર ઉપાસનાના કર્મમાં પ્રારભમાં જ સૃષ્ટીની ઉત્પત્તિનો કાળ સંકલ્પમાં ગોઠવી રાખ્યો છે. અને સંકલ્પદ્વારા માનવ તેની સૃષ્ટીનું ભાન દરરોજ કરી શકે છે. એ હેતુથી સર્વ ક્રિયાઓમાં સકલ્પનું મહત્વ વધારે મનાય છે.

### ધર્મક્રિયાનો-સંકલ્પ !

ॐ तत्सत्-श्रीब्रह्मणोद्वितीयेपरार्धे × × × × सप्तमे वैवस्वतमन्वतरे अष्टाविंशतितमे कलियुगे-कलिप्रथमचरणे......सवत्सरे......अयन-ऋतु-मास-पक्ष-दिन-वार-नक्षत्र-मुहूर्ते-इदक्रियते ।

સદર સકલ્પમાં સૃષ્ટીની ઉત્પત્તિનાં વર્ષોની સખ્યા બતાવી છે. બ્રહ્માના દિવસનો આ બીજો પરાર્ધ શરૂ થયો છે. તેમાં સાતમો વૈવસ્વત મનુ ચાલે છે. અઠ્ઠાવીસમો કલિયુગ ચાલે છે. કલિયુગનો પ્રથમ ચરણ છે. અને તે પૈકી વર્તમાન-વર્ષ-અયન-ઋતુ-માસ-પક્ષ-દિન અને સમયે અમુક કર્મ કરૂં છું એમ બોલવામાં આવે છે.

### સૃષ્ટીનાં વર્ષોની સમજ

આ સંકલ્પની યોજના પરથી સૃષ્ટીનાં ઉત્પત્તિનાં વર્ષો કેટલાં થયાં તેનો વિચાર કરીએ !

હાલમાં સાતમા વૈવસ્વત મનુનો સમય ચાલે છે. તેની પૂર્વે સ્વાયંભુવ-સ્વારો ચિષ-ઉત્તમ-તામસ-રૈવત અને ચાક્ષુષ એવા ૭ મનુ થઈ ગયા છે. અને આગળ હજુ સાત થવાના છે. એ બધો સમય મળી બ્રહ્માના એક દિવસમાં ચૌદ મનુ થાય છે.

પ્રત્યેક મનુ ઇકોતર યુગનો ગણાય છે. એમ સ્થૂલ દષ્ટીએ મનાય છે. બ્રહ્માના એક દિવસમાં "એક હજાર ચતુર્યુગો" નું પરીવર્તન થતુ રહે છે. વળી તેટલો સમય બ્રહ્માની એક રાત્રીનો ગણાય છે. એટલે કે-બ્રહ્માના દિવસમાં સૃષ્ટિ વિદ્યમાન હોય છે. અને રાત્રીના સમયમાં તેનો પ્રલય થાય છે.

હાલમાં ચાલતા આ સાતમા વૈવસ્વત મનુનાં વર્ષોમાં ૨૭ ચતુર્યુગો પુરા થયા છે. અઠ્ઠાવીસમો ચતુર્યુંગ ચાલે છે. તેમાં કૃત-ત્રેતા-દ્વાપર એ ત્રણ પુરા થયા છે અને ચોથો કલિયુગ શરૂ થયો છે. કલિયુગનું હાલ ૫૦૩૮મું વર્ષ ચાલે છે તેને આર્યો વિક્રમનો સંવત ૧૯૯૩ અને શક ૧૮૫૯ ગણે છે.

## સમગ્રકાળના હિસાબની રીત !

આ રીત ગણવાની પદ્ધતિ મનુસ્મૃતિમાં છે. પહેલા અધ્યાયના શ્લોક ૬૮માં તથા શ્લોક ૭૩-૭૯ અને ૮૦મા છે. તેપરથી હિસાબ નીચે મુજબ.

### સૃષ્ટીની ઉત્પત્તિની કાળગણના



| | |
|---:|---|
| ૪૦૦૦ | દેવતાઈ વર્ષોનો એક સત્યયુગ. |
| ૪૦૦ | દેવતાઈ ,, નો સધ્યાકાળ. |
| ૪૦૦ | ,, ,, નો સધ્યાશકાળ. |
| ૩૦૦૦ | દેવતાઈ વર્ષોનો એક ત્રેતાયુગ. |
| ૩૦૦ | દેવતાઇ વર્ષોનો એક સધીકાળ. |
| ૩૦૦ | દેવતાઈ વર્ષોનો એક સંધ્યાંશકાળ. |
| ૨૦૦૦ | દેવતાઇ વર્ષોનો એક દ્વાપરયુગ. |
| ૨૦૦ | દેવતાઇ વર્ષોનો એક સધીકાળ. |
| ૨૦૦ | દેવતાઇ વર્ષોનો એક સંધ્યાંશકાળ. |
| ૧૦૦૦ | દેવતાઇ ,, એક કલિયુગ. |
| ૧૦૦ | ,, ,, એક સંધીકાળ. |
| ૧૦૦ | ,, ,, એક સંધ્યંશકાળ. |
| ૧૨૦૦૦ | આ બાર હજાર દેવતાઇ વર્ષોનો એક ચતુર્યુગ-ગણાય છે. |
| ×૩૬૦ | માનવ વર્ષોથી ગુણ્યા એટલે- |
| ૪૩,૨૦,૦૦૦ | આટલાં ચારયુગનાં માનવ વર્ષો થયાં. |
| ×૭૧ | એક મન્વતરમાં ચાર યુગ મુજબ ઇકોતર વર્ષે ગુણ્યા. |
| ૩૦,૬૭,૨૦૦૦૦ | આ એક મનુનાં વર્ષો થયાં. |
| ×૬ | |
| ૧,૮૪,૦,૩૨,૦૦૦૦ | એકંદર ૭ મન્વંતરનાં કુલ વર્ષો થયાં |
| +૧૨૦૫૩૩૦૩૮ | ૨૭ ચતુર્યુગ + ત્રણ યુગ + આજ સુધીનાં કલીવર્ષ |
| +૧૨૦૯૬૦૦૦ | સાત મનુનાં સંધીવવર્ષ |
| ૧૯૭૨૯૪૯૦૩૮ | આર્યસંસ્કૃતિ પ્રમાણે પૃથ્વી પેદા થઇ તેનાં કુલ આજદીન સુધીનાં વર્ષો |

આ આપણી માન્યતા અમલથી ચાલતી આવી છે. આ માન્યતાની સાથે બીજાઓના મતની તુલના કરીએ તો ઠીક પડે ! ! !

## અન્યમતો સાથે તુલના

| | |
|---|---|
| ખાલ્ડીયનના મત પ્રમાણે | ૨૦ લાખ વર્ષ પૃથ્વીની ઉત્પત્તિને થયા |
| બેબીલો નિયન નામતે | ૫ લાખ વર્ષ પૃથ્વીને ઉત્પન્ન થએ થયા |
| હિબ્રુના મત મુજબ | ૬ હજાર વર્ષ થયા |
| પાશ્ચાત્ય મ શોધકોના મત પ્રમાણે | ૪ કરોડ વર્ષોથી માડી ૪૦૦ કરોડ વર્ષ સુધી ભિન્નભિન્ન મત પ્રમાણે થાયછે. |
| પાશ્ચાત્ય શાસ્ત્રીના મતે | ૨૦૦ કરોડ વર્ષો (જુઓ પુરૂષાર્થ પૃ૦ ૧૧૫૫) ચિપળુનકરના લેખના આધારે |
| ભૂગર્ભશાસ્ત્રવેત્તાઓના મતે | દોઢ અબજથી માડી ત્રણ અબજ વર્ષ સુધી (ભા૦ વ૦ પ્રા૦ ચ૦ કો૦ પૃ૦ ૬૬૪, પરિ૦ બીજુ) |
| બાયબલના "અશર"ને મતે | સૃષ્ટીની ઉત્પત્તિ ઈ સ પૂર્વે ૪૦૨૧ વર્ષો મનાયા છે |

## વૈજ્ઞાનિકોને મતે !

આધુનિક વૈજ્ઞાનિકોના ગણિતના હિસાબે બ્રહ્માડોની ઉત્પત્તિનો શોધ કરી તેનો બોધ સુબોધ રીતે સમજવાના અથાગ પ્રયત્ન લીધેલો જણાય છે તેમા પરમાણુ, કાળ, અવકાશ, ધનઋણવિદ્યુતકણ ઉષ્મા, હવા, વ્યાપ્તિ, સકોચ, લબાઇ પહોળાઇના માપ, દિવ્ય–અદિવ્ય પદાર્થોની નિષ્પત્તિ, તેમના વ્યાસ, વ્યાપ્તિ, પ્રકાશની ગતિ, ગ્રહ–નક્ષત્ર–તારકપુંજ, તારા, નૂતનગ્રહોની ઉત્પત્તિ, સ્થિતિ અને લય, પૃથ્વીની ઉત્પત્તિ અને તેનો પ્રલય તથા "તેજો મેઘ" વગેરે અનેક વિષયોની સમજ તેના ગણત્રીના હિસાબ સાથે સુદર સમજાવી છે આ વિષયનો વિસ્તાર સાથેનો લેખ, 'પુના–ચિત્રમય જગતના નવેમ્બરમા સને ૧૯૩૨મા જાહેર થએલો તેનો સક્ષેપમા ઉતારો " શુભસગ્રહ ભાગ ૮મામા "વિશ્વ અને કાળ" એ મથાળાના નીચે લેખનોસાર સમજવો છે. એ વાચનીય છે પૃ૦ ૧૧૩થી × × × × પૃ૦ ૧૧૮મા. ... આ આકાશગગા એક તેજો મેઘ છે તેજોમેઘના અણુ અતિશય વેગથી ફરતા હોય છે ને તેજોમેઘ ઘટ્ટ થઈ ને તેના તારા બને છે આવી રીતે **મહાપદ્મવર્ષ** પહેલા આપણો આ સૂર્યરૂપી તારો જન્મ્યો

આ સૂર્યની પાસે થઇને (તો પણ અબજાવધી મૈલને છેટે થઈ) એક તારો જતો હતો એના આકર્ષણને લીધે સૂર્યમા ભરતી આવી અને તેના ભાગ દૂર ફેકાઇ ગયા ને આવી રીતે ગ્રહો અસ્તિત્વમા આવ્યા. એટલે આપણી પૃથ્વી મૂળ સૂર્યનો ભાગ હોઇ તે આ પ્રમાણે અલગ

થઇ જતાં પૃથ્વીને રૂપે તેને સ્વતંત્ર અસ્તિત્વ મળ્યુ. સૂર્યથી દૂર હોવાને લીધે તેને ક્રમે ક્રમે દ્રવરૂપ અને ઘનરૂપ મળ્યુ આ પ્રમાણે બે અબજ વર્ષ પહેલા આપણી પૃથ્વી જન્મી

આકાશગંગા એ વિશ્વનો એક ભાગ થયો ! આવા કેટલાય ભાગ છે !! તારાઓ અસ્તિત્વમા આવે લગભગ બે-ત્રણ કુરુર્બ થયા ત્યાર પહેલાં એક પ્રચડ તેજોમેઘ અખિલવિશ્વની જગ્યોમા વ્યાપી રહ્યો હતો | તે અતિશય વેગથી ફરતો હોવાને લીધે તેના જુદા જુદા ભાગ થઈ અનેક તેજોમેઘ થયા તેજોમેઘોમાંથી ક્રમેક્રમે તારા ઉત્પન્ન થયા અને હજુ પણ થાય છે જેના આપણા તેજોમેઘમા (આકાશગંગામા) તારા છે તેવાજ તમામતેજો મેઘમા છે આપણે જે તારાઓ જોઈએ છીયે, તેતો આકાશ ગંગામાના સૂર્યની નજીકનાજ તારાઓ જોઇએ છીયે બીજા તેજોમેઘમાના તારા આપણે જોઈ શકતા નથી દૂરદર્શક યંત્રમાથી તેમાના થોડાક દેખાય છે પરતુ તેજો મેઘના શુભ રંગના પુંજજે દેખાય છે તે તેજોમેઘમાના તારાઓના પ્રકાશ એકત્ર થવાને લીધે દેખાય છે એ એક પ્રચડ આદ્ય તેજોમેઘનુ વર્ણ શાસ્ત્ર ગોએ ' એકથી બે જલધીવર્ડ " પહેલા વિશ્વમાં આ એક જ તેજોમેઘ હતો બીજુ કઇ નહતું

આપણા ધાર્મિક વિધિમા આપણે નિચે પ્રમાણે મન્વગણના કરીએ છીયે श्रीमद्भगवतोमहापुरुषस्य अद्यब्रह्मणा द्वितीयेपरार्ध श्रीश्वेतवराहकल्पे ×

ઇત્યાદિ આ કાલગણના પ્રમાણે બ્રહ્મદેવનું આયુષ્ય-તેમના સો વર્ષ !! એ પૈકી ૫૦ વર્ષ થયા હમણા એકાવનમા વર્ષનો પહેલો દિવસ ચાલુ છે આ દિવસ ને શ્વેતવરાહકલ્પ આવી સંજ્ઞા છે આ કલ્પ' ના ચૌદ મન્વ તરો પૈકી ૭ મન્વતરો પુરા થઇ સાતમો વૈવસ્વત મન્વતર ચાલુ છે મન્વતરના ૭૧ મહાયુગ પકી ૨૮મા મહાયુગમાના કલીયુગનું પહેલુ ચરણ હમણા ચાલે છે (વિષ્ણુપુરાણ અ० ૧ શ્લો ૩)

એટલે કે માનવના ચાર અબજ ત્રીસ કરોડ વર્ષો બ્રહ્મદેવનો જે દિવસ તે હમણા ચાલુ છે તેનો પુરો અર્ધો ભાગ એટલે સાત મન્વતરો પણ હજુ થયા નથી (ગીતા રહસ્ય પ્રકરણ ૮ મુ)

ચાર અબજ બત્રીસકરોડ' આ સંખ્યાને બે એ ગુણો એટલે બ્રહ્મ દેવની એક અહોરાત્રના માનવ વર્ષ નિકળશે તેને ૩૬૦ વડે ગુણવાથી બ્રહ્મદેવના એક વર્ષના માનવી વર્ષ આવશે એને ૧૦૦ વડે ગુણવાથી ત્રણુજ લવી માનવ વર્ષો એ બ્રહ્મદેવનું એકંદર આયુષ્ય નિકળે છે એ પૈકી અર્ધું આયુષ્ય ગયુ એટલે ડાઢ જલસી વર્ષ ગયા

એક બે જલધી વર્ષ પૂર્વે આપણો આદ્યતેજોમેઘ અસ્તિત્વમાં આવ્યો. આથી વિષ્ણુ પુરાણમાનું આ ગણિત અને હમણાના શાસ્ત્રજ્ઞોની શોધો આશ્ચર્યકારક રીતે મળતા આવે છે

વિશ્વની રચના આવી છે માણુના શીણુના કુગાની અંદરના ગોળકાર પોકળીના જેવુ આવિશ્વ છે પૈડાના આગગની આપણી આકાશ ગંગા એ આ પોકળીમાનો એક તેજો મેઘ છે એની આસપાસ મોકળી જગા છે એનાથી આગળ પુન તેજોમેઘ! અને તેની આસપાસ પુન મોકળી જગો છે આ પ્રમાણેના ક્રમથી તેજોમેઘ અને મોકળી જગો એ પદ્ધતીના જેવી આ વિશ્વની રચના છે દૂરદર્શક યત્રની મદદથી આના આશરે વીસ લાખ તેજો મેઘની શોધ હાથ લાગી છે બે તેજોમેઘ વચ્ચેનો અંતર સરાસરી વીસ લાખ પ્રકાશ વર્ષ (૧૨૦ પરાધમાઈલ) છે આ પ્રમાણે બધી બાજુએ ચૌદકરોડ પ્રકાશવર્ષ (૮૪૦૦ પરાર્ધમાઈલ) પર્યંત દૂર દર્શક યત્રની મજલ ગઈ છે વિશ્વમર્યાદિત્ હોઈ એકદરે વિશ્વની ત્રીજ્યા આઠ **ખર્વ ચાર અબજ પ્રકાશવર્ષ** (૫૦ લાખ પરાધમાઈલ હોઈ વિશ્વનો પરીધ પાચનિખર્વ પ્રકાશવર્ષોનો ( ત્રણ કરોડ પરાર્ધમાઈલ ) હશે, એવુ શાસ્ત્રજ્ઞોનું અનુમાન છે

પૃથ્વી અને બીજા ગ્રહ સૂર્યમાથી થયા! સૂર્ય તેમજ ઈતર તારા તેજો મેઘમાથી થયા! સર્વ તેજો મેઘ એક પ્રચડ વિશ્વવ્યાપી તેજો મેઘમાથી થયા! આ આદ્ય તેજોમેઘ ઉત્પન્ન થયા તે પહેલા શુ હતુ!! કહે છે કે એ **અવ્યક્તમાંથી** ઉત્પન્ન થયો!!

ડેઢ જલધીવર્ષ પહેલા શુ હતુ'' ને વિશ્વના મધ્યથી પચાસ લાખ પરાર્ધમાઈલથી આગળ શુ હશે!!! એની શી કલ્પના કરવી!! આ પૃથ્વી માતાના પ્રપિતમહને કોણે? અને શા સારૂ ઉત્પન્ન કર્યો!! એ કોણ કહી શકે!

ડેઢ જલધીવર્ષ પૂર્વે એક પ્રચડ તેજોમેઘ અસ્તિત્વમા આવ્યો. એમાથી નાના નાના તેજોમેઘ બનીને આશરે **એકશંકુવર્ષ** પૂર્વે તારા જન્મવા લાગ્યા એમા આપણો સૂર્ય **આઠ મહાપદ્મવર્ષ** વયનો છે બે અબજ વર્ષ પહેલા આપણી પૃથ્વી જન્મી **'પૃથ્વીપરની જીવસૃષ્ટીનુ"** વય આશરે **ત્રીસકરોડ વર્ષનું** છે .. . .... ]

વિદ્વાન વાચકવર્ગ, ઉપરોક્ત લેખ વાચી વિચારી જોશે! અને આર્ય સસ્કૃતિની માન્યતા સાથે સરખામણી કરી તુલનાનો વિચાર કરી શકશે

આધુનિક ભારે સશોધક વિજ્ઞાનશાસ્ત્રીઓ "તેજોમેઘ"ના શોધ કરી તેના આધારે સૃષ્ટીની ઉત્પત્તિના વર્ષોની અથવા કાલગણુની ગણત્રી રજુ

કરે છે તે પહેલાના આપણા આર્યો એવી કાલગણના સમજાવવા કલ્પ–મહાકલ્પોની વિચારણા તેના ગણિત સાથે રજુ કરે છે વૈજ્ઞાનિકોના શોધથી તેજોમેઘ અનેક છે તેમ આર્યોની દ્રષ્ટીએ અનેક કલ્પો છે તેજોમેઘોપરથી સૃષ્ટીની ઉત્પત્તિના વર્ષોની સંખ્યા કલ્પોના વર્ષો સાથે હુમેહુબ જાણે મળી જતી હોય તેમ સ્પષ્ટ લાગે છે અને હાલના તેજોમેઘપરથી હાલની સૃષ્ટીના ઉત્પત્તિના વર્ષો ચાલતા વરાહકલ્પના વર્ષો સાથે પણ સમાનતા બતાવી રહ્યા છે

જ્યારે આમ સઘળુ મળતાપણું જણાય છે ત્યારે એક વાતમા મળતાપણુ જણાતું નથી એ વાત મહત્વની–વિચારવા જેવી રહી જાય છે ત્યારે એ બાબતમા કેમ વારૂ ! ! આર્યો અને વૈજ્ઞાનિકો જુદા પડે છે ?

## માનવસૃષ્ટીની ઉત્પત્તિની એ વાત ! !

આર્યો કહે છે કે–સૃષ્ટી તેની શરૂઆતમાં તત્વોરૂપે પેદા થઈ ! એ તાત્વિક સૃષ્ટીને દેવસર્ગ તરીકે ઓળખાવે છે વળી તેની સાથે એ તત્વોના મિશ્રણથી જે સર્ગ પેદા થાય છે તે તત્વજ્ઞાનિયોનો સર્ગ યાને ઋષીસર્ગ તરીકે તેમને ઓળખાવે છે, એમ દૈવી અને આર્ષ સૃષ્ટીના સર્જનો સાથે એ સૃષ્ટીમા રહેલુ જ્ઞાન વેદો તરીકે ઓળખાય છે આ પ્રમાણે તાત્વિક–આર્ષ અને જ્ઞાન તેની સાથે સાથે જ પેદા થતુ રહે છે, અને ત્યા પછી માનવ સૃષ્ટીની ઉત્પત્તિ થતી હોવાનું જણાવે છે દરમ્યાન ખગોળ સમુદ્રો–પૃથ્વી–વનસ્પતિ પ્રાણી પદાર્થોની ઉત્પત્તિ અને તેના સરજનોની ઉત્પત્તિ થતી હોવાનું પણ સમજાવે છે

## વૈજ્ઞાનિકોના મતે ઉપપત્તિ !

વૈજ્ઞાનિકોના મતે સૃષ્ટીની ઉપપત્તિના વિચાર આપણે જોઈ ગયા ! તેમના મતે કોઈ તારાના સંબધથી સૂર્યમા ભરતી આવે છે ભરતીમાથી ટુકડા ખરે છે એ ટુકડા પૃથ્વીના હોવાનું કહે છે એ ટુકડાઓને પૃથ્વીના મોટા મોટા વિભાગો હોવાનું ગણે છે સૂર્યમાથી નિકળતા એ ટુકડા ધગધગતા હોય છે ઠડા પડતા ઘણા વર્ષો વીતે છે ત્યા પછી જળચર–સ્થળચર અને વાનસ્પત્ય વગેરે પ્રાણિયો નિપજે છે પ્રાણીઓની ઉત્ક્રાંતિ અથવા વિકાસ થવા લાગે છે નાનામાથી મોટા, ઝીણામાથી જાડા, લાંબા અને પહોળા બનતા જાય છે એવી ઉત્ક્રાંતિ યાને વિકાસ થવામાય ઝાઝા વર્ષો વીતે છે અને ઘણા દીર્ઘ સમયે માનવરૂપમા એ ઉત્ક્રાંતિ થાય છે અને તેના અવયવોની પૂર્ણતામા આવતા દીર્ઘકાળ પસાર થાય છે આ વાત સાબિત કરવા પ્રાણી-

ઓના મુકાબલા કરવા પ્રયત્ન કરાય છે અને મૃગભૂત પ્રાણીઓને માનવ સાથે સરખાવી માનવીસૃષ્ટી મૂળથી માનવ નહીં પણ પ્રાણી કે પશુની હોવાનુ જણાવે છે

આ ઉત્ક્રાંતિવાદ અથવા માનવવિકાસવાદના હિમાએ માનવસૃષ્ટીની ઉત્પત્તિનો કાળ ફક્ત "ત્રણલાખ વર્ષ ' જેટલો સમજાવવામા આવે છે વૈદિક સંસ્કૃતિની નિર્મિતિનો કાળ ' આઠહજાર વર્ષ" જેટલો। અને પદાર્થ વિજ્ઞાનની ઉત્પત્તિનો કાળ ફક્ત ત્રણસો જ વર્ષોનો ગણાવે છે

## શુ આ ઉપપતિ પૂર્ણ છે ?

આ ઉપપત્તિ અપૂર્ણ છે। હિન્દના વૈજ્ઞાનિકો સાબિત કરવા મથે છે। એવી ઉપપત્તિનો શોધ હજુ કરવો ઘટે છે। તેને અંગે સૂક્ષ્મ અવલોકનની જરૂર છે। માનસિક ઉદારતા રાખવી પડે તેમ છે। ભાવનાની શુદ્ધિ કરવી પડશે। અને પક્ષપાત રહિત વૃત્તિ ધરવી પડશે। ખ્રીસ્ત સસ્કૃતિનો આગ્રહ છોડવો પડશે। વૈદિક સસ્કૃતિ તરફ સદ્ભાવ રાખવો પડશે। અને એવા ધોરણે સશોધન થશે તો ઉપપત્તિનો તાગ લાગશે ખરો।।

## વૈદિક સસ્કૃતિના સશોધકો।

પ્રશ્ન થાય છે કે-વૈદિક સંસ્કૃતિના સશોધકો હાલમા કોણ છે? કયાના એ રહેવાસી છે? ઉત્તર મળે છે કે એ યુરોપીયન પડિતો છે પશ્ચિમ દેશ (વિલાયત)ના રહેવાસી છે શતકોથી (સૈંકડો વર્ષોથી) શોધ ચલાવી રહ્યા છે ખ્રીસ્ત સસ્કૃતિના હિમાયતી છે ઉદ્દગારોપરથી એવુ જણાય છે કેટલાક આગ્રહી છે એ યતાણપરથી એમ સમજાય છે ભને વિજ્ઞાનની દષ્ટીએ સૃષ્ટી ચિરકાળની હોય પણ વૈદિક સસ્કૃતિને ઉપજે ઈસ્વી સન પૂર્વેનો લાબો કાળ નથી એવુ તેમનુ કથન હોય છે

## મુકાબલે હિંદ વાસીઓ।

હિંદવાસીઓ-હિન્દના વૈજ્ઞાનિકો-સશોધકો યુરોપવાસીઓની એવી માન્યતાઓનો વિરોધ કરે છે અને હિન્દના પુરાતનના સાધનો જેમ જેમ હસ્તગત થતા જાય છે તેમ તેમ તેઓની સમક્ષ રજુ કરી તેમની થતી ભૂલો કબુલ કરાવતા રહે છે

## કોણ છે એ વાત પશ્ચિમના!।

એ વાત હવે જાહેર થઈ ચુકી છે। ઈસ્વીસન ૧૪મા કે ૧૫મા સૈકામા "ગ્રીક સાહિત્ય"નું સશોધન થયુ। તેને પરિણામે ઈંગ્લાડમા વિચારોનુ ભારે પરીવર્તન થયુ। તેમના ઇતિહાસોપર-ધર્મ અને સસ્કૃતિપર પ્રકાશ પડ્યો

પણ તેથીય વધારે વિચારોની ક્રાંતિ 'સંસ્કૃત વાઙમય'ના સંશોધનના પ્રભાવે થઈ !! વૈદિક સાહિત્યનુ સંશોધન ભારે ઉપકારક નિવડયુ ત્યાના સુજ્ઞ વિદ્વાનો આ વાત કબુલ કરે છે

આ વિષયમા પહેલો પ્રયત્ન સને ૧૮૦૮મા જર્મનવાસી ૫ શ્લેગેલે કર્યો ! તેમણે on the langvage and wisdom of indians " નામે ગ્રથ લખ્યો આ ગ્રથના આધારે વિકાસ માટે પ્રયત્ન કર્યો શરૂઆતનો પ્રયત્ન વ્યાપક દ્રષ્ટીએ સફળ નિવડયો નહી કારણ કે એ દેશમા વૈદિક સસ્કૃતિનું જ્ઞાન ઘણુ સ કુચિત હતુ

સને ૧૮૫૨મા 'વેબર નામે' જર્મન પંડિતે સસ્કૃત વાઙમયનો ઇતિહાસ લખી પ્રસિદ્ધ કર્યો

ત્યા પછી સુપ્રસિદ્ધ વિદ્વાન પ્રો૦ મૅક્સમૂલરે સને ૧૮૫૭મા પ્રાચીન વૈદિક વાઙમયને લગતો ગ્રથ લખ્યો અને પ્રસિદ્ધ કર્યો એ ગ્રથની પ્રથમા વૃત્તિ ખપી ગઈ તેની પુનરાવૃત્તિ સને ૧૮૯૮મા કરી હતી કિંતુ એ ગ્રથમા ન્યૂનતા રહી હતી એ ન્યૂનતા પુરી કરી ગ્રન્થના પરિશિષ્ટ તરીકે તેને જોડી પ્રસિદ્ધ કરી હતી એ પરિશિષ્ટ સાથેની આવૃત્તિ સને ૧૯૨૭મા પ્રસિદ્ધ કરવામા આવી

સને ૧૯૨૭મા વિંટરનિટ્ઝ નામે જર્મન પ્રોફેસરે સસ્કૃત વાઙમયનો' ઇતિહાસ જર્મન ભાષામા લખ્યો હતો તેના પ્રથમ ભાગનો તરજુમો "શીતવતી" કેતકરે છપાવ્યો છે

ત્યાર બાદ એ વિષયમા પ્રો૦ કીથ નામે અગ્રેજ ગૃહસ્થે ભારે પ્રયત્ન કર્યો છે તેમના ગ્રથના ત્રણ વિભાગ છે, પહેલો ખડ (વિભાગ) વૈદિકકાળ વિશેનો છે, એ ખાસ મહત્વનો છે અને એ હારવર્ડ યુનિવર્સીટીની સીરીઝમાથી મેળવી શકાય છે

ત્રીજો ખડ સને ૧૯૨૮મા classical sanskrit literature એનામે પુસ્તકારે ઉપરોક્ત પુસ્તકમાનામા પ્રસિદ્ધ કર્યો છે

આ ઉપરાત બીજા નાના મોટા પુસ્તકો લખાયા છે એમ પશ્ચિમ વાસીઓનો પ્રયત્ન થતો જણાઈ આ વે છે

## હિંદ વાસીઓનો પ્રયત્ન

આ વિષયને લગતો સૌથી પહેલો પ્રયત્ન ડૉ વા૦ મહાદેવ મોરેશ્વર કુંટેનો જણાય છે તેમણે vacissitudes of aryancivlisalion નામે ગ્રથ લખ્યો છે જો કે આ ગ્રથનો ઉદ્દેશ આર્ય સસ્કૃતિના અસ્સ્થાતરો જણાવવાનો છે તો પણ તેમા પાણિનીય ના સમય સુધીનો ઇતિહાસ આવી જાય છે.

સને ૧૯૦૦માં શ્રીએમ, કૃષ્ણમ્ આચાર્યે (મદ્રાસી ગૃહસ્થે) A history of classical sanskrit literature નામે એક નાનું પુસ્તક લખ્યું છે. દેખીતું સાધારણ નોટ જેવું છે. પણ તેમાં વૈદિક સાહિત્યના દરેક ગ્રંથના કાલાનુક્રમે વિષયવાર ઉલ્લેખ કર્યો છે તથા ટુંકમાં વિવેચન પણ કરેલું છે.

અને હમણાં શ્રી. ચિંતામણરાવ વૈદ્યે "સંસ્કૃત વાઙમય"નો ઈતિહાસ લખી પ્રસિદ્ધ કર્યો છે. તેમાં દેશ વિદેશના પંડિતોના મત, તેની સમાલોચના તથા વિષયવાર સુંદર આકર્ષક વિવેચન કર્યું છે. જે પરથી વાચકોને વૈદિક સંસ્કૃતિનો ઇતિહાસ જાણવા અનુકુળ થઈ પડે તેમ છે.

## તોય વૈદિકકાળ નક્કી કરવો મુશ્કેલ !

પૃ. ૪૩માં જણાવેલા અંગ્રેજ વિદ્વાનો અને પૃ ૪૩માં જણાવેલા ભારતીય વિદ્વાનો એ સઘળા વૈદિક સસ્કૃતિનો કાળ નક્કી કરવા કંઇક અનુમાનો કરી રહ્યા છે. યુરોપીય વિદ્વાનો તો જાણે કલ્પનાઓના વમળમાં પડેલા લાગે છે. તેમને સમજાવવા ભારતીય વિદ્વાનો ભારે પ્રયત્ન કરી રહ્યા છે.

## વિચિત્ર માન્યતા

પ્રો. મૅકસમૂલર જેવા સમર્થ પ્રોફેસર આકસફર્ડ યુનિવરસિટીમાં વેદોનુ ભાષાંતર લખે છે. લાખ્ખોના ભોગે કામ પાર પાડે છે. તેમાં રહેલી ઉત્તમતાનો પ્રચાર કરવા સુંદર ભાષામાં પ્રયત્ન કરે છે. આમ છતાં વેદોની ઉત્પતિનો કાલ નિર્ણય કરવા વિચિત્ર કલ્પનાઓ રજુ કરે છે.

આ વિષયમાં એક લેખ વાંચનીય છે. લેખક—દાજી નાગેશ આપટે છે. એ લેખ સંસ્કૃત વાઙ્મયાચા ઇતિહાસ નામે ગ્રંથના પરીક્ષણને અંગે લખે છે, આ પરીક્ષણ–પુના–કેસરી તા. ૧૬ સપ્ટેમ્બર સને ૧૯૩૦ના અંકમાં છે. લેખાંક ત્રીજો છે. (મરાઠીપરથી ગુજરાતીમાં સાર)

× × × × વૈદિક કાલના સંશોધનનું કાર્ય પ્રથમ ઈતિહાસ પ્રેમી અંગ્રેજોને દેખાયું ! તેમણે એ કામ શરૂ કર્યું. પણ એ કામ તેમણે દૂષિત દષ્ટીથી શરૂ કર્યું. પૌર્વાત્ય આર્યોની સંસ્કૃતિ આધુનિક ઠેરવવા પ્રયત્ન આરભ્યો. ગ્રીક સંસ્કૃતિ પછીની આર્ય સંસ્કૃતિ હોવાનું ઠેરવવા ખેચતાણ કરી. એ પરથી તેમની દૂષિત દષ્ટી હોવાનું કલ્પાય છે.

વૈદિકકાળ નક્કી કરવા માટે શરૂઆતમાં પ્રો. મૅકસમૂલર સાહેબે પ્રયત્ન આરભ્યો ! તે પ્રસંગે તેમની પાસે નિશ્ચિતસાધન નહોતું ! તેમણે ભાષા સંસ્કૃતિના બસો બસો વર્ષો નાટપ્પા કલ્પ્યા. તે દ્વારા બુદ્ધનો સમય નક્કી કરવા વિચાર્યું, બુદ્ધસમય ઇ૦ સ૦ પૂર્વે છઠ્ઠા સૈકાનો ઠેરવ્યો, અને બસો બસો વર્ષોના

ભાષા મરકરણના વર્ષો ઠરવ્યા અને એ હિમાબે ઋગ્વેદ રચનાનો કાળ ઇ૦ સ૦ પૂર્વે હજાર કે બારસો વર્ષોમા હોવાનુ ઠેરવ્યુ

આ વાતનુ ખડન પ્રો૦ વિંટરનિટ્ઝે તેમના ગ્રથમા કર્યું તથા પ્રો૦ **મૅક્સમૂલર સાહેબના** કરેલા અનુમાનો બરાબર નહોવાનુ જણાવ્યુ

ખુદ મૅક્સમૂલર સાહેબને પણ વૈદિકાળ વિશેના પોતાના કરેલા અનુમાનો પાછળથી પસદ પડ્યા નહીં તેથી તેમણે સન ૧૮૮૯મા ગ્રીફર્ડલેકચર સીરીઝમા Physical Religion વિષયપર વ્યાખ્યાન આપ્યુ હતુ તેમા તેમણે જણાવ્યુ હતુ કે—વેદોના સમયની મર્યાદા નક્કી કરવાનુ કામ ભારે મુશ્કેલ છે. વેદમત્રો સન્ પૂર્વે હજાર, પદરસો, બે હજાર, અથવા ત્રણ હજાર વર્ષોમા કે ક્યારે રચાયા **એ વાત નક્કી કરના જગતની કોઈ વિદ્વતા સમર્થ નથી**

આ પ્રમાણે ભાષણદ્વારા જાહેર થએલુ છતા પ્રો મૅક્સમૂલર સાહેબે છપાવી પ્રસિદ્ધ કરેલા ગ્રથ પરથી એટલે કે તેમા જણાવેલો વેદોનો કાળ બુદ્ધકાળ પૂર્વે હજાર કે બારસો વર્ષોનો છે એવી માન્યતા પ્રચાર થઈ અને જાણે એ કોઈ નિશ્ચિત પ્રમાણભૂત હોય તેમ વિદ્વાનોની માન્યતા રૂઢ થવા લાગી એ માન્યતાને જોરથી આચકો મેઢો એ આચકો લો૦ મા૦ ટિળકનો હતો ટિળક મહારાજે ખગોળનુ ગણિત કર્યું એ ગણિતથી સાબિત કરી બતાવ્યુ અને બતાવી આપ્યુ કે વેદોનો સમય ઇ૦ સ૦ પૂર્વે હજાર બારસોનો નહીં પણ ચાર હજાર કે પીસતાલીસસોવી આગળ આવી શકે છે એજ અરસામા જર્મનીના જ્યોતિષી પ્રો૦ યાકોબીએ ઋતુચક્રના ગણિત પરથી પણ જાહેર કર્યું કે-વેદોની રચનાનો સમય ઇ૦ સ૦ પૂર્વે ચાર હજારથી આગળનો સમય આવી શકે છે, ત્યા પછીના સશોધકોએ આગળ આગળ કાળ શોધવા પ્રયત્નો કર્યા

ત્યા પછી ઇ૦ સ૦ ૧૯૦૭મા એશિયા માઇનોરના બોગાઝકોઇમા કેટલાક ઇષ્ટિકાલેખ મળી આવ્યા છે તેમા 'હિટાઇટ" લોકોના રાજા સાથે "મિટાના"ના રાજાએ કરેલા કરારની કલમો 'કીલ" લીપીમા કોરેલી મળી આવી છે. તે પરથી એ રાજાઓનો ઐતિહાસિક કાળ ઇ૦ સ૦ પૂર્વે ચૌદસો વર્ષોનો નિકળી શકે છે વળી તેમા ઇન્દ્ર-વરુણ-નાસત્ય વગેરે દેવતાઓનો ઉલ્લેખ છે તે પરથી પણ વેદોની રચનાનો સમય ઇસ્વીસન પૂર્વે કેટલાય શતકો કે સહસ્રો વર્ષોનો કાળ નિકળી શકે તેમ છે

થોડા સમયપર સિંધ પ્રાતમા આવેલા "મોહન જોદારો "નું ખોદકામ કરાવવામા આવ્યુ તેમાથી નિકળી આવેલી પુરાતત્ત્વની વિવિધ સામગ્રી મળી આવી. તે પરથી વેદોનો સમય ઇ૦ સ૦ પૂર્વે હજાર બારસોનો નહી અથવા

ચાર કે પાચ હજાર વર્ષો જેટલો નહીં પણ દસ હજારથી વધારે વર્ષો અગાઉનો જણાઈ આવ્યો છે હજુય એવા સ્થાનો કેટલાય હિન્દમા છે તેમના ખોદકામ થશે! અને તેમાથી પુરાતન સાધનો મળી આવશે! તો તે પરથી તેથીય વધારે કાળ હોવાનુ ગણાશે આવી સઘળી વાતો શોધક દશાની છે નક્કી પણાની નથી છતા સમાજ તેને નક્કી માની બેસે છે એ આશ્ચર્યની વાત છે

હાલના વજ્ઞાનિકો કહે છે કે-માનવ સૃષ્ટીને પેદા થએ ત્રણ લાખ વર્ષ જ થયા અને વેદો આઠ હજાર વર્ષ પૂર્વે થયા આ વાતને કશુ પ્રમાણ આપતા નથી આવી અપ્રમાણીક વાતો પર આધાર રાખી શકાય નહીં વળી કેવળ અનુમાનો પરથી કાળગણના કરવી એ પણ એ ઠીક ન જ ગણાય

ખરૂ જોતા કાળગણનાની પદ્ધતિ વેદોની સર્વોત્કૃષ્ટ છે સૂક્ષ્મ રીતે છે ખગોલને અનુસરીને છે પાર્થિવ સૃષ્ટિના સઘળા સરજન ખગોલ સૃષ્ટી પર આધાર રાખે છે અને એ સઘળાનો આધાર પુરૂષ-પ્રકૃતિના બીજભૂત વિદ્યુત્ ણુ ઉપર છે આવુ સઘળુ તાત્વિકસરજન એક અવ્યક્તમાથી પેદા થાય છે એવા એ સૂક્ષ્મ કાળથી માડી યાને એ અદ્રશ્યકાળને સામેન રાખી દ્રશ્ય સૃષ્ટીસરજનના દ્રશ્યકાળ પર્યંતની ગણના વેદો ગણી બતાવે છે તે પરથી રચાતુ જ્યોતિષ તેના નિચોડરૂપ હોય છે સૃષ્ટીના પ્રલયોની પેઠે જ્ઞાનવિજ્ઞાનના પણ પ્રલય થતા રહે છે જ્યારે ભૌતિકવિદ્યાઓનો ભારે વિકાસ થાય છે! જ્યારે વ્યક્તિ વ્યક્તિમા સ્વાર્થવૃત્તિ-ભોગવિલાસનીવૃત્તિ જાગૃત થાય છે એવી અનેક વ્યક્તિ સાચુ હિત ભૂલે છે ત્યારે પરસ્પરનું ખાઈ જવા તૈયાર થય છે રાષ્ટ્રો પરસ્પર લડવા તૈયાર થાય છે અને આખા જગતમા અશાંતિ ફેલાવી મૂકે છે ભારે યુદ્ધો જાગે છે રમખાણો મચાય છે સપાદન કરેલી હુન્નરકળાઓના પરસ્પરને મારી નાખવામા ઉપયોગ થાય છે કઈ નગરોના ધ્વસ થાય છે કઈ વિદ્વાનો માર્યા જાય છે કઈ કળાકારો રહેંસાઈ જાય છે કઈક બળવાન્ યોદ્ધાઓ ધૂળ ભેગા થાય છે જ્ઞાન-વિજ્ઞાનની પ્રયોગ શાળાઓ ભભૂકી ઉઠે છે વિદ્યાનગરો સળગી ઉઠે છે હુન્નર શાળાઓ ભસ્મ થઈ જાય છે એમ દુનિયાની સપત્તિરૂપ વિદ્યા-કળા અને શિલ્પના નાશ થઈ જાય છે એવે પ્રસગે ઉછરતા જુવાનોથી માડી વૃદ્ધમા વૃદ્ધ પણ ખપી જાય છે અને તેમાથી બચેલા અશક્ત-અજ્ઞાન-અને રોગી માનવો રાષ્ટ્રમા અવશેષ રહે છે એવી સ્થિતિમાં કોણ જીત્યો અને કોણ હાર્યો તેનો પત્તો લાગતો નથી જીતેલો ભયમા હોય છે તેની પાછળ યુદ્ધ તૈયાર હોય છે યુદ્ધમા સપડાય છે બીજી બળવાન જાતિઓ હુમલા કરે છે પછી તો કેવળ પશુ બળવાળા રાષ્ટ્રોજ ફાવે છે એવા અજ્ઞાન પશુબળ વાળા રાજ્ય કરતા

હોય ત્યાં વિદ્યા-વિજ્ઞાન-શિલ્પ-કળાના વિકાસની ઉદ્ધારની વાતજ શી હોય !
આમ જ્ઞાન વિજ્ઞાનના પ્રલય સ્વાર્થી-એ ઝપેટા રાષ્ટ્રોના હાથે થઈ જાય છે
પાછળથી નિર્બળતાની શાંતિ સ્થપાય છે અજ્ઞાન અંધકારમાં પ્રજા પડી રહે
છે હરકોઈ પશુજગને આધિન રહે છે કાળે કરી જ્ઞાનની પિપાસા જાગે છે
તેના સશોધન થવા શરૂ થાય છે સંસ્કારી સામ્રાજ્યમા તેને ઉત્તેજન મળતુ
રહે છે અને જ્ઞાનવિજ્ઞાનનો વિકાસ થવો શરૂ થાય છે એવા સમયમા અમુક
આ શોધ્યુ અને અમુક વ્યક્તિની માન્યતાએ આ શોધાયુ એમ થવા લાગે
છે. પણ ખરૂ જોતા એ જ્ઞાન પૂર્વેનુંજ હોય છે તેનો પત્તો લાગી આવે છે

વેદોના શોધ માટે પણ આવીજ વાત થઈ પડી છે વેદો કઈ કાળાતરના
છે ઋષીઓને મતે અનાદી અને અનત છે વૈદિક કાળ પછી ઘણા યુદ્ધો થયા !
રાષ્ટ્ર વિપ્લવ થયા ! વેદોનું જ્ઞાન પણ સાથે સાથેજ નષ્ટ થયુ ફરી સુરાષ્ટ્રો
સ્થપાયા વેદોના સંશોધન થયા અને ફરી ભૌતિક વિદ્યાઓના અભિમાને
ઘર ઘાલ્યા આવા અનેકવાર પ્રસંગો પૃથ્વીપર આવતા રહ્યા છે અને વેદોના
વિપ્લવ થતા થતા રહ્યા છે આમ હોવાથી વેદો ફક્ત ઈ૰ સ૰ પૂર્વે આઠ
હજાર વર્ષ પૂર્વેના હોવાનું કથન નિરાધાર ઠરે છે વેદોમા અનેક વિદ્યાઓના
મૂળ રહેલા છે એ જ્ઞાન સંકોચ-વિકાસ અને વિપ્લવને આધીન થતુ આવ્યુ
છે વિશ્વમા શાતિના સમયમા વૈદિક જ્ઞાનનો વિકાસ થતો રહ્યો છે અને
*અશાતિના સમયે વિપ્લવ થતો રહ્યો છે છતા તેના સંસ્રોમા રહેતુ વ્યાપક*
અર્થવાળુજ્ઞાન હરકોઈ કાળમા અને પરીસ્થિતિમા ઉપકારક નિવડતુ રહ્યુ છે
આ વેદો સૃષ્ટાના પદાર્થો પૂર્વના છે હરકોઈ પદાર્થની નિર્મિતિ તેના જ્ઞાનને
આભારી હોય છે સૃષ્ટી પહેલા એ સૃષ્ટીનું જ્ઞાન સૃષ્ટાના હૃદયમા હતુ
અને સૃષ્ટી સાથે સૃષ્ટ જ્ઞાન યાને વેદો સૃષ્ટીની સાથેજ દૃષ્યરૂપમા મૂકાયા છે
અને તેના જ્ઞાનધારક ઋષિમુનિયો અને માનવો પણ સૃષ્ટીના આદ્ય પ્રાણીઓ છે

વૈજ્ઞાનિકોનો ઉત્ક્રાંતિવાદ પણ ઘડી ઘડી હસવા જેવો છે માકડ-વાનરો
માથી માનવોનુ સરજન થયુ એ કેટલી હસવા જેવી વાત છે માકડ કે
વાનરનો ઉત્પત્તિ સમય આવ્યો કે તેમાથી માનવના આકારમા એ ફેરવાતા
ગયા જો એમ હોય તો પછી માકડો અને વાનરોનો વંશ હજુ કાયમ જણાય
છે તે કેમ રહેવા પામ્યો ? ? આવી વાતો આપણે વિજ્ઞાનીઓનેજ પાછી
પૂછીશુ કહેવાનો સાર એ છે કે માનવસૃષ્ટી ત્રણ લાખ વર્ષથી થઈ છે અને
વેદો આઠ હજાર વર્ષથી હયાતીમા આવ્યા છે એ વાત પ્રમાણભૂત નથી

# કાલનિર્ણય પરિચ્છેદ

## ભાગ બીજો

### બ્રહ્મક્ષેત્રના નિર્માણનો સમય

આપણે તો બ્રહ્મક્ષેત્રના નિર્માણનો સમય અવલોકવો છે એ સમય નક્કી કરવા આપણને મળી આવેલા સાધનોનો ઉપયોગ કરવાનો છે એ સાધનો પૈકી પહેલુ સાધન પુરાણનુ છે તેમા કહે છે કે બ્રહ્મક્ષેત્ર સત્ય યુગમા રચાયુ બીજા ગ્રથો તેને ટેકો આપે છે તે પણ આપણે અવલોકયુ છે વેદમા બ્રહ્મપુરીનુ વર્ણન મળી આવે છે અને અદિતિ વાવનો શિલાલેખ બ્રહ્મક્ષેત્ર સત્યયુગનુ હોવાનુ જણાવે છે

એ સત્યયુગ કયો ? ચાલતા શ્વેતવરાહ કલ્પના આરભનો કે સાતમા મન્વતરની શરૂઆતનો ? એ પ્રશ્ન વિચારવા જેવો છે

જો શ્વેતવરાહ કલ્પના આરભનો સત્ય યુગ હોય ! તેમા જો બ્રહ્મક્ષેત્ર નિર્માણ થયુ હોય ! મહોપાસુર અને દેવતાઓનુ એ સત્યયુગમા યુદ્ધ થયુ હોય ! તો એ સમયને હાલ સુધીમા વર્ષ **"એક અબજ સત્તાણુ કરોડ ઓગણીસ લાખ ઓગણ પચાસ હજાર અને આડત્રીસ"** વર્ષો થવા જાય !! પણ આ પ્રશ્ન વિચારવા જેવો છે

આ વિષયમા કુમાર સભવ કાવ્યમાથી કેટલાક શ્લોકો ઉપયોગી થઈ પડે તેમ છે વળી શિવપુરાણમા પણ તેવાજ અર્થમા છે કવિવર કાળીદાસ પડિતે તેમના કુમારસભવ મહાકાવ્યમા શિવપાર્વતીના વિવાહની બાબતે રસીકતાભર્યું વર્ણન કર્યું છે તેમા શ્રીપાર્વતીદેવીના લગ્ન પ્રસગે સપ્તર્ષિઓ આવ્યાનુ કહે છે સર્ગ ૭ શ્લો ૭૧—'तमन्वगिन्द्रप्रमुखाश्चदेवा सप्तर्षिपूर्वा परमर्षयश्च॥ આ અને આવા કેટલાક બીજા છે ભાવાર્થ એ છે કે-મગલ વિવાહ પ્રસગે શિવજીના દર્શન માટે ઈન્દ્રાદિ દેવો સપ્તર્ષિઓ સાથે સનકાદિ મહા ઋષિઓ હિમાલય રાજાને ત્યા ગયા હતા શિવપુરાણમા સાત ઋષિઓના અને બીજા ઋષિઓના નામ આપ્યા છે એ પરથી એમ સમજાય છે કે વૈવસ્વત મન્વતરના એ સાત ઋષિઓ હતા દરેક મન્વતરમા ઇન્દ્રાદિ દેવો તથા ઋષિઓ બદલાતા રહેતા હોય છે અને એ પરથી મન્વતરની કલ્પના લાવી શકાય છે તેમજ એ મનુનો કાળ નક્કી સમજી શકાય છે તેથી શિવ-પાર્વતીના વિવાહ-પ્રસગના ઋષિઓ પરથી એ વિવાહકાળ વૈવસ્વત મન્વતરના આરભનો હતો અને એ પ્રસગે બ્રહ્માજીએ આ બ્રહ્મક્ષેત્રની પુણ્યભૂમિમા

આવી બ્રહ્મક્ષેત્ર નગર વસાવ્યાનું ગણી શકાય તેમ છે। વળી સપ્તર્ષિ ના તારા આકાશમાંના રાશી ચક્રના આરંભસ્થાનને લગતા આર્દ્રા પાસેના વિભાગમાં હિમાલય તરફ ઢળતા હોય ! એવો ખગોલનો સંકેત શ્લોકમાં હોય ! તો તે પરથી તેના ગણિતના હિસાબે વૈવસ્વત મનુનો શરૂઆતનો કાળ આવી શકે તેમ છે। જો એમજ હોય તો એ વાતને આજ લગભગ ૩૮૯૩૦૩૮ અડત્રીસલાખ ત્રાણું હજાર અડત્રીસ વર્ષ બ્રહ્મક્ષેત્રના નિર્માણને થયાં એમ માની શકાય.

## બ્રહ્મક્ષેત્ર નામે ભારે નગરની રચના !

મહર્ષિ બ્રહ્માજીએ આ પુણ્યભૂમિ પસંદ કરી ત્યાં યજ્ઞ કરવા ધાર્યું. દેશવિદેશોમાં ખબરો આપી. છેક ઉત્તર ધ્રુવના પ્રદેશોમાં પહોચી. "સત્યલોકમાં" સમાચાર પહોંચ્યા. અહીં નગર રચનાનો આરંભ કર્યો. ચાર ગાઉના વિસ્તારમાં યાને સમચોરસ ચાર ગાઉની ફરતી સપાટીમાં નગર રચના કરવાનું પસંત કર્યું. નગરની રચના સુંદર–આકર્ષક–મોહક અને અદ્‌ભૂત બને તે માટે દેવોના શિલ્પી વિશ્વકર્માદેવને તેડાવ્યા. તેમણે તેમના હાથ નીચે અનેક શિલ્પવિદ્યાને જાણનાર ચતુર કારીગરોને રાખ્યા. શીઘ્રવેગથી નગ-રની રચના કરી. ચોતરફ સોના જેવો ચકચકીત કિલ્લો બંધાવ્યો. ચાર બાજુએ ચાર નગરનાં પ્રવેશદ્વાર યાને સિંહદ્વાર રખાવ્યાં. પ્રત્યેક એ મોટા દરવાજાઓની દરમ્યાન ૭ ૭ નાના દરવાજા રાખ્યા. એમ નાના મોટા મળી કુલ ચોવીસ દરવાજાવાળું નગર બન્યું.

## નગર વચ્ચે નદી.

નગરની વચ્ચે નદીનો પ્રવાહ ચાલુ કર્યો. નદીના બધળા કિનારા સુંદર પથ્થરોથી જડેલા–ઘાટબાંધેલા બનાવ્યા. અને ત્યાં પછી બીજી બે નદીઓના પ્રવાહ તેને મળવાથી ત્રિવેણીનું તીર્થ બન્યું. નગરની વચ્ચેની આ નદી નગરની સ્વચ્છતા–પવિત્રતા–શાંતિ અને ઉજ્જ્વલતા બતાવીઆપ-નારી થઇ પડી.

## બે બાજુ મોટી વસ્તી.

હિરણ્યગંગાની બે બાજુએ ભારે વસાહત થઇ. ઉત્તર કિનારે **નવ-હુજાર ઘર** બ્રાહ્મણોનાં બંધાયાં તેમાં બ્રાહ્મણોનો વિસ્તાર ભારે વધ્યો. એ સમયના બ્રાહ્મણો વેદ–વેદાંગ અને વિવિધ શાસ્ત્રોમાં પારંગત હતા. ચાર વિદ્યા અને ચોસઠ કળામાં નિષ્ણાત હતા. તેમની વિદ્યાપીઠો ! તેમનાં વિદ્યા-લયો ! અનેક વિદ્યાઓના શિક્ષણને સહજ આપી શકનારાં હતાં. તેમનાં કળાભુવનો દેશને મુગ્ધ બનાવે તેવાં હતાં. તેમની પ્રયોગશાળાઓ અને વેધશાળાઓ દેશવિદેશીઓને છક કરી નાંખે તેવી હતી. તેમની અગ્નિહોત્ર-

શાળાઓનો પવિત્ર સુગધમય ધૂમ્ર સેંકડો કોસ સુધીના પ્રદેશોને સગધમય બનાવી જનતાને નિરોગમય કરી ઉડતો. તેમની મત્રવિદ્યા–તત્રવિદ્યા–યત્રવિદ્યા અને રસાયન વિદ્યા અલૌકિક હતી ભારતનુ એ વિદ્યાકળા અને જ્ઞાન વિજ્ઞાનનું ક્ષેત્ર થઇ પડ્યુ હતુ

વૈશ્યો–લક્ષ્મીપુત્રો શ્રીમત હતા તેમનો વેપાર દેશો વિદેશોમા વ્યાપ્યો હતો તેમનો વેપાર વિવિધ વસ્તુઓનો હતો જાતજાતની વણાટશાળાઓના ભારે યત્રસ્થાનો હતા જાતજાતની ઉપયોગી બનાવટો અને કારીગરીના એ બનતા અઢારહજાર ઘર એવા શ્રીમતોના હતા અને તેમનો એ લક્ષ્મીનો ઉપયોગ ભરતખડના વેપાર માટે ઉપકારક બન્યો હતો તેમના ગગનચુમ્બી મકાનો વિશાળ હતા તેમના આશ્રયે રહેતા સોની, સુતાર, લુહાર સથવારા કારી વગેરે અનેક કારીગરો અને શિલ્પી–કળાકારો અસખ્ય હતા તેમની વસતી પણ બ્રહ્મક્ષેત્રમા ભરપુર હતી અનાજના વેપારીઓની દુકાનો તો એટલી હારબધ હતી કે જેનો "દશેરો' હાથોહાથ દાનમા કહેવાતા દેરોલ ગામ સુધી જતો આવતો અને બીજી બાજુ પોળ્યો યાને વિજયનગર સુધી જતો આવતો, આ કહેવત ખરી હોય તો બ્રહ્મક્ષેત્રનો વિસ્તાર દેરોલ અને પોળ્યો સુધી હતો વળી પશ્ચિમ બાજુએ વાસણા ગામ છે ત્યા દાણીનો ઓટલો કહેવાય છે, હાલ પણ ઓટલાનુ નિશાન છે ત્યા દાણ ચુકવવાનો રીવાજ હશે ત્યા સુધી બ્રહ્મક્ષેત્રની વસ્તીનો વિસ્તાર હશે વળી ખેડથી આશરે ત્રણેક ગાઉ ઉપર પાદરડી નામે ગામ છે એ પૂર્વેના બ્રહ્મક્ષેત્રનું નાનુ પાદર હોવાનુ અનુમાન થાય છે તે પરથી હાલ છુટુ પડેલુ એ ગામ પાદરડી તરીકે ઓળખાતુ હોય એમ અનુમાન કરી શકાય છે

પૂર્વ દિશાએ વાઘેશ્વરીનો ડુગર છે આ ડુગરમા 'વાગીશ્વર" અને "વાગીશ્વરી'ના મદિર છે વાગીશ્વર મહાદેવજી[1] છે અને વાગીશ્વરી પાર્વતીજી છે વળી ત્યા ખેરધઢ નામે ઓળખાતું શહર ચોતરફના પર્વતની વચ્ચે ખડેરરૂપે અત્યારે પણ દેખાવ આપી રહ્યુ છે અને એ શહરનો કોટ હાલ મોજુદ છે તે પરથી એમ અનુમાન થાય છે કે ત્યા બ્રહ્મકુમારીઓ, ક્ષત્રીયકુમાર અને કુમારીઓ એમ બ્રહ્મક્ષેત્રના બાળકો અને બાળાઓના શિક્ષણ આપવા માટે એ સ્થાન હશે વાગીશ્વર અને વાગીશ્વરીની ઉપાસના માટે એ મદિરો સ્થપાયા હશે અને ત્યા કન્યા શિક્ષણની સાથે વ્રત–નિયમ–સયમ અને વિદ્યાકળા

---

૧ કાળીદાસ પડિત રઘુવશ કાવ્યના આરભમા શિવ પાર્વતીને પ્રણામ કરતી વખતે वागर्थाविवसम्पृक्तौ वागर्थ प्रतिपत्तये । जगत पितरौवन्दे पार्वती परमेश्वरौ ॥ १ ॥ વાણી અને તેના અર્થના ઇશ હોવાનો ભાવ બતાવ્યો છે

શિખવાતી હશે. ધનુર્વિદ્યાના શિક્ષણ અને પ્રયોગોનુ જ્ઞાન ત્યાં અપાતુ હશે એ ખેરધઠ અથવા ક્ષેત્રગઢ યાને બ્રહ્મક્ષેત્રના અંગતુ મહત્વતું એ પ્રયોગશાળા માટે ઉપયોગી નગર હશે તેમાં એવા બાલકોના શિક્ષાગુરૂઓ વગર જ રહેઠાણુ હશે અને બળવાન યોદ્ધાઓના રક્ષણનું નિવાસનું અને શાંતિ મેળવવાનું સ્થાન હશે. ગમે તેમ હોય! પણ એ સ્થાન બ્રહ્મક્ષેત્રને લગતુ મહત્વનું કંઇક ઉપયોગી સ્થળ હોવાનું અનુમાન થઇ શકે છે. ત્યા કન્યાઓનો કુંડ સુંદર છે અને હાલ પણ ચોમેર તેને ઘાટ બાંધેલા છે. નાગ લોકોના આગમન પછી એ તેમને હસ્તક ગયાનુ કહેવાય છે.

બ્રહ્મક્ષેત્ર મહાત્મ્યમા લખે છે કે-પૂર્વ દિશાએ ઈન્દ્રની રક્ષા હતી. એ ઈન્દ્ર યાને રાજા કોણ હશે તેનો નામ નિર્દેશ જણાતો નથી પણ અનુમાન થાય છે કે-વૈવસ્વત મનુના પુત્રો ત્યા રાજ્ય કરતા હશે........એમની રાજધાની બ્રહ્મક્ષેત્રની પૂર્વે હશે અને તેમના રક્ષણ તળે બ્રહ્મક્ષેત્ર રક્ષાતુ હશે. ઉત્તરે કુબેરની રક્ષાનો સંકેત છે. કુબેર ધનકોશ રક્ષક હોવાનુ સૂચવે છે. ઉત્તર બાજુએ રાજની તીજોરી હશે અને કોશરક્ષાલય ત્યાં હશે. વળી નગરના અબજોપતિ શ્રીમંતો (કુબેરો) ત્યા રહેતા હશે પશ્ચિમે વરૂણાલયનો સંકેત બ્ર૦ ક્ષે૦ મા૦ મા કરેલો છે તેપરથી શહરની સઘળી વસ્તીને પાણી પુરૂં પાડવાનુ મોટુ સ્થળ હશે. તેમાથી એવી કોઇ યોજના હશે કે જેને લીધે નગરવાસી દરેક ઘેર બેઠે પાણીનો ઉપયોગ છૂટથી કરતા હશે દક્ષિણે યમનો સંકેત બ્ર. ક્ષે મા. મા કરેલો છે. તેપરથી દક્ષિણ દિશા તરફ ન્યાય-મંદિરો, પોલીસ થાણા વગેરેની રાજકીય યોજનાઓ હશે.

એ પ્રમાણે બ્રહ્માજીની આજ્ઞાથી વિશ્વકર્મા યાને દેવશિલ્પીએ નગરની રચના અદ્ભુત કરી હતી નગર ચાર ગાઉના વિસ્તારમા હશે પણ એ ભારે વસ્તીની વિદ્યા-કળા અને વેપારના સાધનોની યોજનાઓ માટે દસ દસ બાર બાર ગાઉના વિભાગો આસપાસના વ્યાપ્યા હશે

### બ્રહ્માજીનો યજ્ઞ

નગરની રચના થયા પછી બ્રહ્માજીએ યજ્ઞ આરંભ્યો! આ યજ્ઞ તેમની મનની શાંતિ અને પવિત્રતા માટે હતો આ યજ્ઞમા અનેક દેશો-વિદેશો-માથી ઋષિમુનિયો-વેપારીઓ-કળાકારોને આમંત્ર્યા હતા. તેમની વિદ્યાઓ અને કળાઓનાં પ્રદર્શન ગોઠવાયા હતાં ભારતીય પ્રજાના કળાકારો આગળ તરી આવ્યા હતા. હોમ હવન સાથે વિદ્યાકળાની અનેક ચર્ચાઓ-ભાષણો વ્યાખ્યાનો-પ્રવચનો-પ્રત્યક્ષ પ્રયોગો અને વિજ્ઞાનના ચમત્કારો ત્યા અપાતા હતા. એ નિમિત્તે ભારતીય પ્રજાને આ બ્રહ્મક્ષેત્રનો રૂડો પરીચય કરાવ્યો

હતો અને અનેક વિદેશી પ્રજાઓનું ચિત્ત બ્રહ્મ ક્ષેત્રના મહત્વ તરફ આકર્ષ્યું હતુ.

બ્રહ્માજીના યજ્ઞ વખતે તેમના ધર્મપત્નિ સાવિત્રી સત્યલોકમાથી યાતે ઉત્તર ધ્રુવના એક પ્રાદેશિક વિભાગમાથી આવી શકયાં નહોતાં તેમને તેડવા માટે બ્રાહ્મણને એ સત્યલોકમાં જવાની ગતિ આપી હતી એ ગતિ અથવા વેગ કોઈ સાધનદ્વારા આપ્યો હશે અને સાવિત્રીને ધ્રુવ પ્રદેશમાથી તેડી આવ્યો હશે આજ્ઞાધારક આ વિપ્રને પોતાના પુત્ર તરીકે સ્વીકારી તેના વંશનો વિસ્તાર થએલા એ સઘળાઓને ખેટક નામથી ઓળખાવ્યા! આકાશમાં ઉડવાની યોગશક્તિવાળા આ વિપ્રો ભારતના બ્રહ્મ સમાજમા ભારે માન પામ્યા! અને તેમનું સમાજમા એ પ્રસગે કેટલુ વર્ચસ્વ હશે તે સહજ સમજી શકાય છે.

મહાત્મ્યમાં લખે છે કે બ્રાહ્મણોના પોષણ માટે એક પુત્ર બ્રહ્માજીએ પ્રગટ કર્યો તેને બ્રહ્માજીએ ખોળામા બેસાડયો. તેણે બ્રહ્માજીના હાથમાં રહેલું હથીઆર લીધુ. બ્રહ્માજીએ પાછુ લઇ લીધુ. તેને વૈશ્ય કર્મ કરવા સૂચવ્યું, અને તેને વૈશ્ય હોવાનું જણાવી વેપાર કરી લક્ષ્મી પેદા કરવાનુ કહ્યુ. ×

આ ઉપરથી એમ જણાય છે કે—બ્રાહ્મણો વિદ્યાકળાની ઉપાસના કરવામા તત્પર રહે અને તેના શિક્ષણ આપવામા રોકાએલા રહે ત્યારે આ જીવિકાનું સાધન કયાથી પેદા કરે!! એ હેતુથી બ્રહ્માજીએ ઉપરોક્ત એક પુત્ર કે જે હથીઆર પકડનારો ક્ષત્રીય હતો તેને વૈશ્ય કર્મ કરવાનુ સૂચવેલુ. અને વેપારથી દ્રવ્ય મેળવી બ્રાહ્મણોની આજીવિકા ચલાવવનુ ફરમાવેલુ.

બ્રહ્માજીએ તેને ખોળામા બેસાડી લાડ કર્યું તે પરથી તેનું લાડવૈશ્ય તરીકે નામ પડેલુ. અને લાડ જ્ઞાતીનો આગળ જતા ભારે વિસ્તાર થાય છે.

વૈશ્યોનુ ધ્યેય લક્ષ્મી પેદા કરવાનું હોઇ શકે! તેની ઉપાસના લક્ષ્મીની હોવી ઘટે! અને ઉપાસનાના ધ્યેયથી પેદા કરેલી લક્ષ્મીનો ઉપયોગ વિદ્યાકળાના પ્રચારક એવા બ્રાહ્મણોના નિભાવ માટે થવો ઘટે! એમ ધારી બ્રહ્માજીએ વૈશ્યોની ઉપાસનામાટે પ્રતિક તરીકે **મહાલક્ષ્મી ક્ષીરજામ્મા દેવીની** સ્થાપના કરી આપ્યાનું જણાય છે. આમ લાડવૈશ્યો અને ખેડવા બ્રાહ્મણોનો પોષ્ય પોષકરૂપે આગળ જતાં ભારે સંબંધ જોડાય છે. અને તે દ્વારા બ્રહ્મક્ષેત્રની આબાદીમાં ઉમેરો થાય છે. લાડવૈશ્યો પૈકીનો કેટલોક ભાગ પાછળથી કુમારપાળ રાજાના વખતમાં હેમાચાર્ય નામે પ્રસિદ્ધ યતિની પાસેથી જૈનદીક્ષા સ્વીકારે છે. અને હુમ્મડ એવુ નામ ધારણ કરે છે. તોય એ સજ્જનો બ્રાહ્મણોને પોષણ આપવાનું છેક સુધી ચાલુ રાખે છે. લાડવૈશ્યો પણ હજુસુધી ખેડાવાળ

ભીતરોને પોતા જણાય છે હુન્મડોની નમ ક્રિયા પ્રમગે ક્ષત્રીયના ચિન્હો ધારણ કરવાનું હજુ પણ જળવાઈ રહ્યું છે તપરથી એ અસલના ક્ષત્રીઓ હોવા જોઈએ। પાછળથી વૈષ્યકર્મ સ્વીકાર્યું હોવુ જોઈએ અને છેક પાછળથી જૈનધર્મ સ્વીકાર્યાનું જણાઈ આવે છે

ઉપર મુજબ બ્રહ્માજીએ બારે યજ્ઞ કર્યો એ ભારતવાસીઓના પરસ્પરના પરીચય માટે ઉપકારક નિવડયો રાષ્ટ્રને બ્રહ્મક્ષેત્ર અને તેના દૈવી આદર્શોનો પરીચય થયો અને ત્યા થી બ્રહ્મક્ષેત્ર એ ભારતવાસીઓનું મહાન્ તીર્થક્ષેત્ર મનાયુ

## બ્રહ્માજીની મૂર્તિઓ

બ્રાહ્મણોએ યજ્ઞ સમાપ્ત થયા પછી બ્રહ્માજીની પ્રાર્થના કરી બ્રહ્માજીએ પ્રાર્થના સ્વીકારી

ચોસઠ મુખની મૂર્તિ સ્થાપવાનુ સૂચ યુ બ્રાહ્મણોએ વિશાળ મદીરમા સોનાની ચોસઠ મુખની બ્રહ્માજીની મૂર્તિ સ્થાપી. તેમા એવો સંકેત હશે કે એ સમયના બ્રાહ્મણો ચોસઠકળાના જાણકાર હતા ત્યાં પછી કેટલોક મોટો કાળ વીત્યો બ્રાહ્મણોમા ચોસઠકળાનું જ્ઞાન રહ્યુ નહીં તેથી એ મૂર્તિની ઉપાસના થઈ શકી નહી બ્રહ્માજીની બીજીવાર પ્રાર્થના કરી, બ્રહ્માજીએ અનુમતિ આપી બત્રીસ મુખની પ્રતિમા સ્થાપના સૂચવ્યુ અગાઉની સોનાની મૂર્તિનું વિસર્જન કર્યુ તેને હાલની બ્રહ્માજીની વાવમા તેના એક બાજુના વિભાગમા ઉતારી દીધી અને તેને બદલે બત્રીસ મુખવાળી મૂર્તિનું સ્થાપન કરવુ પડયુ એમ પાચવાર નવીનપણે સ્થાપવાનુ જણાયુ છે પાચમીવારની ચાર મુખવાળી વેણુની મૂર્તિ હાલમા સ્થપાએલી વિદ્યમાન છે

આ ઉપરથી બ્રહ્મક્ષેત્ર ઉપર વિધર્મીઓના ભારે હુમલા થયા હશે। સમખાણો થયા હશે। યુદ્ધો ખેલાયા હશે। અને નમુનેદાર બ્રહ્મક્ષેત્રનો ધ્વસ વારંવાર થયો હશે બ્રાહ્મણો વિદ્યાકળાની શક્તિ ગુમાવી બેઠા હશે એ વખતના ક્ષત્રીય વીરો યુદ્ધમા ખપી ગયા હશે કે નબળા પડી ગયા હશે। એ બીના આગળપરના અવલોકનથી સમજાશે

## બ્રહ્મવાવી તીર્થનો સમય

આ વાવ હાલમા બ્રહ્માજીના મદીરની સામે છે તેમા ગોત્રદેવતાઓની દેરીઓ છે ખેડના નવહજાર બ્રાહ્મણોના મૂળ પુરૂષો-ગોત્રકર્તા પુરૂષોનું એ સ્મારક છે એ ગોત્રો નવ હોવાનું કહેવાય છે વૃદ્ધ બ્રાહ્મણો આ વિશે શ્લોક બોલે છે તેમજ કવિશ્રી દલપતરામભાઈની ઐતિહાસિક નોંધમાથી પણ આ શ્લોક મળી આવે છે

શ્લોક—'पराशर शाण्डिल्यकौशिकाख्य वशिष्ठकात्यायनवत्सगोत्रम् ।
भृग्वङ्गिरोद्वाजभरस्तथैव खेटस्थगोत्राणिनवानिसंति ॥१॥

અર્થ—(૧) પરાશર (૨) શાડિલ (૩) કૌશિક (૪) વશિષ્ઠ (૫) કાત્યાયન (૬) વત્સ (૭) ભૃગી (૮) આગિરસ્ (૯) ભારદ્વાજ એ પ્રમાણે નવગોત્રો ખેડવા બ્રાહ્મણોના છે અને એ ગોત્રકર્તા ઋષિઓ દેવતાઓની દેરીયો ઉપરોક્ત વાવમાં છે જ્યારે વંશવૃદ્ધિ થાય! પુત્ર કે પુત્રી જન્મે! ત્યારે જળપૂજા-સૂર્ય પૂજા અને ગોત્ર દેવતાની પૂજા કરવાની પ્રથા બ્રહ્મક્ષેત્રની સ્ત્રીયોને આ વાવમાં આવીને કરવાની હતી

વૈષ્ણોના અઢાર ગોત્ર કહેવાય છે એ અઢાર દેવતાઓની દેરીઓ પણ આ વાવમાં છે પણ તે વિશેનો શ્લોક કે પ્રમાણ હાથ આવતું નથી જો પ્રમાણ મળી આવશે તો હવેની આવૃત્તિમાં જાહેર કરવામાં આવશે

## નવગોત્રનાં પ્રવરો.

આ નવગોત્રના પ્રવરો ગોત્રપ્રવર મજરી-ગોત્ર પ્રવર દર્પણ વિગેરે ગ્રથો અવલોકી તેની નોંધ લીધી છે

(૧) પરાશર ગોત્રના વસિષ્ઠ-શક્તિ અને પારાશર એમ ત્રણ પ્રવર છે

(૨) શાડિલગોત્રના શાડિલ-અસિત અને દેવલ એમ ત્રણ ,,

(૩) કૌશિક ગોત્રના વિશ્વામિત્ર-દેવરાજ અને ઔદ્દલ એમ ત્રણ પ્રવર છે પણ એ કૌશિક આગિરસ ગણેલ છે

(૪) વસિષ્ઠ ગોત્રના વસિષ્ઠ-શક્તિ અને પારાશર એમ ત્રણ પ્રવર છે

(૫) કાત્યાયન ગોત્રના આગિરસ્ આહાર્ય અને રૂક્ષ્ય એમ ત્રણ પ્રવર છે

(૬) વત્સગોત્રના વત્સસ-ચ્યવન-આપ્નવાન્-ઔર્વ-જમદગ્ની એમ પાચ પ્રવર છે

(૭) ભૃગીગોત્રના ગર્ગ-ભરદ્વાજ-શૌક્ષાયણ કપી અને ભૃગી એમ પાચ પ્રવર છે

(૮) અગિરાગોત્રના અગિરસ બાર્હસ્પત્ય અને ભારદ્વાજ એમ ત્રણ પ્રવર છે

(૯) ભારદ્વાજ ગોત્રના આગિરસ ભારદ્વાજ અને બાર્હસ્પત્ય એમ ત્રણ પ્રવર છે

## શિવતીર્થ (નીલકંઠ મહાદેવ)નો સમય

આ શિવતીર્થ અથવા નીલકંઠ મહાદેવનું મદિર બ્રહ્માજીની વાવ પાસે છે સવત ૧૯૧૨મા તેનુ સમારકામ થએલુ છે કવિશ્વર દલપતરામભાઇની




અદિતિ વાવ પાસેની
પ્રાચીન—આદિત્ય મૂર્તિ

આદિત્ય મુદ્રણાલય • અમદાવાદ

ઐતિહાસિકનોંધમાંથી મળી આવે છે કે એ નીલકંઠ મહાદેવનું મંદીર પાયા-માંથી ઉતરાવ્યુ, તેમાંથી ચાંદીના સિક્કા નિકળી આવ્યા એ સિક્કા ૩૫૦ હતા. એ ગધૈયાના સિક્કા હતા તેને સંઘર્યા નહીં, ભગાવી નાખ્યા. એવા સિક્કા ભાવનગર પાસેના વળાગામ અથવા વલ્લભીપુર શહેરના પાયામાંથી મળી આવે છે. એ શહેર આશરે બે હજાર વર્ષ પૂર્વેનું હોવાનુ ગણાય છે. આ ઉપરથી નીલકંઠ મહાદેવનુ મંદીર પણ બે હજાર વર્ષ પૂર્વે બંધાએલુ હોવાનું અનુમાન કરી શકાય ખરૂં ! એવી માન્યતા વિશ્રી દલપતરામભાઇની છે તે તેમની ઐતિહાસિક નોંધપરથી જણાય છે

**ગધૈયાં**—ગર્દભચિન્હવાળા સિક્કાઓ સામાન્ય રીતે "ગધૈયાં"નામથી ઓળખાય છે. આ સિક્કાઓ "સામાનિયન" યુગના-તે પછી તેના અનુ-કરણ તરીકે કાઢવામા આવેલા હોવાનુ મનાય છે. આના સિક્કાઓની પાછલી બાજુએ જુદી જુદી જાતના ચિન્હો હોય છે. આમ ચારેક જાતના સિક્કા હોવાનુ જણાય છે

સાસ્પનિયન વશનો રાજયકાળ ઈસુની પાચમી સદી પહેલાનો ન હોવાનુ કેટલાક માને છે જુઓ-(પાચ હજાર વર્ષ પૂર્વેનુ ગુજરાત પૃ૦ ૫૬)

આ સિક્કાઓપરની એક-લિપિ અને "મોહન-જો-ડે-રા" માંથી મળેલી સીલો પરના સિન્ધુ ચિન્હો વચ્ચે પુષ્કળ જ સામ્ય જોવામા આવે છે.

આ સિક્કાઓનુ સપૂર્ણ સશોધન થઈ સવિસ્તર હકીકતો બહાર આવશે ત્યારે ઘણો પ્રકાશ પડશે (પા૦ હ૦ વ૦ પૂ૦નું ગુજરાત પૃ ૫૬)

વળી શ્રી. જનાર્દન મખાગામ કરદીકર આના સિક્કાઓને "ગધર્વરાજ"ના અમલના હોવાનુ જણાવે છે. પણ ગધર્વરાજનો અમલ ક્યારે હશે તેના સશોધનની જરૂર છે

કેટલાક સશોધકોની માન્યતાએ "ગધર્વસેન અથવા ગર્ધપસેન રાજાના વખતના આ સિક્કા હોવાનુ મનાય છે. ગધર્વસેન રાજા અગ્નિ વશમા થયો છે એ દેવ દૂતનો પુત્ર છે તેણે પચાસ વર્ષ રાજ્ય કર્યું (ભવિષ્ય પુરાણ પ્રતિ-૧-૭-૪-૧) પ્રાચીન ચરિત્રકોશ પૃ૦ ૧૫૯)

### અદિતિવાવનો સમય !

આ વાવની સવિસ્તર માહિતીનો એક મોટો શિલાલેખ છે લેખ આરસ પથ્થર પર છે. લેખપુરાનો હોવાથી અક્ષરો કેટલાક ઘસાઇ ગયા છે લિપિદેવનાગરીને મળતી છે પણ એના વળાક જુનાકાળમા પ્રચલીત એવા હશે માત્રાઓ-નીચે-પાછળ ઉતારેલી છે તેનો જાણકાર-હુશીઆર વાચકજ

સ્પષ્ટ વાંચી શકે તેમ છે. લેખ કાવ્યની ભાષામાં છે. પણ તેનું સંસ્કૃત, વ્યાકરણ શુદ્ધ નથી

તેમા વાવ બધાવનારનુ નામ-ગોત્ર-શાખા અને વંશનુ વર્ણન છે. વંશજોનો પરીચય અને સંસ્કૃતિની માહિતિ આપેલી છે વાવ બધાવવાનો કાળ, બ્રહ્મક્ષેત્રના જુદા જુદા યુગપરત્વે નામ, ગલાટનુ નામ અને પરીસ્થિતિનું ધ્યાન કરાવેલું છે એવી રીતે બ્રહ્મક્ષેત્રની ઐતિહાસિક સંસ્કૃતિની જાણે ટુંકી નોંધ હોય એમ જણાઈ આવે છે

આમ છતા તેમા એ સમયના બ્રહ્મક્ષેત્રના શાસક-રાજા-મહારાજા કે જહાગીરદારના નામનો ઉલ્લેખ જણાતો નથી!! તેથી એક એવુ અનુમાન નિકળી શકે કે એ અરસામા "બ્રહ્મક્ષેત્ર" કોઈ રાજા-મહારાજા કે જહાગીરદારના તાબામા નહીં હશે!! અથવા બ્રહ્માજીના કે બ્રાહ્મણોના હસ્તકનુ હશે? કિંવા ધર્માદાય તરીકે અસલના વખતથી પળાતુ હશે અને તેનો ભોગવટો એવા માલીકી હકથી થતો હશે! તેથી નામનો ઉલ્લેખ નહીં કર્યો હશે!!

બીજુ અનુમાન એવુ નિકળી શકે કે-એ સમયના રાજા-મહારાજા કે જાહગીરદાર સાથે અણબનાવ હશે!! અથવા શુ હશે? એ વિશે સંશોધનને અંતે નક્કી થાય તે ખરૂ.

## શિલાલેખનો સંવત!

શિલાલેખનો સંવત લેખની છેલ્લી લીટીમા લખેલો છે. અને એ "संवत १२५६ वर्षे वैशाख वदी ७ सोमे" આમ લખેલુ છે તે પરથી એમ સમજાય છે કે-સદર લેખ વિક્રમ સંવતનો હશે અને તેની ૧૨૫૬ની સાલમા આ આદિતિ વાવ બધાવેલી હશે

જ્યારે લેખ તપાસી વાચીએ છે ત્યારે તો અર્થ કંઈ જુદોજ માલુમ પડી આવે છે લખે છે કે-"षट् पंचाशत्‌वर्षाणि रवौच शतसद्वयया कलौतु गम्यमानेवै वापीचाय समुद्धृता ॥१॥ શિલાલેખના આ પદ્યનો એ અર્થ થાય છે કે-જ્યારે કલીયુગના વર્ષ ૧૨૫૬ વીત્યા ત્યારે આ વાવ બધાવવામા આવી છે. (ખોદાવવામા આવી છે)

જો એમ હોય તો આ વાવ ખોદાવવાનો કાળ વિક્રમ સંવતના કેટલાય વર્ષો પહેલા ગણાય! તેનો હિસાબ કરીએ તો આજ મીતિએ તેને ૩૭૮૨ વર્ષ થવા જાય!!

આમ છતા હાલના સંશોધક વિદ્વાનોને એ વાત માન્ય ગણાશે કે કેમ? આ પ્રદેશના સંશોધનને અંગે સંવત બારસોની આસપાસના શિલાલેખો ઘણા મળી આવ્યા છે તેથી ઉપરોક્ત શિલાલેખ પણ સંવત ૧૨૫૬

નોજ હોવાનું માની શકાય! લેખમાં જે એવું લખેલું છે. અને એવું સ્પષ્ટ લખવાનું શું કારણ હશે તેનું સશોધન અવશ્ય થવાની જરૂર છે.

### અદિતિ વાવનો બંધાવનાર કોણ હશે?

આ વાવ બંધાવનારનું નામ "વિક્રમ" છે. એ વિક્રમ ક્યાંનો હતો? અને જાતે કોણ હતો? તેનો ખુલાસો શિલાલેખમાં સ્પષ્ટ છે. લખે છે કે– अग्ग्रस्थानीयविप्रेण × × × આ ઉપરથી ચોખ્ખુ સમજાય છે કે–અદિતિ વાવનો ખોદાવનાર વિક્રમ તળખેડનોજ વતની હતો. અને તે બ્રાહ્મણ હતો. તેના પિતાનું નામ સોમેશ્વર હતું. તેની માતાનું નામ "નાગશ્રી" હતું. નાગશ્રી ધાર્મિક–સુશીલ–પતિવ્રતા–સાસુસસરાની આજ્ઞાધારક–દેવબ્રાહ્મણોની ભક્ત, કુળનું હિત કરનારી–પુણ્યવતી અને એ સુપુત્રી હતી.

આ નાગશ્રીના પિતાનું નામ "વાસુદેવ" હતું. સદર વાસુદેવ અનેક લોકોનો ઉપદેશક–ગુરૂ હતો. તે અનેક શાસ્ત્રો ભણેલો હોવાથી સમાજમાં ભારે માનપાત્ર હતો. તેનો અતિથિ સત્કાર ભારે હતો. વ્રત–જપ–તપ–નિયમ અને સ્વાધ્યાય આદિ બ્રાહ્મણ તરીકેના ઉચ્ચ ગુણો ધરાવતો હતો. વૃદ્ધો–સ્ત્રિયો–બાળકો–રોગી–દરિદ્રિ અને પિડિત એવાં હરકોઈ દયા ખાવા જેવાં જણાતાંમાનવોનાં દુઃખ હરવામાં તત્પર રહેતો. જાતે ભારે ખંતિલો–ઉદ્યોગી અને વેદશાસ્ત્રોની કળાઓમાં પારગત હતો.

એ વાસુદેવનો પિતા "વામન" એવા નામે હતો. વામન વેદોનો શ્રૌતવિધ ઉત્તમ પ્રકારે જાણતો હતો. તેને ત્યાં અગ્નિહોત્ર હમ્મેશાં રહેતું. એ અગ્નિહોત્રી હોવાથી "અગ્નિષ્ટોમ–વાજપેય–અશ્વમેધ જેવા ભારે યજ્ઞો કરતો અને કરાવી શકતો. અધ્વર્યુ કર્મમાં તો એ ભારે નિષ્ણાત હતો કે જે પરથી તેની કીર્તિ આખા રાષ્ટ્રમાં વ્યાપી હતી.

તેણે "મહેશ્વર" નામના કોઈ પ્રખ્યાત અને ધનાઢ્ય બ્રાહ્મણ પાસે કોઈ મહાયજ્ઞ કરાવેલો અને ભારતવર્ષના ભારે વિદ્વાનો તેડાવી ખેડના સર્વોત્તમ વિદ્વાનો સાથે મેળવી યજ્ઞની દિક્ષાઓ અપાવેલી. યાને આ વામને આચાર્યપદ ધારણ કરેલું અને એ સઘળા સમર્થ પંડિતોએ માન્ય રાખી–હાથ નીચે રહી કામ કરેલું, તે પરથી આ "વામન"ની કેવી વિદ્વતા!! કેવી પ્રતિભા!! અને કેવું ચાતુર્ય હશે!! એ સહજ સમજાય તેવું છે.

આ ઉપરોક્ત વંશ "શાંડિલ્યગોત્ર"નો હતો. નાગશ્રીનો પિતૃવંશ હતો અને વાવ ખોદાવનાર વિક્રમનો માતૃવંશ હતો.

હવે વિક્રમનો પિતૃવંશ વિચારીએ!! શિલાલેખમાં જણાવ્યું છે કે સદર વિક્રમના પિતાનું નામ સોમેશ્વર હતું. સોમેશ્વરના પિતાનું નામ ×

× × × હતું અને તેના પિતાનું નામ હિરણ્યાદિત્ય હતું. લખે છે કે એ હિરણ્યાદિત્ય नित्यवाजसनेयस्य पाठकः स्यात्द्विजोत्तम. × × × × એ હમેશા શુકલ યજુર્વેદની વાજસનેયી શાખાની સંહિતાનો પાઠ કરનાર હતો. આ હિરણ્યાદિત્યના પિતાનું નામ "સુરદેવ" નામે હતુ—"षट्कर्म निरतोनित्यसुरदेवइतिस्मृत" એ ષટ્કર્મ કરવામા કુશલ હતો યાને સુશીલ અને ધાર્મિક હતા

આ સઘળા વિશ્વામિત્ર કુળના અને કૌશિક ગોત્રના વિપ્રો હતા. આ વાવ ખોદાવનાર વિક્રમ કૌશિક ગોત્રનો હતો.

### અદિતિ વાવની પ્રશંસા !

આ અદિતિવાવ વિક્રમે ખોદાવેલી હોવાથી વિક્રમવાવ તરીકે પણ ઓળખાતી રહેશે તેનું જળ ગગાજળ જેવુ પવિત્ર અને નિત્યકર્મ કરવા માટે ઉપકારક છે સુંદર ઘડેલા પથ્થરોથી અષ્ટકોણયંત્રાકારે તેની બાંધણી છે. આ ધનાઢયોનું પુણ્યસિંચન કરનારી-પુણ્યવતી અને અતિ રમ્ય છે.

### પ્રશસ્તિના લેખક !

શિલાલેખપર પ્રશસ્તિના લેખક સર્વદેવ નામે બ્રાહ્મણ ખેડના રહેવાસી છે. લેખક કહે છે કે-હું વ્યાકરણશાસ્ત્ર ભણેલો નથી જડ જેવી બુદ્ધિવાળો છુ, માટે-જ્યા જ્યા અશુદ્ધિ માલુમ પડે ત્યાં ત્યાં વિદ્વાનોએ મારી તરફ ખોટું લગાડવુ નહીં.

### વાવનો બાંધનાર સલાટ !

અદિતિવાવ અથવા વિક્રમવાવનો બાંધનાર સલાટ શામળ દેવધર નામે હતો અને તેણે તેની સુદર કારીગીરીથી આ વાવ બાંધી. કે જે તરસ્યા મનુષ્યોને શાતિ આપનાર નિવડો! એમ લેખમા જણાવે છે.

### પ્રશસ્તિકારનું મંગલાચરણ !

શિલાલેખપર પ્રશસ્તિ લખનાર સર્વદેવે શરૂઆતમાં વિસ્તાર સાથે મગલાચરણ લખ્યુ છે તેમા શ્રી ગણેશના વર્ણન સાથે શ્રી ગણેશને નમન કર્યું છે સરસ્વતીદેવીનું વર્ણન કરી દેવી સરસ્વતીને પ્રણામ કર્યા છે. બ્રહ્માજીનુ છટાદાર વર્ણન કરી સાકાર અને નિરાકાર બ્રહ્મનુ પ્રતિપાદન કર્યું છે. અને આખરે બ્રહ્માજીના સગુણ સ્વરૂપને પ્રણામ લખ્યા છે. પછી બ્રહ્મક્ષેત્ર કેટલુ પુરાનુ છે, તેનુ વર્ણન કરતા ચાર યુગોમા તેના બદલાતા નામોનો ઉલ્લેખ કર્યો છે. તથા ભાવપૂર્વક સુદર શૈલીથી સઘળુ વર્ણન કાવ્યની ભાષામા કરેલુ છે. અને ત્યા પછી વાવ ખોદાવનારની પ્રશસ્તીની શરૂઆત કરી છે.

## પ્રશસ્તિ લેખકનુ ચાતુર્ય !

પ્રશસ્તિનો લેખક એટલો તો ચતુર છે કે-તેણે એ વર્ણનમાં સત્ય છુપાવ્યું નથી. વાવ ખોદાવનાર વિપ્ર વિક્રમનો માતૃવંશ અને પિતૃવંશ એમ ઉભય વંશો કેવા કેવા હતા તેનું પુરેપુરૂં બ્યાન કરાવ્યું છે. " तस्यवस्यांवहं-वच्मीमातृतः पितृतः क्रमात् " એવું વાકય લખી વિક્રમનો માતૃવંશ વધારે શ્રેષ્ઠ હોવાથી માતૃવંશનુ સુંદર વર્ણન કર્યું છે. અને એ માતૃવંશના વર્ણન આગળ વિક્રમનો પિતૃવંશ વર્ણનની દ્રષ્ટિએ ફીક્કો પડી જાય છે. અને સમગ્ર લેખમાં ઉત્તમતાનો ભાવ સચવાઈ રહે છે.

## કાવ્યની છટા !

શિલાલેખના કાવ્યની છટા કાવ્યના લક્ષણોથી, ઉપમાન-ઉપમેયથી, રસની જમાવટથી-રસના સ્થાયી ભાવથી મનોહર લાગે છે. તેમાં ઇતિહાસનો ધોધ વહેતો બતાવ્યો છે. અને એ પરથી કવિની વિદ્વત્તા સ્પષ્ટ જણાય છે.

## છતાંય ભારે વિનય !

આમ છતાંય " સર્વદેવ " પંડિત ભારે વિનય બતાવે છે. પોતે વિદ્વાન છતાં-કવિ છતાં-ઇતિહાસનો લેખક છતાં-અને સંસ્કૃતિનો રક્ષક છતાંય જાતની લઘુતા બતાવવામાં પોતાનું મહત્વ સમજે છે. અને વિનયરૂપી ભારે સદ્દગુણનો ખ્યાલ દુનિયાને કરાવી રહ્યો છે. ધન્ય ! ! સર્વદેવ પંડિતને. બ્રહ્મક્ષેત્ર જેનું હંમેશ માટે ઋણી છે.

## ભારે ઉપકાર !

વાવ ખોદવનાર " વિક્રમ "નો અને પ્રશસ્તી ગોઠવનાર " સર્વદેવ "નો ઉપકાર ખરેખર માનવા જેવો છે. ખેડબ્રહ્માનું પુરાતત્વ એ શિલાલેખને આભારી છે. શિલાલેખની ભીંતાપરથી ખેડનુ મહત્વ પ્રત્યક્ષ થાય છે.

## બ્રાહ્મણોનું વર્ચસ્વ !

શિલાલેખ સાબિત કરી આપે છે કે ખેડમા એ સમયના બ્રાહ્મણો વિદ્યાકળાઓમાં પારગામી હતા. શ્રુતિસ્મૃતિનાં કર્મકાંડો-ઉપનિષદોનાં તત્વજ્ઞાન-અગ્નિચયનવિદ્યા-પ્રાણવિદ્યા આદિ અનેક ગોગવિદ્યાઓ ત્યાં શિખવા મળતી. એવા એવા વિદ્વાન નવહજાર ઘરની વસ્તીમાં હયાતી ધરાવતા હતા. બ્રાહ્મણ તરીકેનો એ ઉંચો દરજ્જો ! !-બ્રાહ્મણ તરીકેનું એ મહત્વ ! ! ખરે ! ધન્યવાદને પાત્ર હતું. એ રાષ્ટ્રહિતૈષી પવિત્રાત્માઓ ભારતીય પ્રજામાં પરમ માન્ય ગણાતા હોય તો તેમાં નવાઈ શી ? ?

પણ...એ બ્રહ્મખેટવાસી તપસ્વી ખેટક વિપ્રો કયાં ? અને અત્યારની

દશામા આવી પહોચેલા પૂર્વજોના નામથી પકાતા એટક વિપ્રો ક્યા? એ વિષયનો થોડોક ખ્યાલ કરશે!! વિચાર-આચાર-રીવાજ-વિદ્યા-વિનય વગેરે સદ્ગુણો ઉંચાને ઉંચા કેળવવા પ્રયત્ન કરશે તો જરૂર પૂર્વજોની પ્રતિભા પાછી મેળવવા શક્તિમાન્ બનશે એમ આશા રાખી શકાય!!

## કાલનિર્ણય પરિચ્છેદ–(ભાગ ત્રીજો)

## શ્રી અંબિકા માતાજી વિષે

### ત્યારે માતાજીનું ધામ કયા સમયનુ હશે?

માતાજીનુ ધામ ઘણા પુરાનાકાળનું છે બ્રહ્મક્ષેત્ર નગર વસ્યુ તે સમયનું એ છે ઉંડો વિચાર કરતા તો જણાય છે કે એ તેથીય પ્રાચીન છે આ વિશે બ્રહ્મક્ષેત્ર માહાત્મ્યમા સુન્દર કથા છે માતાજીના વર્ણનનો આખો અધ્યાય છે તેમા જણાવે છે કે–મહીષાસુર દૈત્યનો વધ કરવા માટે માતાજી પ્રગટયા હતા માતાજીનુ પાગટ્ય સર્વ દેવતાઓના મુખમાથી નિકળેના તેજના સમૂહમાથી થએલુ છે એ તેજસમૂહ શ્રીઆદિમાયા–મહામાયા–પરામ્બાનુ સ્વરૂપ ગણાય છે એ આદ્યશક્તિમાથી મહાકાલી મહાલક્ષ્મી–અને મહાસરસ્વતિ પ્રગટયા છે અત્યાર સુધીમાં જે જે સ્થળે જે જે પ્રદેશમા શક્તિઓ પેદા થએલાનું કહેવાય છે તે સર્વ શક્તિઓ આ આદ્ય શક્તિના અંશ અને કળામાથી નીકળી પ્રગટ થતી રહે છે એ આદ્યશક્તિનુ નિર્ગુણ અને સગુણસ્વરૂપ અમૃતના મહાસાગર વચ્ચે રહેલા મણિદ્વિપમા છે જ્યારે મહીષાસુરે દેવતાઓનું રાજ્ય કબજે કર્યું દેવતાઓ પરાધીન થયા કેટલાક બદીખાનામા પડ્યા દેવતાઓની સ્ત્રીઓ મહીષાસુરે કબજે કરી તેમને દાસીઓ બનાવી, અઘટતા કામ કરવાની ફરજ પાડી ત્યારે સઘળા દેવતાઓ એકત્ર થયા બ્રહ્મા–વિષ્ણુ અને મહેશ તેમા ભળ્યા અને એ અનાદિનિ અનતા એ પરમાશક્તિનુ એકાગ્રતાથી ધ્યાન કર્યું ધ્યાનના પ્રભાવે સર્વ દેવોના મુખમાથી જ્વાળાઓ પ્રગટી અને તેના સમૂહમાથી તેજનો ડુગર દેખાવા માડયો તેમા એ આદ્યશક્તિ હતા ભક્ત દેવોને ગર્જ કરવા પોતાનું સાકારરૂપ પ્રગટ કર્યું અને દર્શન આપ્યા અને દેવતાઓની વાત સમજી લઈ મહીષાસુર સાથે યુદ્ધ કરી તેનો નાશ કર્યો દેવતાઓની પ્રાર્થનાથી આ પવિત્ર બ્રહ્મક્ષેત્રમા નિવાસ કર્યો અને સૂક્ષ્મસ્વરૂપે મણીદ્વીપમા તિરોહિત થયા

મણિદ્વિપમા જે સ્વરૂપ હમ્મેશા બિરાજે છે તે નિર્ગુણ નિરાકાર અને વ્યાપકરૂપ છે બ્રહ્મક્ષેત્રના સ્થાનમા જે સ્વરૂપ બિરાજે છે તે મહિષાસુરના

વધ પ્રસંગે જે આવેશ સ્વરૂપ ધારણ કરેલુ હતુ એવા સ્વરૂપે બિરાજે છે. એ શુદ્ધ તત્વરૂપે બિરાજે છે. ભક્તની જેવી દ્રષ્ટી બધાય છે તેવા સ્વરૂપે તેને દર્શન આપે છે. કામનાને આધિન થએલા ભક્તની સઘળી કામનાઓ પૂર્ણ કરે છે. એ સૂક્ષ્મથી પણ સૂક્ષ્મસ્વરૂપે અને તત્વોના પણ તત્વરૂપે બિરાજેલા છે. ત્યારથી આ બ્રહ્મક્ષેત્ર પવિત્ર બનેલુ છે

જ્યારે બ્રહ્માજીનુ મન અપવિત્ર બન્યુ ત્યારે મનને પવિત્ર કરવા માટે ભગવાન વિષ્ણુએ આ ભૂમિકા બતાવી હતી અને યજ્ઞ કરી શાંતિ મેળવવા જગદબાનુ આરાધન કરવા સૂચવ્યુ હતુ. અને તે પરથી બ્રહ્માજીએ આ સ્થળે આવી રહેઠાણ કર્યું હતુ. (નગર વસાવ્યુ–યજ્ઞ કર્યા–અને તીર્થોના સ્થાનો વિ. બનતુ રહ્યું )

## એ મહીષાસુર ક્યાંનો હતો ?

એ મહીષાસુરની કથા શ્રી દેવીભાગવતમા પંચમસ્કંધના બીજા અધ્યાયમા વિસ્તાર સાથે છે. તેનો ટુકોસાર નિચે મુજબ છે

કશ્યપ નામે ઋષિ હતા. તેમને અદિતિ–દિતિ–દનુ વિગેરે સ્ત્રીઓ હતી. તે પૈકી દનુ નામે સ્ત્રીને અસુર પુત્રો થયા હતા એ પુત્રો પૈકી એકનું નામ રંભ હતુ અને બીજાનુ નામ "કરંભ" હતુ એ બન્ને બળ અને તેજથી ભારે ખ્યાતિમા આવેલા હતા એ બન્નેને કઈજ સંતાન નહોતુ પુત્ર પ્રાપ્ત થવાની બન્નેને ભારે તૃષ્ણા હતી પુત્રની કામનાથી તેમણે તપ આરંભ્યુ હતુ તપ કરવાની જગા "પંચનદ" નામે દેશમા પસંદ કરી હતી.

સિંધુ–વિતસ્તા–અસિક્નિ–પરુષ્ણિ અને શતદ્રુ આ પાચ નદીઓના વચલા પ્રદેશને "પચનદ દેશ" કહેવાય છે હાલ એ પંજાબનો એક વિભાગ છે! એ પચનદ દેશમા તેમની રાજધાની પણ હતી.

"કરંભે" પંચનદના મહાસંગમમાં પ્રવેશ કર્યો હતો. યોગબળથી જળ સમાધી કરી એકાગ્ર થવા લાગ્યો. અને સમાધિ દ્વારા ભારે તપ આરંભ્યું. એ વાત ઈન્દ્રને ખબર પડી. ઈન્દ્રને ભય ઉપજ્યો!। મગરનુ રૂપ લીધું અને તેને પગથી પકડી. કરડી–ખાવી ખાટી નાખ્યો

દરમ્યાન "રંભ" એજ પ્રદેશમા સુદર વડ નીચે બેસી પચાગ્નિ સાધ્ય વિદ્યાથી અગ્નિને વશ કરવા તપ (પ્રયત્ન) કરતો હતો. તેણે "કરંભ"ના મરણના સમાચાર સાભળ્યા. તેના ક્રોધનો પાર રહ્યો નહીં, અને પોતાના હાથે પોતાનુ માથુ કાપી અગ્નિમા હોમ કરવા લાગ્યો. અગ્નિદેવે તેને તેમ કરતાં અટકાવ્યો. અગ્નિદેવે પ્રસન્ન થઈ પુત્ર પ્રાપ્તિનુ વરદાન આપ્યું. વૃર-

દાનના પ્રભાવે "મહીપી" નામે કોઈ યક્ષગણની સ્ત્રી હતી અને એ સ્ત્રી યક્ષોની દેખરેખ તળે હતી. તેના સાથે સંયોગ કરવાથી ગર્ભ રહ્યો અને તેનાથી જે પુત્ર થયો તે "મહીષાસુર" નામે ઓળખાયો.

મહીષાસુરે તપ કર્યું વરદાન મેળવ્યુ કોઈપણ નરજાતિવાળા પ્રાણી કે પદાર્થથી તેનુ મૃત્યુ ન થાય તેવી સિદ્ધિ મેળવી અને તેણે તેનુ રાજ્ય જમાવવા પ્રયત્ન શરૂ કર્યો અસુરો દૈત્યો–દાનવાનુ ભાર લશ્કર એકઠું કર્યું અને દિગવિજય કરવા તૈયારી કરી માનવોને જીત્યા અને દેવતાઓ સાથે સેંકડો વર્ષ યુદ્ધ ખેલ્યુ આખરે ત્રણ લોક જીત્યા બ્રહ્મા વિષ્ણુ અને મહેશ પણ તેને હરાવવા સમર્થ થયા નહીં આખરે સઘળાઓએ સંગઠન કર્યું સંઘ શક્તિ કેળવી. તેમાથી પેદા થએલી અદ્દભૂત શક્તિએ મહિષાસુરને હરાવ્યો યુદ્ધમા મરણ પામ્યો

## આપણા દેશમાં અસુરોનુંય રાજ્ય હતું કે ?

આપણા ભારતમા દેવોનું રાજ્ય હતુ. દેવનાગરી લીપી–દૈવીભાષા (સસ્કૃત ભાષા) અને દૈવી સસ્કૃતિના અવશેષો ઓછા વધારે પ્રમાણમાં પ્રત્યક્ષ જણાઈ આવે છે એવી રીતે અસુરો પણ રાજકર્તાઓ હતા, આસુરી ભાષા (અસુર-ઝ દભાષા) અસુરલીપી (પર્શીયન લીપી) અને તેની સસ્કૃતિનાં અવશેષો ખાસ કરીને ઇરાનમા અને હિન્દમા પણ મોજુદ છે

પિશાચ્ય નામે જાતિ હતી હાલ પિશાચ દેશ છે (હિમાલયનાઅગ્નિ ઇશાન તરફ ગઢદેશ અને દારદની વચ્ચેનો પ્રદેશ "પિશાચ" દેશએવા નામે ઓળખાય છે) એ પૈશાચીરાજ થઈ ગયુ પૈશાચીલીપી, ભાષા અને સસ્કૃતિના અવશેષો છે.

ભૂત નામે જાતિ હતી હાલ ભૂતાન નામે દેશ પ્રખ્યાત છે ભૂત જાતિનો વશ ત્યા છે તેમની ભાષા–લીપી અને સસ્કૃતિના અવશેષો હાલ પણ મળી આવે છે.

નાગ નામે જાતિ હતી નાગોનુ રાજ્ય હતુ હાલ પણ નાગ વશ બ્રહ્મદેશના વિભાગોમા હયાતિ ધરાવે છે તેની નાગલીપી (હાલમા દેવલીપી સાથે મળેલી હોવાથી દેવનાગરી તરીકે ઓળખાય છે) અને તેની સસ્કૃતિના અવશેષો પુષ્કળ સ્થળે છે

કિન્નર જાતિ હિમાલયના પ્રદેશોમા હજુપણ ક્યાક દેખાવ આપે છે તેમની પણ સસ્કૃતિ ભાષા વિગેરે હોવાનુ કહેવાય છે. એ પ્રમાણે ગંધર્વ જાતિ અને તેની સસ્કૃતિ હતી

આ ઉપરાંત ઘણી જાતીઓની સત્તાઓ અને સંસ્કૃતિઓએ હિન્દપર હુમલા કરેલા. રાજ્ય સત્તાઓ જમાવેલી અને તેનાં અવશેષો ભૂગર્ભમાં અને ભૂતળ-ઉપર વિદ્યમાન છે. (પ્રાચીન ભૌગોલિક નકશા પરથી તેમજ તેના સંશોધનના ગ્રંથો પરથી સ્પષ્ટ થયું છે.)

ઇતિહાસકાળના પહેલાંના સમયના એ રાજ્યો ભારે .જોરદાર હતાં. તેવીજ રીતે મહીપ નામે અસુરનું પ્રબળ રાજ્ય, અભેદ્ય સત્તા અને અગમ્ય વૈભવ આ ભારતમાંજ હતો. અને એ પંચનદદહશમા તેની રાજધાની હતી એવું પુરાણોપરથી કલ્પી શકાય છે.

દેવજાતિ-આર્યજાતિમા જ્યારે જ્યારે ભેદ પડેલા ! જ્યારે જ્યારે કુસંપ થએલો ત્યારે એવા પ્રસગનો લાભ લઈ અસુર-નાગ વિગેરે જાતિઓએ હુમલા કરેલા અને દેવોનાં-આર્યોનાં રાજ્યો નષ્ટ કરેલાં. પણ જ્યારે તેઓનું સઘ બળ થતું. સગઠન થતું ત્યારે તેઓમાથી અદ્ભૂત શક્તિ પેદા થતી અને તે દ્વારા વિજય મેળવતા રહેલા.

મહીષાસુર અને દેવતાઓનો સગ્રામ સત્યયુગમાં થએલો એમ પુરાણો પરથી જણાય છે.

## પ્રાચીન અવશેષો

માતાજીના સ્થાનમાંથી નિકળેલી બે ભવ્ય પ્રતિમાઓ જોવા લાયક છે. એ બે મૂર્તિઓ આકર્ષક છે. શિલ્પ સુંદર છે. પ્રાચીનતાનું ભાન કરાવે છે. ઈસ્વીસન પૂર્વે બીજી કે ત્રીજી શતાબ્દીની હોય એવું અનુમાન થાય છે. એવી સાત મૂર્તિ હજુ ભૂગર્ભમાં હોવાનું અનુમાન થાય છે. માતાજીનો ચાચરચોક એવાં અવશેષોથી ભરેલાનું કહેવાય છે. આજુબાજુના વિભાગોમાં પણ પ્રાચીન અવશેષો દટાએલાં હોવાનું કહેવાય છે. શોધ ને અંતે એવું અનેક મળી આવવાનો સભવ છે.

## માતાજીનું મંદિર

માતાજીના મદીરની રચના મૂળથી જ યંત્રાકારે શરૂ થએલી છે. અને મદિરનો સઘળો ઘાટ યંત્રાકાર લાગે છે. ગર્ભાગાર યત્રમય છે. ઉપરના પથ્થરોની રચના પણ સુદર સાદા ષટ્કોણ યત્રમાં ગોઠવાએલી જણાઈ આવે છે. ઉંચા પીઠપર પ્રાચીન યત્ર ગોઠવાએલો છે. જે યુગમાં તાંત્રીકોનું પ્રાબલ્ય હશે તે પ્રસગનાં વિશિષ્ટ ચિન્હો ત્યાં જણાઈ આવે છે. એ યત્રના સ્વરૂપમાં આદિમાયા-જગન્માતા તેજોમયરૂપ બીરાજેલાં છે. સ્થાન ભારે ચમત્કાર યુક્ત છે. વિશુદ્ધ અંતઃકરણથી, ભક્તિના પૂર્ણ સદ્ભાવથી એ જગદંબાનુ અર્ચન-પૂજન કરે છે તેની ઇચ્છા પૂર્ણ થાય છે. હમણાં સુધીમા આસ્થાનના

આરાધન માટે અનેક રાજા-મહારાજાઓ, તપસ્વી યોગીઓ, માધુ સંતો અને ભક્તોએ આની આરાધના કરી વાંછીત ફળ મેળવ્યાના અનેક દાખલાઓ છે આમ હજારો વર્ષોથી આસ્થાન આરાધ્ય થઈ પડેલું છે

## શું આ શાક્તોની પીઠો પૈકીનું સ્થાન છે ?

શ્રીદેવીભાગવતમા શાક્તપીઠોનું વર્ણન છે તેમા ૧૨૧ પીઠોનુ તેમજ તેથીય વધારે પીઠોનુ વર્ણન છે એ પીઠો સતિ દાક્ષાયણીના દેહોત્સર્ગ પછીની છે દક્ષ પ્રજાપતિના યજ્ઞમા સતિએ યોગબળથી અગ્નિ પેદા કર્યો ને દેહ બળવા માડયો! મહાદેવજીએ રૂદ્રરૂપ (ક્રોધભર્યું વિક્રાળરૂપ) ધારણ કર્યું સતિના મૃતદેહને ખભેઉચક્યો અને જગતના સઘળા પ્રદેશોમાં ફરવા માડયા વિષ્ણુએ અવયવો કાપ્યા ને જ્યા જ્યા એ પડ્યા ત્યા ત્યા પીઠો સ્થાપન થઇ અને એ કોલ્હાપુર, તુળજાપુર, અર્બુદાભવાની, વિંધ્યવાસિની વગેરે નામોથી પ્રસિદ્ધ થઈ છે પણ આ સ્થાન તો એ પીઠોની સ્થાપનાઓ થતા પહેલાનું હોવાથી આદ્યપીઠ-મૂળપીઠ-આદિશક્તિનુ ધામ છે

## પ્રાચીન ગણેશની મૂર્તિ

મોટા દરવાજામા પેસતા જમણા હાથે ગણેશની પ્રતિમા છે એ પ્રતિમાનો આકાર આલ્હેરના પ્રાચીન વસ્તુ સંગ્રહાલયમા મૂકેલી ગણેશની મૂર્તિના જેવો લગભગ મળતો આવે છે જો આ વાત મળતી આવતી હોય તો આ મૂર્તિ દસમી શતાબ્દીની હોવાનુ કહી શકાય!!

## ભૈરવની મૂર્તિ

દરવાજાના ડાબા હાથ તરફ ધર્મશાળામા ભૈરવની મૂર્તિ છે એ પ્રાચીન હોવાનું અનુમાન થાય છે તેની આકૃતિ "કામરેજ"ની ભૈરવ પ્રતિમાને મળતી આવતી હોય તેવુ અનુમાન થાય છે અને એમજ હોય તો તે 'સ્ટોબેઇઓસ"ના જણાવ્યા મુજબ ઇસ્વીસનની પહેલી અને બીજી સદીમા હિન્દના પશ્ચિમ કિનારા પર શક્તિવાદ ભારે જોરથી પ્રસાર પામ્યો હતો, એ કથનાનુસાર પહેલી શતાબ્દીની હોઇ શકે!'

## પ્રાચીન શિવજીની મૂર્તિ

પૂર્વ દિશાએ શિવાલય છે તેમા મોટા ગોખમા ત્રણ ફીટ ઉચી શિવજીની મૂર્તિ બેઠેલી છે એક પગ સહજ છૂટો છે મસ્તક પર જટા છે નાગ વિંટાએલો છે ચાર ભુજાઓ છે ડમરૂ ત્રિશૂલ વિ૦ આયુધો છે મૂર્તિનુ શિલ્પ આકર્ષક છે આ મૂર્તિનુ શિલ્પ જોતા તંત્રયુગની યાને પ્રો૦ સ્ટો બેઇઓસના મતાનુસાર ઇસ્વીની પ્રથમ કે દ્વિતીય શતાબ્દીની હોય એમ

અનુમાન કરી શકાય છે. હાલ તુર્તમાં માતાજીની પશ્ચિમ બાજુના ખેતરમાંથી દેવીની તથા શિવજીની સુંદર પ્રતિમાઓ ખેડુતને હાથ લાગી છે. અને ખેતરમાં જ સારી સ્થિતિમાં રાખવામાં આવી છે. એ મૂર્તિઓના ઘાટ–સુંદર વળાંક–હાસ્યવદન–પોશાકની છટા વિગેરે કંઈક ઘસાઈ ગએલું છતાં તેનું શિલ્પ વિ૦ એ બધું પ્રાચીનતાનું ભાન કરાવે છે.

### નાગધરો અને પક્ષીન્દ્રતીર્થ

નાગધરો અને પક્ષિન્દ્રતીર્થ, ફણિન્દ્રનાથ અને વૈકુણ્ઠતીર્થ એ સઘળાં તીર્થો નાગ અને ગરૂડના યુદ્ધ પ્રસંગોમાં બનેલાં ખાસ નિશાનો છે. એ વીરતા ભર્યાં યુદ્ધોનાં સ્મારકો છે. આર્યજાતિ–દેવજાતિના વિજયની દિવ્યભૂમિકાઓ છે. એ યુદ્ધ ભારતની પુરાતન સંસ્કૃતિનું ભાન કરાવનાર છે. પૂર્વજોએ કોઈ ઉમદા હેતુથી તેને તીર્થનું સ્વરૂપ આપ્યું છે. અને સાચુ દિવ્યત્વ–આર્યત્વ પ્રગટાવવાનું એ સાધન છે. એ ભૂમિકા ઉપર જવાથી–એ ભૂમિકાના દેવતાઓ તેમની સંસ્કૃતિ સાથે હૃદયમાં ખડાં થાય છે. અને ગુમાવેલા સત્વને ફરી યાદ કરી આપે છે. ધન્ય ! એ પક્ષીન્દ્રને જેણે પ્રાણને ભોગે વીરતા દાખવી છે. જ્યાં એ વીરતાના પ્રભાવે મહેશ્વર ભગવાનને પ્રગટ થવાની તક મળે છે. ધન્ય ! નાગેન્દ્રવીરને ! કે જેણે છંદશાસ્ત્રનું જ્ઞાન ગરૂડદ્વારા સમાજને અર્પ્યું છે, જેણે યુદ્ધ ખેલવા મણા રાખી નથી. એટલું જ નહીં પણ પ્રસગે પ્રસગે તેણે તેની ઉત્તમતા–આર્યસંસ્કૃતિ અને વીરતાનું ગૌરવ દાખવી આપ્યું છે. ધન્ય એ વિષ્ણુભક્તને કે જેના સ્મરણના પ્રભાવે વૈકુણ્ઠાધિપતિને વૈકુણ્ઠ છોડી બ્રહ્મક્ષેત્રમાં ધસી આવવું પડ્યું છે. અહા ! ત્રણ નદીઓનો ત્રીવેણી સંગમ બ્રહ્મક્ષેત્રને પાવન કરતો રહ્યો છે. તેવો જ બ્રહ્મા–વિષ્ણુ અને મહેશનો સગમ આ નાગેન્દ્ર વીર અને પક્ષીન્દ્રવીરે કરી બતાવ્યો. અને બ્રહ્મક્ષેત્રની મહત્તામાં ઉમેરો કરી બતાવ્યો ! હવે પ્રશ્ન થાય છે કે એ નાગપિંગલ અને પક્ષીન્દ્ર ગરૂડ એ કોણ હતા ? શું પિંગલનાગ સાપ હતો ? શુ ગરૂડ એ પક્ષી હતું ? શું સાપ અને પખીને લડાઈ થએલી ? આ વાત ખાસ વિચારવા જેવી છે. તેથી પ્રથમ પિંગલનાગ વિશે વિચાર કરીએ.

### નાગ અને અસુર જાતિ વિશે વિચારો !

નાગજાતિ અને અસુરજાતિ વિશે સશોધકોના વિચારો જુદા જુદા ગ્રંથોમાંથી લીધેલા નિચે મુજબ છે.

આર્યોએ આવી સપ્તસિંધુના પ્રદેશમાં પોતાની વસાહતો સ્થાપી, તેના ઘણા કાળ પહેલાં જુદે જુદે માર્ગેથી ભિન્ન ભિન્ન જાતિઓએ આવી પોતાની

બળવાન વસાહતો સ્થાપી હતી અને ગુજરાતમાંથી વિપુલ નદીઓની મારફતે ઉત્તરહિન્દ અને પંજાબના પ્રદેશો સુધી પોતાની પ્રતિષ્ઠા અને જોમ ફેલાવ્યાં હતા (પાચ હજાર વર્ષ પૂર્વેનું ગુજરાત પૃ ૧) તે પૈકી એ જાતિઓની મોટી વસાહત સરસ્વતીના કિનારાઓ ઉપર હતી

## સરસ્વતીના પ્રવાહ ! !

હિન્દના પ્રાચીન અને મધ્યયુગિન ભૌગોલિક કોષના લેખક "શ્રીનંદલાલ દે" એ તૈયાર કરેલા પ્રાચીન ભારતના નકશામા સરસ્વતિના પ્રવાહને હિમાલયમાથી નિકળતો અને મરૂસ્થલીના પ્રદેશોમા પ્રવેશતો બતાવવામા આવ્યો છે વાયુ પુરાણમાથી સ્પષ્ટ ઉલ્લેખ મળી આવે છે કે–સરસ્વતિ हिमवत्पादनि सृता× × × અને समुद्रगा× × × (અ૦ ૪૬–૯૬–૧૦૮) સરસ્વતિ હિમાલયમાથી નિકળતી, મરૂસ્થલીમા પ્રવેશતી અને હાલની મારવાડની ભૂમિમા થઈ આબુના પહાડો આગળ ગુજરાતમા પ્રવેશ કરી, ગુજરાત અને કાઠીયાવાડના પ્રદેશોને જુદા પાડી ખભાતના અખાત આગળ સમુદ્રમા ભળતી હતી "શ્રીરત્નમણિરાવે" ખભાતના ઇતિહાસમા આ વિશે સચોટ દલીલો સાથે વિગતો ચર્ચી છે

× × ×

સરસ્વતિનો પ્રવાહ ઘણા સુખે સમુદ્રમા ભળતો હતો × × × એ નદી એટલી તો ઘેરી હતી કે પંજાબના પ્રદેશ સુધી તેમા વહાણો ચાલતા એના ફળદ્રુપ પ્રદેશોમા આજથી પાચ હજાર વર્ષો પૂર્વે વિશાળ અનેક નગરો ખડા થયા હતા તેના તટ અને દુર્ગો પ્રબળ જાતિઓના કબજામા હતા (પા૦ હ૦ વ૦ પૂ૦ ગુ૦ પૃ૦ ૪) અને એ પ્રબળ જાતિઓ નાગ અને અસુર હતી

## પાતાલ–પ્રદેશો !

આ વિભાગોની (પાતાલ પ્રદેશોની) શરૂઆત પણ નર્મદાના દક્ષિણ કાંઠાથી થતી પાતાળના વિષયમા ઘણીક ગુચવણો ઉભી કરવામા આવે છે તેનું કારણ માત્ર એટલું જ છે કે–પાતાળનું નામ જ્યા આવે છે ત્યારે "પૃથ્વીના આપણા પડની નીચેની ભૂમિ" એટલો જ માત્ર ખ્યાલ કરવામા આવે છે પણ પુરાણકારોએ પૃથ્વીના અને જળ વિગેરેના સાત સાત જોડકા (આવરણ) બનાવ્યા છે તેનો ખ્યાલ રાખવામા આવતો નથી અને એથી જ પાતાળ એટલે મેક્સીકો" અથવા 'પેરૂનો જ પ્રદેશ!! બીજો નહીં એમ કેટલાક ઠસાવવા પ્રયત્ન કરે છે એ શુ વાસ્તવિક ગણાય!!

હાલના ઇતિહાસ વેત્તાઓ હાલના અમેરિકાખડના "પનામાની સામુદ્ર ધુનિ' થી ઉત્તર તરફના સઘળા પ્રદેશને क्रौंचद्विप' અને દક્ષિણ અમેરિકાના

પ્રદેશને "शाकद्विप" તરીકે હોવાનું ઓળખાવે છે. આમ છતાં ભૂમિના સાત ખંડોની પેઠે પાતાળ પણ સાત હતા એ બીનાને ખ્યાલમાં રાખીએ તો એ વિવાદ પણ શમી જાય છે. × ×, ×

નાગ અને અસુરો પાતાળમાં રહેતા, એવા ઉલ્લેખો લગભગ સઘળા પુરાણોમાંથી મળી આવે છે અને વળી વિષ્ણુ પુરાણમાં ભારતવર્ષના નવ દ્વિપની ગણુનાને અંગે ભારતમાં જ "નાગદ્વીપ" હોવાનો ઉલ્લેખ છે. હેમાદ્રિકૃત સ્નાનસંકલ્પમાં-नागखड-सिद्धखड-चारणखड × × × એવુ સ્પષ્ટ ગણુાવે છે. એટલે નાગખંડ ભારતવર્ષનો એક વિભાગ હોવાનુ સ્પષ્ટ જણાય છે. વળી એજ વિષ્ણુપુરાણમાં-નર્મદાને નાગોની બ્હેન કહેવામાં આવી છે. (અંશ ૪ અધ્યાય ૬) અને નદી તરીકે પણ સ્તુતિ કરવામાં આવી છે. આમ હોવાથી પાતળનો પ્રદેશ" એટલે નર્મદાના દક્ષિણ કાંઠેથી શરૂ થતો તથા તાપી અને પૂર્ણા નદીની ખીણોથી ઘેરાએલો ભાગ!!

નીચ્ય અને અવાચ્ય પ્રદેશોના ઉલ્લેખ "ऐतरैयब्राह्मण" ગ્રંથોમાથી મળી આવે છે. અને એ પ્રાચીન વિભાગના ભૂમિ ભાગના નકશામા પશ્ચિમે આરબીસમુદ્રથી માંડી પૂર્વે ગુજરાતની સરહદે સમાપ્ત થતી સાતપુડાની ટેકરીઓ અને આણુથી માંડી દક્ષિણે નાશિક સુધીનો આખો પ્રદેશ હોવાનું ઓળખાવવામા આવે છે. (પાંચ હજારવર્ષ પૂ૦ ગુ૦ પૃ૦ ૪)

× × ×

ઋગ્વેદસહિતાના મ. ૧૦-૨૨-૮મા જણાવ્યુ છે કે-આર્યો જ્યારે પન્જબ (પચનદ દેશ)માં આવ્યા ત્યારે તેઓ ચારે બાજુએથી દસ્યુઓ વડે ઘેરાએલા હતા. એ જાતિઓને પ્રથમ સિંધુ અને સરસ્વતિના કાંઠા પર નવીન આવેલી વસાહતીઓએ (આર્યોએ) મારી હઠાવી પોતાનો માર્ગ કર્યો હતો. અને ત્યા પછી પણ આર્યોને આ દેશમા તેમના સાથે વારંવાર સામના કરતા રહેવુ પડયુ હતુ.

અથર્વ સહિતાના પ્રથમકાંડમાં જણાવે છે કે-"આ વનોમા કદી ક્ષીણ ન થનારી એવી "એકવીસ નાગની જાતિઓ છે." પાચમા કાંડમાં તો ગરૂત્માન્ ઋષીનું આખુ સૂક્ત તક્ષક નાગને દેવતા તરીકે સંબોધાએલુ છે. આ સૂક્તના કેટલાક મંત્રો પર "સ્વ૦ લોકમાન્ય ટિળકે"-શ્રી આર૦ જી૦ ભાંડારકરના સ્મારક ગ્રંથમાં એક ભારે સંશોધન પૂર્ણ લેખ લખ્યો છે. × × × × નાગોની વસાહતો કાશ્મિર, નર્મદા અને તાપીની ખીણના પ્રદેશોમા હતી. × × × (પૃ૦ ૧૦).

## એ બળવાન જાતિઓ સાથે સહકાર!

પાછળથી એ બળવાન જાતિઓ સાથે આર્યોએ સહકાર સાધ્યો હતો. ઋગ્વેદની ઋચાઓ જોતાં માલુમ પડે છે કે-એ બળવાન જાતિઓ પૈકી કેટલાકોને અસુર-રાક્ષસ-નાગ તરીકે સંબોધવામાં આવી છે. અને તેમને આર્ય સંસ્કૃતિમાં ભેળવી-અપનાવી લઈ-દેવતાઇ વિધિઓમાં કર્મકાંડોમાં સ્થાન અપાયાં છે. જેમકે-હેમાદ્રિવ્રતખડમાં-ગર્ગોક્ત નક્ષત્ર હોમ વિધિમાં-પૂજા, આદિદેવતાઓ સાથે નાગ અને અસુરોનું દેવતા તરીકેનું પૂજા વિધાન છે. (અં-૨૨)

**ઝંદઅવસ્તામાં** પણ "અવ'ઘેમિથ્રઅહુર" (મહેચ્યસ્ત-૧૦-૧૩૩) તેનો અર્થ એવો છે કે "મહાન્ મિત્ર અને અસુર!?

× × ×

સ્વ૦ લોકમાન્ય ટિળક-ભાંડારકરના સ્મારક ગ્રંથમાં-" ખાલ્ડીયાનાવેદ " નામે લેખમાં જણાવ્યું છે કે-ઋગ્વેદ અને અથર્વવેદમાં કેટલાંક એવાં નામો છે જેમનો મેળ ભારતીય નામો સાથે મળતો જણાતો નથી. પણ ખાલ્ડીયાના પ્રદેશની "उर" નગરીનાં અવશેષોમાંથી મળી આવતી માટીની તકતીઓ પરનાં લખાણોમાંથી "અસુર-નાગ વિગેરેનાં કેટલાંક નામો પર પ્રકાશ પડે છે. × × ×

સ્વ૦ શ્રીરમેશચંદ્ર દત્ત એ જાતિઓની વસાહત ગુજરાતમાં ઘણીજ પુરાતનકાળમાં થએલી હોવાનું માને છે. અને ગુજરાતની આ પુરાતન વસાહતીઓ તે અસુર-નાગ એવા નામોથી ઓળખાય છે!! × × ×

એ જાતિઓ રાતા સમુદ્રના કિનારાના ઇજીપ્ત વિગેરે પ્રદેશોમાંથી અહીં આવી વસેલી એમ માનવું પડે છે (કેટલાક સંશોધકોને મતે).

ડૉ૦ પ્રાણનાથ જણાવે છે કે-ભૂમધ્ય સાગરની જે જાતિઓએ નીલનદીના વાયવ્યદોઆબમાં વસાહત કરી!! તે જાતિઓને ગ્રીકલોકો "લીબીયન્" પ્રજાના એક સામાન્ય નામથી ઓળખતા!! અને ઇજીપ્ત વાસીઓ તેમને-લેબુ-રીબુ કે રેબુ કહેતા!! આ રીબુ તેજ ઋગ્વેદમાં જણાવેલા ઋભુ." એમ કહેવામાં કારણ એ હતું કે-મૃતાત્માઓ ઉપર સૂર્ય અને પૃથ્વીના દેવતા એમ બે દેવો નાગરૂપે આધિપત્ય ભોગવે છે!! રે અર્થાત્ સૂર્ય" ભુ" અર્થાત્ પૃથ્વી!!!"

ડૉ૦ લેન્ગડનન્ના જણાવવા મુજબ ઇ. સ. પૂર્વે ત્રણથી ચાર હજાર વર્ષની જે તકતીઓ મળી છે!! તેમાં એવી પણ છે કે જેમાં અર્ધું શરીર માનવીનું! અને નીચેનું અર્ધું શરીર નાગનું કાઢવામાં આવ્યું છે!!

આ રીતુઓ જ્યારે યુદ્ધના કરારો કરતા ત્યારે તે એ કરારનામા ઉપર કે સરહદી નિશાનોના થાણુ ઉપર સરહદના રક્ષક તરીકે બે નાગ મૂર્તિઓ કહાડતા ! ! × × ×

### બ્રાહ્મણ-ક્ષત્રીઓ અને નાગોનો સંબંધ.

ભારતના બ્રાહ્મણો-ક્ષત્રિયો અને નાગ જાતિ વચ્ચે સંબધ થએલાનું પુરાણોમા સ્થળે સ્થળે વર્ણન મળી આવે છે.

ઈ. સ. પૂર્વે ત્રણ હજાર વર્ષ પહેલાં નાગ અને યદુ જાતિનું સમ્મીલન થયું હતું. ( ગરવી ગુજરાત ભાગ. ૨ જો ).

પુરૂવંશના પુત્ર અંતયનારના અથવા અંતિનારનાં લગ્ન તક્ષકની પુત્રી જ્વલતિ સાથે થયા હતાં એટલે નાગ અને પુરૂવંશના જોડાણની હકીકત પણ મળી આવે છે.

કદ્રુ પુત્રો પોતાની બ્હેન " જરતકાર્વા "ને કપિલમુનિ સાથે પરણાવવા ગએલા પણ કપિલ દેવજીએ મહાવ્રત ધારણ કરેલું હોવાથી પરણ્યા નહોતા.

ભીમસેન, અસુરપુત્રી હિડિંબાને પરણ્યો હતો અને તેનો પુત્ર ઘટોત્કચ થએલાનું પ્રખ્યાત છે.

ભૃગુઋષીનું કુળ અસુર કન્યાઓ સાથે સંબધ ધરાવનારૂં જણાઇ આવે છે.

નર્મદાની ખીણની સંસ્કૃતિના શોધક " શ્રીકરદીકર જણાવે છે કે-નાગ જાતિનું સ્થાન નર્મદાથી માંડી સહ્યાદ્રિના સમુદ્ર તરફ લાગેલા પ્રદેશ સુધી હોવાનું જણાય છે. નાગલોકો સાહસિક અને સમુદ્ર ખેડનારા હતા.

નવસારીનો આજુબાજુનો પ્રદેશ નાગ મંડળના નામથી પ્રસિદ્ધ હતો-ઘણા જુના લેખોમાં " इतिश्री नागमंडलविषये ॥ " × × × એ પ્રમાણે લખેલું જોવામાં આવે છે. × × ×

અસુરોની પેઠે નાગો પણ સમુદ્ર ખેડનારા હતા. જળ પ્રદેશો સાથેનો તેમનો સંબધ અસુરો કરતાંય વધારે હતો. અસુરોની પેઠે વિશાળ નદીઓમા-તેઓ ઉતરતા અને ફરતા. કાશ્મીરના અને પૂર્વ આસામના પ્રદેશો સુધી ફરી વળ્યા હતા. પણ તેઓએ ખાસ કરીને વિપુલજળવાળા પ્રદેશોમાં જ વસવાટ કર્યાનું જણાય છે. આસામના પ્રદેશોમાં રહેતા કૌરવ્ય નાગરાજની ઉલુપી સાથે અર્જુને લગ્ન કર્યાનુ મહાભારતમા પ્રસિદ્ધ છે.

### બ્રહ્મક્ષેત્રની આસપાસ વસ્તી !

અસુરો અને નાગ જાતિની વસ્તી બ્રહ્મક્ષેત્રના આજુબાજુના પ્રદેશોમાં હતી. ઈડરગઢ કે જેનાપર ઈલ્વલ અનેબલવલ નામે ભારે બળવાન અસુરો

રહેતા હોવાનું ઈડરના ઈતિહાસમાંથી મળી આવે છે. અને એ ભારે બળવાન હતા, આબુપર્વત ઉપર અર્બુદ નામે અસુર રહેતો હતો તથા અરવલ્લીના પહાડમા આરાસુર " નામે રહેતો હતો એ સઘળાઓની રાજધાનિઓ સ્વતત્ર હતી

વળી નાગ લોકોનુ રહેઠાણુ ઇડરગઢના " કાળનાથ " અને મહાકાળેશ્વરના ડુગરોની ખીણોમા હતુ ત્યા તેમના સુદર સુઘટિત મકાનો અને જળાશયો તથા ઉપવનો હતા

ઈડરગઢ ઉપર રાજધાની જમાવનાર વેણીવછરાજના બગીચાના પુષ્પો નાગકન્યાઓ લેવા આવતી, તેમાથી નાસી જતી કન્યાઓ પૈકી એકને વેણી વછરાજે પકડી અને તેના સાથે લગ્ન કર્યાનું ઈડરના ઇતિહાસ ઉપરથી જણાય છે,

## નાગ જાતિની સર્પો સાથે સમાનતા[1]

જ્યા જ્યા નાગ જાતિની વસવાટ નાગજાતિની સસ્કૃતિ અને સત્તાના અવશેષો જોવામા આવે છે ત્યા એવે સ્થળે સર્પોના ચિન્હો ખડા કરેલા જોવામા આવે છે વળી પુરાણોની ભાષામા પણ સર્પના ગુણ અને સ્વભાવના વર્ણનો નાગજાતિના વર્ણનને સ્થાને જોવામા આવે છે આ ઉપરથી એમ કલ્પી શકાય છે કે નાગજાતિનુ વિશિષ્ટ ચિન્હ ( ટ્રેડમાર્ક ) સર્પ હોવો જોઇએ તેમજ નાગ જાતિના સ્વભાવ અને ગુણ સર્પને મળતા હોવા જોઇએ તેથી તેમના વર્ણનોમા સર્પના રૂપકો ગોઠવાયેલા હોય તો તે અસ્થાને ન ગણાય!!

## ગરૂડજી દેવ ગણાય કે પખી ? ?

પુરાણશાસ્ત્રોમા ગરૂડજી દેવ હોવાના ઉલ્લેખો છે તેમની આકૃતિ ચિત્રોમા-પ્રતિમાઓમા અને પુરાણોના વર્ણનોમા દેવ જેવી બતાવી આપી છે તેમને મનુષ્યના જેવા બે હાથ-બે પગ-સુદર મુખ-અને સુદર મસ્તક ઉપર મુકુટ હોવાનું જણાવે છે નાકનો આકાર મનુષ્યના નાકથી સહેજ જુદો બતાવવામા આવે છે અને ચાચ જેવો નાજુક-પાતળો-કોમળ હોય છે વિશેષમા બે પાખો બે પડખે બતાવવમા આવે છે અને બે પાખો વડે એ આકાશ-મહદાકાશના સઘળા ઉચા નીચા વિભાગોમા ઉડવાની ફરવાની તેમની સહજ શક્તિ હોવાનુ વર્ણવવામા આવ્યુ છે તેમનો આકાર આકાશમા ઉડતા કેવળ પખીઓ જેવો બતાવાતો નથી

ગરૂડજી ભગવાન વિષ્ણુનું " ખાસ ચિન્હ છે શ્રીવિષ્ણુના મહાધ્વજ ઉપર (રથના તથા લશ્કરના ધ્વજ ઉપર) ગરૂડનું ચિન્હ હોય છે.

અને પરંપરાગત વિષ્ણુ ભગવાનના વિશિષ્ટ અવતારોનું પણ એજ ખાસ નિશાન છે.

ભગવાનના ધર્મનું ( વૈકુણ્ઠનુ ) કામકાજ યાને વહન પણ ગરૂડજી કરતા જણાયા છે. અને ભારે રણસંગ્રામોમા પણ લશ્કરનુ વહન યાને આગેવાની ગરૂડજી એ કરેલી જણાય છે. મુસાફરીના વાહનમા પણ ગરૂડજી તૈયાર રહે છે અને શાંતિના સમયમા તત્વજ્ઞાનની ચર્ચા–આધ્યાત્મિક જ્ઞાનની ચર્ચા અને દેશ–વિદેશોના સમાચારોની ચર્ચામા ગરૂડજી અગ્ર ભાગ લેતા જણાય છે.

ગરૂડજી એક ભારે દૈવી શક્તિ–પ્રબળ શક્તિને ધારણ કરનારા–બળવાન અતિરથી–મહારથીઓના સપાટામા ગર્વ ઉતારે તેવા જબ્બર યોદ્ધા હોવાનું વર્ણન આવે છે. શસ્ત્રાસ્ત્રો વરસાવવામા-યુદ્ધો ખેલવામાં અને સ્વામિ ભક્તિની એક નિષ્ઠા-અડગનિષ્ઠા બતાવવામા એક નમુને દાર દિવ્ય પુરૂષ પણ ગણાય છે.

ગરૂડજીએ ઋષિઓના જ્ઞાનોપદેશક–કર્મના મર્મને જાણનારા–ભગવદ્ સ્વરૂપને જાણનારા-ઋષિઓમા માન્ય મહર્ષિ તરીકે લેખાયા છે, તેમના વૈદિક સૂક્તો બનાવેના વેદોમાથી મળી આવે છે અને અધિદૈવત સ્વરૂપમા રહેલા દેવતાઓની આકર્ષણ–અપકર્ષણની મહામંત્ર વિદ્યાના જાણનારા ભારે માન્ત્રિક છે. તેમના રચેલા ગ્રંથો વિવિધ શાસ્ત્રો ઉપર છે પુરાણોના વક્તા છે અને ગરૂડ પુરાણ નામે ગ્રંથના કર્તા છે.

આમ ગરૂડજીનો ઇતિહાસ વેદોમા અને પુરાણોમા ભરેલો છે. સંશોધકો ધારે તો સુંદર શોધી કહાડે તેમ છે. સંશોધનને અંતે ગરૂડજીના જીવન પર ભારે પ્રકાશ પડે તેમ છે. છતા આ સ્થળે એ વિશે સ્વલ્પ પરીચય કરવાની જરૂર છે.

## ગરૂડજીની જાતકકથા!

ગરૂડજીનો જન્મ બદરીકાશ્રમમાં થયો છે! પિતાનું નામ "કશ્યપ" હતુ! માતાનું નામ વિનતા હતુ! મોટાભાઈ અરૂણ એવા નામે હતા.

## તપના પ્રભાવે જન્મ!

"વાલખિલ્ય" નામે ઋષિઓ હતા! તેમને પ્રજાના કલ્યાણ માટે ઈન્દ્ર (રાજા) પ્રગટ કરવાની જરૂર પડી! તેથી તેમણે ભારે તપ કર્યું! તપનું ફળ કશ્યપને આપ્યુ! કશ્યપે એ પુણ્ય વિનતાને આપ્યુ! તપના પ્રભાવે ગર્ભ રહ્યો! અને ગર્ભમાથી ગરૂડનો જન્મ થયો (મ. આ. પ. ૩૧ અ. પ. ૨૧)

## પરાધીન સ્થિતિમાં જન્મ!

અરૂણે માતા વિનતાને શાપ દીધો હતો! એ શાપને લીધે વિનતા તેની શૉક કદ્રુને ત્યાં દાસી તરીકે રહી હતી. એવી પરાધીન સ્થિતિમાં ગરૂડનો જન્મ થયો હતો. મોટા થતાં વાર લાગી નહીં. આપ મેળે આકાશમાં ઉડવા લાગ્યા. (મ૦ આ૦ પ૦ ૨૩-૬૬ સ૦ ૯-૫૩ ઉ૦ ૧૧૨).

## પક્ષીઓના ઇન્દ્ર તરીકેનો અભિષેક!

ગરૂડજીની ઉડવાની શક્તિ જોઇ! પક્ષિઓ કરતાં વધારે ઉંચે ઉડે!! સૌ મુગ્ધ બન્યા. "વાલખિલ્યો" રાજી થયા! અને આકાશગામી લોકોના ઈન્દ્ર તરીકે માની કર્યો અભિષેક. તેમની ઉડવાની ઝડપ વિજળી વેગે હતી. ત્યાંથી ઉડે ત્યાંથી આખુ વાતાવરણ ક્ષુબ્ધ બને! અને લોકોનાં હ્રદય થડકી જાય!! લોકોમાં ખ્યાતિ વધી. તેમની કાંતિ અગ્નિ જેવી તેજસ્વી હતી. ઘણાખરા અગ્નિનો અવતાર માની સ્તુતિ કરતા. ગરૂડજી ધીમે ધીમે શાંત થતા ગયા. એક વખતે તેમના મોટા ભાઈ અરૂણને પીઠ પર બેસાડયો અને છેક પૂર્વક્ષિતિજ ઉપર જઇ પહોંચાડયો. (મ૦ આ૦ ૨૩)

## માતાની પરાધીનતા જાણી!

એક દિવસ માતા વિનતા પાસે જવાનો મરજી કરી! વિનતા તેની શૉક કદ્રુના ભવનમાં કામ કરતી હતી. એ ભારે દુઃખી હતી અને કષ્ટ સહી દાસી તરીકેનું જીવતર ગાળતી હતી. દરમ્યાન કદ્રુએ (નાગ માતાએ) નાગોના ઉપવનમાં ફરવા જવા નક્કી કરેલું હતું. તેથી વિનતાના ખભે બેઠી હતી. ગરૂડજીએ સઘળુ જોયું. વળી કદ્રુએ ગરૂડને પણ હુકમ કર્યો અને નાગોને ખભે બેસાડી સાથે લેવા સૂચવ્યું. ગરૂડે આજ્ઞા સ્વીકારી અને સર્પોને ખભે બેસાડયા. તૂર્તજ આકાશમાં ઉડયા. એટલે બધે ઉંચે ઉડયા કે જેથી સૂર્યનાં પ્રખર કિરણો નાગોને સહન કરવાં કઠીણ થઈ પડયાં. નાગકુમારો નીચે ઢળી પડવા લાગ્યા. માતા વિનતા કે જેનાપર કદ્રુ સાવકી મા બેઠી હતી તેને પણ પાંખ પર બેસાડેલી હતી,

નાગકુમારો ઢળતા જોઈ કદ્રુ, બૂમ પાડી ઉઠી. ઇન્દ્રની સ્તુતિ કરવામાં આવી! વરસાદ રમઝાટ પડયો. શાંતિ થઈ. નાગ કુમારો બચી ગયા. આગળ જતાં નાગો મરજી મુજબ ગરૂડને હુકમ કરવા માંડયા. ગરૂડે તેમની માતાને આ વાત કહી. વિનતાએ સાંભળી અને વિનતાએ જાતની પરાધીનતાની વાત પણ કરી બતાવી. ગરૂડના મનમાં ક્ષોભ થયો. અને વિનતામાતાને તેની શૉકના બંધનમાંથી છોડાવવા પ્રયત્ન વિચાર્યો.

ગરૂડે કદ્રુને પૂછ્યું. દાસીપણામાંથી છોડવા વિનંતી કરી. જવાબમાં કદ્રુએ અમૃત માગ્યું. ગરૂડે લાવી આપવા કબુલ કર્યું.

## અમૃત લાવવાના પ્રયત્ન !

માતાને બંધનમાંથી છોડાવવા માટે ગરૂડે અમૃત લાવવા તૈયારી કરી. માતાની રજા લીધી. આ દીર્ઘ પ્રયત્નને અંગે ભરણપોષણ માટે શું ? પૂછ્યું માતાને ! !

પરાધીન માતા શું કરે ! ! રજા આપી કે નિશાદોને હરાવી-મારી તેમાંથી, જે મળે તેનાથી ભરણ પોષણ કરતા રહેવા છુટ છે. ગરૂડે મુસાફરી શરૂ કરી. નિશાદો મળતા રહ્યા-મારતા-ઝૂડતા અને લૂંટતા રહ્યા. દરમ્યાન એક બ્રાહ્મણ અને તેની પત્નિ કાળી જાતની હતી. તેને જોયાં, તેમને પણ પણ નિષાદ સમજીને તેવું જ કર્યું.

એથી ગરૂડનું હૃદય બળવા લાગ્યું આખરે એ બ્રાહ્મણ અને તેની સ્ત્રી કોળણને છોડી દીધાં હતાં. (મ૦ આ૦ ૨૮) એ કામમાં કેટલાક નિષાદોને જતા કરેલા તે પાછળથી મ્લેચ્છ થયા. (મત્સ્યપુ. સ. ૪૭).

વળી ગરૂડજી તેમના પિતાજી પાસે ગયા. એ તપ કરતા હતા. તેમને સઘળી બીના કહી. માતા વિનતાને બંધનમાંથી છોડાવવા અમૃત પેદા કરવાની મુસાફરીને અંગે ભરણપોષણ માટે શું કરવું તેનો ઈલાજ પૂછ્યો. પિતાજીએ જવાબમાં સૂચવ્યું કે-એક સરોવરમા હાથી અને મગર બન્નેની લઢાઈ ચાલે છે. પૂર્વ જન્મનાએ બે સગા ભાઈ છે. વેરાધને લીધે એ જડ બની ગયા છે તેમને છોડાવવાથી ત્હારી ઈચ્છા પૂર્ણ થશે. સંકેત મુજબ ત્યાં ગયા. એ કામ પાર પાડ્યું, તેમની ઈચ્છા પુરી થઈ.

## દેવતાઓ સાથે લઢાઈ.

અમૃત લેવા દેવતાઓના સ્થાન તરફ વળ્યા. દેવતાઓએ એ વાત જાણી, અમૃત લેવા મના કરી. ભારે યુદ્ધ શરૂ થયું. યક્ષગંધર્વ અને દેવ ગરૂડ સાથે યુદ્ધ કરવા લાગ્યા, ગરૂડે દરેકને હરાવ્યા. ઈન્દ્રે ગરૂડ ઉપર વજ્ર માર્યું. એ વજ્રની જરાય અસર થઈ નહીં, ગરૂડ અમૃતની ગુફા તરફ વળ્યા. એ ગુફાની ચોમેર સળગતા અગ્નિનો કિલ્લો હતો અને ગુફાની આગળ રક્ષણ માટે સુદર્શન ચક્ર હતું. (યો. વા. ૧-૯)

## અગ્નિના કોટમાં કર્યો પ્રવેશ

ગરૂડ બહુ બહુ ચાલ કરતા. આકાશ માર્ગે કિલ્લામાં કર્યો પ્રવેશ. ગુફા આગળ ફરતુ હતું સુદર્શન ચક્ર! તેના અવકાશો જોયાં અને તેને પણ

ચુકાવી અદર પેઠા। ત્યા બે નાગો ખડા હતા ગરૂડે પાખો ફફડાવી. પાખોમાથી ઉઠી ધૂળ ધૂળથી નાગોની આખો ભરાઈ અને અમૃત ઉઠાવવા કરી શરૂઆત અમૃતનુ પાત્ર ઉઠાવ્યુ આકાશ માર્ગે કર્યું ગમન।

## વિષ્ણુ ભગવાનની ભેટ !

ભગવાન વિષ્ણુને ગરૂડે જોયા। તુર્તજ થોભ્યા। શ્રી વિષ્ણુએ પૂછ્યુ। જવાબમા સઘણુ કહ્યુ બતાવ્યુ અમૃતનું પાત્ર।। શ્રી વિષ્ણુએ જોયુ। અને આપ્યા ધન્યવાદ। અહો।। અમૃતનુ પાન પાસે છતા તેમાથી એક ટીપુ જેણે ચાખ્યુ નથી।। કેટલી પ્રમાણિકતા।। ધન્ય વીર ગરૂડ ત્હને। ત્હારા પ્રમાણિકપણાને ધન્ય !

## શ્રી વિષ્ણુ પ્રસન્ન થયા.

ભગવાન વિષ્ણુએ કહ્યું કે ગરૂડ તુ વરદાન માગ? ગરૂડે જણાવ્યુ કે-હું અમૃતપાન વગર અમર રહું અને મારા પક્ષમા તમારે ખડા રહેવુ।। સઘળુ કર્યું કબુલ

## ગરૂડે શ્રી વિષ્ણુની સેવા માગી

ગરૂડે કહ્યુ પ્રભો। તમે મ્હને એના બદલામા સેવા સોપશો કે।। શ્રી વિષ્ણુએ હા પાડી। જણાવ્યુ કે-ત્હારે મારા સઘળા કામનુ વહન કરવુ પ્રથમ મારૂ વાહન બનવુ અને જ્યા જ્યા જવાનો પ્રસંગ આવે ત્યા ત્યા મારા રથની ધજા પર બેસવુ એ વાત પણ થઈ કબુલ।। (મ આ ૩૨-૩૩)

## ઈન્દ્રાદિ દેવો સાથે સહકાર

અમૃત લઈ આવ્યા પછી ગરૂડ સાથે ઈન્દ્રાદિ દેવો મળતા થયા એકટા થઈ મસલત કરી કદ્રુના દાસી પણામાથી વિનતાને મુક્ત કરવા વિચાર નક્કી કર્યો

નાગ માતા કદ્રુએ કપટથી વિનતાને છેતરી, દાસી તરીકે રહેવાની કબુલત કરી લીધી હતી તેવી રીતે કપટથીજ તેને છોડાવવા આદર્યો પ્રયત્ન અમૃતનું પાત્ર લાવીને ગરુડે જાહેર મૂક્યુ પવિત્ર દર્ભાસન પર મૂક્યુ નાગોને એ સોપ્રત કર્યું પણ સ્નાન કરી પવિત્ર થઈ તેને સ્પર્શ કરવા કહ્યુ તેમણે સઘળુ કબુલ્યુ વિનતાની મુક્તતથી વિનતાને છૂટચા કર્યા સ્નાન કરવા ગયા ઈન્દ્રે એ અમૃતપાત્રને છુપાવ્યુ આખરે નાગ લોકો છેતરાયા

## ગરૂડની સ્ત્રીયો !

ગરૂડ હેવને પાચ સ્ત્રીયો હતી (૧) ભાસી (૨) ક્રૌંચી (૩) શુકી (૪) ધૃતરાષ્ટ્રી (૫) શ્યેની ( પ્રહ્લાદ પુ ૩-૭-૪૪૮-૪૪૯ )

## ગરૂડદેવના પુત્રો !

ગરૂડજીને છ પુત્રો હતા. (૧) સુમુખ (૨) સુનામન્ (૩) સુનેત્ર (૪) સુવર્ચસ્ (૫) સુરૂચ (૬) સુબલ (મ. ઉ. ૧૯૧)

## ગરૂડજીનો વિશાળ વંશ.

ગરૂડજીનો વંશનો વિસ્તાર લાંબો મળી આવે છે. (મ. ઉ. ૧૧૧) તેમાં એ છે. તે પૈકી અધ્યાયને અંતે જણાવેલા પ્રસિદ્ધ પુરૂષોનાં નામ નિચે મુજબ છે,

સુવર્ણચુડ, નાગાશિન્, દારૂણ, ચડતુડક, અનલ, વિશાલાક્ષ, કુંડલિન્, પંકજીત, વજ્રવિષ્કુંભ, વૈનતેય, વામન, વાતવેગ,, દિશાચક્ષુ, નિમેષ, અનિમેષ, ત્રિરાવ, સપ્તરાવ, વાલ્મિકિ, દીપક, દૈત્યદીપ, સારસ, પદ્મકેતન, સુમુખ, ચિત્રકેતુ, ચિત્રબર્હ, અનઘ, મેષહૃત્, કુમુદ, દક્ષ, સર્પાન્ત. સોમભોજન. ગુરૂભાર, કપોત, સૂર્યનેત્ર, ચિરાંતક, વિષ્ણુધર્મન્, કુમાર, પતિબર્હ, હરિ, સુસ્વર, મધુપર્ક, હેમવર્ણ, માલય, માતરિશ્વન્, નિશાકવ, દિવાકર, વિ. વિ.

## પરાક્રમોને લીધે વિવિધ નામ !

ગરૂડજીના વિવિધ પરાક્રમને લીધે તેમનાં નામ પણ ઘણાં પડેલાં છે જેમકે-કાશ્યપી એ પિતાના નામ પરથી. વૈનતેય એ માતાના નામપરથી, સુપર્ણ એ દધીચિના માનની ખાતર ફેંકેલા પીંછાપરથી, તાર્ક્ષ્ય-પિતાપરથી, સિતાનન. મુખ ચળકતું હોવાથી, સુવર્ણકાય-શરીર સોના જેવું લાગતું હોવાથી, ગગનેશ્વર અને ખગેશ્વર-આકાશમાં ભ્રમણ કરતા હોવાથી, નાગાન્તક પન્નગાશન-સર્પારાતિ-એ નામ નાગો સાથે વેર હોવાથી, વિષ્ણુરથ-વિષ્ણુનું વાહન હોવાથી, અમૃતાહરણ-સુધાહરણ-એ અમૃત લાવવાપરથી. સુરેન્દ્રજીત્ ઇન્દ્રને જીતવા પરથી. વજ્રજીત્-વજ્ર લાગવાથી પણ કંઈજ અસર ન થએલી હોવાથી. ગરૂત્મત્-પાંખવાળા હોવાથી. એ ઉપરાંત તરસ્વિન્-રસાયન-કામ ચારિન્-કામાયુષ-ચિરાદ વગેરે ઘણાં નામો છે.

## ગરૂડના વંશમાં થએલા જ્ઞાનિઓ !

ગરૂડના વંશમાં વિદ્વાન અને જ્ઞાનિ પુરૂષો પણ થઇ ગએલા છે, તે પૈકી ચાર પુરૂષો ભારે પ્રખ્યાત હતા. પિંગાક્ષ-નિબોધ-સુપુત્ર અને સુમુખ. આ ચાર પુરૂષોએ જૈમિનીએ સગ્રહેલા મહાભારતની ઘણી શંકાઓનું સ્પષ્ટીકરણ કરેલું છે. તેમનો વેદાભ્યાસ એક શ્વાસે થતો, જ્યારે વેદોની આવૃત્તિ કરતા ત્યારે એક શ્વાસે કેટલોય સમય ગાળતા.

એ ઉપરાંત ગરૂડ-ઉપનિષદ્ પ્રખ્યાત છે. ગરૂડની ઉપાસના ઘણી પ્રાચીન ગણાય છે. ગરૂડની ગાયત્રી પણ છે. (મહા ભા૦ ૩-૧૫ ગરૂડોપનિષદ્ જુઓ)

## ગરૂડવંશ અને અંગ્રેજો !

પુરાણોમાં ભાવિ રાજવંશની બીના જણાવી છે. તેમા દશ રાજાઓ ગણાવ્યા છે. ભવિષ્ય પુરાણમાં—લૉર્ડ" એ દશમા ગરૂડ હતા એમ જણાવેલું છે. એ ઉપરથી અંગ્રેજોને ગરૂડ તરીકે સંબોધેલા હોય એમ જણાય છે. (ભા. ૧૨–૧. ભવિ૦ પ્રતિ. ૪–૨૩. ૮૭. મત્સ્ય૦ બ્રહ્માડ ૩, ૭૪.) પ્રાચીન ચરિત્રકોશ–પુના–પૃ ૧૭૧માથી.

## ગરૂડવંશનું રહેઠાણ!

પુરાણોમા શાલ્મલીદ્વીપને ગરૂડજાતિનું ધામ કહે છે. પક્ષિન્દ્ર ગરૂડનુ પ્રથમ ભવન" शाल्मलीद्वीपवासिन् એવા નામો પુરાણોમાથી સાપડે છે.

એ વિશે હરીલાલ માંકડે લખેલા "સપ્ત દ્વીપવતી પૃથ્વી" નામે સંશોધન પૂર્ણલેખમા "આફ્રિકા"ને શાલ્મદ્વીપ તરીકે અનુમાનથી ઓળખાવે છે.

આ વિષય "ભારત વર્ષીય પ્રાચીન ચરિત્રકોશ"મા સારી પેઠે ચર્ચ્યો છે. અને શાલ્મલીદ્વીપને ઓળખાવતા કહે છે કે—શાલ્મલીદ્વીપનો સમાસ હાલનું ઇજીપ્ત,—એબીસીનીયા—બ્રી૦ ઇસ્ટ આફ્રીકા—સોમાલીલેન્ડ અને ઑરન્જ નદીનો દક્ષિણ તરફનો ભાગ કરી બતાવે છે.

એ વિષયમા ઇતિહાસ સંશોધક પ્રો૦ રાજવાડેનો મત એમ છે કે—કાળો—સમુદ્ર, અને કાસ્પિયન સમુદ્રનો પ્રદેશ" એ શાલ્મલીદ્વીપ ગણાય છે.

પ્રો૦ વડેરના મતે પણ એજ માન્યતા કબુલ રખાઈ છે. વળી તેઓ એમ માને છે કે–તેમા કાળા–લાલ–અને પીળા લોકો વસે છે. અને તેમા મનુષ્યોનો અને કિન્નરોનો નિવાસ છે.

એ પ્રમાણે ગરૂડ નામે જાતિ છે અને નાગ નામે પણ જાતિ છે આ જાતિઓની ઉત્પતિનું મૂળ એકજ પિતાથી છે પણ તેમના યુદ્ધો જોરથી થએલા છે.

## એ જાતિઓનું બ્રહ્મક્ષેત્રમાં રમખાણ !

આ પરસ્પર વિરોધી જાતિઓના ભારે રમખાણ બ્રહ્મક્ષેત્રને આગણે થયા, એ વરસો સુધી ચાલુ રહ્યા. પિંગલનાગ કપટી, વેશ બદલનારો, લલચાવનારો અને સ્વાર્થમા પુરો હતો. તેણે છંદસશાસ્ત્ર શિખવાનું બહાનુ કહાડી ગરૂડને છેતરેલો! અને કેટલાંક વર્ષો બ્રાહ્મણના વેષે બ્રહ્મક્ષેત્રમા રહ્યો તેણે હાલમાં ખેરગઢ નામે ઓળખાતા વિંધ્યાદ્રિના મૂળીયારૂપ પહાડમાં ભારે મકાનો બંધાવેલા. ત્યાં તેના અનુયાયીઓ રાખેલા. આજીવિકા ચલાવી આપવાને બહાને ઘણા લોકોની વસ્તી આબાદ કરેલી. બ્રાહ્મણની કન્યા સાથે લગ્ન કરેલું અને બ્રહ્મક્ષેત્રનો વતની હોવાનુ જાહેર કરેલું. આ તેની છુપી કપટજાળ

ઘણા વખત સુધી કોઇને નહી સમજાએલી, વળી તે વાગીશ્વર અને વાગીશ્વરીની ઉપાસના કરતો રહેલો. અગ્નિહોત્રીના રૂપમાં રહી અગ્નિસેવન કરેલું. આખરે તેની વાત તેની સ્ત્રીની મારફતે જાહેર થવા પામી. ગરૂડને તેની ચોક્કસ બાતમી મળવાથી-ઘણા લશ્કર સાથે તેના પર આક્રમણ કર્યું. બ્રહ્મક્ષેત્ર અને ખેરગઢ વચ્ચેના અને આજુબાજુના સઘળા પ્રદેશો રણભૂમિ બન્યા. આખરે નાગનો પરાજય થયો. અને ગરૂડનો વિજય થયો.

### એ લઢાઇથી બ્રહ્મક્ષેત્રનો ધ્વંસ!

આ પહેલવહેલું રમખાણ આબાદ બ્રહ્મક્ષેત્રમાં થયું. એ યુદ્ધથી બ્રહ્મક્ષેત્રની આબાદી તૂટી. તેને અંગે કંઇક મકાનો, સ્થાનો, દેવાલયો, અને સ્મૃતિ સ્થાનો નાશ થવા પામ્યાં. એ સમયે બ્રહ્માજીની શરૂઆતની સુવર્ણ મૂર્તિને જાળવી રાખવા માટે મદીરની સામેની વાવમાં એક ખૂણે ઉતારવામાં આવી હશે એમ કલ્પી શકાય છે.

### એ લઢાઈ કયારે થએલી?

નાગ અને ગરૂડનું યુદ્ધ કયારે થયું હશે? એ વિશે એમ કલ્પી શકાય છે કે-જયાં સુધી રાજા યુધિષ્ઠીરનું રાજ્ય હતું ત્યાં સુધી નાગ લોકો ભારત વર્ષ ઉપર હુમલો કરી શકયા નહોતા. પાંડવોના સ્વર્ગારોહણ પછી રાજા પરીક્ષિતના વખતમાં નાગલોકોએ હુમલા કરવા શરૂઆત કરી. એક છુપું કાવતરૂં રચી બ્રાહ્મણ શિષ્યોની મારફતે કહેણ કહેવરાવ્યું અને સાતમે દિવસે પરીક્ષિત રાજા ઉપર ચઢાઈ કરવાનું અથવા ગેબી ખૂન થવાનું કહેણ કહેવરાવ્યું. રાજા પરીક્ષિતને પણ અગાઉથી આ નાગ લોકોનાં છુપાં કાવતરાંની ખબર મળતી રહેતી હતી. એ સઘળું જાણી પરીક્ષિતના મનમાં ગ્લાની વારંવાર થતી હતી. રાજાને ધર્મ-નીતિથી પ્રજા રક્ષવાની ભારે ધગશ હતી. છતાં હસ્તિનાપુરના મહારાજા પર આખરે આવી પડી. એ પ્રસંગે આખા ભારત વર્ષમાં તેમની ચઢાઇઓ ઠેકઠેકાણે થવા માંડેલી આ બ્રહ્મક્ષેત્રમાં પણ પિંગલ-ગરૂડનું યુદ્ધ એજ અરસામાં થએલું મનાતું હોય તો તેને ઇસ્વીસન પૂર્વે બે હજાર વર્ષ કરતાં વધારે વર્ષ ગણી શકાય!!

આ યુદ્ધ જન્મેજયના સર્પ સત્ર પહેલાં થએલુ. એ પ્રસંગે "પક્ષીન્દ્ર તીર્થ-ફણીન્દ્ર તીર્થ-નાગધરો વિગેરે તિર્થો નિર્માએલાં અને તીર્થોની સ્થાપના આજથી લગભગ ચાર હજાર વર્ષ પહેલાં થએલી.

ગરૂડની સસ્કૃતિ પરથી યાને ગરૂડ જાતિના રાજાઓની સત્તાના પ્રભાવે બ્રહ્મક્ષેત્રની આજુબાજુનો ગાળો ગરૂડીયા ઉર્ફે ગરોડીયા, ગરૂડા ઉર્ફે ગરોડા. ગરૂતા ઉર્ફે ગોતા અને ચાંચલપુર નામે ગામો અત્યારે પણ તેના અવશેષ રૂપે ઓળખાણ આપી રહેલાં જણાય છે.

નાગની સંસ્કૃતિ પરથી નાગધરી યાને નાદરી વિ૦ કેટલાંક ગામો ઓળખાણ આપતા જણાય છે.

## ભાર્ગવાશ્રમનો સમય

ભૃગુનાથ ઉર્ફે ભૃગુઋષિના આશ્રમ તરીકે જે સ્થાન ઓળખાય છે. તે વિશે એવી કલ્પના થાય છે કે દેવાસુર સંગ્રામ થઈ રહ્યા પછી. ભૃગુકચ્છ યાને ભરૂચના સ્થાનમા યજ્ઞોનુ સમાપ્ત થયા પછી અને ભાર્ગવકુળનો ભારે વિસ્તાર વધ્યા પછી ભૃગુઋષિએ નિવૃત્તિ લઈ તપ કરવા માટે બ્રહ્મક્ષેત્રની ગંગાના પવિત્ર તટપર નિવાસ કરવાનુ નક્કી કરેલું હશે. ભાર્ગવસંહિતા અને બીજા મહત્વના ગ્રંથો પણ આ શાંતિમય સ્થાનમા રચાએલા. એ સઘળાનો વિચાર કરતા જણાય છે કે ઇ. સ. પૂર્વે ત્રણ હજાર વર્ષ પહેલા આ ભાર્ગવાશ્રમ સ્થપાએલો ! ! (જુઓ પા. વ પૂ નું ગુજરાત)

## રામના યજ્ઞનો સમય

બ્રહ્મક્ષેત્રમાં રામચંદ્રજીના યજ્ઞનો સમય રાવણના વધ કર્યાં પછીનો છે. રામાયણ કાળના નિર્ણય માટે ઘણા મત છે. પ્રાચીન ચરિત્રકોષ પૃ. ૬૬૨માં જણાવે છે કે–શક પૂર્વે સાડા આઠ લાખ વર્ષોથી માંડી ઇ. સ. પૂર્વે ૨૯૫ વર્ષ સુધીના ગાળામા ભિન્ન ભિન્ન મત બતાવવામાં આવે છે. તેમાં સર વિલીયમ્ જોન્સ ઇ. સ. પૂર્વે ૨૦૨૦. પ્રો. બૅન્ટલે ઇ. સ. પૂર્વે ૧૨૪૯. સર વિલફર્ડ ઇ. સ. પૂર્વે ૧૬૦૦ થી ૧૭૦૦. એમ ઘણા મતાન્તરો છે, કે જે ઇ. સ. પૂર્વે સાડા આઠ લાખ વર્ષ સુધી પહોચે છે.

એ મતાંતર ફાવે તેટલા હોય પણ એ રામકુંડ–સીતાકુંડ અને રામ યજ્ઞની ભૂમિનાં સ્મારક દસહજાર વર્ષ પૂર્વેનાં દીર્ઘ કાળનાં હોવા જોઇએ ! !

## ક્ષીરજામ્બા દેવીનો સમય !

ક્ષીરજામ્બા દેવીની સ્થાપનાનો સમય બ્ર. ક્ષે. મા. માં જોતાં બ્રહ્મક્ષેત્રના નિર્માણ વખતનો છે. બ્રહ્માજીના હસ્તે સ્થાપના થએલી છે. તેથી બ્રહ્મક્ષેત્રનો દીર્ઘસમય ગણાય તેટલોજ દીર્ઘસમય ખેરજા માતાની સ્થાપનાનો હોઈ શકે ! !

## વેણીવત્સરાજ અને બ્રહ્મક્ષેત્ર

બ્રહ્મક્ષેત્રના પ્રદેશોમાં નાગ અને ગરૂડના યુદ્ધને અંતે નાગજાતિ નબળી પડી ગઈ ! આબુ પર્વતનો અર્બુદાસુર મરાયો ! અરવલ્લીનો આરાસુર નાશ પામ્યો ! ઇડરના પર્વતપર રહેનારા ઇલ્વલ–મલ્વલનો અંત આવ્યો ! અને આર્ય શક્તિનો પ્રભાવ જામ્યો. અને એ પ્રદેશો વિશાળ આર્ય રાજાઓના કબજે થયા. ત્યાં અધિ રાજ્યો સ્થપાયા ! આમ સઘળુ ગરૂડવંશના યોદ્ધાઓના જબ્બર પક્ષથી થતુ કહ્યું.

નાગ અને અસુરો મહાત થયા પછી ગરૂડે ઇડરનું રાજ્ય તથા બ્રહ્મક્ષેત્રના વિશાળ પ્રદેશો આબાદ કરવા માટે યુક્તિ રચી પરીણામે "વેણીવત્સરાજ" નામે સૂર્યવંશી રાજાએ ઇડરનુ રાજ્ય અને તેની આમપાસના દૂરદૂરના પ્રદેશો કબજે કર્યા! સમૃદ્ધિશાલી-અને સુખી કર્યા

## એ વેણી વત્સરાજ કોણ હતો?

વેણીવત્સરાજ સૂર્યવંશી રાજા પદ્મસેનનો કુમાર હતો તેની માતાનુ નામ કુસુમાવતી હતું રાજ્ય હિમાલયમા-કાસ્મીરના મનોહર પ્રદેશોમા હતુ. રાજધાનીનું શહેર શ્રીનગર હતુ

## વણીવત્સરાજની જાતક કથા!

શ્રીનગરના રાજા પદ્મસેનને કંઈ સંતાન નહોતુ ઉમર થતી ગઈ! ચિંતા વધતી ગઈ! ધર્મક્રિયાઓ કરાવતા હતા! યજ્ઞયાગ કરતા હતા. અને પુત્ર પ્રાપ્તિ માટે મનોરથ બતાવતા હતા એક તપસ્વી બ્રાહ્મણે ભવિષ્ય જોયુ પુત્ર પ્રાપ્તિ થવાની વાત જાહેર કરી કોઈ માત્રિક ઉપાય બતાવ્યો રાજારાણીએ મળીને એ ઉપાય અજમાવ્યો. રાણી ગર્ભવતી થઈ

## ગરૂડનું આગમન!

એક સમયે રાણી રણવાસની ખુલ્લી અગાસીમા મત્રસ્નાન કરતી હતી. ગરૂડે તેને ઉપાડી પીઠ પર બેસાડી પુરતુ રક્ષણ કરી પનકવારમા ઇડરના ડુગરપર લાવી મૂકી ગરૂડ ત્યાથી ઉડી ગયા. ત્યાના યોગીરાજને સંકેત કરતા ગયા

## યોગીરાજ અને રાણી

એ અરસામા ઇડરના પર્વતપર યોગીરાજ રહેતા હતા. એ આર્યયોગી હતા તપસ્વી-વિદ્વાન્ અને અધ્યાત્મજ્ઞાનના પારગામી હતા. તેઓ પર્વતની એક સુંદર-એકાંત જગ્યાએ પર્ણકુટીમા રહેતા હતા રાણીની તેમણે તપાસ કરાવી પાસે બોલાવી રાણીએ યોગીને પ્રણામ કર્યા આશ્રય માગ્યો યોગીએ આશ્રય આપ્યો રાજલોકને છાજતી સુંદર પર્ણકુટી સ્વતત્ર બધાવી આપી શિષ્યો અને શિષ્ય પત્નિઓએ સહકાર આપ્યો! યોગીએ રાણીને ખૂબ આશ્વાસન આપ્યુ! ગર્ભમા રહેના પુત્રના ભારે વખાણ કર્યાં! તેના ભાવિ પરાક્રમની તથા ઇડરના ભાવી સુરાજ્ય સ્થાપનાની બીના કહી બતાવી એ સઘળુ સાભળી રાણી રાજી થઇ! રાણી મહારાજનાં તપનાં સાધનો તૈયાર કરે! ઘટતી સેવાઓ આપે! વીર-પરાક્રમી રાજાઓની કથાઓ સાભળે અને દિવસ ગાળે! ફળ-પુષ્પ-અન્ન અને મધુર રસ સેવે! આમ વખત જતા તેના

મનમાં હીંમત-ક્ષમા-દયા-અને પરાક્રમના દિવ્ય ભાવો પ્રગટયા. પર્વતપરનાં વિવિધ વનોમાં ફરે! સુંદરતા નિહાળે! લતા કુંજો ચેખે! અને આનંદમાં મન રાખે!!

## પુત્રનો થયો પ્રસવ

દસ માસ પુરા થયા! સુંદર સમય આવ્યો! રાણીને પુત્ર થયો! દિન પર દિન મોટો થવા લાગ્યો! તેની મનોહર કાંતિ હતી. મુખ હસતું અને આનંદી હતું. તેના બધા અવયવો આબાદ અને શક્તિવાળા હતા. તેના શરીરનો દેખાવ! અને તેની આકૃતિ દેવતાઈ જેવી લાગતી હતી.

## કુમાર મોટો થયો!

કુમાર મોટો થયો. યોગીરાજની ગૌશાળામાં જાય! ગાયો અને વાછરડાંને રમાડે! ધવરાવે! દુધ દુહે! અને ચરાવવા લઇ જાય! યોગીરાજની સેવા કરે. માતાને સઘળું કહે!

## નામ પાડયું વત્સરાજ!

આ કુમારનુ નામ યોગીરાજે વત્સરાજ પાડયું. વત્સરાજ ભારે પરાક્રમી નિવડયો કુસ્તીઓ ખેલે! શિકારે જાય અને વાઘો સાથે રમત કરે!

## યોગીરાજનો વિરોધી!

ઇડરના ડુગરની સામે મહાકાળેશ્વરનો ડુંગર છે. તેમાં આ આર્યયોગીનો વિરોધી યોગીના વેશમાં નાગજાતિનો યોગી રહેતો. નાગજાતિની ઉન્નતિ માટે પ્રયત્ન કરતો! અઘોર મત્રનો ઉપાસક હતો-વામ માર્ગી હતો. આર્ય યોગીના શિષ્યો-ગાયો કે વાછરૂ એ તરફ જતાં નહીં. આર્ય યોગીએ તેમને ત્યાં જવા અટકાવ કર્યો હતો. વત્સરાજને પણ જવા ના પાડેલી હતી.

## છતાં વત્સરાજ ત્યાં ગયો!

બહાદુર વત્સરાજ ત્યાં જવા લાગ્યો! તેની સઘળી બીના જાણી લીધી અને તેના નાશના ઉપાયો યોજ્યા. તેની મત્ર ક્રિયા દ્વારા તેને મહાત કર્યો. તેનો નાશ કર્યો અને ઇડરનુ એ સ્થળ નિર્ભય બનાવ્યું,

## અખૂટસુવર્ણનું દ્રવ્ય!

નામેયોગી કે જે અઘોરી હતો, તેનો નાશ કર્યા પછી તેના હસ્તકનું સુવર્ણ ધન પુષ્કળ હતું. તેણે કોઇ મોટી તૈયારી કરવા એ ગુપ્તરીતે ધાર્યું હતું, તેનો સઘળો કબજો વત્સરાજે લઈ લીધો. અને સઘળુ આર્ય જોગીરાજે તેની સમક્ષ મંગાવી રજુ કરાવ્યું! યોગીરાજ સઘળી બિના જાણી પ્રસન્ન થયા અને ઈડરના ડુગર પર વિશાળ કિલ્લો બધાવવા તથા વસ્તીને ત્યાં આબાદ કરવા આજ્ઞા કરી.

## ઇડરગઢની રચના

આર્ય યોગીરાજની આજ્ઞાથી ઇડરના પર્વત પર સુંદર આકર્ષક અને અભેદ્ય એવો વિશાળ–માઇલોના ઘેરાવામાં કિલ્લો ચણાવ્યો. દૂરદૂરના વિદ્વાન્ શિલ્પી મારફતે કિલ્લામાં મકાનો, બજાર–રાજમંદિરો અને બાગબગીચાઓની રચના કરાવી. વાવ–કૂવા–તળાવ–કુંડ–દેવાલયો–ધર્મશાળાઓ અને વિદ્યાલયો બંધાવ્યાં.

## દેશના શિષ્ટોને આમંત્રણ

ઇડરગઢની આબાદી માટે દેશદેશથી શ્રીમંતો–વિદ્વાનો–વેપારીઓ અને કળાકારોને આમંત્ર્યા. ભારે સભા કરી. વસવાટ કરવાનો તથા રાજધાની જમાવવાનો વિચાર જાહેર કર્યો. આ ઉત્સાહી યુવક વત્સરાજના વિચારોથી સઘળા રાજી થયા. અને એ મહાન્ સભાએ યુવક વત્સરાજની હકુમતમાં રહેવા બંધારણ કર્યું અને રાજગાદીની સ્થાપના કરી.

## વત્સરાજનો રાજ્યાભિષેક

યોગીરાજે નક્કી કરેલા સુવર્ણ સમયે—સુમુહૂર્તે પ્રજા અને રાજવર્ગની સમક્ષ વત્સરાજનો રાજ્યાભિષેક કર્યો અને હજારો લોકોએ ત્યાં નિવાસ કર્યો. વત્સરાજને તેમની માતાએ પૂર્વ હાલતથી વાકેફ કર્યા હતા. તેથી તેમણે રાજ્યની આબાદી સુંદર કરી હતી.

## નાગકન્યા સાથે લગ્ન

વત્સરાજ ઇડર ગઢ ઉપર સુંદર રાજ્ય ચલાવવા લાગ્યા. વન ઉપવનોમાં ફરે અને ચોતરફ નિગાહ રાખે! દરમ્યાન નાગ લોકો ઇડરની પર્વત માલાની ખીણોમાં નિવાસ કરતા હતા. એ ખીણોનો સબંધ વિશાળ સુરંગો—લાંબા ભાંયરાની મારફતે વત્સરાજના બગીચામાં આવેલા પુરાના કુંડમાં હતો.

નાગ લોકોને આ આર્યવંશી રાજા સાથે સંબંધ બાંધવો હતો. તેને વશ કરવો હતો અને તેની મારફતે જાતીની ઉન્નતિ કરવી હતી, તેથી તેમણે તેમની સુંદર કન્યાઓને બગીચાનાં પુષ્પો વીણવા મોકલવા યોજના ઘડી.

યોજના મુજબ નાગ કન્યાઓ આવે! રાત્રીના મધ્યાન્હ સમયે આવે! અને બગીચાનાં પુષ્પો ચપળતાથી સાફ કરી જાય! બગીચો પુષ્પ વિનાનો સુકો લાગે! માળીઓને ઠપકા મળે!

વત્સરાજ જાતે ચોકી કરવા ગયા! છૂપાઈ રહ્યા. રાતના બાર વાગ્યા! સુંદર ચાંદની ખીલી હતી. પુષ્પોનો મધુર સુગંધ આવતો હતો. પુષ્પો વીણવા આવી નાગકન્યાઓ. નાગકન્યાઓ અપ્સરાઓને સરમાવે તેવી રૂપ વાળી હતી. તેમના કોમળ હાવભાવ—મનોહર સણગાર અને ચપળતા જોઈ વત્સ-

રાજ મુગ્ધ બન્યો. પુષ્પો સપાટેથી વીણી લીધાં અને કુંડની સુરંગ મારફતે પસાર થવા માંડી તેમાંથી એક વધારે ચપળ અને આકર્ષક રૂપવાન્ નાગ કન્યા પાછળ હતી તેને પકડી. તેની વેણી પકડી. પણ ભારે શક્તિવાળી નાગ કન્યા પસાર થવા લાગી. વાતચિત થઈ! તેની સાથે લગ્ન કરવા કબુલત લીધી. વત્સરાજે રજા આપી બીજે દિવસે એ સખીયો સાથે આવી! નાગરાજાએ લગ્ન કરવા સમતિ આપી હતી તે મુજબ લગ્ન થયુ.

નાગ કન્યાની સુંદર વેણીના સ્પર્શથી જ કામાધીન થએલો વત્સરાજ નાગ કન્યાને પરણ્યા પછી તેને આધીન રહેવા લાગ્યો તેના વિના તેને એક ક્ષણવાર છુટું પડવુ ગમતુ નહીં.

## વેણીના સેવનથી વેણીવત્સ નામ!

વત્સરાજ વેણીના સેવનથી "વેણી વત્સરાજ" નામે ઓળખાવા માંડયો. નાગ પત્નિ સાથે વિવિધ જાતના વિહારો કરવા લાગ્યો. સાથે નાગપત્નિની સખીયો રહેતી અને તેનાતમા નાગ જાતિના[1] બ્રાહ્મણો તથા સરદારો પણ રહેતા.

## નાગિની-માતાની ઉપાસક

વેણીવત્સની પત્નિ રાણી "સપ્તમાતૃકા"ની ઉપાસિકા હતી. તેના વિશ્વાસુ બ્રાહ્મણોની મારફતે હમ્મેશાં પૂજન અર્ચન કરતી. એ પ્રસગે "માતાજીનુ સ્થાપન કરેલુ" તે હમ્મેશ માટે કુળદેવી તરીકે કાયમ રહ્યુ. અને એ માતાજીનું નામ "**નાગનેચી માતા**" તરીકે પ્રસિદ્ધિમા આવ્યુ આ સ્થાન ઈડર ગઢ ઉપર તથા નિચેના રાજમહેલામા પૂજાય છે. અને માગલિક પ્રસંગોમા ભારે ઠાઠથી ઇડરના રાજવીરો પૂજન અર્ચન કરતા આવ્યા છે "**નાગનેચી**" **માતાની** પૂજા આમ હજારો વર્ષોથી ઈડરના અમર તખ્તથી થતી આવી છે

## બ્રાહ્મણોત્પત્તિ માર્તંડમાં રાજા વેણુવત્સની બીના

વાચકોને આધાર સાથે વાચવા મળે તથા બ્રહ્મક્ષેત્રનું મહત્વ ખ્યાલમા આવે તથા તે પ્રસંગની ઘટનાઓ ખ્યાતિમા આવે તે માટે બ્રહ્મણોત્પત્તિ

---

૧ ભારતવર્ષીય ચરિત્રકોશ પૃષ્ઠ ૨૯૬મા જણાવે છે કે—નાગવશોમા—અનત, અને કુલિક અથવા કબલના વશજો બ્રાહ્મણ હતા વાસુકિ અને શખપાનના વશજો ક્ષત્રિય હતા. તક્ષક અને મહાપદ્મ વૈષ્ય હતા. કર્કોટક અને પદ્મ (નાભ)ના વશો શુદ્ર ગણાતા. તેમના રગ, દ્રષ્ટી, સ્વભાવ અને પરાક્રમો વિસ્તાર સાથે તેમા વર્ણવ્યા છે.

માર્તંડમાં વર્ણવેલી બીના જેવી ને તેવી આ સ્થળે ટાંકી બતાવીએ છીયે. (પૃ૦ ૪૬૧ થી પૃ૦ ૪૬૮ સુધી.)

## अथद्विविधखेटकोत्पत्तिमाह ॥

### ब्रह्मक्षेत्रवर्णनं

गुर्जरेविषयेरम्य ब्रह्मखेटकसंज्ञकं । पुरमस्तिमहद्दिव्यंदक्षिणेचार्बुदाचलात् (१)
कृतेब्रह्मपुरंनाम त्रेतायांत्र्यंबकंतथा । तदेवद्वापरेख्यातं कलौचैवब्रह्मखेटकं (२)
अस्तितत्रमहीपुण्या हिरण्याख्यानदीशुभा । तत्रैवसंगमं पुण्यं नदीद्वितीयसंभवः (३)
नागह्रदोऽपितत्रैवख्यातिके बहुपुण्यदः । यत्रस्नानेनदानेनन्नरोननिरयंव्रजेत् (४)
ग्राममध्ये निवसतिदेवोवैपद्मसंभवः । मर्यादयेनसंयुक्तः तत्प्रासादस्यपूर्वतः (५)
वापिकाऽस्तिमहारम्या तन्मध्येकुलदेवताः । यासांपूजनमात्रेणचेप्सितंलभतेनरः (६)
अंबिकाख्याशिवायत्रसर्वप्राणिहितेरता । मानसाख्यसरस्तत्रनिर्मलोदकपूरितं (७)

### वेणिवत्सवर्णनं

तस्मिन्देशेनरपतिः क्षत्रियोवेणुवत्सकः । इत्वदुर्गंराजधानीतस्यभूपस्यचाभवत् (८)
पालयामासधर्मेणस्वांप्रजापुत्रवत्सुधीः । सत्यसंधोधर्मरतोगोब्राह्मणहितेरतः (९)
ससर्वैश्वर्ययुक्तोऽपिचिंतावंध्यापतेरभूत् । एवंचिरयत.कालोमहोरतस्यगत.किल (१०)
तत्रैकदाद्विजा.सर्वेद्राविडाश्चसमागताः । ताम्रपर्णीनदीतीरे वासिनोनैष्ठिका शुभाः (११)
कावेरींतुंगभद्रांच कृष्णामित्रात्मजां तथा । रेवामहींचदृष्ट्वैवस्नात्वासाभ्रमतींतत. (१२)
सिद्धक्षेत्राद्यनेकानिसेवयतोमुनिश्वराः । हिरण्याख्यानदींस्नातुंद्रष्टुंवैपद्मसंभवम् (१३)
जलपूर्णानदींदृष्ट्वाप्रोचुर्नाविकमग्रतः । हिरण्यायाः परंपारं नयचास्मान्द्विनाविक (१४)
नवयद्द्रव्यदातारस्तदासोवाचनाविकः । क्रयविनापरंपारं न नयामिमुनिश्वराः (१५)
तच्छ्रुत्वाकुपिताः सर्वेध्यात्वादेवंचपद्मजं । आस्तीर्यसोत्तरीयाणितेनयाताःपरंतटम् (१६)
दृष्ट्वाचैवांबिकादेवींपूजयित्वाचपद्मजं । पुनस्तस्याः परंपारंजग्मु पूर्वंयथागताः (१७)
नेतारोसर्वसंघस्यतन्मध्येभ्रातरावुभौ । नाविकेनचतत्सर्वंवृत्तांतंचनिवेदितं (१८)
तच्छ्रुत्वाचकितोराजातानानेतुंप्रयत्नतः । अर्घ्यादिभिश्चसंपूज्यसेवयामासभक्तितः (१९)
एकदासभामध्येवेणुवत्सो महीपतिः । पप्रच्छब्राह्मण.श्रेष्ठावपुत्रोऽहंकथंप्रभो (२०)
तदाद्वौभ्रातरौतस्यचिंतयंतौपुरातनम् । प्रोचतुर्नृपतिस्तत्रगोबालकवधः कृतः (२१)
पूर्वजन्मनितेनत्व मिहजन्मन्यपुत्रकः । महाक्षेत्रेपुण्यतमे पुत्रेष्टिंकुरुसत्वरं (२२)
तदातेभविता पुत्रोनान्यथादानकोटिभिः । स्वर्णमयीसवत्सागौस्तस्यादानंसमाचर (२३)
यज्ञंकृत्वा ततोराजादानंकर्तुंसमुद्यतः । श्रीमद्भि.कथितयत्ततत्सर्वंकृतवानहम् (२४)

गृहितव्यभवद्भिर्वैदानसंकल्पपूर्वकं । श्रुत्वानृपवचस्तथ्यविचारचक्रुर्मिथः (२५)
ज्येष्ठवधोमेतिश्चासीद्दानस्यचप्रतिग्रहे । तस्यानुयायिनोविप्राश्चतुर्दशशतत्वभूत् (२६)
अनुज्ञोनेतितत्राह दानस्यचप्रतिग्रहे । तस्यानुयायिश्चासन् विप्रा.सार्धशतद्वयम् (२७)
एवकोलाहलेजातेभ्रात्रोर्थैवतदामियः । कपाटवधनचक्रेवेणुवत्सोमहीपतिः (२८)
तदासर्वेविनिश्चित्यविप्राःसार्धशतद्वय । ग्रामनिस्तिसमुल्लघ्यनिर्धनास्तेत्वराग्विताः (२९)
इत्यदुर्गादवहिर्यातास्तेनवाह्याख्यखेटकाः । स्वकर्मणिरता.सर्वे प्रतिग्रहपराङ्गमुखाः (३०)
वेणुवत्सस्तदाराजापरोपकरणेरतः । दृष्ट्वाबाह्यान्द्विजान्सर्वान्वेदशास्त्रार्थपारगान् (३१)
नामगोत्रादिकंसर्वंज्ञात्वातेषांद्विजन्मनाम् । लिखित्वानुसरीतवानैनागवल्लीदलेशुभे (३२)
चतुर्विंशतिग्रामांश्चलान्तवर्णेश्चतानथ । प्रददौद्विजवर्येभ्योतावूलान्तर्गतांस्तथा (३३)
अथयेसस्थितास्तत्रवेणुवत्ससमीपतः । सतुसजगृहु सर्वेस्वर्णगोदानमुत्तमम् (३४)
तदाप्रसन्नोनृपतिर्निवासायस्थलददौ । चतुर्दशशतेभ्यश्चस्वकीयेखेटकेपुरं (३५)
नृपमन्त्रिवणिग्जातिर्लाडइत्यभिविश्रुतः । प्रतिज्ञामकरोत्तत्रसभामध्येविशेषतः (३६)
मदीयाःसतियेसर्वेदेशेग्रामेपुरेतथा । तेयुष्मान्पालयिष्यतिनात्रकार्याविचारणा (३७)
वयसर्वेक्षत्रियाश्चलाटदेशसमुद्भवाः । कालयोगाद्धर्मभ्रष्टः जाताः सर्वेसुनिश्वराः (३८)
तेसर्वेलाडवणिज.सच्छूद्रावर्णधर्मतः । नमस्कारेणमन्त्रेण पचयज्ञाः स देवहि (३९)
आधानादिविवाहाताः संस्कारायेप्रकीर्तिताः । तेसर्वेचप्रकर्तव्याश्चावेदमन्त्रैर्विनाद्विजाः (४०)
पौरोहित्यचतेपावैकर्तव्यमविशङ्कितम् । येवमानंकरिष्यतितेहिदङ्यानसशयः (४१)
एवयेखेटकेग्रामेस्थापितावेणुनाद्विजाः । तेखेटवासिनोविप्राग्रामाभ्यतरवासिन. (४२)
एवखेटकविप्राणाभेदोऽयसमुदाहृतः । अथतेषांचगोत्रादिनिर्णयः प्रवदाम्यह (४३)

× × ×

## આખ્યાયિકાનો ભાવાર્થ

ગ્રંથકાર આ આખ્યાયિકાની શરૂઆતમાં બે પ્રકારના "ખેટકો" થવાનું કારણ બતાવે છે અને એ વિશે વર્ણન કરે છે.

ગુજરાત જેવા સુંદર દેશમાં "બ્રહ્મક્ષેત્ર" નામે રમ્ય નગર છે. એ નગર દિવ્ય છે. અને એ આબુપર્વતની દક્ષિણે છે. (૧)

બ્રહ્મક્ષેત્રનું સત્યયુગમાં "બ્રહ્મપુર" એવું નામ હતું. ત્રેતાયુગમાં "ત્ર્યંબક" નામે ઓળખાતું હતું, દ્વાપરયુગમાં પણ ત્ર્યંબકપુર નામે ઓળખાતું હતું અને કલિયુગમાં એ બ્રહ્મખેટ" નામે ઓળખાય છે. (૨)

બ્રહ્મખેટની ભૂમિ પવિત્ર છે. તેમાં "હિરણ્યા" નામે નદી છે. તેમાં બે નદીઓનો સંગમ થાય છે. (૩)

ત્યાં નાગધરો છે. કાર્તિક માસમાં સ્નાન કરવાથી પુણ્ય થાય છે. જેમાં સ્નાન કરવાથી અને દાન કરવાથી મનુષ્યની અધોગતિ થતી નથી. (૪)

ગામની અંદર બ્રહ્માજી વિરાજે છે, આજુબાજુ ગાયત્રી અને સાવિત્રી નામે બ્રહ્માજીની પત્નિઓ રૂપે બે દેવિઓ વિરાજે છે. (૫)

બ્રહ્માજીના મંદિરની આગળ પૂર્વ દિશાએ સુંદર વાવ છે. તેમાં કુળ દેવતાઓનાં સ્થાનો છે. જેમનું પૂજન કરવાથી મનુષ્ય મનઃ કામના પૂરી કરે છે. (૬)

વળી ત્યાં ગામની ઉત્તરે શ્રી અંબિકાજી વિરાજે છે. જેના દર્શનથી પ્રાણી માત્રનું કલ્યાણ થાય છે. નિર્મળ જળથી ભરેલું સુંદર માનસરોવર છે. (૭)

## રાજા વેણુવત્સનું વર્ણન

એ દેશમાં વેણુવત્સ નામે રાજા રાજ્ય કરે છે. એ સૂર્યવંશના ક્ષત્રીય વીર! ઈલ્વ દુર્ગ ( ઇડર )માં તેની રાજધાની હતી. (૮)

રાજા વેણુવત્સ ક્ષાત્રધર્મના નિયમથી પ્રજાનું પુત્રવત્ પાલન કરે છે. રાજા સત્યવાદી—ધર્મનિષ્ઠ અને ગાય તથા બ્રાહ્મણોનું ભલું ઇચ્છનારો હતો. (૯)

જોકે રાજાને ઘણી સંપદા—રાજ્ય અને સત્કીર્તિ છે પણ તેની સ્ત્રી વધ્યા છે. તેથી તેને પુત્રની અપેક્ષાને લીધે હમ્મેશાં ચિંતાતુર રહેતો. એવી ચિંતામાં તેનો લાંબો સમય વીત્યો !! (૧૦)

## ખેટક બ્રાહ્મણોનું આગમન !

કોઈ એક દિવસે બ્રાહ્મણોનું એ પ્રદેશમાં આગમન થયું. આગમન યાત્રા નિમિત્તે હતું એ તામ્રપર્ણી નદીના કિનારાના દ્રાવિડ હતા. નૈષ્ઠિક અને શુભચિંતનવાળા હતા. (૧૧)

તેમણે શરૂઆતમાં કાવેરી-તુંગભદ્રા-કૃષ્ણા અને રેવાની યાત્રા કરી અને ત્યાંથી તાપી-મહી અને સાભ્રમતિના તીર્થે આવ્યા. એ નદીઓમાં સ્નાનાદિ પવિત્ર ક્રિયાઓ કરી. (૧૨)

પછી સિદ્ધક્ષેત્ર ( સિદ્ધપુર )નાં વિવિધ તીર્થ-ક્ષેત્રોમાં ફર્યા. બિંદુ સરોવરમાં સ્નાન કરી શ્રાદ્ધાદિ વિધિ કર્યો. અને ત્યાંથી નિકળી હિરણ્યા નદીમાં સ્નાન કરવા તથા બ્રહ્માજી-અંબિકાજી આદિ તીર્થસ્થાનોનાં દર્શન કરવાની ઈચ્છા કરી. (૧૩)

ઇડર પ્રદેશમા આવ્યા! બ્રહ્મક્ષેત્ર તરફના રસ્તે પડ્યા! રસ્તામા "હિરણ્યા' નામે ભારે નદી દેખી! નદીમા નાવ ચાલતા હતા! લોકો નાવમા બેસી પેલી પાર જતા દીઠા! બ્રાહ્મણોએ એ નાવના હાંકનારાઓને બોલાવ્યા! તપસ્વી બ્રાહ્મણ હોવાનો તેમનો પરીચય કરાવ્યો! અને નાવ મારફતે પેલી પાર લઈ જવા કહ્યુ (૧૪)

નાવિકે જવાબ દીધો! વગર મૂલ્યે પેલીપાર લઈ જવાશે નહીં પૈસાતો આપવાજ પડશે!! (૧૫)

નાવિકના વચન સાભળી બ્રાહ્મણો ગુસ્સે થયા! બ્રહ્માજીનુ ધ્યાન કર્યું નદીના પ્રવાહમા એક વસ્ત્ર નાખ્યુ તેના પર બેસી પેલી પાર જવા લાગ્યા એમ સઘળાય પેલી પાર પહોચી ગયા! સકડો લોકો જોતા રહ્યા! નાવિકે આશ્ચર્ય પામ્યા (૧૬)

બ્રહ્મક્ષેત્રમા દાખલ થયા! શ્રી પિતામહ બ્રહ્માજીના દર્શન કર્યા પૂજન અર્ચન કર્યું ગાયત્રી–સાવિત્રીનુ પૂજન કર્યું શ્રી અબા માતાના દર્શન કર્યા! એમ સઘળા તીર્થોના દર્શન કર્યા અને નદી કિનારે આવી ખડા થયા પ્રથમની પેઠે નદીના પ્રવાહ પર વસ્ત્રો નાખ્યા અને તેના પર બેસી દક્ષિણ કિનારે ઉતર્યા (૧૭)

એ સઘળા મુનિ સમુદાયમા બે ભાઇઓ આગેવાન હતા નાવિકોએ સઘળી બીના જોઈ––જાણી મહારાજા વેણુવત્સ પાસે ગયા અને બનેલી સઘળી બીના રજુ કરી (૧૮)

રાજાએ એવી આશ્ચર્યકારક બીના સાભળી ખૂબ રાજી થયો એ મુનીશ્વરોને ભારે ઠાઠથી આમત્રણ આપી સત્કારવા વિચાર્યું

## એટક મુનિઓને આમત્રણ!

રાજાએ એ સઘળા મુનીઓને માનપૂર્વક આમત્રણ આપ્યુ! સુદર આસનો પર બેસાડ્યા આર્ધ્યાદિ સત્કાર કરી તેમને પ્રસન્ન કર્યા અને થોડા દિન નિવાસ કરવા વિનતિ કરી, બ્રાહ્મણોએ તે મુજબ ત્યા નિવાસ કર્યો (૧૯)

## રાજ દરબારમાં બ્રહ્મસભા!

મહારાજા વેણુવત્સે ભારે સભા ભરી! બ્રાહ્મણોને નમ્રતાપૂર્વક પોતાની જાતની હકીકત રજુ કરી! જણાવ્યુ કે તેને (રાજાને) પુત્ર સતાન નથી તેનુ શુ કારણ હોવુ જોઇએ એનુ પ્રશ્ન કર્યું!! (૨૦)

સઘળા ઋષિઓ વિચાર કરવા લાગ્યા તે પૈકી બે ભાઇઓએ રાજાનું પૂર્વજન્મનુ વૃત્તાત યોગ બળથી જાણી લીધુ અને જાહેર કર્યું કે રાજન્ તેં પૂર્વ જન્મમા વાછરડાનો વધ અજાણતે કર્યો છે. (૨૧)

એ મહા પાપને લીધે તમને આ જન્મમા પુત્રપ્રાપ્તિ થઈ નથી જો પુત્રની ઈચ્છા હોય તો બ્રહ્મક્ષેત્રમા જઈ પુત્રેષ્ટિ યજ્ઞ કરો (૨૨)

કેવળ દાનથી પુત્ર થશે નહિ યજ્ઞ સાથે દાન કરો! સોનાની ગાય બનાવો, તેનો વાછરડો સોનાનો બનાવો! યજ્ઞને અંતે તેનું દાન સુપાત્રને આપશો તો તમને જરૂર પુત્ર થશે (૨૩)

## બ્રહ્મક્ષેત્રમા યજ્ઞ!

રાજાએ બ્રાહ્મણોની આજ્ઞા મુજબ બ્રહ્મક્ષેત્રમા જઈ "પુત્રેષ્ટિ" યજ્ઞ કર્યો! સોનાના ગાય અને વાછરડાનું દાન આપવા તૈયારી કરી (૨૪)

રાજાનું આ પ્રમાણિક વચન સાભળ્યુ દાન લેવાનો પ્રસગ આવ્યો ત્યારે બે ભાઈ ભારે વિચારમા પડ્યા દાન લેવા માટે હવે શુ કરવુ!! (૨૫)

મોટાભાઈનુ મન લલચાયુ બ્રાહ્મણ દાનને લેવાને પાત્ર ગણાય છે તો પછી દાન સ્વીકારવુ એ અયોગ્ય નજ ગણાય!! એ વાતને **ચૌદસો બ્રાહ્મણોએ** ટેકો આપ્યો અને પોતા મોટા ભાઈની તરફેણમા રહ્યા (૨૬)

નાના ભાઈએ દાન લેવા ના પડી! એ વાતને ટેકો આપનારા **બસો પચાસ દેખાયા** અને નાના ભાઇના પક્ષમા રહ્યા આમ **ચૌદસો** અને **અઢીસોના** બે તડ પડ્યા! (૨૭)

ઉપર મુજબ બન્ને ભાઈઓની પાર્ટીઓ વચ્ચે ભારે કોલાહલ થયો રાજાવેણીવત્સે કિલ્લાના (કોટના) દરવાજા બધ કરાવ્યા (૨૮)

એ જોઇ અઢીસો વિપ્રોનો સમૂહ ગભરાયો! રાજા બળાત્કારે દાન આપશે અને તે સ્વીકારવુ જ પડશે એમ ધારી કોટ કુદી પડવા લાગ્યા અને કોટની અદરથી એ અઢીસો બ્રાહ્મણો નિકળી ગયા (૨૯)

કોટ કુદી બહાર નિકળી ગએલા '**ખેટકબ્રાહ્મ**" તરીકે ઓળખાયા અને બ્રહ્મકર્મ ઉપર વિશ્વાસ રાખનારા તથા દાન લેવામા નિસ્પૃહ રહ્યા (૩૦)

રાજાએ જાણ્યુ કે આ બહાર નિકળેના બ્રાહ્મણો વેદ અને શાસ્ત્રોમા પારાગત છે, તેમનો કઇ પણ સત્કાર કર્યા વિના ચાલ્યા જાય એ ઠીક નહીં (૩૧)

તેથી રાજાએ અન્ય રીતે દાન આપવાની યુક્તિ રચી! રાજા શરૂથી તેમના નામ અને ગોત્રો જાણતો હતો તેથી નાગરવેલના પાનના બીડા તૈયાર કરી આપ્યા (૩૨)

એ બીડા ચોવીસ હતા! ચોવીસ બીડામા ચોવીસ ગામ પ્રદાન કરેલા હતા! એ ગામ જેને છેડે 'લ'કાર બોલાતો હોય તેવા હતા (૩૩)

જે કોટની અંદર રહ્યા હતા તેમણે સોનાનું ગોપ્રદાન સ્વીકાર્યું એ બ્રાહ્મણો તેમને પોતાને દાનના અધિકારી હોવાનુ સમજતા હોવાથી નિ શક હતા (૩૪)

દાન લેનારા વિદ્વાનો પર રાજા પ્રસન્ન થયો અને તેમના હમેશના નિવાસ માટે બ્રહ્મક્ષેત્રમા ઉત્તમ પ્રકારથી નિવાસ કરવાની સઘળી જાતની સગવડો કરી આપી જેમા ચૌદસો બ્રાહ્મણો આનદથી નિવાસ કરવા લાગ્યા (૩૫)

## રાજમંત્રીનું ભાષણ

વેણીવત્સ રાજાનો મત્રી ' લાડ " જાતિનો વણિક હતો। તેણે જાહેર સભામા પ્રતિજ્ઞા કરી। અને એ ખાસ બ્રાહ્મણોને ઉપકારક હતી (૩૬)

હે દ્વિજો। આ દેશમા અને પ્રત્યેક ગામોમા મારી જ્ઞાતિના "લાડ" જ્ઞાતિ તરીકે ઓળખાતા વૈશ્યો તમારૂ વશપરપરાનુ પાલન-પોષણ કરતા રહેશે તે વાતમા લગીરે ફેરક પડશે નહીં (૩૭)

હે મુનિશ્વરો। અમે મૂળના ક્ષત્રિયો છીયે। લાટદેશના હોવાથી દેશ-વાચકલાટ એવા નમથી ઓળખાઇએ છીયે સમયને અનુસરી અમોએ ક્ષત્રીય તરીકેના ધર્મ-કર્મ અને સસ્કાર તજી દીધા છે (૩૮)

અમે સર્વે લાટ તરીકે ઓળખાતા વૈશ્યો વૈશ્યકર્મ કરીએ છીયે અને અમારી ધર્મક્રિયાઓનામ મત્રથી-નમસ્ શબ્દના પ્રયોગથી કરતા રહ્યા છીયે (૩૯)

ગર્ભાધાનથી માડી વિવાહ સુધીના સઘળા સસ્કારો અમારા પૌરાણ મત્રોથી કરાવશો તો તેમા અમને વાધો રહેશે નહીં (૩૯)

આજથી અમે તમને ' પુરોહિત " તરીકે સ્વીકારીએ છીયે અમારી આજ્ઞા જે કોઇ ઓળગશે તે ગુન્હેગાર ઠરશે અને સજાને પાત્ર ગણાશે (૪૦)

એ પ્રમાણે બ્રાહ્મણોના નિભાવની સુદર યોજના કરી વેણીવત્સરાજાએ બ્રહ્મક્ષેત્રમા તેમને નિવાસ કરવા સઘળા સાધનો તૈયાર કરી આપ્યાં બ્રાહ્મણો બ્રહ્મક્ષેત્રમા રહ્યા (૪૨)

ઉપર પ્રમાણેના કારણથી ખેટકવિપ્રોમા બે તટ પડયા હવે તેમના ગોત્ર વિગેરેનો ખુલાસો જણાવીશ (૪૩)

× × ×

## આખ્યાયિકાની સમીક્ષા!

તામ્રપર્ણી નદીની તીરે નિવાસ કરનારા-દ્રવિડ બ્રાહ્મણો ખેટક નામથી ઓળખાતા હતા તે ઉપરથી એમ અનુમાન થાય છે કે એ બ્રાહ્મણો મૂળ બ્રહ્મક્ષેત્રના હોના જાઈએ। જ્યારે નાગ અને ગરૂડ વચ્ચે ભારે યુદ્ધો થયા

ત્યારે બ્રહ્મક્ષેત્રના બ્રાહ્મણોનો જથ્થો એ તામ્રપર્ણી તરફ ઉતરી પડ્યો હશે! એ બિના શાંત થઈ હશે! અને સમય વિત્યા પછી તેઓ યાત્રા નિમિત્તે બ્રહ્મક્ષેત્ર તરફ આવ્યા હશે! અને આવ્યા પછી વેણીવત્સના યજ્ઞ પ્રસંગે બે તડ ખેટકોમાં પડ્યા હશે! એ સહજ સમજાય તેમ છે. એ બ્રાહ્મણો ખેડાવાળ હો કે ખેડવાલ!! પણ આખ્યાયિકા ખેટક વિપ્રોની અને બ્રહ્મક્ષેત્ર સાથે સંબંધ ધરાવનારી સ્પષ્ટ છે.

વેણીવત્સ રાજાનું રાજ્ય ઈડરગઢ પર કેવું આબાદ હતું! કેવું સમૃદ્ધ હતું! રાજા કેવો ધાર્મિક, ઉદાર અને સમયસૂચક હતો, તેનો ખ્યાલ આપે છે. વળી એ અરસામાં બ્રહ્મક્ષેત્ર કેવું મહત્વનું હતું! તેનું કેવું ગૌરવ હતું! તે વિષે પણ પૂરેપૂરો ખ્યાલ આવે છે.

લ" કારાન્ત નામોવાળાં ચોવીસ ગામો ઇડર રાજ્યમાં મોજુદ છે. તેમાં ખેડવાબાજ બ્રાહ્મણોની વસ્તી છે. પણ ખેડાવાળબાજોનું ત્યાં કંઈ વતન કે અવશેષ જેવું જણાતું નથી! તેનું શું કારણ હશે! અથવા દીર્ઘ સમય વીતી જવાથી અત્યારે કંઈ તેમાંથી નજરે ન પડતું હોય તો તેમાં આશ્ચર્ય જેવું કંઈજ નથી.

હાલમાં ખેડાવાળબાજ નામે જ્ઞાતિના અનેક મહાન્ પુરુષો દક્ષિણ ગુજરાતથી માંડી છેક મહારાષ્ટ્ર અને હિંદના ઘણા મોટા ભાગોમાં તથા વિદેશોમાં પણ વિરાજે છે. એ ગૃહસ્થો શ્રીમંત–વેપારી–રાજકારોબારી અને ઘણાખરા સત્તાધીશ છે. ભીતર ખેડાવાળોની વસ્તી પણ દક્ષિણ ગુજરાત તરફ છે. લાડ વૈષ્ણવોની વસાહત પણ એ તરફ જ છે. આ પ્રદેશમાં કોઈ એવા યુદ્ધના પ્રસંગો અથવા એવા કોઈ ભારે આંચકાના પ્રસંગોને લઈ આ દેશ તરફ વિમુખ થયા હશે. શોધને અંતે નક્કી થાય તે ખરૂં!!

**ખેડવાબાજોની** વસ્તી બ્રહ્મક્ષેત્રની આસપાસના પ્રાંતમાં વાગડ સુધી પ્રસરી છે તથા દક્ષિણ ગુજરાત તરફ પણ અમદાવાદ વડોદરા વિગેરે પ્રદેશોમાં છે. ખેડવાબાજ અને ખેડાવાળબાજ એ સર્વે ખેટક તરીકે ઓળખાતા હોય!! મૂળના એ બ્રહ્મક્ષેત્રના હોય!! તો એ સઘળા એક જ હોવા જોઈએ! છતાં આ તરફના ખેડવા અને એ તરફના ખેડાવાળ એમ શા કારણથી નામમાં ફરક પડ્યો હશે એ વિચારવા જેવું છે. બાજ અને ભીતરમાં અંતર શા માટે રાખતા હશે? ખરૂં જોતાં અત્યારના જમાનામાં હવે સમગ્ર હિંદુ સમાજ સંગઠન કરવા–એકતા કરવા ધારે છે ત્યાં બ્રાહ્મણ વર્ણ તેની પેટા જ્ઞાતિઓમાં ઉંચાનીચાપણું કે મોટાનાનાપણું અને તેના પ્રશ્નો ઉડી જાય છે. એ ઐક્યયુગને ધન્ય!!

## લાટ દેશ કયો વારૂ ?

"પાચ હજાર વર્ષ પૂર્વેનું ગુજરાત" એ નામે પુસ્તકમાં "લાટ" દેશની ઓળખાણુ કરાવતા જણાવે છે કે-લાટ દેશ "અપરાત"નો જ એક વિભાગ છે નર્મદા અને તાપીના આસપાસનો પ્રદેશ નાટ ગણાતો પણુ લાટના ચાલુક્યોની સત્તા વધતા મહીનદીના છેક પ્રદેશો પણુ લાટ તરીકે હોવાના જાહેરમાં આવ્યા આ ઉપરથી ઉત્તર ગુજરાતને ખૂણે આવેલો બ્રહ્મક્ષેત્રના પ્રદેશનો ભાગ પણ લાટ દેશ" તરીકે ગણાતો હશે અને તેમાના ક્ષત્રીઓ "લાટ" તરીકે ઓળખાતા હશે ઇડર રાજ્યના વેણુવત્સ રાજાના મત્રી "લાટ" વૈશ્યવૃત્તિ સ્વીકારી હશે, તેની સાથે એ જાતિનો વૈશ્યવૃત્તિનો ધધો થઈ પડવાથી લાટ વૈશ્યો તરીકે ઓળખાયા હશે ! ।

## ઈડરનું નામ ઇલ્વદુર્ગ કેમ હશે !

વેણીવત્સ રાજાએ ઇડરગઢ બંધાવ્યો ! રાજ્ય આબાદ કર્યું ! પ્રજા સુખી કરી ! અને તેની કીર્તિનો વિસ્તાર હિંદમા પ્રસર્યો ! તેમ છતા ઇડરનું નામ ઇલ્વદુર્ગ તરીકે કેમ રહ્યુ ? કારણુ સ્પષ્ટ છે ઇડરના પહાડમા ઇલ્વન નામે અસુર રાજ્ય કરતો હતો ! ત્યા પછી તેના વશજોએ રાજ્ય ચલાવ્યુ એ અસુરવશ બળવાન અને બાહોશ હતો ઇલ્વન નામ પરથી જ ઇલ્વલદુર્ગ અસલથી જ રખાએલું છે પાછળથી ઇલ્વદુર્ગ અને તેનો અપભ્ર શ "ઈડર" નામે થયો છે

વેણીવત્સ રાજાએ પણ ઇલ્વદુર્ગ એવુ નામ જ જાહેર કર્યું છે તેની સાથે પોતાનુ નામ જોડયુ નથી એ રાજા તરીકેના છાજતા ઉદાર ગુણનું ભાન કરાવે છે

## વેણીવત્સ રાજા કયા સમયમા થયો ?

વેણીવત્સ રાજાનો સમય કયો હશે ? તે વિશે ઈડરમાથી કે તેના ગઢ ઉપરથી જાણુવા જેવુ કશુ સાધન મળી આવતુ નથી પણુ "વેણીવત્સ પ્રશસ્તિ" પરથી તેમજ ઇડરના ઈતિહાસમાથી એક શ્લોક મળી આવે છે તે પરથી કાળનું અનુમાન કરી શકાય તેમ છે શ્લોક નીચે મુજબ છે

**"श्री इल्वदुर्गाधिपवेणोवत्सः बभूव भूपालमणि: स-नृप ।**
**चकारराज्यमघवेवभूमौ कलौगते द्रग् भुजङ्गग्निरिन्दु**

ભાવાર્થ—ઇલ્વદુર્ગ (ઇડર)ની ગાદી ઉપર વેણીવત્સ નામે રાજા રાજ્ય કરતો હતો રાજાઓમા એક મણિસમાન તેજસ્વી હતો ઇન્દ્ર જેવા ઐશ્વર્યથી પૃથ્વી પર રાજ્ય ચલાવ્યુ અને તેનો સમય ગતકલિ ૧૩૨૩નો હતો

અર્થાત્ કલિયુગનાં ૧૩૨૩ વર્ષ વીત્યાં હતાં તે સમયે ઈડરનું રાજ્ય વેણીવત્સ રાજાના તાબામાં હતું. હાલમાં કલિયુગનાં ગત વર્ષ ૫૦૩૮ થયાં છે. તેમાંથી ૧૩૨૩ બાદ કરીએ તો ૩૭૧૫ વર્ષ થવા જાય છે. યુધિષ્ઠિર શકની ગણત્રીની પદ્ધતિ એવી છે. વેણીવત્સ રાજા યુધિષ્ઠિર શકમાં ૧૩૨૩ની સાલમાં થયો હોય એમ ઉપરોક્ત શ્લોકથી સમજાય છે.

ઉપરોક્ત યુધિષ્ઠિર શક ૧૩૨૩ના અરસામાં હસ્તિનાપુરની ગાદી પર કોણ રાજા હતો તેનો સુંદર ખુલાસો રાજસ્થાનના ઇતિહાસની ભૂમિકામાં પંડિત બળદેવપ્રસાદ મિશ્રે કર્યો છે. તેઓ જણાવે છે કે રાજા યુધિષ્ઠિરથી ક્ષેમક સુધીની ત્રીસ પેઢીના રાજાઓએ ૧૭૭૦ વર્ષ ૧૧ માસ અને દસ દિવસ સુધી રાજ્ય કર્યું તે દરમિયાન વેણીવત્સ રાજાનું રાજ્ય ઈડરમાં હતું અને એ સમયમાં ત્રેવીસમી પેઢીએ રાજા પૂર્ણમલ હોવો જોઈએ !! તેની સામ્રાજ્ય સત્તા તળે આ ઇડરનું રાજ્ય હતુ પણ એ વખતના ક્ષત્રિયો સ્વતન્ત્રવૃત્તિવાળા હોવાથી પોતાનું રાજ્ય પોતાની સ્વતંત્ર સત્તામાં જ રાખવા તત્પર રહેતા.

### આખરે રાજા છેતરાયો !

વેણીવત્સ રાજાને આખરે છેતરાવું પડયુ. નાગ લોકોએ તેમની પુત્રી "નાગીની" મારફતે બોલાવી લીધો. અને એ રાજા-રાણી બન્ને તારણમાતાના ડુંગર ઉપર ગયાં. ત્યાં એક દેવીનું સ્થાન છે, તેની પાસેની ગુફાના માર્ગે નાગ લોકોના ભોગદાંમાં ચાલ્યાં ગયાં. અને ત્યાં પછી એ રાજા ફરીને આવ્યો હોય ! તેનો વશ ચાલ્યો હોય ! કે રાજ્ય કર્યું હોય ! તેની આધાર સાથે હકીકતનો હજુ પત્તો લાગ્યો હોય ! એમ જણાતું નથી.

### લાટ-ચાલુકયો-ગુર્જરોનું રાજય !

રાજા વેણીવત્સ પછી લાટ જાતિના ક્ષત્રિય-વૈશ્યોએ રાજ્ય ચલાવ્યું હશે ! ચાલુકય વંશના રાજાઓએ અને ગુર્જરો આવ્યા પછી તેમણે રાજ્ય કર્યું હશે ! આ વિશે વિચાર લખાય તેમ છે તેથી આ સ્થળે તેનો વિચાર કરવા હાલ બંધ રાખીએ છીએ.

એ પ્રમાણે ઇસ્વી સન પૂર્વે લગભગ એક હજાર વર્ષના ગાળામાં ઈડરની ગાદી ઉપર વિવિધ રાજ્યો થઇ ગયા તેવે પ્રસંગે બ્રહ્મક્ષેત્ર ઉપર પણ તેની વિવિધ સંસ્કૃતિની અસરો થતી રહી હશે.

---

# ઇતિહાસકાળ પરિચ્છેદ



## બ્રહ્મક્ષેત્રની અવનતિ !!

આબાદ બ્રહ્મક્ષેત્રની બરબાદી ઈસ્વીસનની શરૂઆતથી માંડી થતી ગઈ. તેનાં કારણો આ પરિચ્છેદમાં જણાવવા પ્રયત્ન કર્યો છે. આ પરિચ્છેદમાં જે જે રાજાઓના સમયમાં બ્રહ્મક્ષેત્રના ધ્વસ અને તેની પુનર્રચના થતી રહી છે, તેના વિચાર કરવામાં આવેલા છે. જો કે બ્રહ્મક્ષેત્રની અવનતિની શરૂઆત નાગ અને ગરૂડના યુદ્ધથી થયેલી છે. તો પણ બ્રહ્મક્ષેત્રની પ્રજામાં ભારે શક્તિ–વિદ્યા–કળા–વ્યાપાર અને સત્તામાં ઝાઝી નુકશાની થઈ નહોતી. પણ એવી ભારે નુકશાનીના સમય ઇસ્વીસનની શતાબ્દિઓ આગળને આગળ વધતી ગઈ તેમ તેમ બ્રહ્મક્ષેત્રની પ્રજાનાં સર્વસ્વ હરાતાં ગયાં એવું સ્પષ્ટ જણાઈ આવે છે.

### રાજાગુહાદિત્ય અને બ્રહ્મક્ષેત્ર !

રાજા ગુહાદિત્ય ઈડરની ગાદીએ કેવી રીતે આવ્યો ! તેનાં માતાપિતાની કેવી હાલત હતી !! તેનો જન્મ કેવી હાલતમાં થયો ! અને તેણે ઈડરનું રાજ્ય કેવા પરાક્રમથી સંપાદન કર્યું. તેણે બ્રહ્મક્ષેત્રને કેવી હાલતમાં રાખ્યું ! આ વિષયમાં સરજેમ્સ કર્નલટોડકૃત રાજસ્થાનના ઈતિહાસમાંથી આખ્યાયિકાઓ મળી આવે છે.

### ગુહાદિત્યની જન્મ કથા !

ગુહાદિત્યના પિતાનું નામ શિલાદિત્ય હતું. માતાનું નામ પુષ્પાવતી હતું. શિલાદિત્ય સૂર્યવંશી મહારાજા કનકસેનના વંશમા આઠમી પેઢીએ હતો. શિલાદિત્યના સમયમાં મ્લેચ્છોએ આક્રમણ કરી તેનું વલ્લભીપુર નષ્ટ કરી દીધું હતું. મહારાજા શિલાદિત્ય વિશ્વાસઘાતક મંત્રી અને દુષ્ટ યવનોના ભોગ થઈ પડયા. તેમનું વલ્લભીપુર ઉધ્વસ્ત થઈ ગયું અને સ્મશાનભૂમિ સમાન બની ગયું. તેમના ઇષ્ટ મિત્ર બંધુઓ વિગેરે સર્વે શત્રુઓ સામે યુદ્ધમાં ઉતર્યા !! આખરે હાર ખાઈ રણમેદાનમાં પડયા.

મહારાજા શિલાદિત્યને પુષ્કળ રાણીઓ હતી. તેમાંની પુષ્પાવતી શિવાય સર્વ રાણીઓ તેમની સાથે સતિ થઈ ગઈ.

વિંધ્યાચળ પર્વતની તલેટીમાં ચદ્રાવતી નામની એક નગરી છે. આ

ચિતા ખડકી અગ્નિ પ્રદિપ્ત કર્યો. અગ્નિ ભભૂકી ઉઠયો. તે પ્રસગે કમળાવતીને પાસે બોલાવી. તેના ચરણ પકડવા વિનંતી કરી! આ વ્હાલા સતાનને તમારી જાતનું સતાન હોય તેટલાજ પ્રેમથી તેને ઉછેરજો! પ્રાણથી અધિક રાખજો અને હે દેવી! તેને તમારોજ પુત્ર ગણજો.

જય અબે! જય અબે! ના પોકાર થયા. પોતાના વ્હાલાપતિ શિલાદિત્યના સ્વરૂપનું ધ્યાન ધર્યું અને તેના નિવાસના અનતધામમા સિધાવવા સળગતી ચિતામા પડી. જોતજોતામા ભસ્મ થઇ ગઈ.

સતિ થતા પહેલા રાણીએ કમળાવતીને જે જે શબ્દો કહ્યા હતા તે તેના કાનમા હમેશા ગુજારવ કરતા હતા. પુત્રને પ્રાણથી અધિક વ્હાલો ગણતી. અને પાલન કરવા માડી

## નામ પાડયું ગુહાદિત્ય!

એ બાળકનો જન્મ ગુહામાં થએલો હોવાથી તેનુ નામ "ગુહ" પડયુ અને તેના પિતા આદિત્ય (સૂર્ય)ની કૃપાથી પ્રગટ થએલા હોવાથી યાને શિલાદિત્યનો આ વશ રક્ષક હોવાથી-આદિત્ય એવા પિતૃનામથી "ગુહ" શબ્દ સાથે આદિત્ય શબ્દ સબોધાવા લાગ્યો અને આખુ નામ "ગુહાદિત્ય" એમ જાહેર થયુ

## બાળક્રિડા

ગુહાદિત્યની બાળક્રિડા તેના રાજવશને છાજતી હતી. તેની રક્ષક માતાએ તેને બ્રાહ્મણને છાજતા સઘળા સસ્કારો કર્યા હતા. બ્રાહ્મણ બાળકોની સોબતમા રાખ્યો હતો અને સાત્વિક ગુણો પેદા કરવા પ્રયત્ન થતો હતો છતા આવીરક્ષત્રીયકુમાર ઉછરતી યુવાવસ્થામા આવતો ગયો! તેની સાથે ક્ષત્રીય તરીકેના તેનામા વીરતાના ગુણો ઝળકી ઉઠયા! સવારે ઉઠે. શુદ્ધ થઇ સ્નાન વિગેરે ધર્મક્રિયાઓ કરે. રમવા જાય ત્યા બહાદુરીના ખેલ કરે! સામસામી પાર્ટીઓ પાડે! યુદ્ધના અખતરા કરે! શિકાર કરવા જાય! વનપશુઓ સાથે કુસ્તિઓ ખેલે! અને બળવાનો સાથે યુદ્ધના મોરચા માડે. ઘોડેસ્વાર થાય! દૂર દૂર જાય! નવા લોકો સાથે પરીચય કરે.

## યુવાવસ્થા

ગુહાદિત્ય યુવાન થયો. પોષક માતા કમળાવતીથી હવે સ્વતંત્ર થવા લાગ્યો. ધાડા જગલોમાં ફરવા લાગ્યો. પર્વતો પર ચઢતો. વીરતાના અનેક કામો કરતો. તેના બળ અને પરાક્રમની કીર્તિ વધવા માડી. ઈડરના રાજવશીઓ સાથે મિત્રતા ઉત્તમ પ્રકારે કેળવી. એ ભીલ બહાદુરોનો ખાસ સ્નેહી બન્યો. ઈડરના તખ્તપર રાજ્યકર્તા માડલીકને મળતો રહ્યો. માડલીક

તેને જુએ કે તુર્ત ખૂશ થાય! રાજા માડલીક તેના પરાક્રમો–બહાદુરી ભર્યા કામો જોઈ પ્રેમમા આવી જતો હવે તેના પર પુત્ર જેટલો પ્રેમ વધ્યો તેને લાગ્યુ કે મારી (માડલીકની) વૃદ્ધ અવસ્થા થઇ છે પુત્રની લઘુવય છે રાજગાદી સભાળવા લાયક આ વીર–ક્ષત્રીય કુમાર ગુહાદિત્ય છે આમ તેણે તેના પરિવારનો પણ મત મેળવ્યો અને સુમુહર્તે ઈડરના તખ્તપર રાજ્યાભિષેક કરવા નક્કી કર્યું

અબુલફજલ અને ભાટ લોકોના ઈતિહાસ મુજબ હકીકત એવી જણાય છે કે—જ્યારે આ ગુહાદિત્ય બીજા બાળકો સાથે રમતો ત્યારે એક દિવસની રમતમા તેણે રાજા અને રૈયતની રમત ગોઠવી તેમા ભીલ બાળકોએ તેને રાજા બનાવ્યો અને આગળી કાપી લોહીનું તિલક કર્યું સૌએ રૈયત તરીકે રહેવા સ્વીકાર કર્યો આ તો વાત રમતગમતની હતી પણ તેના ભાવિથી ઈડરની રાજ્ય ગાદીપર બેસવાનું નક્કી થવાથી તેના ભાલમા થએલુ તિલક કાયમ રહ્યુ (રાજસ્થાનનો ઈ૦ પૃ૦ ૮)

## ઈડરના તખ્ત પર ગોહનું રાજ્યારોહણ?

માડલીક નામના ભીલ રાજાએ મોટી સભા કરી સૌની અનુમતિથી સુમુહર્તે ગાદીનુ તિલક કર્યું અને રાજસત્તાસૂચક તરવાર બધાવી તે જ દિવસથી ગુહાદિત્ય ઈડર રાજ્યનો માલીક થયો સુદર રીતે રાજ્ય ચલાવવા માડ્યો પ્રજાને આબાદ કરી વેપાર–ઉદ્યોગ વધ્યા ઇડર નામીચુ બનવા લાગ્યુ

## ગુહાદિત્યને માથે કલક!

ગુહાદિત્યે ધીમે ધીમે બીજા સરદારોને ખસેડવા માડયા ક્ષત્રિય સરદારો દાખલ થવા માડયા ક્ષત્રિય સરદારો બીજા લોકો સાથે તોછડાઈ ભર્યું વર્તન કરવા માડયા વૃદ્ધ માડલીક મળે કરીને દેવલોક થયો તેના પુત્રની પણ એક ખાસ ક્ષત્રિય સરદારોની આખે ચઢી. આખરે તેના વધ થયાનુ કલક ગુહાદિત્યને શિરે ચોટયુ

## ગોહિલ વશ

ગુહાદિત્યના વશમા થએલા સઘળા રાજાઓ ગોહિલ' 'ગહિલોત'' કે ''ગોહલોત'' તરીકે ઓળખાવવા માડયા આ વશ આઠ પેઢી સુધી ઇડરની રાજગાદી પર રહ્યો તેમા આઠમી પેઢીના રાજા 'નાગાદિત્ય' થયા અને તેઓ ઇડરનુ રાજ્યરક્ષણ કરવા લાગ્યા

## ગોહિલ વશના રાજ્યમાં બ્રહ્મક્ષેત્રની આબાદી

સદર ગોહિલ વશના ક્ષત્રિય વીરોના રાજ્યમા ઇડરની આબાદી સાથે

બ્રહ્મક્ષેત્રની આબાદી સારી પેઠે સચવાઇ હતી. રાજ્ય તરફથી અને પ્રજા-વર્ગથી અનેક ધર્મ કર્મ બ્રહ્મક્ષેત્રના પવિત્ર તીર્થોમા થયા કરતાં.

## ગુહાદિત્ય વગેરેનો કયો સમય હશે ?

કર્નલ ટોડ સાહેબ તેમના ગજરસ્થાનના ઇતિહાસમાં જણાવે છે કે–ગુહાદિત્યના મૂળ પુરૂષ મહારાજા કનકસેન ઇસ્વી સનની પહેલી શતાબ્દીમાં હયાત હતા. ઇ. સ. ૧૪૪મા તેમણે "વીરનગર" નામે ભારે નગર વસાવ્યુ હતુ.

કનકસેનની ચોથી પેઢીએ વિજયસેન નામે રાજા થયો. વિજયસેન રાજાએ સૌરાષ્ટ્રમા કેટલાક નગરો વસાવ્યા તે પૈકી વલ્લભીપુર નામે એક આબાદ શહેર ગણાતુ હતું અને તેનો નાશ પારદ યાને પારસી લોકોએ ઈ. સ પ૨૪મા કર્યો હશે ! ઇ. સ. પ૨૪માં શિલાદિત્યનો અંત આવ્યો અને ગુહાદિત્યનો જન્મ થયો હતો

ગુહાદિત્યની ૫૧મી પેઢીએ બાપ્પારાવળનો જન્મ થયો અને તેમનો જન્મ ઈ. સ. ૭૧૩મા થયો તે દરમ્યાન ગોહિલ વશના આઠ રાજાઓએ ઇડરનું રાજ્ય કર્યું

## એ આઠ રાજાઓ કયા ?

ગુહાદિત્ય, નાગાદિત્ય, ભગાદિત્ય, દેવાદિત્ય, આસાદિત્ય, ખલભોજ, અહાદિત્ય અને છેલ્લો નાગાદિત્ય એમ આઠ રાજાઓ થયા હોવાનુ જણાય છે.

## માંડલીક (ભીલ)ના વંશજોએ લીધેલુ વેર !

ગુહાદિત્યે માડલીકના કુમારનો નાશ કર્યાની વાત જાહેર થઇ હતી. આ વાત ગુહાદિત્ય જેવા પવિત્ર અને ધાર્મિક રાજાને કલકરૂપ ગણાતી હતી. જો કે એ કામ રાજાની મરજીથી અથવા ક્ષત્રીય સરદારોની યુક્તિથી અથવા તેનો કાળ આવી પહોચેલો હોવાથી બનેલી હોય પણ માડલીકના વશજો (ભીલો)ના હૃદયમાં એ સાલ્યા કરતી હતી માડલીકના વશજો એ વેર ભૂલવા ઇચ્છતા નહોતા તેતો હરપ્રસંગે લાગ જોયા કરતા હતા. આ ભીલનું વેર વશપરપરા સુધી પહોચ્યુ. રાજા ગુહાદિત્યની પેઢીમાં આઠ મહા-રાજાઓ થઈ ગયા અને માડલીક વશમા તેના કુટુંબીયોમા પણ લગભગ તેટલાજ થયા તો પણ વેરલેવાની વાત તાજી હતી એક દિવસ આવ્યો લાગ !!

એ સમયે ઇડરની ગાદી ઉપર આઠમા પુરૂષ નાગાદિત્ય રાજ્ય કરતા હતા તેઓ શિકારના શોખીન હતા. જગલમા જઇ પહોચ્યા ! ઘોડાપર બેઠેલા હતા. હથીયારોથી સજ્જ હતા. એક મૃગનો શિકાર દેખ્યો ! તેની પાછળ પડયા !

આ પ્રસંગે કેટલાક ક્ષત્રિય સરદારો અને નોકરો સાથે હતા. રાજાને જંગલમાં દેખી માંડલિકના કુટુંબીભીલો હજારોની સંખ્યામાં ધસી આવ્યા. રાજાના સરદારો અને નોકરો ખૂબ લઢયા. હજારો ભીલોની વચ્ચે સઘળા હાર્યા. નાશ પામ્યા અને આખરે રાજાના પણ પ્રાણ લીધા. એ સઘળા ભીલોએ ઈડરના ઉપર ભારે ધસારો કર્યો. ઇડરનું લશ્કર લઢયું. તેમાં ઘણા ક્ષત્રિયોનો નાશ થયો. પરિણામે ઈડરનું તખ્ત કબજે કર્યું એ પ્રમાણે વીરતા દાખવી ભીલોએ તેમના બાપદાદાની ગાદી હસ્તક કરી.

## રાવળબાપ્પાની બાલ્ય-અવસ્થા !

આ પ્રસંગે નાગાદિત્યના પુત્ર બાપ્પાની ત્રણ વરસની જ ફક્ત ઊંમર હતી. ઈડરગઢ અને ચોતરફ અસંખ્ય ભીલોનાં ટોળાં ફરતાં દેખાતાં હતાં. ક્ષત્રિય દેખે કે તૂર્ત જ તેનો નાશ કરે. રાજા (નાગાદિત્ય)ના કુટુંબમાં ભારે હાહાકાર થઇ ગયો. બાળકનું રક્ષણ કેવી રીતે કરવું તેનો લાંબો વિચાર થઇ પડયો ! દરમ્યાન વીરનગરની કમળાવતી કે જેણે ગુહાદિત્યનું રક્ષણ કર્યું હતું, તેના વશજો ઇડરની ગાદીથી પોષાતા હતા. તેમણે આ બાપ્પાના સંરક્ષણનું બીડું ઝડપ્યું. આ લોકો ગોહિલાત વંશના કુળપુરોહિત થયા હતા. આજે તેમણે પુરોહિત પણું સાર્થક કરવા માટે ભારે જોખમમા ઉતર્યા હતા. તેમણે બાપ્પા કુમારને લઈ "ભાંડર" નામના કિલ્લા તરફ જવા પ્રયાણ કર્યું. આ કિલ્લો જરોલીના નૈઋત્યકોણમાં ત્યાંથી ૧૫ માઇલ પર આવેલો છે. ત્યાં એક યદુવશી ભીલે તેમને આશ્રય આપ્યો. ત્યા તેમને ઠીક ન લાગવાથી ઘાઢાં જગલમાં આવેલા "પરાશર" નામના સ્થાનમાં લઈ જવામાં આવ્યો. ત્યાંથી તેને ત્રિકુટગિરીની તલેટીમા આવેલા નાગેન્દ્ર નામના સાધારણ નગરમાં લઈ જવામાં આવ્યો. નાગેન્દ્ર નગરને હાલમાં "નાગદા" તરીકે ઓળખે છે. ત્યાંના શાંત પ્રકૃતિના બ્રાહ્મણોના હસ્તક સોંપવામાં આવ્યો. (બાપ્પા રાવળ કે જે આર્યવીરનું પરાક્રમ જગજાહેર છે. એ વર્ણન સ્થળ સંકોચને લીધે અત્રે આપી શકતા નથી.)

## પઢીયાર ક્ષત્રીયોને જાણ થઈ !

આ વાતની ખબર મારવાડમાં પડી. મડોવરના પઢીયાર ક્ષત્રીય વીરોને શૂર ચઢયુ. ભારે લશ્કર સાથે લીધું અને ઇડરના ભીલો પર તુટી પડયા. પઢીયાર વીરો ખૂબ લઢયા. ભીલો હાર્યા. ગાદી છોડી ચાલ્યા ગયા. કેટલાક મરાયા-ઘવાયા-કચડાયા અને નાસી ગયા. પઢીયારોએ ઇડરનું રાજ્ય લીધુ અને ગાદી પર બેઠા. અને સુમેરસિંહ નામે રાજા રાજ્ય કરવા લાગ્યા. એમ પઢીયાર વંશ ઈડરની ગાદીએ રાજ્ય કરવા લાગ્યો. તેમાં છેલ્લા અમરસિંહજી

થયા, તેઓ દિલ્હીના મહારાજા પૃથ્વીરાજ ચોહાણને મદદ કરવા ગયા હતા શાહબુદ્દિનઘોરી સાથે યુદ્ધ હતું, તેમા તેઓ મગાયા હતા. એ સમય ઇ મ ૧૧૯૩નો હતો

## ઇતિહાસકાળ પરિચ્છેદ

### ભા ૨ જો

### બ્રહ્મક્ષેત્રનો ધ્વસ !

કવિ દલપતરામભાઇની ઐતિહાસિક નોધ પરથી જણાય છે કે—પરમારવશની એક શાખા નગર ઠઠ્ઠામા રાજ્ય કરતી હતી નગર ઠઠ્ઠાના રાજા પરમારવીર દામાજી નામે હતા નગર ઠઠ્ઠા ઉપર મુસલમાનોની ફોજ ચઢી આવી એ ફોજ મહમદગીઝનીની હતી યુદ્ધ વિશારદ દામાજી રાજા અને તેમના લશ્કરે યુદ્ધ કરી ભારે વીરતા દાખવી અન્તે હાર ખાવી પડી નગર ઠઠ્ઠાની રાજધાની છોડવી પડી રાજા દામાજીનો પણ તેમા અત આવ્યો હતો. તેમના ભાઈ 'હરબ્રહ્મ" નામે હતા લઢાઇમાથી તે બચી ગયા હતા

ઇ સ ૧૦૨૪, સવત ૧૦૮૦ના સુમારમા આ બીના બની હરબ્રહ્મ તેમના બચેલા વશજો અને સરદારો સાથે **'માતા અંબાભવાની"**ના સ્થાનમા આવ્યા એ પ્રસગે રાજા દામાજીના કુમાર જસરાજ નાની ઉમરના હતા તે પણ સાથે હતા અમાભવાનીમા તેમણે ભારે સૈન્ય એકઠુ કર્યું, અને તરસગમામા તરસગીયા ભીલનું રાજ્ય હતું, તેના પર યુદ્ધ કરવા ભારે ધસારો કર્યો ગ્ણસગ્રામ ખૂબ થયો તરસગમાનું રાજ્ય કબજે કર્યું અને રાજ્યધાનીનું શહર બનાવ્યુ

### બ્રહ્મક્ષેત્રમાં આગમન !

એ અરસામા બ્રહ્મક્ષેત્ર કોઈ રાજાના તાબામા નહોતું તેની સત્તાના–રક્ષણનો કારભાર બ્રાહ્મણો કરતા હતા એ સમયના બ્રાહ્મણો ભારે બળવાન્ અને વિદ્વાન્ હતા ત્યા હરબ્રહ્મ રાજાનું આગમન થયું રાજા હરબ્રહ્મને રક્તકોઢ નીકળ્યા હતા તેમને સીતા કુડમા જઈ સ્નાન કરવુ હતું સરદારો સાથે રાજા હરણાવને કીનારે થઈ સીતાકુડ ઉપર આવ્યા સ્નાન કરવાની તૈયારી કરતા તેમને અટકાવ્યા રાજા વિમાસણમા પડચો તેમને ખૂબ સમજાવ્યા બ્રાહ્મણો એ પરવા હતા વળી રક્તકોઢ એ ચેપી રોગ હોવાથી રાજાને સ્નાન કરવા–નદીમા કોઈ પણ સ્થળે પ્રવેશ કરવા સાફ ના પાડી

અસંખ્ય બ્રાહ્મણો એકઠા થઈ ગયા રાજા અને બ્રાહ્મણો વચ્ચે ભારે વિવાદ ઉભો થયો હરબ્રહ્મ રાજા પણ હઠી ઉભા રહ્યા! બ્રાહ્મણોએ ત્રાગા કર્યા લઢાઈ શરૂ થઈ ભારે રમખાણ મચ્યુ રાજાનું લશ્કર આવી પહોચ્યુ બ્રાહ્મણો વચ્ચે યુદ્ધ જામ્યુ તેમા ઘણાઓનો સંહાર થયો કહે છે કે સવાસો-મણ જનોઇઓ ઉતરી તેમા બ્રહ્મક્ષેત્રની પ્રજા લઢાઇમા ઉતરી તે સઘળાઓનો નાશ થયો એ લઢાઇમા કેટલાય સ્થાનો અને મકાનોનો નાશ થયો આખરે બ્રહ્મક્ષેત્ર ઉપર હરબ્રહ્મના રાજાની સત્તા બેઠી અને કબજો લીધો આ ભારે રમખાણથી બ્રહ્મક્ષેત્ર ઉજ્જડ થયુ વેરાન થયુ, વસ્તી નાસી ગઈ

## સમીક્ષા

આ આખ્યાયિકા વિશે વિચાર થાય છે કે–અગ્નિવંશના આર્યક્ષત્રિયો કે જેઓ ધર્મ અને સંસ્કૃતિના પાલક હતા હરબ્રહ્મ રાજા એ દેવતાઈ વંશના હતા તેમના હાથે હજારો બ્રાહ્મણોની કત્તલ થાય! બ્રહ્મક્ષેત્ર જેવુ નામીચુ તીર્થક્ષેત્ર ઉજ્જડ થાય! એ વાત બનવી અસંભવ છે!!

એમા સત્યાંશ એટલો તો હશે કે–હરબ્રહ્મ રાજાને રક્તકોઢ હશે તેમને બ્રહ્મક્ષેત્ર ના તીર્થોમા સ્નાનદાનાદિ ક્રિયાઓ કરવી હશે બ્રાહ્મણોએ તેમના ખરાબ ચેપી રોગને લીધે તેમ કરતા અટકાવ્યા હશે ઝપાઝપી થઈ હશે અને ખેડને તાબામા લીધુ હશે એથી વધારે કઈ ન થએલુ હોવુ જોઇએ ખેડની નદીની દક્ષીણે ક્ષીરજામાતાની બાજુમા હાલ હરબ્રહ્મ રાજાનો બુરજ હોવાનું કહેવાય છે ત્યા રાજાનો બગનો અને થાણુ હશે

## મહમદ ગીઝનવી!

ઇ સ ૧૦૨૪–સંવત્ ૧૦૮૦મા મુસલમાન બાદશાહ મહમૂદ ગિઝનીએ ગુજરાત પર ચઢાઈ કરી હતી તેની સાથે ભારે લશ્કર હતુ ત્રીસ હજાર ઘોડા–ઉંટ અને તેથીય વધારે સિપાઇઓ હતા શરૂઆતમા મુલતાન— અજમેર થઈ જંગલો ઓળગી સોરઠ તરફ આવેલા સોમનાથ ઉપર ચઢાઈ કરી હતી

મહમદ ગીઝની મૂર્તિભંજક–ધનલોભી અને ક્રૂર હતો અજમેર થઈ જે રસ્તે ગયો એ રસ્તામા બ્રહ્મક્ષેત્રનું ભારે નગર હતુ ગુજરાતના અને ઇડરના રાજ કરતાઓ નબળા પડી ગયા હતા ગુજરાતનો રાજા ભીમ કંથકોટના કિલ્લામા ભરાઈ ગયો હતો

ઇડરના રાજ્યમા ભીલ લોકોએ અરાજકતા ફેલાવી હતી એવે પ્રસગે મોગલ સૈન્યે બ્રહ્મક્ષેત્રનો સંહાર કર્યો મૂર્તિઓ ભાગી–દેવળો તોડયા તીર્થો અને દેવાલયોના રક્ષક બ્રહ્મણોની કતલ થઈ બ્રહ્માજીની મૂર્તિ વાવમા ઉતારી

દીધી અને ગામ છોડી સઘળી વસ્તી ઉજ્જડ થઈ ગામ બાળ્યુ હજારો જાતના જવાહીર લૂટાયા બ્રહ્મક્ષેત્ર સ્મશાન ભૂમિ જેવુ બની ગયુ આ મોગલ સૈન્યે રસ્તા પરના વરાલી ગામને ઉજ્જડ કર્યું અને લશ્કર આગળ વધ્યુ

મહમૂદ ગીઝનીએ સોમનાથનું દેરૂ તોડયુ ક્ષત્રીય રાજાને તાબે કર્યા ગુજરાત પણ કબજે કર્યું અને મોગલ સત્તા બેસાડી આવુ સઘળુ ઇ સ ૧૨૦૬ સુધી થતુ રહ્યુ આ વાત ગુજરાતના ઇતિહાસમા પ્રસિદ્ધ છે

## ખેડના બ્રાહ્મણો 'ખેડવા'મા વસ્યા !

બ્રહ્મક્ષેત્રને ઉપરોક્ત આફતોને લીધે બ્રાહ્મણોએ છોડયુ ખેડથી પાચ ગાઉના આશરે "ખેડવા" નામે ગામ વસાવ્યુ ત્યા તેઓ વસ્યા સાથે ઉપયોગી સાહિત્ય લઈ ગએલા તે પૈકી હાલ કેંગોગના લાકડાનો પાટ ભૂતકાળની નિશાની બતાવતો રહ્યો છે

## એકસો તેનીસ વર્ષ ખેડ ઉજ્જડ !

એક વખતનુ બ્રહ્મક્ષેત્ર તેની સુદરતા અમરાવતી-ઇન્દ્રનગરી સમાન ગણાતુ હતુ તેના તીર્થો ભાગ્યવાસી પ્રજાના હૃદયસ્પર્શી બન્યા હતા અને તેનું ઐશ્વર્ય શ્રીમતોને શરમાવે તેવુ હતું તેને બદલે એજ બ્રહ્મક્ષેત્ર બીહામણુ બન્યુ ! પ્રેત પિશાચો જેવા દુષ્ટ-ક્રૂર લોકોના ત્રાસથી ખડેર થઇ ગયુ એવી સ્થિતિમા એકસો તેત્રીસ વર્ષ ઉજ્જડ રહ્યુ

દરમ્યાન ઘણા બ્રાહ્મણો-વેપારીઓ-કારીગરો અને રાજ્યસુદીઓ દૂર દૂર દેશાતરોમા ચાલ્યા ગયા અને બ્રહ્મક્ષેત્રને તે સમયથી જે ભારે આચકો બેઠો તેની ફરી સુધારણા થવી મુશ્કેલી થઈ

## બ્રહ્મક્ષેત્રમા વસવાટ

ગુજરાતમા સિદ્ધરાજ જયસિંહ જેવો ધાર્મિક રાજા રાજ્ય કરવા લાગ્યો નાશ પામેના બ્રહ્મક્ષેત્રની ફરી આબાદી થવાનો સમય ઇશ્વરે બતાવ્યો તે સુંદર સમયમા ફરીથી બ્રહ્મક્ષેત્રમા વસવાટ થઈ સંવત ૧૨૫૦-૫૧-ઇસ્વીસન ૧૧૯૫-૧૧૯૬નો એ સમય ગણાય છે અને એ સમય પહેલા વસવાટની શરૂઆત પાચપચ્ચીસ વર્ષો પહેલી થએલી હશે એમ અનુમાન કાઢી શકાય છે

## ખેડવા બ્રાહ્મણોમાં બે વિભાગ !

સવત્ ૧૩૦૦ના અરસામા તરસગમાના રાજા મહેપાલજીએ યજ્ઞ આરભ્યો ! મહારાજા મહેપાલજી શ્રીરામચદ્રજીના ભક્ત હતા તેમની શ્રીરામચદ્રજીની ઉપાસના અનન્ય ભાવે હતી રાજા-સત્યવાદી-ધાર્મિક દેવબ્રાહ્મણના રક્ષક અને ધર્મ ઉપર શ્રદ્ધાવાન્ હતા એ યજ્ઞ શ્રીરામની ઉપાસના સિદ્ધ કરવા માટે હતો તેમણે વૈષ્ણવયાગ અને શ્રીરામ યજ્ઞ શરૂ કર્યો એ યજ્ઞ

કરાવવા બ્રહ્મક્ષેત્રના વિદ્વાન્ બ્રાહ્મણોને મેલાવ્યા વળી એમ પણ કહેવાય છે કે હરબ્રહ્મ રાજાએ કરેલા બ્રહ્મક્ષેત્ર પરના હુમનાની કિંવદતિને વિસારે પડાવવી હતી એવા નજીવા કારણોને બાદ કરવામા આવે તો તેમણે વિશુદ્ધ ભાવથી આ યજ્ઞ આરભ્યો હતો

આ યજ્ઞ ભારે હતો. કહેવાય છે કે યજ્ઞમા ઘીનો કુવો બધાવ્યો હતો રેંટથી ઘીની નીક વહ્યા કરતી અને ઘી હામામા કરતુ એ ઘીનો કુવો હાલ તરસગમામા દેખાવ આપી રહ્યો છે યજ્ઞભૂમિ અને તેના અવશેષ સ્થળોનો રાજગઢ અને પ્રજાના વસવાટના ખડેરા અત્યારે પણ એ ત્રિશૃગ (તરસગ) પર્વત તેની પુણ્ય ભૂમિકાની મારફતે બતાવી રહ્યો છે

આ યજ્ઞ વિધિપૂર્વક બ્રાહ્મણોએ કરાવ્યો રાજા અને પ્રજાને આનદ થયો ઘણા સામત–સરદાર–મહારાજાઓ કે જે દેશદેશથી યજ્ઞના દર્શનાર્થે આવ્યા હતા, તે સૌ આનદ પામ્યા હતા

બ્રાહ્મણોને દક્ષિણા આપવાનો સમય આવ્યો બ્રાહ્મણોએ તેમનુ વતન તેમની હકુમત સાથે મેળવવા માગણી કરી દરમ્યાન મહારાજા મહેપાળજીએ દક્ષિણા માટે ખેડબ્રહ્માની આસપાસના એકસો પચીસ ખેતરો, ૧૨૫ મકાનો ૧૨૫ કુવા અને મકાનોમા રહેવા–વાપરવાની ગૃહસ્થાશ્રમને લગતી સઘળી ચીજો ભરાવી તૈયારી કરી હતી તે પ્રદાન કરવાનુ દક્ષિણારૂપે જણાવ્યુ બ્રાહ્મણોએ હઠ કરી બ્રહ્મક્ષેત્ર કે જે મહારાજા મહેપાલજીના તાબામા હતુ તે મેળવવા આગ્રહમા આવ્યા મહારાજાએ નક્કી કરેલા ખેતર, કુવાજ ફક્ત આપવા જણાવ્યુ એ પ્રસંગે ભારે ચર્ચા થઈ માહોમાહે બ્રાહ્મણોમા વાદ-વિવાદ થયો વાટાઘાટ ઘણી થઈ આખરે જેઓને એ સ્વીકારવુ નહોતુ તે રીસાયા અને બાકીના એકસો પચીસ બ્રાહ્મણોએ ખેતરો વગેરે લેવાનું કબૂલ રાખ્યુ

રીસાએલા બ્રાહ્મણોએ બ્રહ્મક્ષેત્રની વસવાટ સદાને માટે છોડી એ **ખેડવાબાજ** નામે ઓળખાવા લાગ્યા જેમણે ખેડમા રહી ખેતરો વિગેરે સ્વીકાર્યા તે **ખેડવા ભીતર** કહેવાયા! મહારાજાનો યજ્ઞ સમાપ્ત થયો બ્રાહ્મણો ત્યાંથી રજા લઇ નીકળ્યા એ અરસામા બ્રાહ્મણોના કુલ ઘર ૮૨૫ હોવાનું કહેવાય છે

ત્યા પછી ખેડવાબાજ તરીકે ઓળખાતા બ્રાહ્મણોના ઘર વડાલીમા **બસો** વસ્યા કડીયાદરામા ૬૦ ઘર, ચોટાસણમાં ૭૦ ઘર ધનાલમા ૭ ઘર વસ્યા બાકી ॥ ઈડર પ્રદેશની આસપાસ ફેલાયા કેટલોક જથો પથાતમા રહ્યો અને કેટલાક અમદાવાદ–વડોદરા–છાણી–ખભાત–વાગડ અને એ

ચહેરાની આસપાસ જઈ વસ્યા. **એ પ્રમાણે ખેડવાબાજ ભિન્નભિન્ન પ્રદેશોમાં વિખૂટા પડ્યા.**

ખેડની અંદર રહેવા ધારેલાં ૧૫૫ ઘર શરૂઆતમાં ખેડમા વસ્યા પણ પાછળથી કેટલોક સમય વીત્યાબાદ, ખેડમાં ફક્ત વીસ ઘર, ઇડરમાં બે ઘર બીલોડામાં બે ઘર દેરોલમા એક ઘર, ડુંગરપુરમા ૧૧ ઘર, અમદાવાદમા ૨ ઘર, સુરતમા ૫ ઘર. ઝાલોદમા ૨ ઘર, વાસવાડામા ૨૦ ઘર, ધોડાસરમા ૨ ઘર, વીસાવેડામા બે ઘર, વાઝીદગ્મા ૭ ઘર, રીખવદેવમા ૧ ઘર, ઉદેપુરમા ૫ ઘર, પ્રતાપગઢમા ૧૫ ઘર, દેવળીઆમાં ૧૫ ઘર, મેવાડ—ભિલોડામા ૩ ઘર, ઘાટોલમા ૭ ઘર, ગરીયાકોટમા ૭ ઘર એમ વસ્તી ફેલાઈ!

ઉપરોક્ત ખેટક બ્રાહ્મણોની વસ્તી ખેડબ્રહ્મા છોડીને ચાલી ગઈ ત્યા વચલા કાળમા સખ્યામા કેટલોક મહત્ત્વનો વધારો થયો હતો.

**એડબ્રહ્મા બ્રાહ્મણોને ઇનાયત મળ્યું !**

કવીશ્રી દલપતરામભાઈની નોંધ પરથી જણાય છે. કે ઉપરોક્ત પ્રસગે બ્રાહ્મણોએ ગુજરાતના રાજા સિદ્ધરાજ પાસે જઈ વિનતિ કરી. રાજાએ એ વાત ધ્યાનમા લીધી થોડો સમય જવા દઇ સિદ્ધરાજે તરસગમાના રાજા મહેપાળજી ઉપર ચઢાઇ કરી, તરસગમા તાબે કર્યું ખેડને પરમાર રાજાઓ પાસેથી છોડાવી બ્રાહ્મણોને ઇનાયત કર્યું હતુ!! અને ત્યા પછી ખેડમાં શાંતિ પ્રસરી હતી. દરમ્યાન પૂર્વના એકસો તેત્રીસ વર્ષના ખેડના ભયાનક પ્રસંગને લીધે ખેડના લાટ વૈશ્યો કેટલાક પૂર્વ બગાળા તરફ-બિહાર-સુધા દેશ તરફ ચાલ્યા ગયા હતા. કેટલાકોએ નજીકના ગામોમા વસવાટ કરી હતી. અને ખેડની વસવાટ પછી એ શતાબ્દી પછી કેટલોક ભારે જથ્થો ખેડમા વતનમા આવી વસ્યો હતો. અને એ સુમ્હસ્થ તરીકે ઓળખાતો હતો.

ખેડના વૈશ્ય મહાજનો જે જે ગામોમા ખેડની આસપાસ દૂર અથવા નજીક જઇ વસ્યા તેની યાદી પણ મળી આવી છે.

વડાલી, ઇડર, બડોલી, ભીલોડા, દેરોલ, ડુગરપુર, અમદાવાદ, સુરત, ઝાલોદ, વાસવાડા રીખવદેવ, પ્રતાપગઢ, ઉદેપુર, ગરીયાકોટ આ ગામો અને તેની આસપાસના નાના મોટા ગામોમા થોડાઘણા પ્રમાણમાં વસવાટ કરી.

**એ વૈષ્ય મહાજનોની જૈન દીક્ષા**

રાજા કુમારપાળ સિદ્ધરાજની ગાદીએ આવ્યા. દરમ્યાન તેમની ૫૦ વર્ષની વય થતા સુધીમા અનેક કષ્ટો સહ્યા. તેમા ઘણા લોકોએ ખાનગી સહાયતા અને રક્ષણ કરેલુ તે પૈકી પ્રસિદ્ધ યતિ હેમચદ્રસૂરીએ મહત્ત્વની સહાયતા આપી હતી.

કુમારપાળ ગાદી પર બેઠા પછી મદદ આપનારા સઘળાઓને તેમની લાયકાત પ્રમાણે કદર કરી તેમા જૈન યતિમહારાજને પણ રાજગુરૂ તરીકે માન્યતા દાખવી હતી

રાજાએ જૈન દીક્ષા લીધી અને તેના વિસ્તારવાળા રાજ્યમા જૈન ધર્મનો પ્રચાર કરવા માડયો ત સમયે બિહાર-સુહ્ય દેશના યતિઓના આગમન થયા તેમણે પ્રચાર કાર્ય સુદર પાર પાડવા માડયુ ગામેગામે તેમના વિહાર થવા માડ્યા. તેમા પૂર્વના લાટ વૈશ્યો કે જેઓ ખેડમા અને આસપાસના ગામોમા વસવાટ કરી હતી તેમણે જૈનદીક્ષા સ્વીકારી અને લાટ એ દેશ વાચક નામને સ્વીકાર્યું અને સુહ્યસ્થો પાછળથી હુમ્મડ નામથી ઓળખાવવા માડયા

"સુહ્યસ્થ" શબ્દનો અપભ્રશ થઇ હુમસ્થ-હુમર અને હુમ્મડ" એવુ નામવ્યવહારમા પ્રચલીત થયુ અને દિગબર મતના સિદ્ધાતો કબુલ રાખ્યા

**છતાંય અસલ સસ્કૃતિ જાળવી !**

લાટ ક્ષત્રીયોની સસ્કૃતિ વૈષ્ણોમા પણ દીર્ઘકાળ જળવાઈ હતી, તેવીજ જૈન દીક્ષા લીધા પછી પણ જળવાએલી અત્યારે પણ જણાઈ આવે છે

ખેટક બ્રાહ્મણોનુ પુરોહિત પણ કાયમ રાખ્યુ મગલ પ્રસગોમા ધર્મ ક્રિયાઓ કરાવતા રહે છે વિવાહ-લગ્ન જેવા ભારે મગળ પ્રસગોમા ક્ષત્રીયને છાજતા રીવાજો જાળવ્યા છે અને ઘણા ખરા રીતરીવાજ પણ અમના ક્ષત્રીય પણાને ઘટતા થોડા ઘણા રૂપાતરે હજુ પણ પ્રત્યક્ષ થતા રહ્યા છે

**ખેડના બાવન જીનનો પ્રાસાદ !**

એ સમયમા બ્રહ્મક્ષેત્રમા જૈનધર્મનો પ્રચાર થયો જીનેશ્વર ભગવાનને પણ એ પવિત્ર ક્ષેત્રમા નિવાસ કરવાનું ગમ્યુ સેકડો જીનાલયો બધાયા સાધુ મહાત્માઓના ઉપાશ્રય બધાયા "બાવન જીનનો ભવ્ય પ્રાસાદ" બધાયો

શિવમત્ર-વૈષ્ણવ મત્ર અને બ્રાહ્મમત્રો સાથે જીનમત્રોની ઘોષણા થવા લાગી સિદ્ધરાજ મહારાજની અને ધાર્મિક સગ્દારોની મદદોથી બ્રહ્મ યજ્ઞના મદીરો-તીર્થોનું સમારકામ થયુ તે સાથે જૈનમદિરો પણ દીપી ઉઠ્યા

"સત્યાત્ નાસ્તિ પરોધર્મ"ના આદર્શ સાથે 'અહિંસા પરમો ધર્મ'નુ આદર્શ પ્રગટ થયુ અને સત્ય-અહિંસાના તત્વ પર ખેડ બ્રહ્મા લગભગ પગભર થવા તેના ભાગ્ય સૂયતરફ દ્રષ્ટિપાત કરવા લાગ્યુ એમ થોડોક સમય પસાર થયો એમ એક શતાબ્દીથી કઈક વધારે વખત પસાર થયો, તેટલામાતો ખેડના ભાગ્ય સૂર્ય પર અનેક સકટોના વાદળો ચઢી આવના લાગ્યા ! અને નાશના ચિહ્નો દેખાવા લાગ્યા

## મુસલમાન સુબાઓનો અમલ

આ અમલની જમાવટ ગુજરાતમાં શરૂ થઈ, ઇ. સ. ૧૩૦૪થી ઇ. સ. ૧૪૦૩ સુધીમાં તેમની નિષ્ઠુરવૃત્તિના અનુભવ ગુજરાતને વેઠવાના આવી પડયા. બ્રહ્મક્ષેત્ર પણ એવા કડવા અનુભવને ભોગ થઈ પડયુ.

એ અરસામાં એટલે ઇ. સ. ૧૩૦૨ના સુમારમાં ઇડરનાગાદીપતિ સાંમળીઆ સોડને મારી રાવસોનગજીએ ઇડરનુ રાજ્ય કબજે કર્યું હતુ અને રાજની જમાવટની શરૂઆત હતી.

એ પ્રસગે ગુજરાતનો છેલ્લો રાજા કરણઘેલો હતો. અવિચારી અનેખરાબ ચાલનો હતો તેનો પ્રધાન માધવનામે નાગર હતો. તેની ખુબસુરત સ્રી ઉપર મોહ પામી તેને કબજે કરવા તેણે ધારેલુ। પરિણામે માધવ પ્રધાને દિલ્હીના પાદશાહ અલાઉદ્દીનને જઇ વિનતિ કરી અને ગુજરાત પર હુમલો કરવા સુચવ્યું। પ્રધાન સાથે ખેદીલી કરનાર કરણ ઘેલા ઉપર બાદશાહે ચઢાઇ કરવા ભારે લશ્કર તૈયાર કર્યું. ગુજરાત ઉપર ચઢાઈ કરી. યુદ્ધ કરવા ખડા રહેલા રજપુત વીરો કપાઇ ગયા. રાજપુત રાજ્યોનો નાશ કર્યો. નાના માંડલીક રાજાઓ સ્વતંત્ર થઈ ગયા. દેશમાં ચોતરફ અંધાધુંધી ફેલાઈ. દેવાલયો તોડયાં. ગુજરાતનાં નામીચાં સ્થાનો ધુળભેગાં કર્યાં તેના દેવતાઈ પવિત્રસ્થાનો ભ્રષ્ટ કર્યાં કરણઘેલો હારી ગયો. તેનું રાજ્ય નષ્ટ થઇ ગયું. તેની રાણી કબજે પડી. રખડતો રઝળતો કરણ મરણ પામ્યો.

અલાઉદ્દીને અલફખાનની સુબા તરીકે નિમણુક કરી. માધવને પ્રધાન બનાવ્યો, એમ દિલ્લીના પાદશાહો તરફથી પ્રસગવશાત જુદા જુદા સુબાઓ આવવા લાગ્યા. ઈ. સ. ૧૩૧૯માં તરસંગમાની ગાદીપર "જગતપાળજી" હતા. તેમના પર સુબાની ફોજે ચઢાઈ કરી. તરસગમો ફોજે કબજે કર્યો. ત્યાંથી એ મોંગલ સૈન્ય બ્રહ્મક્ષેત્ર પર તુટી પડયું. બ્રહ્મક્ષેત્રનાં પવિત્ર દેવાલયો તીર્થસ્થાનો, જીનાલયો તોડયાં. ધનલોભી અને ધર્મઘેલા આ મોગલોએ મૂર્તિઓ ઉખેડી નાંખી. પવિત્રક્ષેત્રને સ્મશાનવત્ બનાવી દીધુ. પ્રજા દુઃખની મારી જ્યાં ઠીક લાગે ત્યાં નાસી ગઈ. કેટલાક સાવચેત પુરૂષોએ દેવમૂર્તિઓને દેવસ્થાનોમાંથી ઉઠાવી ભોંયરાઓમાં દાટી. બ્રહ્માજીની મૂર્તિ પણ મદિર સામે વાવમાં તેના કોઇ એવા ભોંયરાના ( વિવરમાં ) ઉતારી. અને નાશી ગયા. આ પ્રમાણે બ્રહ્મક્ષેત્રનો ભાગ્ય સૂર્ય આથમ્યો.

ત્યાં પછી તરસગમાના મહારાજાશ્રી જગતપાળજીએ પાદશાહની ફોજનો કબજો ઉઠાવી લીધો. અને તરસંગમાનું રાજ્ય સ્વતત્ર કર્યું. તે સાથે એ પરમાર રાજવંશીઓ અને ઇડર રાજ્યના રાજવશીઓ તેમજ પ્રથમ વર્ગના

શ્રીમંતોએ બ્રહ્મક્ષેત્રની વસવાટ માટે મદદો કરી અને નાશ પામેલાં કેટલાંક મહત્વનાં સ્થાનોની મરામત થવા પામી. એમ ખેડની પુનઃરચના થઇ, પણ તેનું નષ્ટ થએલું ગૌરવ, વૈભવ અને સંપત્તિઓ સદાને માટે અસ્ત થઈ!!

## કૂળનો શાપ દૂર કરવા યજ્ઞ !

ઇ. સ, ૧૩૦૪ના અરસામાં તરસંગમાના મહારાજાશ્રી કાનડદેવજીએ યજ્ઞ કર્યો.એ વિશે એમ કહેવાય છે કે તેમના પૂર્વજ મહારાજા મહેપાલજીએ યજ્ઞ કરાવેલો તેમાં બ્રાહ્મણોની ઇચ્છા મુજબ દક્ષિણા વિગેરે ન આપવાથી તેમજ બ્રાહ્મણોમાં બાહ્ય–આભ્યંતર (ભીતર) જેવા બે તટ પડયા! બ્રાહ્મણોને રોષ ચઢયો। રોષનો વેગ શું ન કરે!! ક્રોધના વેગમાં આવી દીધો શાપ!! એ શાપની નિવૃત્તિ માટે(કુળનો શાપ મટાડવા માટે)મં૦શ્રી કાનડદેવજીએ બ્રહ્મક્ષેત્રના વિદ્વાનોને તેડાવ્યા. રાજાએ પ્રેમથી મહાયજ્ઞ કર્યો. બ્રાહ્મણોને સંતોષ્યા. તેમની ઇચ્છા મુજબ સઘળુ થતું રહ્યું. બ્રાહ્મણોએ આશિષ આપ્યા. બ્રાહ્મણોની માગણી મુજબ બ્રહ્મક્ષેત્રનાં દેવાલયો–ધર્મસ્થાનો–તીર્થો વગેરેની સુધારણા માટે મદદો આપી.

## કાનડદેવજીની પરિસ્થિતિ !

કાનડદેવજીને એક નાનો ભાઈ હતો. તેનુ નામ આંબોજી હતું. આંબોજી કપટી અને લદાક હતો. તેનો કંકાસ પ્રસગે ભારે થઈ પડતો. તેણે તકરાર કરી. કોટડાની જહાગીર કબજે કરી લીધી હતી. બન્ને ભાઇઓ વચ્ચે વેર હતું. પરસ્પર કોઇને ત્યાં જતા આવતા નહોતા. આંબાજીને કાનડદેવજી ઉપર સખત વેર હતું. લાગ જોતો હતો અને વેરની વસુલાત કરવા ઇચ્છતો હતો.

## વફાદાર મારૂ રાવત !

મારૂરાવત નામે ખવાસ હતો. એ સાચો રાજભક્ત હતો. નાની ઉમ્મરથી કાનડદેવજી પાસે હતો. રાજરીત શીખી ગયો. રાજનીતિમાં કુશલ હતો. સાચો વફાદાર અને પુરો વિશ્વાસુ હતો. પ્રસંગવશાત્ રાણાજી તરફથી મારૂરાવતને ભરોસે રાજ્ય અને અંતઃપુરની જવાબદારી સોંપાતી હતી.

## રાણાજીનું બે ઉપર ત્રીજું લગ્ન !

કાનડદેવજીને બે રાણીયો હતી. એ બે ઉપર ત્રીજું લગ્ન કર્યું હતું. પહેલું લગ્ન હળવદના રાજ્યમાં કર્યું હતું. રાણીજીનુ નામ ઝાલીજી "રામકુંવરી" હતું. બીજું લગ્ન મેવાડની રાજધાની ઉદેપુરમાં કર્યું હતું. રાણીજીનું નામ સિસોદણી "રતનકુંવર" હતું.

મોટાં રાણી રામકુંવર ને જીવાઈ પેટે દાતર અથવા ખેરાળુનો પટો આપ્યો હતો. પોતાના કુંવર મેઘજી તથા વાઘજી સાથે ખેરાળુમાં રહેતાં હતાં. તેમણે ખેરાળુનો ઉગમણો દરવાજો બધાવ્યો હતો. જે આજ સુધી

ઝાલીજીના દરવાજાના નામથી ઓળખાય છે એ ઉપરાંત વાવ-કુવા અને તળાવ પણ બધાવ્યા હતા

બીજાં રાણીજી રતન કુંવરીએ રોહિલપુર પટ્ટણ વસા યુ હતું જે હાલ રોહિડા નામથી ઓળખાય છે

ત્રીજુ લગ્ન કરવાનો પ્રસગ અચાનક આવ્યો! એ તેમના કુળગૌરવની ખાતર હતો એ એક તેમની ઉમદા પ્રતિષ્ઠાનુ માન હતું ઉદેપુરના સિસો દીયા કુળની એક કન્યાનુ પાણી ગ્રહણ કરવાનું હતુ નામ સિસોદણી લાલકુંવરી હતુ

લગ્નનું નારિએળ સ્વીકારાયું અને કરી સઘળી તૈયારીઓ રાણાજીએ મારૂરાવત સાથે કરી મસલત મારૂરાવતે ગોઠવણ વિશે વિચારો આપ્યા રાણાજીને!! એ ગમી ગયા

મારૂરાવત ખેરાળુ ગયા રાણી ઝાલીજીને વિનતી કરી રાણાજી પ્રતિષ્ઠાની ખાતર ત્રીજુ લગ્ન કરવા વિચાર ધરાવે છે!! તમારી સમતિથી પધારવા તૈયારી રી છે! દરમ્યાન તેઓશ્રીની ગેરહાજરીમા તમારૂ તથા કુમારોનુ રક્ષણ થાય તે માટે આપને કુમારો સાથે હળવદ પધારવાનું છે' વિચક્ષણ રાણીજીએ હા પાડી! અને હળવદ ગયા

રાજ્યની જવાબદારી મારૂરાવતને સોપાઈ! જીવને જોગે મારૂરાવત રાજ્ય આબાદ ગખવા કબુલ થયા અને જાન લઇ પરણવા જવા રાણાજી નિકળ્યા

મેવાડ-ઉદેપુર જાન ગઈ ઉદેપુરમા ભારે ઉત્સવ થયો વિધિવત્ કન્યાદાન દેવાયુ દાયજો ભારે કિમતી અપાયો જાનૈયાઓને કિમતી પોશાકો મળ્યા અને જાન વિદાય થઈ માવચેતી સાથે જાન ઉદેપુરથી નિકળી ચુકી સુંદર વાદિત વાગતા હતા મગલ ગીત ગવાતા હતા કોટડાના સિમાડે આવી પહોચ્યા

### ભાઇ આંબાજીનો આગ્રહ'

આમાજી તાકીને બેસી રહ્યા હતા મારતી ઘોડીએ કારભારીને મોકલ્યા માનડદેવજીને કોટડે પધારવા ભારે આજીજી કરી કાનડદેવજી એકના બે ન થયા

આમાજીએ એ સઘળુ જાણ્યુ જાતે તેડવા ગયા ભાઇને કાલાવાલા કર્યા ભાઇએ સાફ ના પાડી નવા ભાભી પાસે ગયા તેમને તો કાલાવાલા કરવામા બાકી ન રાખ્યુ નવા ભાભીનુ હૃદય પિગળ્યુ રાણાજીને આગ્રહ કર્યો

### વિશ્વાસે છેતરાયા!'

જાન કોટડામા આવી ખૂબ ધામધુમ થઇ ઉત્સવનો આનદ કોટડામા અમાપ હતો કોટડાની કોટડી તો આનન્દના રસથી તરબોળ થઈ કાનડ

દેવજીને વધાવી લીધા. સોનાના થાળમાં જમવા પીરસ્યું. જાતજાતની વાનીઓ પીરસી. જાનૈયાઓ માટે પણ પંગત ભેદ નહોતો. રાણાજી અને આંબાજી ખાનગી રંગમહેલમાં બન્ને સાથે બેઠા. બીજા સઘળાઓ માટે સ્થળ અલગ રાખ્યું હતું. જનાનામાં પણ જમવાની ગોઠવણ એકસરખા પદાર્થોની હતી અને ત્યાં પણ રાગરાગણીના સંગીતસૂરોમાં ભોજનની લ્હેજત શરૂ થઈ હતી.

ભોજન ચાલી રહ્યું હતું. આબાજી વ્યાકુળતામાં દેખાયો. કાનડદેવજી વિચારી રહ્યા હતા. આંબો ઉભો થયો. ખીંટીએથી લટકતી તરવાર લીધી. મ્યાંનમાંથી બહાર ખેંચી. વીજળી વેગે ચમકી. ગરદન ઉપર થયો ઘા!! કાનડદેવજી સાવચેત થયા. દગો સમજી ગયા. લોહીની ધારાઓ છૂટી હતી. ઘા જબ્બર થયો હતો. પણ શૂરતાના આવેશમાં આવેલા કાનડદેવે કટાર કહાડી. આંબો નાસવા લાગ્યો. મેડા ઉપરના દાદરનાં પગથીયાં બેત્રણ ચઢયો. કાનડસિંહ તેના પર ધસ્યો. તેનાં કપડાં પકડી તેને ખેંચી લીધો. ગરદન પકડી. કટારના ઘા માથામાં ઉપરાઉપરી જબ્બર ભોંક્યા. મરણને શરણ થયો. પાપી આંબાનો ત્યાં કલંકિત દેહ ભોય પર પડ્યો.

કાનડદેવજીને થયો ઘા! તેમના મર્મસ્થાને વાગ્યો! તેમના પ્રાણ ક્ષીણ થયા. અંત આવ્યો. પકડેલી ગરદન પર મડા મૂક પડેલી દેખાઈ.

જાનૈયા ધસી આવ્યા. રણવાસ ત્રાસથી મૂર્છિત થયો. બન્ને શબ સાથે સુવાડયાં. કોટડાની કોટડી ધોગ્જરી બની! કલંકિત બની! આંબાનો ઇતિહાસ કાળો લખાયો!!

## પતિની ચિતામાં સતિનો દેહ!

ગામની પાદરે ચિતા ખડકી. ચંદનકાષ્ઠો મગાવ્યાં. ચિતા સળગી. સિસોદણીના વિલાપ હૃદય ભેદક બન્યા. અંબેમાતના જયપોકાર્યા. લાલકુંવરી તેના નવા કાંકણદોરા સાથે ચિતામાં પડી. અને પતિલોકના અમરલોકમાં સતિ આરૂઢ થઈ. એ સતિની છત્રી બધાઇ. કોટડામાં તેની કહેવત સ્થપાઈ.

## આ વિષયમાં એક છપ્પો.

ગઢવી ગોરખદાસે "પરમાર વશનું વર્ણન" લખ્યું છે. તેમાંથી આ એક છપ્પો છે.

> "કાનરાણુ મેવાડ ગયા, પરણેજણ કારણ,
> દિયાદાન ખટવર્ણ હેમહેમરક આભરણ."
> "પાટથાન આવંત કપટ આંબે મન કીધો,
> સકળ જાન નોતરે મન આદર બહુ દીધો."
> "ઉઘડી ચૂક કરતે ચણુ ગયો શીવધર શર પડી,
> તણુવાર રાવકાનડતણે ચિતઆય જમ દ્રઢ ચઢી."

ભાવાર્થ ખુલ્લો સમજાય તેવો છે. એ પ્રમાણે બીના બની. જાનૈયા સવળા તરસગમા આવી પહોચ્યા. દરમ્યાન મારૂરાવતને આ સઘળી બાતમી પહોચી ગઈ હતી.

સગીર કુમારો જ્યા સુધી લાયક ન થાય ત્યા સુધી રાજ્ય મારૂરાવત ચલાવવા લાગ્યો

## જમાઇને ત્યાં વેર જાગ્યું !

આબાજીની દિકરી ઈડરના મહારાજા રાવ ભાણુ સાથે પરણાવી હતી. આબાજીના મૃત્યુની બીના ઇડરમા પહોચી. દિકરી અને જમાઇ કકળી ઉઠયા. તરસંગમાના અનેક દુષ્મનો પૈકી ભારે દુશ્મન ઈડરના રાવ ભાણુ હતા રાવભાણુના રાણીજી તેમના પતિને વિનવવા લાગ્યા અને તેમના મરણ પામેલા પિતાનું વેર લેવા તરસગમાની ધૂળધાણી કરી નાખવા પ્રેરણા કરવા લાગ્યા ઈડરના ભાણુરાજાએ તરસંગમા ઉપર ચઢાઈ કરવા લશ્કર એકઠુ કર્યું અને એક કાકરે બે પક્ષી ઉડાડવા જેવી વાત મુજબ તરસંગમા પર ચઢાઈ કરી. એક વાતે રાણીજીની ધારણા પાર પડશે!! અને બીજી વાતે તરસંગમાનુ રાજ્ય ઈડરમાં આવશે!! એમ રાવજીએ ધાર્યું.

## તરસંગમા પર ચઢાઈ!

ભારે લશ્કર લઇ રાવભાણુ તરસગમા પર ચઢી આવ્યા મારૂરાવતે તેમના સરદારો સાથે અને લશ્કર સાથે યુદ્ધ ખેલ્યુ પણ ઈડરનું ભારે લશ્કર! યુદ્ધની જબ્બર સામગ્રી! અને ઘણી તૈયારી સાથે હતું ચઢી આવેલા ઇડરના અસંખ્ય બળને મારૂરાવત મહાત કરી શકયા નહીં!! વિજયલક્ષ્મી રાવભાણુને વરી. તરસગમામા વિજયપતાકા રાવભાણુની ફરકવા લાગી તરસંગમામા ઇડરનું થાણુ બેસાડયુ. મારૂરાવતને કેદ કરી ઈડર લાવવામા આવ્યો અને રાજમહેલની નીચે આવેલા ભફીયામા તેને નજર કેદ રાખ્યો.

## મારૂને મહેણાંનો માર !

તરસગમો હાથ આવવાથી આબાની દિકરી અને જમાઈના આનંદમાં પાર રહ્યો નહોતો. રાણીના ઉશ્કેરવાથી રાવ મારૂને મહેણાનો માર ચલાવતો હતો.

મા...રો...સા...ળો ખવાસડો! ગોલીના પેટના!!...મફતનું ખાઇ-ખાઇને પાણીમાં મકુકુ ચકાય તેમ સુકાતો દેખાય છે × × અરયા ગોલીના!! તરસગમાનો ધણી મફત થવાતુ નથી!! × × ×

મારૂને આ મહેણાં સહેવાતાં નહોતાં. મારૂની ધીરજ ખસતી હતી. મનમાં ભારે મૂંઝાતો હતો.

મારૂ કહે—રાવ! જરા મોઢું સભાળીને બોલો!! હું ખવાસ છું તે તો વાત શાચી છે પણ તમારાં મ્હેણાં સાંભળવા સરજ્યો નથી."

"ત્યારે ત્હારાથી શું થઈ શકે તેમ છે? ત્હારા ખવાસડાની શીં તાકાત છે? રાવભાણ બોલ્યો.

"એ તો બધું ઠીક છે પણ વખત આવે ખબર પડશે. વાઘને પાંજરામાં પૂરી તેને પૂછો કે ત્હારાથી શુ થાય તેમ છે. પણ વાઘ છુટો મૂકો અને પૂછો એટલે તેના પરાક્રમોની ખબર પડે!!

અરે—વાહરે—તું વાઘ! બકરાની ય શિકલ દેખાતી હોત તો કહેલું વાજબી હતું. અહો!! હજુ તો પારખું કરાવવાની હોંશ છે ખરી!!

"અલ્યા ખવાસડા! મનમાં તું ધાર કે ત્હને અહીંથી છાડું તો તું શું કરી શકે!! રાવભાણે કહ્યુ."

"જવાબ મળ્યો કે-જે થવાનું હોય તે થાય! પરતુ એક વખત છુટો થાઉં તો તમારા રાજમહેલને જમીન દોસ્ત કરાવી નાંખુ! પાયા પણ ખોદાવી નાંખું! અને તેનો સઘળો કચરો રોહિડાની હરણાવમાં નંખાવી દઉં!

આ વાત સાંભળી રાવનું કાળજું ફફડી ઉઠયું. પણ બીજીજ ક્ષણે રાવને લાગ્યું કે આ ચાકરડાના બાયલા શબ્દોથી શું વળે તેમ છે. એમ ઘણા દિવસ રકઝક ચાલતી!! આખરે રાવભાણે વિચાર્યું કે-મારૂને છુટો કરવાથી તે શું કરી શકે છે! તે જાણવા કૌતુકની ખાતર તેને છુટો કર્યો. તેના બરડામાં લાત મારી પિંજરામાથી છોડી દીધો.

છુટો થએલો મારૂ ત્યાથી નાસી ગયો. હળવદ પહોંચ્યો. તેની પાસે ફાટેલાં પહેરેલાં વસ્ત્રો શિવાય કંઇજ નહોતું. રાજગઢમાં દાખલ થયો. સઘળી હકીકત નિવેદન કરી. કુમાર મેઘજી તથા વાઘજીને સાથે લીધા. ખર્ચવા કેટલીક રકમનો બંદોબસ્ત કર્યો. ઝાલારાણાએ સાચા સ્વામી ભક્તની આ રાજ ભક્તી જોઇ આશ્ચર્ય પામ્યા.

**પાદશાહ પાસે ફરીયાદ!**

એ અરસામાં અમદાવાદનો પાદશાહ સુલતાન મહમદ (બીજો) હતો. તેમના ભર દરબારમાં ફરીયાદ આવી. ફરીયાદી મારૂરાવત હતો. મારૂએ કોઈ વિચિત્ર વેશ ધારણ કર્યો હતો! કફની પહેરી હતી. કર્તિમ ડાઢી બાધી હતી. બે કુમારોને બન્ને બાજુના ખભાઓ ઉપર બેસાડ્યા હતા. કુમારોના માથાપર માટીનાં કલેડાંમાં તપખલાંની તાપણી સળગતી હતી. આવા વેશમાં મારૂ દરબારમાં દાખલ થયો!

## મારૂની અરજ!

જહાપનાહ!! ખુદાવિંદ બાદશાહ સલામત રહો!! પોકાર થયા, સભાજનો ચકિત થયા તખ્તપર બિરાજેલો પાદશાહ આશ્ચર્ય પામ્યો! દયા આવી! બાળકોને માથે આ તાપણી શુ? અરે અરે? આ તો દાઝી મરશે? નીચે ઉતારો! નીચે ઉતારો! જે અરજ હોય તે કરો! બાદશાહના મુખમાથી આ શબ્દો નિકળી પડ્યા

વિનતીરૂપે કહેવાયુ! અમે કયા ઉતારીએ! અમારી ધરતી હતી તે ટળી ગઇ! તો હમે પગ કયા મૂકીએ!! (મારૂએ એ પ્રમાણે કહ્યુ)

બાદશાહ સમજી ગયો—એ વાતમા કંઈક મહત્વનો ભેદ છે!! ફરીથી કહેવામા આવ્યુ કે—તમારે જે કહેવુ હોય તે ખુશીથી કહેજો પણ આ બે બાળકોને જલદી નીચે ઉતારો!! તમારી અરજીનો ઈન્સાફ મળી જશે

મારૂ (વેશધારી) એ બાળકો નીચે ઉતાર્યા તાપણીઓ દૂર કરી અને ઇડરના ભાણુરાવે તરસગમો લઇ લીધાની વાત વિગતવાર સમજાવી, કમ્મરે બાંધેલી પટ્ટીમાથી સોના મહોરો કહાડી! બાદશાહ આગળ ઢગલો કર્યો એનું નજરાણુ જાહેર કર્યું

બાદશાહ તેને પ્રથમથી જ ઓળખતા હતા મારૂરાવત રાણાનો જમણો હાથ ગણાતો! એ વાત તેમને કાને ઘણીવાર આવેલી! તે પરથી જણાવ્યુ તમારે કેવી મદદ જોઈએ છે? રાવતે ફોજની મદદ માગી, રાવ ભાણુના ઉપર ચઢાઈ કરી, ઇડરની મહેલાતોનો નાશ કરવાનું કહ્યું તેના બદલામા લાખ રૂપીયા રોકડાનુ નજરાણ કરવા કબુલત આપી!!

બાદશાહે લશ્કર તૈયાર કરાવ્યુ ઇડર ઉપર ચઢાઈ કરી રાવભાણુને ખબર મળી લશ્કર લાવનાર બાદશાહના સરદારની સમજાવટ કરવા રાવભાણે પ્રયત્ન કર્યો સરદારે નહિ માન્યુ રાવભાણ તેમના કુટુબ સાથે એક ભોયરાની સુરગ મારફતે કોઈ અજાણ્યા સ્થળે ચાલ્યા ગયા

પાદશાહની ફોજે ઈડર કબજે કર્યુ મહેલાતો પાડી કોટ ખડિત કર્યો મારૂરાવતે મહેલાતોની ઇંટો હરણાવને કિનારે નખાવી ઢગલો કરાવ્યો કહેવાય છે કે એક ઇંટ લઇ જનારને એક એક સોના મહોર આપના કરી હતી

તરસગમાનુ થાણુ પાદશાહની ફોજે ઉઠાવ્યુ, અને મેઘજી તથા વાઘજીને ત્યા સહીસલામત રાખના બદોબસ્ત કરી આપ્યો

મારૂની પાસે પૈસા રહ્યા નહોતા લાખ રૂપીયાનુ નજરાણુ આપનાનું હતું તેથી બાદશાહને દોતરપટો યાને ખેરાળુ વિભાગ ગિરો લખી આપ્યો અને પતાવત કરી દીધી

હરણાવને કિનારે પડેલી ઈટો, કાટમાળ વિગેરેથી ગઢાગામના પાદરમાં શામળાજીનું મંદિર બંધાવવામાં આવ્યું, જો કે શામળાજીનું અસલના વખતનું સ્થાન ત્યાં હતું ।

પાદશાહી ફોજ ગયા પછી, ઈડરનો તાબો રાવભાણે આવી પાછો લીધો હતો અને મહેલાતો ફરી બંધાવી હતી

## રાણામેઘજીની ઉદાર સખાવત !

રાણા મેઘજી તરસગમાની ગાદીએ સંવત ૧૪૭૪ મા બેઠા હતા તેઓ ધર્માત્મા હતા તેમણે બ્રહ્મક્ષેત્રમા બ્રહ્માજીનું મંદીર બંધાવ્યું હતું તથા બ્રહ્મક્ષેત્રના કેટલાક સ્થાનો સુધરાવ્યા હતા ખેડબ્રહ્મા તેમના તાબામા હતુ,

## રાણા આશકરણજી

રાણામેઘજીના વંશમા આસકરણજી થયા સંવત ૧૬૦૧મા ગાદી ઉપર બેઠા હતા. તેમને દિલ્હીના પાદશાહ અકબરે "મહારાણા"ની પદવી આપ્યાનું કહેવાય છે

## પદવી આપવાનું શું કારણ હશે વારૂ ?

આશકરણજી પ્રમાણિક હતા રાજ રજવાડાના કુટુંબોના સુખ દુ:ખ સાંભળતા તેમની એવી ઉદાર કીર્તિ દિલ્હીના તખ્ત સુધી પહોંચી હતી

બાદશાહ અકબરનું કુટુંબ વિશાળ હતું શાહજાદાઓ ઘણા હતા તે પૈકી એકની સાથે એ બનાવ બન્યો. શાહજાદો રીસાયો અને તરસગમામા આવ્યો રાણાજી શ્રીઆશકરણજીને શરણે આવ્યો તેના દુ:ખની વાત સઘળી રજુ કરી રાણાજીએ તેને આશ્વાસન આપ્યું તેના ગૌરવને છાજતું ખાનપાન આપવા માંડયું બીજી બાજુએ દીલ્હીપતિ પાદશાહ અકબરને છુપી ખબર આપી બાદશાહે આસકરણજીને ધન્યવાદ આપ્યા સૂચવ્યું કે શાહજાદાને જાળવજો તેની મરજી હોય ત્યા સુધી રાખજો એ પ્રમાણે રાણાજી કાળજી પૂર્વક કરતા રહ્યા શાહજાદાનુ મન શાંત કરતા રહ્યા અને પિતા પુત્રમા પ્રેમ પેદા થાય તેવી યોજનાઓ કરતા રહ્યા અને બન્નેનો મેળાપ કરાવી આપ્યો આ યોજનાથી બાદશાહ અકબર ખુશ થયો અને બાદશાહી ઠાઠની રાજસભામા આસકરણજીને માન આપી "મહારાણા" જેવી ઉચ્ચ પદવી આપી

## અમૂલ્ય હીરાની વીંટી બક્ષીસ

શાહજાદા પણ ખૂબ ખુશ થયો હતો તેણે પણ આસકરણજીને સત્કારને અંગે ભારે મૂલ્યવાન હીરાની વીંટી બક્ષીસ આપી.

### આશકરણજીના ત્રણ પુત્ર!

આશકરણજી મહારાણાને ત્રણપુત્રો હતા (૧) વાઘજી (૨) જયમલજી અને (૩) પ્રતાપસિંહ નામે હતા એ ત્રણમા પાટવી કુવર વાઘજી હતા

### રાણા વાઘજીનું વર્તન!

રાણા વાઘજી શૂરવીર હતા યુદ્ધ વિદ્યામા ભારે કુશલ હતા. તેમનો ઉત્સાહ અનેરો હતો સાહિત્યના અભ્યાસી હતા કાવ્યનો ભારે શોખ હતો કવિઓ તેમને આશ્રયે નિભતા હરકોઈ કવિ તેમના દરબારમાં માન પામતો અને મારાસત્કાર સાથે વિદાય થતો રાણોજી સુદરતા જોવાના ભારે શોખીન હતા તેમની મનોભૂમિકા ઉચ્ચ હતી દુનિયાની નવી બીનાઓ જાણવા ઉત્સુક રહેતા

### આવ્યો એક કવિ!

રાણાવાઘજીના દરબારમા કવિ આવ્યો કવિરાજનો સત્કાર કર્યો કવિએ ધડગની સુદરતાના વખાણ કર્યા ગણવાસનુ ઉમદાવર્ણન કર્યું અને રાણીઓની સુદરતાનું વર્ણન તો અજાયબી પમાડે તેવુ કર્યું! સાથે એવુ પણ કહેરામા આવ્યુ કે રાણીઓ જેવી સૌંદર્યની પ્રતિમાઓ છે તેવી જ શીલ અને ગુણવાળી સતિઓ છે આ વાત સાભળી રાણા વાઘજીને આશ્ચર્ય લાગ્યુ જવાબમા કહ્યું કે જે રૂપવાન્ હોય છે! તેનામા શીલ સારૂ હોવાની ભારે શકા હોય છે! કહેવત છે કે क्वचिद्रूपवती सती × × × કવિરાજ તમોએ કરેલુ વર્ણન સપૂર્ણ સત્યથી વેગળુ છે કવિએ આ વાતની ખાત્રી કરવા સૂચવ્યુ.

### રાજહઠ!

રાણો વાઘ ગુણવાન્ હતા. પણ હઠીલા હતા કોઈ વાત હઠથી નક્કી કરતા તેમ કરવામા સર્વસ્વ ગુમાવવા તૈયાર થઈ જતા

### કારભારી સાથે વાતચિત!

રાણાજીએ ધડરના મહારાજાની રાણીઓને નજરે જોવા ધાર્યું આ વાત કારભારીને કાને પડી કારભારી વૃદ્ધ-બુદ્ધિવાન, અને રાજ વફાદાર હતા મનમા વિચાર ઘડયો. રાણાજી આગળ રજુ કર્યો રાણાજીએ કબુલ ન કર્યું

કારભારીએ વિનવણી કરી એવુ સાહસ કરવા ના પાડી પરીણામે ભયકર પ્રસગ આવવાનો ભય બતાવ્યો રાણાજી હઠમા આવ્યા અને હરકોઈ પ્રકારે ધડરનો ગણવાસ જોવા તક મેળવવા માડ્યા

## કયા રાજાના વખતની એ વાત ?

એ પ્રસંગે ઇડરની ગાદીએ વીર વીરમદેવજી પછી તેમના ભાઈ કલ્યાણ-મલજી ગાદીએ હતા તેમને બે રાણીઓ હતી રાણી **ભાણુમતી** ' ઉદયપુરના મહારાણાની કુંવરી હતી અને રાણી **વિનયાવતી** જાડેજી ભુજનારાવની કુંવરી હતી આ બન્ને રાણીયો ભારે ખૂબસુરત હતી સુદર-તાના અવતાર હતી તેમનુ રૂપ દેવીઓ જેવુ હતુ

## યાત્રાનો પ્રસગ !

રાણીઓ બન્ને ધર્મવૃત્તિવાળી હતી તેમને બ્રહ્મક્ષેત્રની યાત્રાએ જવાનું હતુ બ્રહ્મક્ષેત્ર ( ખેડબ્રહ્મા ) એ અરસામા ઇડરની હકુમતમા હતુ રાણીઓએ સુમુહૂર્ત જોવરાવ્યુ જવાની તૈયારીઓ રી પૂજનનુ સાહિત્ય અને અપણ કરવાના અલકારો સાથે લીધા દાસદાસીઓએ શણગાર સજ્યા અને ભારે દબદબા સાથે બ્રહ્મક્ષેત્ર તરફ જવા તૈયાર થયા

હાથી-ઘોડા-પાનખીઓ અને લશ્કરની ટુકડી સાથે યાત્રાએ નિકળ્યા રસ્તામા ઘણો આનદ ફેલાયો ગામે ગામના લોકો પુષ્પોથી વધાવવા લાગ્યા સામૈયા લઇ સત્કાર કરવા માડયા આવ્યુ બ્રહ્મક્ષેત્ર ! ! બ્રાહ્મણો પુષ્કળ એકઠા થયા મદીર ભરાઇ ગયુ તેમાથી વિશ્વાસુ અને વિદ્વાન્ બ્રાહ્મણોને પૂજન કરાવવાનું સૂચન હતુ એ અરસામા બ્રાહ્મણો અને દવના પૂજારીઓ માથે હોજલપડદો રખાતો ન હતો એ વખતના બ્રાહ્મણો સ ાચારી, પવિત્ર અને રાજ માતાઓને માતા સમાન નિર્દોષ ભાવથી જેનારા હતા ! ઘણીખરી બ્રાહ્મણોની સ્ત્રીઓ પણ હાજર હતી બ્રાહ્મણોનો મત્રઘોષ ભારે થવા લાગ્યો એ વેદધ્વનિ બ્રહ્મક્ષેત્રને ગજાવવા લાગ્યો ગામેગામથી બ્રાહ્મણોનુ આગમન થયુ હતુ દક્ષિણા મળવાની આશાથી તરસગમાથી પણ બ્રાહ્મણો આવ્યા હતા રાણા વાઘજીને આ વાતની ખબર મળી હતી અને તેમની ઇચ્છા પાર પાડવાનો આ પ્રસંગ હતો રાણાજીએ ત્રણ ચાર ઘોડેસ્વાર સાથે લીધા જાતે એક સુદર ઘોડાપર બેઠા અને આ પ્રસંગ જેવા એકાત સ્થળે મુકામ કર્યો હતો મુકામ નદીને કીનારે હતો

## મદીરમા પ્રવેશ

બ્રહ્મક્ષેત્રમા આનંદ વર્તાયો હતો ઘેર ઘેર અને રસ્તાઓપર તથા બજારમા ધજા-તોરણો અને પતાકાઓ બધાઇ હતી પ્રત્યેક ઘર શણગારવામા આવ્યુ હતુ અને વફાદાર પ્રજા આનદ વ્યક્ત કરવા અખ્યાબધ હાજર હતી તે સઘળુ પાનખીમાથી પડદાની આડથી નિરખવામા આવતું હતુ મદિર

નજીક આવ્યા પછી પડદા બધાયા અને એ મર્યાદાને માર્ગે મદિરમાં કર્યો પ્રવેશ પાછળથી કેટલાક બ્રાહ્મણોએ પ્રવેશ કર્યો હતો

## રાણાજીએ લીધું બ્રાહ્મણનું સ્વરૂપ

રાણા વાઘજીએ લાગ સાધવા બ્રાહ્મણનુ રૂપ લીધુ રાજાઈ ઠાઠ બાજુ મૂકયો હજામવમા નાહ્યા, ભસ્મ લગાવી રૂદ્રાક્ષમાળા ધારણ કરી ઉપવસ્ત્ર ઓઢયુ હાથમા રૂમાલ રાખ્યો અને બ્રાહ્મણના વેશમા મદીરમા કર્યો પ્રવેશ બ્રાહ્મણોના ભેગા ભળી ગયા

## પૂજન અને અર્ચન

ભગવાન બ્રહ્માજીનું પૂજન બ્રાહ્મણોએ વેદોક્ત વિધીથી કરાવ્યું મત્રોચ્ચારથી થતા પૂજનથી રાણીઓ આનદ પામી રાણીઓએ બ્રહ્માજીને સુંદર વસ્ત્રો-કિમતી આભૂષણો અને સોનામહોરોની દક્ષણા અર્પણ કરી વળી પ્રેમથી સુદર પુષ્પમાળાઓ પહેરાવી આરતી-પૃષ્પાજલી અને સ્તુતિ કરી પગે લાગ્યા અને બે હાથ જોડી દેવાધિ દેવની સમક્ષ ઉભા રહ્યા

ભગવાન્! તુ સૃષ્ટિ કર્તા છે ત્હારી ઉપાસના સફળ નિવડે છે અમારૂં રાજ્ય! અમારૂં સૌભાગ્ય! અને અમારાં સંતાન આબાદ રાખજે એમ હૃદયના ભાવોને વ્યક્ત કરતું સુદર સ્તોત્ર લ્હેકાવ્યુ આ મધુર અવાજથી, કોકીલા જેવા કઠથી અને શીલ તથા સતિત્વના ભાવોથી દેવ સાક્ષાત્ દર્શન આપતા હોય! અથવા મૂગા ભાવથી એ સઘળી માગણી કબુલ કરી પ્રેમદ્રષ્ટીથી અમી વરસાવતા હોય! તેવા લાગતા હતા આ સઘળી બીનાથી રાણા વાઘને કવિની વાતની સપૂર્ણ ખાત્રી થઈ તો પણ સુદરતા નિહાળવાનું મન તૃપ્ત થયુ નહોતું

## રાણીઓએ પીઠ ફેરવી

રાણીઓએ પૂજન કરી રહ્યા પછી બ્રાહ્મણોને દક્ષણા આપના પીઠ ફેરવી બ્રાહ્મણો હારબધ ઉભા હતા દરેકને ચદન અક્ષતથી વધાવી દક્ષણા આપી પ્રણામ કરવા માડયા દક્ષીણા લીધેના બ્રહેવ વિદાય થવા લાગ્યા દરમ્યાન રાણો વાઘ આ રાણીઓની સુંદરતા એકી ટસે જોઈ રહ્યો હતો, સુંદરતાથી મુગ્ધ બની ગયો હતો જાણે જડ જેવો કોઈ અજાણ્યો-રાજ દરબારથી અજાણ્યો હોય! તેવો લાગતો હતો બ્રાહ્મણો લગભગ ઘણા વિદાય થઈ ગયા દક્ષિણા લઈ આશિષો ઉચ્ચારતા મદીરની બહાર નીકળી ગયા રાણા વાઘની તરફ દક્ષીણા આપવા વિચાર કર્યો કહેવામા આવ્યુ કે લ્યો મહારાજ આ દક્ષિણા! રાણારૂપી બ્રાહ્મણે દક્ષિણા લેવા ના પાડી રાણીઓએ

જણાયું કે આ કોઈ શ્રેષ્ઠ બ્રાહ્મણ છે!! તેથી વધારે આગ્રહ કરવા માંડયો અને પૂછયું કારણ!! રાણારૂપી બ્રાહ્મણે જણાવ્યું કે–તે કાશી ગયો હતો ત્યાંથી દક્ષિણા લેવાની તેણે પ્રતીજ્ઞા લીધી છે. રાણીઓને આ વાતથી આશ્ચર્ય લાગ્યું. રાણાની નજર કારમી લાગી. તેનું વિષયવાસનાવાળું મન તુર્તજ પરખાયું, બ્રાહ્મણ ધારી તે વાત મનમાં ગળી ગઈ તુર્તજ પીઠ ફેરવી અને મંદિરમાંથી બહાર નિકળવા માંડયું અને પાલખીઓમાં બેસી બ્રહ્મક્ષેત્રનાં તીર્થોની યાત્રા કરી. અને ઈડર રાજધાની તરફ પ્રયાણ કર્યું. રાણો વાઘ બ્રાહ્મણનું સ્વરૂપ બદલી ઘોડેસ્વારો સાથે તરસંગ આવ્યો.

### આ વિષયમાં કેટલોક મતફેર !

ઉપરોક્ત મંદીર બ્રહ્માજીનું હોવાની વાત શ્રી દલપતરામભાઈની નોંધ પરથી જણાય છે. વીરની વાતોમાં શામળાજી (ગઢાના)ના મંદીરની વાત જણાવવામાં આવી છે અને ઈડર રાજ્યના ઈતિહાસમાં ભૃગુક્ષેત્રના મહાદેવજીના મદીરની વાત લખી છે. આ બાબતે હજુ માહિતિ મેળવવાની જરૂર છે.

### દાસીની વિનંતિ

ઈડરમાં રાવ કલ્યાણમલજી શાંતિથી બેઠા હતા. રાણીઓ યાત્રા કરીને આવી. તેમનાં મન પ્રસન્ન દીઠાં. તેમણે આપેલો પ્રસાદ લીધો અને સઘળી હકીકતથી વાકેફ થયા. રાણીઓ તેમના નિવાસ તરફ ગઇ.

દાસીએ પ્રવેશ કર્યો. રાવજીએ આદરથી સામે જોયું. દાસીને ખાસ વિનંતી કરવાની હતી એમ જાણી લીધું. દાસીએ સઘળી બીના કહી બતાવી રાવજી ક્રોધે ભરાયા.

રાણા વાઘજીની બુરી વૃત્તિ તરફ તિરસ્કાર પેદા થયો. રાણા વાઘને પકડી કેદ કરવા ધાર્યું. અને એવા સંયોગોની કરી ગોઠવણ.

### વેગરણો જમાદાર !

વેગરણો જમાદાર મુસલમાન હતો. જાતે એ નાગર બ્રાહ્મણ હતો. નોકરીની લાલચથી મુસલમાન થયો હતો. અમદાવાદના બાદશાહ સાથે તેને અણુબનાવ થયો હતો, તેથી તે ઇડરના રાવજીને આશરે આવ્યો હતો. રાવજીએ તેને વડાલીનો જમાદાર બનાવ્યો હતો અને તે રાવજીની નોકરી શિર સાટે બજાવતો હતો.

આ પ્રસંગે એ જમાદારને રાવજીએ બોલાવ્યો. તેની સાથે મસલત કરી. તેણે એક કાવતરૂં ઉભું કર્યું. રાણાવાઘની સાથે મિત્રતા કરી. રાણાજીનો વિશ્વાસુ બન્યો અને લાંક નામે ગામમાં રહેવા લાગ્યો. લાંક સાબરમતિને

કિનારે છે એ એક નાનું ગામડું છે. રાણાવાઘને તેણે સમજાવી દીધું હતુ કે આપણે એક થઈ ઇડરના રાવજીને હરાવી ઇડરની ગાદી પડાવી લઇશુ. આ વાતથી રાણોવાઘ ખૂશ હતો

## લાંકમાં મીજલસો

એક દિવસે વેગરણા જમાદારે મિજલસ ગોઠવી રાણાવાઘને અમત્રણ આપ્યુ. રાણોવાઘ ઘણા હર્ષથી આવ્યો વેગરણોજી ખડખડ હસી પડચા. સઘળા ઉભા થયા રાણાનો આદર સત્કાર કર્યો અફીણુ—કસુંબાના પ્યાલા તૈયાર હતા અફીણનો રસ પાવા માડચો રાણાજીએ ખૂબ પ્રેમથી પીવા માડચો. બેઠેલા ઘણા મિત્રોએ પણ અફીણ કસુંબો પી ગયા. હોકા પાણી પીવા માડયા વેગરણાએ વળી મીઠા દારૂના સીસા કહાડચા. રાણાજીને પ્યાલીઓ ભરી આપવા માડ્યુ મિત્રતાના ભાવથી રાણો ઘટઘટાવવા લાગ્યા. નિશાથી બેભાન જેવા થયા વેગરણાએ લાગ સાધ્યો માણસોને કર્યો ઇશારો. માણસોએ રાણાજીને ઘેરી લીધા અને તેમને પકડી સજ્જડ બાધ્યા. કેદ કર્યા. રાણાજી સાથે આવેલા માણસો ભાલા અને તલવારો ઉગામી તૈયાર થયા. તેમની સામે વેગરણા જમાદારના માણસો મારવા તૈયાર થયા ઝપાઝપી થવા લાગી

દીવડીનો ઠાકોર મંજીવાછાવત જમાદારને ધિક્કારવા લાગ્યો ! કેમ ! આખરે વિશ્વાસઘાત કર્યો કે ! ! રાણાજી સાથે મિત્રતાનો ડોળ કર્યો ! અને રાણાજીને ફસાવ્યા ! તેનો સાર શુ કહાડી શકશો ! !

જમાદારે જવાબ આપ્યો કે—જેનું હું લુણ ખાઉં છુ. જેના આશરે હુ રહો છુ તે મારા રાવજીના જનાનાની મશ્કરી થાય કે ! ! એ મશ્કરીનું પરીણામ ભોગવે તેમા શુ ખોટુ છે.

મજીવાછાવતે ભાલો ઉગામ્યો. જમાદારના માણસને વીંધ્યો. એટલામા તો મજીઠાકોર પર દસ વીસ તરવારોના ઘા થઈ ગયા. ઠાકોર લોહીલુહાણ થયા. મરતી વખતે રાણાવાઘને ભૂલને ભોગ થયાનું ફળ કેવુ માઠુ મળે છે આખ તાણીને સૂચવ્યુ

## વડાલીમાં નજરકેદ

રાણાવાઘને કેદ કરી વડાલીના થાણામા લાવ્યા પહેરાઓનો પુરતો બદોબસ્ત હતો આ ખીનાની ચીઠી લખવામાં આવી. કાસદને તાકીદે મોકલ્યો. કાસદ ઇડરના દરબાર ગઢ આગળ આવ્યો. ડોઢીદારને વિનંતી કરી. ડોહડીદારે થોડી વાર બેસવા કહ્યું. કાસદ એક ઝાડ તળે બેઠો.

## રાજમહેલમાં ચોપાટનો ખેલ!

ઇડરના રાવજી ચોપાટ ખેલતા હતા સામી બાજુ રાણાવાઘના ભાઈ જાયમલજી હતા ડોહડીદાર ધીમેથી ઉપર ચઢી જાયમલજીને નીચે આવવા ઇશારો કર્યો. જાયમલ નીચે આવ્યા, સઘળી બીના સમજાઈ ઉતારે ચાલ્યા ગયા અને ઘોડાપર બેસી વિદાય થવા માડયુ.

## જાયમલ મુસાફરીમા!

જાયમલજીનો ઘોડો મુસાફરી કરી આવેલો હતો થાકીને લોથ થયો હતો તેના પર કરી સવારી જાયમલજીએ ઘોડો દોડાવી મૂક્યો પવનવેગી ઘોડો ભારે જોરથી દોડવા લાગ્યો તેના ફેફસા પવનથી ફૂલી ગયા નસકોરા ફાટી જતા હતા તેનો શ્વાસ માતો નહોતો ઘોડો હાંફી પડ્યો જાયમલજીએ તે તરફ ધ્યાન આપી શકયા નહીં જાયમલને પોતાનો જીવ બચાવવા જેમ બને તેમ ઇડરની હદમાથી છુટી નિકળવાનુ હતુ ઘોડાનું દુ ખ તેમની ખ્યાલમા નહોતું ઘોડો રેશમીયો રેશમ જેવો જ હતો એનામા વળી ચાબુક પડી ઘોડાએ ઠોકર ખાધી લથડવા લાગ્યો જાયમલ નીચે ઉતરી પડ્યા ઘોડાને ચક્કર આવ્યુ આખો ફાટ થઈ માલીકને માયાળુ નજરે નિહાળી દેહ છોડી દીધો

## આકોડીયાના પાદરે

જાયમલજી જીવ લઈને નાસતા હતા તેવામા વળી ઘોડો મરણ પામ્યો નિરાધાર થયા મનમા અફસોસ કરવા લાગ્યા ત્યાથી પગપાળા ચાલવા માડયા હૃદય ચીરાઈ જતું હતુ આકોડીયાના પાદરમા આવી પહોચ્યા ત્યાનો ચારણ પ્રસિદ્ધ હતો "વારજાંગ બાડુઆ" નામે ઓળખાતો હતો ત્યા જઈ ચઢયા તેના આગળ જાયમલજીએ મનની વાત કરી આશરો માગ્યો ચારણે તત્કાળ આશ્વાસન આપ્યુ નિર્ભય કર્યા શાતિથી વાત કરી અને તેમને યુક્તિ સમજાવી જાયમલે એ યુક્તિની વાત કબુલ કરી

વરજાગબાડુઆ ચારણનો છોકરો સદુજી હુશીયાર અને ચાલાક હતો તેની પાસે કેસર અને કસ્તુરી નામે બે ઘોડીયો હતી તેમાથી એકને લઈ જવા કહ્યુ જાયમલજીએ કેસર ઘોડી લઈ જવાનું પસંદ કર્યું અને તે ઘોડી પર બેસી વિદાય થયા

## વિદાય થતા ઉદ્ગાર

જાયમલજીએ વિદાય થતા ઉદ્ગાર કહાડ્યો ચારણજી! તમારો મારા ઉપર ભારે ઉપકાર થયો તેનો હુ બદલો ક્યારે? અને કેવી રીતે વાળીશ?! સદુજીએ આપ્યો ઉત્તર! રાણાજી!! તમારો સારો વખત આવે ત્યારે અમને

યાદ કરજો! હાલ તમે કૃત્ત કરો!! મુઝાવાની કઈ જરૂર નથી જ્યારે જરૂર પડે ત્યાર અમો તમારી પીઠ પાછળ તૈયાર રહીશુ

કેસરી ઘોડીને જાણે પાખો ફુટી હોય! જાણે પવનમા તરતી હોય! તેમ વીમાનની પેઠે વીજળી વેગે ઉડવા માડી અને ધારેલી જગોએ પહોચાડી દેવા અધીરી બની

### દરમ્યાન ઇડરના રાવજીએ ચીઠ્ઠી વાચી!

જયમલજી ઇડરથી વિદાય થયાની જાણ સાલભૂતને થઈ ડોહડીદાર સાલભૂતે ગવજીની સમક્ષ જમાદારની ચીઠી રજુ કરી રાવજીએ ચીઠી વાચી રાણાવાઘને કેદ કરી વડાલીમા રાખ્યાની વાતથી વાકેફ થયા તેમના આનદનો પાર રહ્યો નહીં જવાબમા કેદી વાઘને ઇડર બોલાવી લેવા ફરમાવશ થઈ

### જયમલની શોધ

ઇડરના રાવજીએ જયમલના ઉતારે તપાસ મગાવી જાયમલજી ત્યાથી ઉપડી ગયાના સમાચાર જાણ્યા મનમા નારાજ થયા તેમની પાછળ માણસો દોડાવ્યા માણસો આકોડીયા તરફ વળ્યા રસ્તામા જાયમલજીની મરી ગયેલી ઘોડી દેખી માણસોને ખાત્રી થઈ કે જયમલ આકોડીયામા પકડાશે માણસો ગામમા પેઠા ચારણ સદુજીને મળ્યા ધમકી આપી ચારણ સદુજી રડવા જેવા ગળગળા થઈ ગયા જણાવ્યુ કે કોઈ સરદારના વેશમા એક માણસ આવ્યો હતો ઘોડીયો ખરીદવાની વાત કરતો હતો ઘોડીઓની ચાલ જોવા તેણે અમારી કેસર ઘોડીને જગલમા દોડાવી અને ત્યાં પછી ઘણો વખત થયો પણ તે આવી શક્યો નથી હુ તો વિશ્વાસે ઠગાયો છુ મારી તો કિંમતી ઘોડી ગઈ!! મ્હને ભારે નુકશાન થયું!! શુ એ જાયમલ હશે!! અમે તેને બીલકુલ ઓળખતા નથી!! ચારણના આ ખૂબીદાર વૃત્તાતથી માણસો ભોળવાયા અને ઘોડીના પગલા જોતા આગળ કૂચ કરી વીસ પચ્ચીસ ગાઉ ચોતરફ રખડયા આખરે પત્તો ન લાગ્યો તેથી પાછા ઇડર આવી પહોચ્યા

જાયમલ સુખશાતીથી ખેરાળા ગામે આવી પહોચ્યો લશ્કરી યોદ્ધાઓ સજ્જ કર્યા ઇડરના જમાદારે રાણાવાઘને કેદ કરી તરસગમા ઉપર ઇડરની સત્તા બેસાડી હતી તથા તેમા ઇડરનું થાણુ રાખી લડવૈયા રાખ્યા હતા તે સઘળાઓની સાથે લડાઈ કરી કેટલાક મરાયા અને કેટલાક નાસી ગયા જાયમલે તરસગની સત્તા હાથ કરી સઘળો પટો કબજે કર્યો અને ત્યા સાવચેતીથી નિવાસ કર્યો.

## રાણાવાઘ ઇડરની જેલમાં

રાણાવાઘને વડાલીથી રવાને કરી ઇડરની જેલમાં રાખ્યો. ઈડરના રાજગઢમાં પ્રવેશ કરતાં એક જાળી વાળી ઓરડીમાં રાખ્યો હતો. રાવજી વાઘને પાંજરામાં પૂરી તેની મીઠી મશ્કરી કરી તેના હૃદયને વીંધી નાંખતા.

## તરસંગ ઉપર ચઢાઈ.

રાવજીએ તરસંગ ઉપર ચઢાઈ કરવા લશ્કર મોકલ્યું. લશ્કરે તરસંગના લઢવૈયા સાથે યુદ્ધો ખેલ્યાં તેમાં હાર થઈ. સરદારો અને સીપાઈઓ પાછા આવ્યા. ત્યાં પછી પણ કેટલાંક છમકલાં કરવા માંડયાં પણ કાંઈ વળ્યું નહીં. રાવજી મનમાં દાઝતા અને એ સઘળો ક્રોધ પાંજરામાં પૂરેલા રાણા વાઘ ઉપર ઠાલવતા.

રાવજી કહેતા કે અલ્યા વાઘલા! ત્હારો હક તાગ જીવારક જેટલા ગામોમાં રાખી બાકીનો પટો અમને સોંપ્રત કરી દે! નહી તો કમોતે મરીશ.

રાણો વાઘ નિડર થઈ જવાબ વાળતો "હું રાણો વાઘ-મારો **હરણાવ સુધી ભાગ!!** રાવજી વાઘરાણાને હમેશાં મહેણા કહેતા તેનો ઉપરોક્ત જવાબ રાવજીને એકનો એકજ મળતો.

## રાણાના વફાદારોમાં ક્ષુબ્ધતા!

રાણા વાઘના વફાદાર સરદારોએ રાણાને કેદ થયાની વાત જાણી. "વજાણા"ના ઠાકોર દેપાજીએ "મહાવડ"ના ઠાકોર મ્હેપાજીને ખબર આપી હતી. દરમ્યાન મ્હેપાજીને તેમના ભાઈ રાજધરે સમાચાર કહી દીધા હતા. મ્હેપાજી તેથી દિલગીર થતા હતા અને રાણાજીને બંધનમાંથી છોડાવવાના ઉપાય શોધવાના યત્ન કરવા ધારતા હતા.

## દેપાજી ઠાકોરે કરી આગેવાની

મ્હેપાજી વયોવૃદ્ધ હતા. જબ્બર ઉત્સાહી હતા, શૂરવીર હતા, રાજભક્ત હતા અને રાણાજીનો બંદીવાસ તેમને અસહ્ય થઇ પડયો હતો. દેપાજી જુવાન હતા. લઢવૈયા બહાદુર હતા. મ્હેપાજીએ રાણાજીને છોડવવા વિશેનો સઘળો ભાર દેપાજી પર મૂકયો. રાજધરની સમજ એવી હતી કે ઈડર નરેશની સામે બાથ ભીડવી એ સહેલું કામ નથી, છતાં ઉત્સાહમાં આવેલ મ્હેપાજી અને દેપાજીએ કર્યાં કેસરીયાં! દરમ્યાન જયમલજીને વિનંતિ ગુજારી! જાવમલજી ખુસી થયા અને ઘટતુ કરવા રજા આપી.

## તરગાળાઓનો નાચ!

ઈડરમાં તરગાળા નાચવા આવ્યા. ભવાઈ સારી કરવા લાગ્યા. રાજમહેલમાં વાત પહોચી. રાજલોકને જોવાની ઈચ્છા થઇ. અપાયું આમત્રણ.

દિવસ નક્કી કર્યો. રાત્રીએ ગોઠવણુ થઇ. રાજમહેલના ચોકમાં બેઠક થઇ. હજારો લોકો જોવા આવ્યા. ગાદી તકીયા નંખાયા. ખુદ મહારાજા પધાર્યા, ભવાઈ શરૂ થઈ, રાસલીલાની ઢબે કામ ચાલવા માંડયું. ભૂંગળો-તુતારીયો અને નરઘાંના થડકાથી મનરંજન થવા માંડયાં. રણવાસના સરદારો અટારીઓના ગોખથી જોવા લાગ્યા.

## કુકાની વાગતી ચોટ !

દરમ્યાન્ વાઘ રાણા ઉપર કુકા જેવી ગોળ પથરીઓ આવવા માંડી! તાકીને નિશાન ઉપર ઠોકવા માડી. રાણા વાઘને વાગવા માંડી. મારનાર અગાસીમાં બેઠેલી છોકરી હતી. રાણા વાઘને માથામાં-આંખપર લમણાઉપર-મોઢાપર અને જડબાપર સખત વાગવા માંડી. રાણો વાઘ અકળાયો. નાના છોકરાની માફક કારમી ચીસ પડી. ભવાઈનું ધ્યાન ખેંચાયું. લોકોએ જાણ્યું કે રણવાસની અગાસીમાં બેઠેલી છોકરીની આ ચીસ હોવી જોઇએ!! રાણો વાઘ એ છોકરીને જોઈ ગયો હતો. ને શાપ આપ્યો. રે ! દુષ્ટ, મ્હને નિરપરાધીને કુકાના ઘા કરે છે, તેનું ફળ તને જલદી મળશે તું માથા અને હૈયાં કૂટજે!! અને ત્હારા પેટમાં કારી ઘા લાગજો!!

## રાવકેશવદાસનું આગમન

રાવજીના નાનાભાઈ કેશવદાસજીનું આગમન થયું. છડી પોકારાઇ. સભાજનો ઉભા થયા, અમલદારો ખડા થયા. જયજયકાર બોલાયો. ભવાયાઓએ કવિત્ત ગાયું. રાવ કેશવદાસજી ઉંચા ગાદી તકીએ બેઠા. સૌસભાજનો બેસી ગયા અને ભવાઈના ખેલ ચાલુ થયા. મધ્યરાત્રી વીતી ગઈ હતી. બગાસાં ઉપરાઉપરી આવતાં હતાં. નિદ્રા ઘેરી રહી હતી. મશાલચીઓ ઉભા રહેલા થાકયા હતા. ભવાઈ પુરી થઈ. થાળી ફેરવવા માંડી હતી. તેમાં આવી પડયું એક સોનાનું કડુ. એ કોણે નાંખ્યું ? તેની પૂછપરછ થવા માંડી. પત્તો લાગ્યો નહી. ભવાયા લલચાયા. બીજી વાર થાળી ફેરવી. બીજી વાર આવી પડયું સોનાનું કડુ. પણ હવે એ નાખનારનું નામ જણાય તો તેનો જશ ગવાય. હુશીયાર તરગાળાઓએ ઘણી તપાસ કરી પણ નામ કોઇએ જણાવ્યું નહી. આખરે સૌ વેરાઈ ગયા.

## રાવકેશવદાસજી વિદાય થયા !

રાવકેશવદાસ તેમના રાજમહેલ તરફ વિદાય થયા! મશાલચી આગળ ચાલતો હતો. ગલીઓમાં કર્યો પ્રવેશ. એક ગલીથી બીજી ગલીએ! એમ અંધારામાં ગલીની સાંકડી વાટે પસાર થવા માંડયુ પાછળથી તરવાર ચમકી. જોતજોતામાં થયા ઉપરા ઉપરી ઘા. માથુ કપાયું. કેશવદાસજી લોહીલુહાણ થઈ ગયા. દેહાંત થઈ ગયો. મશાલચી બ્હીકથી નાઠો.

## એ કોનું કામ હતું!

એ કામ હતું દેપાજીનું. દેપોજી ૮૦ માણસોને લઈ છુપી રીતે આવ્યા હતા. એ બધા ચાપચૂપ છુટાછુટા સ્થળે વિખરાઈ લાગ જોઇ રહ્યા હતા. દેપોજી ભવાઇ જોનારા લોકોમાં છુપા વેશે દાખલ થયો હતો. કડાં તેણે નાંખ્યાં હતાં. અને કેશવદાસજી પર ઘા કરનાર પણ તેજ હતો. આ વાત વીજળી વેગે, ફેલાઈ, રણવાસમાં રડવું કકળવું શરૂ થયું. કાંકરા–કુકાના ઘા કરનાર છોકરી માથાં–હૈયાં કુટવા લાગી. કારમી ચીસોથી રડવા લાગી. આ વાત રાણા વાઘે જાણી, તેને એક બાજુએ ભારે હર્ષ થયો પણ બીજી બાજુએ અફસોસ થયો. જાણ્યુ કે આ તરસંગથી આવેલા માણસનું કામ છે. રાવજી હવે મ્હને રીબાવીને મારશે. દુષ્મનને હાથે મરવું તે ખોટું. તે કરતાં જાતે મરી જવુ સારૂં. એવા વિચારને આધીન થઈ હીરકણી ચુસી. રાણો વાઘ અચેતન થઈ ગયો. નીચે પડી દેહાંત થવાની તૈયારી થઇ. રાવજીએ તેમના ભાઇના ખૂન થયાના સમચાર જાણી વિહ્વલ થયા. તેમનું દીલ દુભાયું! ક્રોધે ભરાયા! અને તલવાર લઈ રાણાવાઘ ઉપર તુટી પડયા. જાળી ખોલાવી જોયું! તો રાણો વાઘ અચેતન! હતાશ થયા અને પાછા ફર્યા.

## માથું લઈ આવેલો દેપો!

દેપો કેશવદાસનું માથું લઈ તરસગ આવ્યો. તરસગમાં રાણાજાયમલને ભેટ કર્યું! રાણો રાજીરેડ થઈ ગયો! દેપાને ભીમાલ ગામ બક્ષીસ આપ્યું. તેના વંશજો હાલ ભીમાલમાં છે. અને ખેતીવાડી કરે છે.

## ચારણને દેશવટો દીધો!

રાવ કલ્યાણમલે વરજાંગ બાડુઆના દીકરા સદુજી ચારણને બોલાવ્યો. કેમ! રાજના ચોરને તમે બચાવ્યો! રાજથી તમે બેવફા થયા! તમે આ રાજમાં રહેવાને લાયક નથી! આ રાજમાંથી તમે ચાલ્યા જાઓ! આવું કડક ફરમાન થયું! ચારણે તેનો સરસામાન કુટુંબ કબીલો લીધો. અને ઈડર રાજ્યની હદ છોડી પરહદે જવા નીકળ્યો.

આ વાત જાયમલજીએ જાણી. માણસો તેડવા મોકલ્યા. તરસંગમાં તેડાવી લીધો અને પોતાનો દસોંદી ઠરાવી તેને "પાણીઆલી" ગામ બક્ષીસ આપ્યું.

## તરસંગમા ઉપર ચઢાઇ.

રાવકલ્યાણ મલજીએ લશ્કર એકઠું કર્યું. તરસગમા ઉપર ચઢાઇ કરી. પરસ્પરના લડવૈયાઓ વચ્ચે ભારે રમખાણ થયું. બન્ને પક્ષના માણસો

ઘવાયા-મરાયા અને કેટલાક નાસી છૂટયા, આખરે રાવ કંટાળ્યા. ઈડર તરફ પાછા ફર્યા

## કારભારી પકડાયો

ઈડરની ફોજે પાછી વળતા કારભારીને પકડયો કારભારી નાગર બ્રાહ્મણ હતો રાવે તેને જોઇ હુકમ કર્યો નાક કાપવા ફરમાયશ કરી કારભારી ગભરાયો ઘણી આજીજી કરી રાવે દયા લાવી છોડી દીધો

## રસ્તામાં ભૂખ લાગી

રાવજી ફોજ સાથે ઇડર તરફ પાછા ફર્યા હતા રસ્તામા જગલમા બપોર થઇ ગયા હતા ભૂખ સખત લાગી હતી રસોઈ કરવા માણસો તૈયાર થયા હતા રસોઈ કરતા વાર લાગી રાવજી અકળાયા ફુલ-ફળ અથવા શીકાર શોધવા નિકળ્યા

## રસ્તામાં મળ્યુ ભાથુ !

રાવજી ચોતરફ નજર ફેરી રહ્યા છે એક કણબીની સ્ત્રી દેખાઈ ! એ બાઇ સામે આવતી હતી માથે ટોપલુ હતું રાવજી થોડેક આગળ ચાલ્યા તેને પૂછવાને આતુર થયા બાઇ હીંમતવાળી હતી થોડેક છેટે ઉભી રહી

બાઈ ! તુ કયાં જાય છે? ત્હારી ટોપલીમાં શુ છે? બાઇએ જવાબ આપ્યો ! હું ખેતરમા જાઉં છુ ! મારા ટોપલામા ભાતુ છે કેમ વારૂ ! પૂછવુ પડયુ

રાવજીએ જવાબ આપ્યો-મ્હને ભૂખ લાગી છે જે હોય તે ખાવા આપોને ! બાઇએ ઘણી ખુશીથી ટોપલુ ઉતાર્યું ગરમ ગરમ ઘેંશ હતી માટીની ચોખ્ખી તાવડીમા કહાડી ભૂખ્યા રાવજી રાજી થયા તુર્તજ તેમા હાથ ઘાલ્યો ! સાલડુકો મારવા અધીરા થયા ખીર ખૂબ ગરમ હતી રાવજી દાઝયા તે જોઇ કણબીની સ્ત્રી બોલી ! અલ્યા ભાઈ ! તમે તો પેલા ઇડરના રાવજી રાજા જેવા દેખાઓ છો ! !

જવાબ મળ્યો કેમ વારૂ બાઇ ! એ રાજા કેવા છે ? બાઇએ કહ્યુ રાજા તો ભાગ્યશાળી છે પણ તેમનામા કામની આવડત ઓછી છે ! ! શા ઉપરથી એમ કહો છો વારૂ ! ! રાવજીએ પૂછયુ ? બાઈએ મ્હેણુ કે રાવજી તરસંગમો લેવા મથે છે પણ મહેનત નકામી જાય છે જ્યારે ચઢાઈ કરે છે ત્યારે એ રાજ્યના વચલા ગામ ઉપર ચઢાઇ કરે છે એમ કરવાથી તેમને હાર ખાવી પડે છે આજુબાજુના પ્રદેશ કબજે કરતા રહે અને પછી રાજધાની કબજે કરે તોજ જીતેને ! ! કેમ ખોટુ કહુ છુ ! !

આ...લ્યો...તમેય તેવાજ દેખાઓ છો. ઘેંશની વચ્ચે હાથ ઘાલ્યો ! જો આજુબાજુથી ચાટતા હોવ તો શેના દાઝો ! ! આ વાત પરથી રાવજીને ભારે ખ્યાલ થયો અને આજુબાજુથી ઘેંશ ખાવાથી જલદી ખાઇ શકયા.

રાવજી ઘણા ખુશી થયા. તેમને સુંદર બોધ મળ્યો. જાહેર કર્યુ કે ઈડરનો રાજા કલ્યાણમલ હુંજ છું. ગભરાશો નહીં. હાલ હું નજીવી ભેટ આપું છું. હું તમને ભૂલીશ નહીં. તમે તો મારા ગુરૂ ! ! બાઇ ખૂબ હસી પડી.

## આવ્યા ઈડરમાં

ઈડરમાં આવ્યા પછી કણબીની સ્ત્રીનો બોધ હૃદયમાં કોતરાએલો યાદ આવતો રહ્યો. તરસંગમો લેતા પહેલાં પટાનાં ગામડાં કબજે કરવા ધાર્યું. તરસંગમાના બળવાન્ સરદારો—મ્હેપો—રાજધર અને દેપાને યુક્તિથી ફોડયા. તેમના ગઢીયા ગામપર લશ્કર મોકલ્યું. આજુબાજુનાં ગામોને તાબે લીધાં અને આસપાસનો પ્રદેશ કબજે લીધા પછી તરસંગમાપર છાપો માર્યો. આખરે જાયમલજી હારી ગયા.

તરસંગની રાજધાની છોડી નાશી ગયા. અને "દાંતા" જઈને રહ્યા. એ લઢાઇમાં રાણાજીના નામીચા સરદારો કપાઇ ગયા, તેઓ પૈકી ખેરજી—મેહદાસજી—પહાડખાનજી—પ્રતાપજી—ગોપાળસિંહજી—વીરભાણજી અને શેરખાનજી પ્રસિદ્ધ હતા.

શેરખાનજીને રાવજી તરફના જગમાલસિંહે માર્યો હતો. રાણાજાયમલજી તેમના કુમાર જેતમાલજીની સાથે દાંતે આવી રહ્યા હતા. ત્યાં પણ ઇડરની ફોજ પાછળ પડી હતી. તેથી હતાશ થએલા રાણાજી શ્રીઅંબાભવાનિને શરણે ગયા હતા અને ત્યાંજ નિવાસ કર્યો હતો.

## ઈડરનાં થાણાં !

એ પ્રમાણે તરસગના રાણાજીને હરાવી—નસાડી—વખા જેવી હાલતમાં મૂકયા. અને તરસંગપટામાં સ્થળે સ્થળે થાણાં બેસાડયાં. તરસંગમાં થાણદાર તરીકે "માલા" ડાખીની યોજના કરી. હાથ નીચે બહાદુર સરદારો મૂકયા. નાનાસડા તથા મોટાસડામાં થાણાં કરી તેની સોંપ્રત રહેવેર સરદારોને કરી. મોજે થાણામાં મેઘાજીદવનું થાણું રાખ્યું હતુ.

## વખામાં દેવલોક થયા.

રાણા જાયમલજીને વખો સહન થયો નહીં. ચિંતાને લીધે બીમાર થઈ ગયા. તેમની રાજ સંપત્તિ—વૈભવ સત્તા તેમના હૃદયને કોતરી નાંખવા માંડી. આખરે દેવલોક થઈ ગયા.

## પરાક્રમી કુમાર જેતમલજી

કુમાર જેતલમલજી પરાક્રમી હતા. તેઓ પણ વખામાંજ હતા. તેઓ છુપા ફરતા હતા. મોજે રયાણા તરફ તેઓ આવી ચઢ્યા.. મેધોજાદવ ત્યાં ઘોડાને નહવરાવતો હતો. ત્યાં જ તેનું તલવારથી ડોકુ ઉડાવી દીધું. આ પ્રમાણે દરેક થાણામાં તેઓ તથા તેમના વફાદારો છમકલા કરતા રહ્યા. રાવજીને તે બાબતે ચિંતા રહેતી. આખરે ઈડરના રાવ કલ્યાણમલજીએ ૬૦ ગામ સાથે તરસંગમો પાછો આપ્યો. અને બાકીનાં ૩૦૦ ગામ ખાલસા કર્યાં. તેમા **બ્રહ્માની ખેડ પણ રાવજીને તાબામાં આવી, ત્યારથી બ્રહ્મક્ષેત્ર ઇડરને તાબે થયું.**

તરસંગમો ઉજ્જડ થયો. અને રાણા જેતમલજીએ રાજધાની દાંતામા સ્થાપી. ત્યા રહી રાજવ્યવસ્થા કરી. હરણાવ સુધીના ભાગની વાત બંધ પડી.

ઈડરના રાવ કલ્યાણમલજી ભારે પરાક્રમી હતા, તેમની કારકીર્દી સંવત ૧૬૫૩થી ૧૭૦૦ સુધી રહી. લગભગ ૪૭ વર્ષ રાજ્ય કર્યું તે દરમ્યાન અનેક ઘટનાઓને અંગે ઉપરોક્ત બીના બ્રહ્મક્ષેત્રના નિમિત્તની હોવાથી રજુ કરવામા આવી છે.

## એ અરસામાં ખેડના મેળાની હાલત !

ઉપરોક્ત રાજકારકીર્દીમા મુસલમાનોની ફોજો આવેલી અને દેવાલયો તોડેલા, ખેડનો મેળો તૂટયો. તેને બદલે ગણગોરનો મેળો ઉદેપુરમા ભરાવા માડયો. અને તે મેળો મદ પડવાથી સાહિલીઓનો મેળો ડુંગરપુરમા શરૂ થયો હતો.

## હુમ્મડોએ ખેડતજીછોડયું !

ઉપરોક્ત પ્રસગે હુમ્મડોની વસ્તી ખેડ છોડી અન્ય ગામોમાં વસવાટ માટે નિકળી પડી. ખેડમા એકે ઘર રહ્યુ નહીં.

૨૦૦ ઘર ઈડરમા, ૧૫ સુનાઈમા, ૧૫ કોટડામા, ૧૦૦૦ મેવાડના પ્રતાપઘડમા, ૨૫ સાબળીમા, ૧૫ મઉમા, ૨૦ બિલોડામા, ૪૦૦૦ દક્ષિણમા એમ ભિન્ન ભિન્ન સ્થળે જઈ વસ્યા. તેમના પુરોહિત ખેડવા ભીતર બ્રાહ્મણો ઉપરોક્ત સ્થળે જતા આવતા રહ્યા અને યજમાનોની વૃત્તિ સાચવતા રહ્યા.

# ઇતિહાસ પરિચ્છેદ

## ( ભાગ ૩ જો )



### બ્રહ્મક્ષેત્ર ઉપર રાવ રાજાઓની સત્તા !

વીર કલ્યાણમલજીએ ઉગ્રીહરણાવ સુધીનો સઘળો પ્રદેશ કબ્જે કર્યો. તેમાં બ્રહ્મક્ષેત્ર પણ રાવજીની સત્તામાં આવ્યું. બ્રહ્મક્ષેત્ર ઉપર અમલ ધરાવનારા પરમાર વીરોનાં ચરિત્ર અવલોકયાં. વીરહરબ્રહ્મથી માંડી શૂરવીર રાણાવાઘ સુધીના મુખ્ય મુખ્ય મહાન્ પુરૂષોની વીરતા અવલોકી. રાણાવાઘ પછી બ્રહ્મક્ષેત્ર પરના અમલનો સંબંધ છૂટયો. અને ઈડરના રાવ રાજાઓ પૈકી ભારે પરાક્રમી રાજા કલ્યાણમલજીનું પણ હેરત પમાડે તેવું જીવન અવલોકયું. રાવ કલ્યાણમલજીએ ઈડર રાજ્યનો વિસ્તાર વધાર્યો. તેમાં કેટલોક ફાળો તેમના પૂર્વજોનો પણ હતો.

હાલના મહીકાંઠાનો મોટો ભાગ, કપડવણજ, વિજાપુર, વિસનગર, ખેરાળુ, હાલના ગઢવાડાનો પ્રદેશ, હરસોલ, મોડાસા આદિ મોટાં મોટાં ગામો અને પ્રદેશો પર ઇડર રાજ્યની સત્તા જમાવી.

### એ રાવ કયા વંશના વારૂ ?

રાવ સોનીંગજી રાઠોડે સામળીઆ સોડને હરાવ્યો! ઈડરની ગાદી હસ્તગત કરી! દુઃખી પ્રજાને શાંત કરી! ધર્મ–નીતિથી રાજ્યની ઉન્નતિ કરી. ત્યાં પછી એ પવિત્ર રાઠોડવંશ ઈડરની ગાદી ભોગવવા લાગ્યો. તેમાં અનેક રાજાઓ થયા. એ પરાક્રમી ધર્મનિષ્ઠ અને મહાન્ સમર્થ થઇ ગયા. એ રાજવંશમાં રાવજીશ્રી કલ્યાણમલજી થયા.

ઈડરની ગાદી મેળવનાર રાવ સોનિંગજીથી પદરમા પુરૂષ રાવ નારાયણદાસજી (બીજા) થયા. તેમને સાત કુમાર હતા. (૧) વિરમદેવજી (૨) ગોપાળદાસજી (૩) રાયસિંહજી (૪) કલ્યાણમલજી (૫) શામળદાસજી (૬) કેશવદાસજી અને (૭) સાતમા રતનસિંહજી હતા.

રાવ નારાયણદાસજીએ અમદાવાદના સુબાના કેટલાંક ગામ હસ્તગત કર્યાં હતાં. સુબા સાથે ભારે લઢાઈ કરી હતી. નારાયણદાસજી સવત ૧૬૭૫માં દેવલોક થયા. ત્યાં પછી તેમના પાટવીકુમાર વિરમદેવજી ગાદીએ બેઠા. વિરમદેવજી ભારે પરાક્રમી હતા. તેમના પરાક્રમનું એક પુસ્તક લખાયું છે. જેમાં તેમની વિસ્તાર સાથે કારકીર્દીનું વર્ણન છે. એ પુસ્તક **"વિરમદેવ ચરિત્ર"** નામે પ્રસિદ્ધ થયું છે.

વિરમદેવજી સ્વભાવે મધુર, યુદ્ધવિદ્યામાં પારગત અને ઉદારદીલના હતા. ગણગૌરીનો મેળો જોવા ડુંગરપુર ગયા હતા. રામપરાના ચંદ્રાવત જાતિના રાજાની કુંવરી સાથે લગ્ન કર્યું હતું. પ્રસંગવશાત્ રામપરે જવા આવવાનું થતું. એક સમયે ત્યાં બળવાન પાડો ગામને હેરાન કરતો હતો. લોકોની આજીજી પરથી તેનાં શિંગડા પકડી તેને પાછલે પગે સો કદમ ખસેડી મૂક્યો. પાડો ક્રોધે ભરાઈ ધસી આવ્યો કે તૂર્ત જ તેને ધક્કો મારી પછાડયો અને પાડો મરણ પામ્યો હતો.

બીજી રાણી પેથાપુરનાં વાઘેલીજીનામે હતા. ડુંગરપુરના રાજાએ તેમનો ઘટતો સત્કાર ન કરવાથી અપમાન કર્યું હતું, અને ડુંગરપુર લૂટાવ્યું હતું.

વિરમદેવજી દર પૂર્ણિમાએ કવિઓનો મેળો ભરતા. સારા કવિઓનો સત્કાર કરતા. રૂડો પરિચય થયા પછી તેમને ગામ બક્ષીસ આપતા. સાહિત્યશાસ્ત્રના એક નમુનેદાર ઉપાસક હતા.

વિરમદેવજીના ભાઈ રાયસિંહજી ભારે બળવાન હતા. એક પ્રસગે ડુંગરમાંથી ધસી આવતો વાઘ હાથથી પકડયો હતો. પાસે હથિયાર નહોતું. ફક્ત એક લોટો હતો. લોટાથી તેને મારી નાંખ્યો હતો, તેથી તેમની બહાદુરીની નામના થઈ હતી. રાયસિંહજીને વડાલી ગામ જીવારક પેટ આપ્યું હતું. વડાલીમાં જ તેઓ નિવાસ કરતા હતા. વિરમદેવજી તેમનાથી ડરી ગયા હતા. અને ઈડરનું રાજ્ય કબજે કરશે તેવી શંકા કરતા. વિરમદેવજીએ પોતાની માંદગીને બહાને ઈડર તેડાવ્યા. નિર્દોષભાવે ભાઈની ખબર જોવા ગયા. રાયસિંહજી ખબર પૂછવા લાગ્યા. વિરમદેવજી ઉભા થયા. બન્ને ભાઈ ભેટયા. અને એ ભેટવામા વિરમદેવજીને કટાર ભોંકી રાયસિંહજીના પ્રાણ લીધા.

દિલ્હીના પાદશાહ અકબરની ફોજ ઇડર ઉપર ચઢી આવી હતી. ફોજ સાથે બહાદુરીથી લડયા હતા. અને ફોજને અવળે મોઢે પાછી કહાડી હતી. તેમની બહાદુરીનાં ગુણગાન સર્વત્ર થતાં હતાં.

## વેરીલો મામો

ઝખમથી મરણ પામેલા રાયસિંહજીના મામા, પોસીના ગામના ઠાકોર રતનસિંહજી હતા. ભાણેજનું વેર તેમના હૃદયમાં ખૂબ સાલતું હતું. વેરનો બદલો હરકોઈ રીતે લેવા તે ધારતા હતા. એ વાત વિરમદેવજીથી અજાણી રહી નહોતી. પોસીના ઠાકોર વેર લેવા બહારવટીઆ બન્યા હતા. ઇડર રાજ્યમાં ઠેકઠેકાણે લૂંટફાટ ચલાવતા હતા. રૈયતને તેનો ત્રાસ હતો. વિરમદેવજી તેને કબજે કરવા ચાહતા હતા.

## લાગ આવ્યો વિરમનો !

વિરમદેવજીનો લાગ આવ્યો વિરમદેવજીએ યુક્તિ રચી પોસીના ઠાકોરના મિત્રો આગળ ઠાકોરના ખૂબ વખાણ કર્યો ઠાકોરને કાને એ વખાણ પહોંચ્યા ઠાકોર મનમા ખુશી થયો આટલો ત્રાસ આપ્યો છતા વિરમદેવ મ્હારા વખાણ કરે છે ધન્ય વિરમને ! મળવા આવ્યા વિરમને ! વિરમે ભારે સત્કાર્યા ! ઠાકોર ખુશ થયા સાથે મળી મહેમાનીએ ગયા માતા અંબાજીને દર્શને ગયા મંદિરમા સાથે પ્રવેશ કર્યો અને ત્યાજ તેમનો ઘાટ ઘડી નાખ્યો ત્યારથી માતાજીનુ સ્થાન બીહામણુ ઉજ્જડ બનવા લાગ્યુ ।

## તીર્થયાત્રાએ મુસાફરી !

વિરમદેવજી તીર્થયાત્રાએ નિકળ્યા નર્મદાજીની યાત્રા કરી રૂડીરીતે દાન-પુણ્ય કર્યા ત્યાથી શ્રી દ્વારકાનાથની યાત્રાએ ગયા રસ્તામા હળવદ આવ્યુ ત્યાના રાજાએ ભારે સત્કાર કર્યો ત્યાની રાજરીત તેમને પસદ પડી વિરમદેવજીએ પોતાની દિકરી પરણાવી ।

વિરમદેવજીનુ મોસાળ ઉદેપુર હતુ મોસાળમા મળવા માટે ગયા ઉદેપુર દરબારે તેમનો સત્કાર કર્યો અને કેટલો વખત ત્યા રોકાયા ત્યાથી તેઓ કાશીવિશ્વેશ્વરની યાત્રાએ ગયા કાશીમા થોડો વખત નિવાસ કર્યો ધર્મવિધિ કરતા રહ્યા ઉદારતાથી અનેક સ્થળે દાન આપ્યા આસપાસની સઘળી તીર્થયાત્રાઓ કરી ત્યાથી નિવૃત્ત થઈ જયપુર આવ્યા

## જીદગીનો અંત

જયપુરમા રાયસિંહજીના બ્હેન પરણાવ્યા હતા બ્હેને રૂડો સત્કાર કર્યો ઉચ્ચભાવ બતાવી તેમને રોક્યા દરમ્યાન ખોરાકમા ઝેર દીધુ રસ્તામા આવતા ભીનાડા ગામે તેમનો દેહાત થયો

## ઈડરની ગાદીએ કલ્યાણમલજી !

રાવ વિરમદેવજી પછી ગાદીના હકદાર ગોપાળદાસજી હતા ગાદીએ બેસવા માટે મુહૂર્ત નક્કી કરાયુ એ સમયે રાજ્યના સરદારો એકત્ર થયા ઈડરમા ઘેર ઘેર ઉત્સવ થવા લાગ્યો પટ્ટાભિષેકનો વિધિ થવા લાગ્યો ગાદીએ બેસવાની તૈયારી થઈ ગોપાળદાસજી પોષાક પહેરવા ગયા પોષાક પહેરી પસદ ન પડવાથી બદલી નાખવા માંડ્યા દરબારમા હીલચાલ શરૂ થઈ ! વખત વધારે વીતવા લાગ્યો સરદારો કંટાળ્યા પ્રજાના શ્રીમંતો અકળાયા દરમ્યાન ઉદેપુરથી કુમાર કલ્યાણમલજી આવી પહોંચ્યા આ ઉત્સાહી કુમારને જોઇ સૌના મન હરી ગયા એકે અવાજે તેમની પસદગી થઈ અને કલ્યાણમલજીને ગાદી ઉપર બેસાડી દીધા મંગલવાદ્યો વાગવા લાગ્યા જયજયકાર પોકારાવા લાગ્યો !

ગોપાળદાસ ચમકયા ! માણસોને પૂછતા સઘળી બીનાથી વાકેફ થયા તેમને ખૂબ ખોટુ લાગ્યુ બહાર નિકળવાનું મન ન થયુ રાજમહેલને પાછલે બારણે ગયા ઘોડા ઉપર બેસી પ્રયાણ કર્યું દિલ્હી પહોચી ગયા પાદશાહની નોકરીમા જોડાયા બાદશાહની મરજી મ પાદન કરી નિવેદન કરી પાદશાહની ફોજ મદદમા લીધી જોધપુર અને જયપુરની મદદ લીધી ઇડરનો નાશ કરવા તૈયારી કરી ફોજે લાનને માડલે આવી માંડવાનામીયા વશ થાય તો ઇડર ઉપર કુચ કરી શકાય તેમ હતુ મીયા હતા જોરાવર મીયા લઢવામા જબ્બર હતા જોતજોતામા મીયાનુ લશ્કર ટૂટી પડયુ આવેલી ફોજે એ ભારે યુદ્ધ ખેલ્યુ

## ગોપાળદાસનો અંત આવ્યો

એ રમખાણમા ગોપાળદાસજીનો અત આવ્યો સવત ૧૬૫૩મા આ બીના બની ગોપાળદાસની ધારેલી બીના પાર ન પડી સાથેના સરદારો કપ્પક ઘવાયા મરાયા—પાયા—અને ઘણા ક્ષત્રીયોનો તેમા અત આવ્યો

## નાશ પામેલા નામીચા સરદારો !

એ યુદ્ધમા બાર નામાકિત સરદારો મરણને શરણ થયા (૧) જોધપુરના રાજા સુરસિંહજી (૨) જયપુરના રાજા સવાઈ જેસિંઘ (૩) મારવાડના ચાપાવત હરિસિંહજી (૪) ચાપાવત ગોપાળદાસજી વિગેરે દવલોક થયા કહે છે કે એ સમયે ૭૦૦ સોનેરી મૂઠો ઉતરી યાને મહાબળવાન સાતસો યોદ્ધાઓનો સહાર થયો

ગોપાળસિંહજીના વશના હાલ વલાસણમા છે અને એ વશજો સાધારણ હાલતમા જીવન ગુજારે છે પાચમાભાઇ શામળદાસજીના બેટાળી પાસે વસાઇમા છે છઠ્ઠાભાઇ કેશવદાસજીના વશના સાબલવાડમાં છે અને સાતમા ભાઇ રતનસિંહજીનો વશ નથી

## આખરે ઇડર આબાદ રહ્યુ

એ યુદ્ધને અગે ઇડરને આચકો આવ્યો નહીં, ઇડર નિર્ભય અને સુરક્ષિત હતુ રાવ કલ્યાણ મલજી જેવા ઉત્સાહી રાજાને લીધે ઇડર રાજ્ય આબાદ વિશાળ—અને મજબુત બનતુ રહ્યુ બાદશાહી ફોજ આવેલી તે પ્રસગનો દોહરો નિચે મુજબ કહેવાયો—

" કલો જપે નવિ કેસરી મે પૂન્યા કળનાથ ! "
'અકબર રૂઠયો કયા કરે સુજેરાજ દિયો રઘુનાથ "

રાવ કલ્યાણમલજીએ સવત ૧૬૫૩ થી મ ૧૭૦૦ સુધી વર્ષ ૪૭ રાજ્ય કર્યું

## એ વખતે ઇડરની વિશાળતા.

એ પ્રસંગે ઇડરમાં પચાસ હજાર ઘરની વસ્તી હતી. નાગર બ્રાહ્મણોનાં ઘર અઢાર હજાર હતાં. ત્રીસ પેઢીથી ચાલતા આવેલા નાગરોના કારભારીપણાને લીધે અનેક નાગર કુટુંબોએ નિવાસ કર્યો હતો. વેપારીયો જંગી વેપારમાં કુશલ હતા. દૂર દૂર દેશોમાં તેમનો વેપાર ચાલતો હતો. સુતાર, લુહાર, સોની, કુંભાર, મોચી, વિગેરેની સખ્યાબંધ વસતી હતી. આખો દેશ ધન અને ધાન્યથી ભરપુર હતો.

રાવ કલ્યાણમલજીની કિર્તિ દેશમાં પ્રસરી હતી. પ્રેમાનંદ કવીએ "પ્રીતશતક" ગ્રંથ રચી તેમાં તેમની ઉજ્જ્વલ કીર્તિનું બ્યાન કરાવેલું છે.

રાવ કલ્યાણમલજીને વજેમલજી નામે કુમાર હતા. સદર કુમાર કુમારપદેજ દેવલોક થયા હતા. કુમાર વજેમલજીના કુમાર જગન્નાથજી હતા. રાવ કલ્યાણમલજી દેવલોક થયા પછી રાવ જગન્નાથ ગાદી ઉપર બેઠા હતા. સંવત્ ૧૭૦૦ના વૈશાખ સુદી ૩ ને દિને એ મંગલ મહોત્સવ હતો.

## રાવ જગન્નાથજી !

રાવ જગન્નાથજીમાં રાજને છાજતા ગુણો નહોતા. ક્રોધી સ્વભાવના હતા. દુરાચારી હતા. ક્રૂરતાથી કર ઉઘરાવવા ફરમાનો કહાડતા. લોભની હદ ઓળંગી હતી. રાજ્યની ચાળીસ લાખ રૂપીઆની આવક હતી. પણ અન્ય માર્ગે વપરાઇ જતી. રૈયત તેમનાથી કંટાળી ગઈ હતી. લોકોની આબરૂ અને જીવ જોખમમાં હોવાનું ગણાતું. સામાને ફાવે તેટલું નુકશાન થાય પણ સ્વાર્થ સાધવામાં તત્પર રહેતા. દુરાચારી હોવાને લીધે બ્રાહ્મણ–વાણીઆ જેવી ઉંચી કોમોની અને હરકોઈની કુમારીઓને દુર્બુદ્ધિથી પકડી મગાવતા. નજીવા કારણસર તોપથી ઉડાવી દેવા હુકમ કરતા. એવા એવા અનેક અત્યાચારોથી નાગરબ્રાહ્મણો વડનગર, વીશનગર વગેરે સ્થળે નાસી ગયા. વેપારીઓ પણ દેશ પરદેશ ચાલ્યા ગયા. એમ દેશ ઉજ્જડ થવા માંડયો. તે વખતની એ કહેવત પ્રતિહાસ રૂપે બની "જલજાઓ જગન્નાથીયા કલા તણા કપુત" "માર્યા બ્રાહ્મણ વાણીઆ રખડાવ્યા રજપુત".

## બાદશાહી ખંડણી.

રાવ જગન્નાથને ઈડર રાજ્યની ખંડણી ભરવી પડતી. ખંડણી ભારે હતી. ફાવે તે વખતે બાદશાહ સામટી રકમ મંગાવી લેતો. એમ દરેક રાજ્યોમાંથી મગાવાતું. એવે સમયે ખંડણી ભરવી મુશ્કેલ થતી.

વડોદરામાં "વૈતાળ બારોટ" નામે ભારે ધનાઢય ગૃહસ્થ હતો. કરોડોની ધીરધાર કરતો.

એ મોટાં મોટાં રાજ્યોને ધીરતો. જે રાજ્ય બાદશાહને ખંડણી ભરવા તત્કાળ અશક્ત હોય તો એ રાજ્યની વતી ખંડણી પોતાની રકમથી ભરી દેતો. ઈડર રાજ્યની વતીથી પણ ઘણી વાર ખંડણી ભરેલી અને તેના પૈસા મળી જતા. પણ રાવ જગન્નાથના ઉડાઉ સ્વભાવને લીધે વૈતાળ બારોટનું દેવું વિશેષ થઈ ગયું. રાવ જગન્નાથની દાનત બગડી. લેહણુ ડુબાવવા તેણે વિચાર કર્યો. વૈતાળ બારોટની ઉઘરાણી ચાલુ હતી. આખરે બારોટ જાતે વસુલ કરવા આવ્યો. તેને હેરાન કરી હદપાર કરવા ષડયંત્ર ગોઠવી રાખ્યુ હતું, તે મુજબ બારોટના મુકામ પર એક ખૂબસુરત દાસી મોકલી. દાસી સંકેત મુજબ બારોટ પાસે જઈ. વાતચિત કરવા લાગી. માણસે આવી બારણું બંધ કરી સાંકળ ચઢાવી. બૂમ પાડી કેસ કર્યો. રાવજીએ તેને સજા કરી દેશપાર કર્યો.

## બારોટ કેમ ન થાય ભૂંડા!!

બારોટ મનમાં સમજી ગયો. જગન્નાથને દેશપાર કરવા યુક્તિ રચી. સિધો ગયો દીલ્લી. બાદશાહ પાસેથી લીધી ફોજ. ઇડર ઉપર ચઢી આવ્યો. ઈડરના વકીલે દીલ્હીથી રાવને ખબર આપી. જગન્નાથે જાણ્યું કે વૈતાળ બારોટ સાથે છે. તેથી તેની પૂર્વની મિત્રતા યાદ કરી. વિનય સાથે બારોટ પર પત્ર લખ્યો. બારોટે મીઠાશથી જવાબ વાળ્યો. જણાવ્યું કે તમે નિશ્ચિંત રહેજો. ફોજથી કઈ થઈ શકે તેમ નથી.

જગનાથ ચારિત્ર્યહીન હતો. સૂક્ષ્મ બુદ્ધિથી કપટ ભરેલો પત્ર સમજી શક્યો નહીં. જગનાથની કશી તૈયારી નહોતી. તેથી બાદશાહી ફોજે ઈડર ઉપર ઘેરો ઘાલ્યો. જગનાથે નાસી છૂટવા વિચાર કર્યો. કુટુંબ સાથે છૂપી રીતે પોળ્યો તરફ પ્રયાણ કર્યું. મોજે સરવણામાં જઈ છુપાયા.

## ફોજનો આગેવાન કોણ હતો.

ફોજ લાવનાર દીલ્હીના અકબર બાદશાહનો શાહજાદો મુરાદ હતો. *બારોટ તેનો માનીતો હતો. બારોટની ઇચ્છા મુજબ તેનું વર્તન હતું. ઈડરનો* જગન્નાથ નાસી છૂટયો. ઈડર ગઢ મુરાદને કબજે પડયો. તે વિશે નિચે મુજબ કવિત છે.

### છપ્પાનો રાગ

" सवत्सत्तरसोप्रमाण वर्षवारोत्तरविमल त्रीजतिथिरविवारमासआसोपक्षनिर्मळ "
" शाहजादोमुराद लेणगढईडरआयो, करवारोपाकाज साथ जगनाथ सजायो "
" वैताळभाट न दियोवढण कूडकरी रावकाढीयो "

ભાવાર્થ:—સવત ૧૭૧૨ માં આસો સુદી ૩ અને રવિવારે અકબર બાદશાહનો શાહજાદો ઈડર ઉપર ચઢી આવ્યો. એ વાત જાણી રાવ જગન્નાથ સામે થવા વિચારમાં પડ્યા. વેતાળ ભાટે વિશ્વાસ આપી લઢવાની તૈયારી ન કરવા દીધી. કપટની જાળથી તેમને સપડાવવા ગોઠવણ કરી. રાવ જગન્નાથ આખરે નાસી ગયા.

એ પ્રમાણે છપ્પા ઉપરથી પણ રાવ જગન્નાથના ઇતિહાસ ઉપર પ્રકાશ પડે છે. રાવ જગન્નાથ પોળોમા પેસી ગયા. શાહજાદા મુરાદે ઈડર રાજ્યનો કબજો લીધો અને સૈયદ હાથાને ઈડર રાજ્યનો સુબો બનાવ્યો. સુબાના હાથ તળે જુના પ્રધાનને કારભારી નિમ્યો. અને દિલ્લી ચાલ્યો ગયો.

રાવ ચિંતાને લીધે બીમાર થયો. શક્તિની દવા લેતાં વધારે અશક્ત થયો. કમ્મરમાંથી અકડાઈ ગયો આખરે સવત ૧૭૧૩ ના પોસ સુદી ૧૦ ને દિવસે મરણ પામ્યો.

રાજ જગન્નાથનો પુત્ર પુંજાજી હતો. રાવ પુજાજી ! એ સમયે પોળોમાં હતો. તેને તેના પિતાના રાજ્યની લાગણી હતી. મુસલમાનોને કનડવા તેણે બહારવટુ સ્વીકાર્યું મુસલમાનોને ઘણુંજ પજવ્યા.

તેને સલાહ મળી કે તે દિલ્લીના પાદશાહની નોકરી સ્વીકારે ! બાદશાહને ખુશ કરે ! તો તેને રાજ્ય મળે. પુજાજી એ સલાહથી દિલ્લી ગયા. બાદશાહની મરજી સંપાદન કરી. બાદશાહને ઈડર રાજ્ય પાછુ મેળવવા વિનંતી કરી. બાદશાહે ફોજ આપવાનું નક્કી કર્યું. એ વાત જયપુરના રાજાએ જાણી. જયપુરના રાજાને રાવ વિરમદેવ ઉપર વેર હતું, તેથી બાદશાહને ઉંધું સમજાવી મદદ આપવાની વાત બંધ પાડી

પુંજાજી તેના મુસાળમાં ઉદેપુર ગયા. ઉદેપુરના રાણાની ફોજ લીધી. ઇડર ઉપર ચઢાઈ કરી. અને ઈડરની મુસલમાન ફોજ સાથે યુદ્ધ કર્યું. તે પ્રસગે ઘણાઓનો નાશ થયો. તે વિશે નિચે મુજબ છપ્પો મળી આવે છે.

"પુજરાજઅંગચડિયા પઢોલોહવલદ્દરલીયો. આ ઉપરથી મુસલમાનોને હરાવી બાદશાહના સુબાની સત્તા ઉઠાવી લઈ ઈડર રાજ્યનો કબજો લીધો. યુદ્ધના પ્રસગે જે રમખાણુ થએલુ તે વિશે નીચે મુજબ ગીત છે.

"रावेरहेंस्या पठाणचढेरण हरी विदळ आणी " नाव नाव करतीनिशवासर पाडेघाहपठाणी " (१)

पुजेजी खलखेत पछाड्या तणरी नहीतमीनी
कधतणे वख भांगीए फांकण वूमकरे मुखवीची (२)

जोधजद्दे कमधज्ज जणी खागरोह्विला खाया
मेलीधाह्दीये मुगलाणी नाहकशो नाघा (३)

**ભાવાર્થઃ**—રાવ પુંજાએ તલવારનું બળ વધાર્યું! ઘણા મોગલોનો સંહાર કર્યો! લડાઇમાં રાવે પઠાણોને કાપ્યા! ઇડરમાં ફોજ દાખલ કરીને રમખાણ કર્યું! પઠાણોની સ્ત્રીઓ રાત દિવસ બૂમો–ચીસો પાડતી હતી. ખાવિંદ! ખાવિંદ! ના પોકાર પાડતી હતી. પુંજાજીએ રણભૂમિમાં દુશ્મનોને પછાડયા. તેઓ માટે ઓસડ કે ઉપાય થઇ શક્યો નહીં. ખાવિંદના મરણથી આ...કાંકણ ભાગવાનો વખત આવ્યો. એવી બૂમો બીબીઓ પાડવા લાગી. અરે! આ તલવારોએ રોહિલા અને પઠાણોને ખાધા!! મોગલોએ જીવવાની આશા મૂકી. રડવાથી કોઈ ખાવિંદ પાછો આવ્યો નથી. (જુઓ—કવિશ્રી દલપતરામભાઇની એ૦ નોંધ.)

એ પ્રમાણે ભારે ધીરતા બતાવી રાવપુંજાજીએ ઇડરના સુબા સયદ હાથા પાસેથી સંવત ૧૭૧૪માં–સને ૧૬૫૮માં ઇડરની સત્તા હસ્તગત કરી.

### રાવપુંજાનું મરણ!

રાવપુંજાજીને નાનો ભાઈ હતો. નામે અરજણદાસ હતો. તેને રાજા થવાની હોંશ હતી. રાતદિવસ એ તૃષ્ણાથી ઝંખતો. આ નાના ભાઇએ ઝેર દેવા વિચાર કર્યો. લાગ તાકી ખોરાકમાં મીઠું ઝેર ખવરાવી દીધું. રાવજી દેવલોક થયા.

### રાજા થયો નાનો ભાઈ!

નાનાભાઇએ મોટાભાઇને માર્યો. અને ઇડરની ગાદીપર, બેસી રાજા થયો. રાજચલાવવા વ્યવસ્થા ગોઠવી. મરજીદાનોને અધિકારીઓ બનાવ્યા. અને નિરાતે રાજ કરવાના વિચાર ઘડે છે તેવામાં તો......

### ચઢી આવી મોટી ફોજ!

ઇડર ઉપર મોટી ફોજે ચઢાઇ કરી. આ ફોજ સુબાસૈયદ હાથાની હતી. સૈયદ હાથા દિલ્હી ગયો હતો બાદશાહને વિનવ્યા હતા. અને ફોજની ચઢાઈથી ઇડરનો મુલક કબજે કર્યો.

### અરજણદાસ નાઠા.

ઇડર ઉપર મારો ચલાવાથી રાવ અરજણમલ નાસી ગયા. ધામોદ ગામની નાળમાં પેસી ગયા. અને જઈ છુપા રહ્યા.

### ચાર કુમારોનો સમાગમ!

ચાર કુંવરો અમદાવાદથી આવતા હતા, પોતાના રાજ્યો તરફ જતા હતા. (૧) દેવલીયા પ્રતાપગઢના (૨) વાંસવાડાના રાજાના (૩) લુણાવાડા

રાજાના (૫) અને ડુંગરપુરના રાજાના કુમાર હતા. એ ચાર કુમારો સાથે ૫૦૦૦ ઘોડે સ્વારો હતા.

### અરજણદાસની અરજ.

એ ચાર કુમારોને અરજણદાસે વિનંતી કરી. ઘોડેસ્વારોની મદદ માગી. ઇડરનો કબજો લેવાની એ મદદ હતી. ક્ષત્રિય કુમારોએ ભ્રાતૃભાવથી મદદ આપી. એ સઘળાઓએ મળી શરૂઆતમાં રણાસણ ઉપર ચઢાઇ કરી. રણાસણના રહેવર સરદારો ચેતી ગયા. યુદ્ધ કરવાને તૈયાર થયા. અને બહાદુરીથી લઢયા.

### તેમાં ચારે મરણ પામ્યા !

એ યુદ્ધમાં રાવ અરજણદાસ ઘવાયા. દેવલીયા પ્રતાપગઢના કુમાર-લુણાવાડા અને ડુંગરપુરના રાજકુમારોને પણ ગોળીયો વાગી. તેથી તે ચારનો અંત આવ્યો.

### વાંસવાડાના કુમારે અગ્નિદાહ કર્યો.

દેવલોક થએલા એ રણવીરોની દાહ ક્રિયા વાંસવાડાના કુમારે કરી. અને બાકી રહેલા સૈન્યને ઘામોદ લઈ ગયા.

### અરજણદાસના કુમારનું પાલન !

અરજણદાસના કુમાર પાંચ વરસના હતા. વાંસવાડાના કુમારે પોતાના રાજ્યમાં લઈ ગયા. તેમનું પાલન પોષણ કરી મોટા કર્યા. અને તેમના જીવારક માટે ટુંટિયાબલ પટો ઇનાયત કર્યો. હાલમાં પણ તેમના વંશજોના કબજામાં છે. રાવ અરજણદાસ સંવત ૧૭૧૪ થી સંવત ૧૭૧૫ સુધી એક વરસ રાજ્ય કર્યું.

### રાવગોપીનાથ

રાવ ગોપીનાથ-અરજણદાસના મરણ પછી મોગલો પર બહારવટે નિકળ્યા. રાવ જગન્નાથના એ ભાઇ હતા. તેમણે લુંટફાટ શરૂ કરી બ્રહ્મક્ષેત્ર પર અત્યાચારીયો તીર્થોનો ધ્વંસ કરતા હતા. તે તેમને અસહ્ય લાગતું હતું. તેમણે મુસલમાનોને ખૂબ ત્રાસ આપવા માંડયો. ઇડરના સુબાએ રાવ ગોપીનાથને શાંત પાડવા વિચાર કર્યો.

### ચારણની મારફતે સમાધાન !

સુબાજીએ ચારણ જોગીદાસને બોલાવ્યા. સુલેહ કરવાની વાત કરી. કુવાવાસના ચારણે સમધાન કર્યું. ગોપીનાથજીને જીવારકનો બંદોબસ્ત કરી આપ્યો. અને સુબા સૈયદ હાથાની કારકીર્દી સુધી જીવારકમાંજ નિભાવ ચલાવ્યો.

## સયદ હાથાની બદલી થઈ

ઇડરના સુબાની બાદશાહે બદલી કરી તેની જગોએ કમાલખાની નિમણોક કરી કમાનખા આળસુ અને વ્યમની હતો ગોપીનાથજીએ લાગ રાખી ઈડર ઉપર ચઢાઇ કરી ઇડર રાજ્ય કબજે કર્યું

## એમાં વળી ત્રીજું પાકયુ

ઈડરનું રાજ્ય ગોપીનાથના હાથમા આવવાની વાત જાણી રણાસણ ઠાકોરને ગભરાટ થવા લાગ્યો કારણ એ હતુ કે જગનાથના ભાઈ અરજણ દાસને તેણે માર્યા હતા

તેથી ગોપીનાથ તેના કાકાનું વેર જરૂર લેશે એવી શકા કરી ઈડરના કસબાતીઓ સાથે સુનેહ કરી અને અમદાવાદના સુબા પાસે ગયા ઉનટુ સુલટુ સમજાવ્યુ ફોજ લઇ ઈડર ઉપર ચઢાઈ કરી

ભારે ફોજ જોઇ ગોપીનાથ ડરી ગયા ઇડરમાથી નાઠા કળનાથ મહાદેવના મદિરમા સતાઈ ગયા અફીણના વ્યમની હતા અફીણ વિના વ્યાકુળ થવા લાગ્યા ત્યા બ્રાહ્મણ આવી ચઢયો તેને બે કડા સોનાના આપ્યા તે પૈકી એક કડું અફીણ લાવવા માટે આપ્યુ અને બીજુ બક્ષીસ આપ્યુ બ્રાહ્મણ ઘેર ગયો તેની પત્નિએ અફીણ લાવવા ના પાડી રાવજી રાહ જોઈ કટાળ્યા આખરે અફીણ વિના અકળાઈ મરણ પામ્યા ઇડર ઉપર બાદશાહનો સુબો હકુમત ચલાવવા લાગ્યો એ પ્રસગે બ્રહ્મક્ષેત્ર પર પણ તેની સત્તા ગાજતી રહી રાવગોપીનાથ પાચ વર્ષ સુધી રાજ્ય કરી સંવત્ ૧૭૨૦મા મરણ પામ્યા તેમને બે રાણીઓ હતી તે પણ નાસી છુટી હતી ઈડરથી ચાર ગાઉ ઉપર ગોઝારીયા ગામ છે તેનામગરા પાસે તળાવ છે ત્યા કુવી અને પ્રાણ તજ્યા હતા

## ગોપીનાથજીના કુમાર કર્ણસિંહ !

રાવજીને એ પુત્ર હતો નામે કર્ણસિંહ હતો દસ કે બાર વરસની ઉમ્મર હતી સરવણામા રહેતા હતા મ્હોટી ઉમ્મર સુધી ત્યાજ રહ્યા ઉત્સાહી કે બહાદુર નહોતા

## કર્ણસિંહજીના કુમાર !

રાવકર્ણસિંહજીને ત્રણ કુમાર હતા કર્ણસિંહજી વ્યપામાંજ ગુજરી ગયા હતા એ બે કુમારો પૈકી એક ચાદા તથા બીજા ચદ્રસિંહ નામે હતા એ બે કુમાર હળનદ વાળા રાણીજીના હતા અને દાતાવાળા રાણીજીના માધવસિંહજી હતા માધવસિંહજી બહાદુર હતા બાદશાહની ફોજ સાથે લઢયા હતા

અને વેરાસરપટો દબાવ્યો હતો ત્યા ગાદી સ્થાપી અને સ્થા હાલમા પણ તેમના વશજો જાહગીર ભોગવે છે.

### રાવચદ્રસિંહ [1]

કર્ણસિંહના મોટા પુત્ર ચાદસિંહ નામે હતા તેમણે તેમના સબધીઓ પૈકી રાવમાનસિંહને અને ગોવિંદસિંહજીને મેળવી લીધા તેમની મદદથી તેમણે સવત ૧૭૭૪ સને ૧૭૧૮માં મુસલમાન કિલેદારને હરાવી ઈડરની ગાદી કબજે કરી (તે દરમ્યાન તાબા[1] પત્રનો લેખ)

રાવચદ્રસિંહ કપટી હતા રાજકારભારમા કપટથી અલગ રહેતા પલાસણાના ઠાકોર સરદારસિંહજીને દિવાનપદ આપ્યુ હતુ ઘણો ભાગ નિવૃત્તિમા ગાળતા હતા

પોળ્યોના પઢીયાર રાવજીની કુવરી સાથે પરણ્યા હતા તેથી પોળોમા સામરીમા ગયા હતા ત્યા કેટલોક વખત રહ્યા કાશીયાત્રાનુ બ્હાનું કહાડી સરસાઉ ગામે ગયા ત્યા તેમના નાગરાને મગવા ઓના ના વિશ્વાસુભાવથી આ વા તેમને ખૂ ા દારૂ પાયો અને મારી નાખ્યા અને સવત્ ૧૭૮૩મા પોળોની ગાદી ઉપર બે ા તેમના વશના હાલ પણ પોળ્યોની ગાદી ઉપર રાજ્ય કરે છે

---

(૧) નોટ—

**તાબાપત્રની નકલ**

સહી ઉર્દુમા છે




મહોર



શ્રી દિવાનજી ઇડર જહાંગીર નવાબશ્રી — અમાલ ઠાકોરશ્રી રહિરામજી

આદેશાત્ મોજે વડાલીના પટેલ તલાટી જોગ

જત્ તમો ઉપર બ્રાહ્મણ ફરીયાદે આવ્યા છે જે વેરો માગો છો માટે એ દોને લીધ છે નહીં માટે દરકત કરો રખે એ બ્રાહ્મણ ખેરાની છે તો પત્રઓમા' દલ આણી સને ૧૧૨૨ (હીજરી) વિક્રમ સવત ૧૬૬૦

---

આ તાબાપત્રનો લેખ પરસીયન લીપીમા છે સહી ઉર્દુમા છે ભાષા એ સમયની ગુજરાતિ મિશ્ર સારવાળી જેવી છે પટેલ તલાટીએ વડાલીના બ્રાહ્મણોને વેરા માટે સતાવેલા તે પરથી ઈડરના પીરકમાલખાનજી પાસે ફરીયાદે ગએલા બ્રાહ્મણો તરફ પૂજ્યભાવ લાવી તેમણે પટેલ તલાટી ઉપર વેરો માફ કર્યાનો હુકમ લખી આપ્યો. યાને તાબાપત્ર કરી આપ્યું એ પરથી પીરકમાલખાનનુ હૃદય કેવુ કોમળ હશે તે જણાઇ આવે છે

રાવથી ચંદ્રસિંહજીએ ઇડરના કિલ્લેદારને રજા આપી ઇડર રાજ્ય કબજે કર્યું. તેના બીજા વર્ષમાં સંવત ૧૭૭૬માં ખેડબ્રહ્માના બ્રાહ્મણોને શાંતિ આપી નિર્ભય કર્યા તે બાબતનો લેખ (તાબાપત્ર) મળી આવ્યું છે. અને તે ખેડબ્રહ્માના રહીશ ભટ બહાદુર નામે પ્રસિદ્ધ વિદ્વાન્ ખેડવા બ્રાહ્મણના ઘરમાં સંગ્રહેલુ હતુ. તેની નકલ નિં૦ મુ૦

**અસલ ઉપરથી નકલ**

શ્રીરામજી




રાવજી શ્રી ચંદ્રસિંહજી ! પરગણે ઇડર ! હવાલે રાઠોડ શ્રી સરદારસિંહજી આદેશાત્ મૌજે ખેડબ્રહ્માના પટેલ-તલાટી જોગ !

જત ઉપાધ્યા ભીમપડ્યા, ભોગીદાસ વગેરે બ્રાહ્મણ સમસ્તની પાસેથી મહારાજાના અમલ મધ્યે જે વેરા-વારા લીધા હોય ! તો જ લેજો. એકાલીયા બ્રાહ્મણ છે. તેમને હરકત ન કરશો. હમેશાં છે તેથી અદકુ ન કરશો. વગર સમજ્યું ન કરશો. મી૦ ૩૦ ઝુલકાદ ઝ ૧૧૩૭ હીજરી.

સહી (ઉર્દુલીપીમા)

.............................

ઉપરોક્ત લેખથી સમજાય છે કે-ઇડર મુસલમાન સુબાના હાથમાં ગએલું હશે તે પ્રસગે ખેડબ્રહ્મા પણ તેના હાથ નીચે હશે. બ્રાહ્મણો ઉપર કરવેરો નાંખ્યો હશે તે ન સહન થવાથી રાવ ચંદ્રસિંહજી પાસે ફરીયાદે ગયા હશે. તે પ્રસંગે તેમને આ લેખ કરી આપેલો જણાય છે. લેખમાં હીજરી સન છે. તે પરથી આપણો સંવત ૧૭૭૬ ગણાય.

સદર લેખની ભાષા ગુજરાતી છે. તેમાં મારવાડી ભાષાની છાયા છે. લીપી ઉર્દુ છે. અને સહી ઉર્દુમાં છે. એ પરથી એમ અનુમાન થઈ શકે છે કે આ વિભાગમાં પણ ઉર્દુ લીપીનો પ્રચાર હશે અથવા ઉર્દુ મિશ્ર નાગરી લીપીમાં વ્યવહાર થતો હશે. દફતરોમા પણ રાજકારોબારી લખાણ એવું જ થતું હશે.

## પોળોની ગાદીએ ચંદ્રસિંહજી ।

ઈડરનાગવ પોળો-વિજયનગરની ગાદી ઉપર બેઠા. પઢીયારોની ગાદી હતી તે હસ્તગત કરી, તેમને જોરાજી અથવા જસવંતસિંહજી નામે પુત્ર હતો.

ઈડર છોડયા પછી. ઈડર રાજ્યનું કારભારીપણું નિમેલા સરદારસિંહજી કરેતા હતા. અને હકુમત ચંદ્રસિંહજીનીજ કાયમ રાખી હતી.

## સરદારસિંહજી સ્વતંત્ર થયા.

કેટલાક સમય પછી સરદારસિંહજી સ્વતત્ર થયા. અને ઈડરનું રાજ્ય ચલાવવા માંડયું. તેમણે વડોદરાના રહીશ બછા પડિતને કારભારી રાખ્યા બછો પડિત સુંદર કામ ચલાવવા માંડયા. કેટલાક વખત પછી ઈડરના કસબાતીયોના વિચાર સાથે મળતા થયા. સરદારસિંહજીને મારી નાંખવા વિચાર કર્યો. સરદારસિંહજીની જાણમાં આવ્યુ. સરદારસિંહજી ત્યાંથી નાસી ગયા અને પોતાના વતનમાં વલાસણામાં આવ્યા. એમ સરદારસિંહજીનો અમલ સંવત ૧૭૮૩ થી સંવત ૧૭૮૫ સુધી રહ્યો.

### બછો પંડિત

સરદારસિંહજીએ ઈડર છોડયા પછી બછો પડિત ઈડરનું રાજ ચલાવવા માંડયા. કસબાતિઓ તેમના સલાહકાર થયા. દેસાઈ ઓને હેરાન કરવા લાગ્યા.

## ઇડરમાં પોળયોના રાવજીની હકુમત.

એમ છતા પોળયોની ગાદી ઉપર બેઠેલા ચદ્રસિંહજીના પુત્ર જશવત-સિંહજીની ઈડર રાજ્ય ઉપર હકુમત કાયમ હતી. બછો પડિત તેમને મળતો રહેતો અને રાજ્યનું કામ ચલાવતો. બછો પડિત દક્ષિણી બ્રાહ્મણ હતો.

એ સમયમાં બ્રહ્મક્ષેત્રના બ્રાહ્મણોને પટેલ-તલાટીઓ કર-વેરા લેવા હેરાન કરવા લાગેલા. જ્યાણીને તેઓ રાવ જશવતસિંહજી પાસે ફરીયાદે ગએલા. જશવતસિંહજીએ આશ્વાસન આપી ફરમાન જાહેર કર્યું અને તે બછા પડિતની મારફતે કરેલું તેના ઉલ્લેખનું પત્ર (તાબાપત્ર) ખેડમાંથી મળી આવ્યું છે તેની નકલ નિચે મુજબ છે.

(૨)

અસલ ઉપરથી નકલ




સિદ્ધ શ્રી દિવાનજી આદેશાત્ રાવજી શ્રી જશવતરાવજી............ દિવાનજી........વચનાત્ મૌજે ખેડબ્રહ્માના પટેલ તલાટી જોગ.

જત્ બ્રાહ્મણો પાસેથી મદામત વેરો વાંટો જો હોય તો જ લેજો ને સદામત માફ કરજો નવી હરકત કરશોમા સવત ૧૭૮૫ અશાઢ વદી ૯ ગુરૂવાર સહી

. .... .. .

(મોડી લીપીમા છે)

સદર લેખમા ભાષા ગુજરાતી છે તેમા મારવાડી ભાષાની છાયા છે. સવત વિક્રમનો છે લિપી પરસીયન કે ઉર્દુને મળતી છે સહી મરાઠીમા (મોડી લીપીની) છે દિવાનજીના આદેશથી લેખ લખાયો છે પણ દિવાનજીનુ નામ જણાતું નથી સહી દિવાનજીની છે તે વાચી શકાતી નથી મોડી લીપીમા હોવાથી એ દક્ષિણી હતા એમ સ્પષ્ટ થાય છે લેખમા હકુમત રાવજી શ્રી જશવનસિંહજીની હોવાનુ સ્પષ્ટ થાય છે જશવતસિંહજી પોળ્યોની ગાદીએ હતા ચદ્રસિંહજીના પુત્ર હતા તેમ છતા ઇડરની હકુમતમા આ લેખ થયો છે તેથી એમ અનુમાન થાય છે કે એ રાવજીની સત્તા ઇડર રાજ્ય પર પણ હશે

એ અરસામાં અમદાવાદના સુબા તરીકે શિરબુલદખાનજી હતા અને તે દિલ્હીના પાદશાહે તેમને નિમ્યા હતા તેમણે મરાઠાઓને ચોથો ભાગ આપવો શરૂ કર્યો હતો મરાઠાઓનું બળ વધી પડયુ હતુ મરાઠાઓએ મુસનમાનોને નબળા પાડયા હતા ગુજરાતમા પણ તેમની સત્તા બેસાડી હતી અને આવક અર્ધા ભાગે વહેંચી લેતા હતા એ સત્તા પીલાજી ગાયકવાડની હતી

સંવત ૧૭૮૮ ના અરસામા દિલ્હીના પાદશાહે મહારાજ અભેસિંહ જીને તથા ભડારી રતનસિંહજીને અમદાવાદ ઉપર ચઢાઈ કરવા મોકલ્યા ભારે ફોજ લઇ ચઢી આવ્યા અને અમદાવાદ સર કર્યું તથા વડોદરા હસ્તગત કર્યું પીલાજી ગાયકવાડ ડાકોર જતા રહ્યા અને ત્યા પણ પાછળ પડી મારી નાખ્યા

પીલાજીના ભાઈ મહાદજીએ જબુસરથી લશ્કર લઈ ચઢાઇ કરી અને વડોદરા પર કબજો કર્યો.

બાદશાહે મોકલેલો મોતિમખાન સુમો અમદાવાદ આવ્યો અમદાવાદ છોડાવવા પ્રયત્ન કર્યો પણ રતનસિંહજી અમદાવાદ છોડતા નહોતા

સુબાએ દામાજી ગાયકવાડને ઉપજનો અર્ધો ભાગ લખી આપ્યો અને તેમની મદદ લઇ રતનસિહજીને કહાડી મૂકયા

એ સમયમાં મરાઠા અને પેશ્વાની હકુમત ઇડર ઉપર હતી. તેમના તરફથી ઈડરમાં દિવાન રહેતો હતો. એ પ્રસંગનો તાંબાપત્રનો લેખ ઉલ્લેખ રૂપે મળી આવે છે.

નં. ૩

અસલ ઉપરથી નકલ.

ॐ




શ્રીમંત-રાવશ્રી દામાજીરાવ ગાયકવાડ વાા૦ મૌજે વડાલીના પટેલ-તલાટી તા૦ શેઠ જત્

મૌજે મજકુરના બ્રાહ્મણોને વેરો સુદામત માફ છે. તે પ્રમાણે સરકારથી માફ છે. તમો કશી વાતે બ્રાહ્મણોને......હીમ થાશો નહીં બોમાટ થાશે તો મુલાહીજો રહેશે નહીં સવત ૧૭૮૭ જેઠ સુદી ૫ દીને.

સહી.

......................(મોડી લીપીમાં)

ઉપરોક્ત લેખ ઉપરથી જણાય છે કે વડાલીના બ્રાહ્મણો પર વેરો નહોતો. વડાલીના પટેલ તલાટી તથા શેઠે વેરો નાંખવા સખ્તાઈ કરેલી, બ્રાહ્મણો અકળાએલા તેથી શ્રી દામાજીરાવ ગાયકવાડ અમદાવાદ રહેતા હતા. ત્યાં ફરીયાદ કરવા ગએલા. બ્રાહ્મણો વિદ્વાન તથા સુશીલ હોવાની ખાત્રી થવાથી તેમની વિનંતી નિગાહમાં લેવાએલી અને વેરો માફ કર્યાનું તામ્રપત્ર કરી આપ્યું.

### બચ્ચા પંડિતની પડતી

ઈડર રાજ્યમાં દેસાઈ કુટુંબ પ્રભાવશાલી હતું. એ કુટુંબના ઈડર, વડાલી અને હાલમાં કડીયાદરા-વસાઇ વગેરે ગામોમાં છે. એ વીર દેસાઇઓને ઈડરની પ્રજાનું દુઃખ સહન થયુ નહીં તેથી બહારવટે નિકળેલા આણંદસિંહજી મહારાજને મળવા ગયા.

આણંદસિંહજી મહારાજ જોધપુરની ગાદીના પ્રખ્યાત મહારાજા અજીતસિંહજીના પુત્ર હતા. જેઓ વખે નિકળી પડયા હતા. અને પોસીનાના

ઘાડા જંગલોમાં એ ફરતા હતા. દેસાઇઓ તેમને મળ્યા. ઇડર રાજ્યની સઘળી હાલત વિગતવાર કહી બતાવી. આણંદસિંહજીને સઘળી વાતે મદદ આપવા વચન આપ્યું અને ઇડર ઉપર હુમલો કરવા–ફોજ તૈયાર કરવા સૂચવ્યું.

## ફોજ તૈયાર કરી

દેસાઇઓ અને રાજ્યના શિષ્ટ ગૃહસ્થોથી પરીચીત થએલા આણુદસિંહજી મહારાજના આનંદમાં પાર રહ્યો નહીં તેમણે તેમના વિશ્વાસુ યોદ્ધાઓને બોલાવી લીધા. ઘણુ દળ એકઠુ કર્યું. ઇડર રાજ્ય ઉપર ચઢાઈ કરી. બછા પડિતે વાત જાણી તેની પાસે લઢવાનું સાધન કે હીંમત નહોતી. પ્રજાની વિરૂદ્ધતા જાણી ગયો હતો તેથી તેણે ત્યાંથી નાસી જવા વિચાર કર્યો. લશ્કર આવી ચઢયુ. બછાને પકડયો અને ઇડર છોડી નાસી જવા હુકમ કર્યો. બછો પડિત નાસી ગયો. અને આણંદસિંહજી મહારાજ સંવત ૧૭૮૭ ની સાલમા ઈડરની ગાદી ઉપર બિરાજ્યા.

## મહારાજા આણંદસિંહજીનો પરિચય !

જોધપુરના નામાંકિત મહારાજા અજીતસિંહજી હતા. તેમને પાંચ કુમારો હતા. (૧) અભેસિંહજી (૨) વખતસિંહજી (૩) આણુદસિંહજી (૪) રાયસિંહજી અને (૫) કિશોરસિંહજી એમ પાંચ હતા.

## અજીતસિંહજી મહારાજાની બહાદુરી

મહારાજા અજીતસિંહજી ભારે પરાક્રમી હતા. યુદ્ધવિદ્યામાં પારગત હતા. બળ, બુદ્ધિ, શૌર્ય અને પરાક્રમ ભારે હતું. ધર્મનિષ્ઠ અને વ્યવહારકુશલ હતા. મુસલમાન બાદશાહો સાથે લઢવાના ઘણા પ્રસંગો આવેલા. તેમાં લગભગ તેમનો વિજય જ થતો રહ્યો હતો. તેમનો પ્રભાવ દિલ્હીના બાદશાહ ઉપર જબ્બર હતો.

દિલ્હીની ગાદી ઉપર સાત શાહજાદાઓને બેસાડેલા અને સાતને ઊઠાડી મૂકેલા. દિલ્હીમાં કેટલીક મસ્જીદો પડાવેલી અને તેના પર હિંદુ મદિરો બંધાવ્યાં હતાં. આમ તેમના ઓજસ્વી પરાક્રમથી મોટી સલ્તનત ડરતી હતી.

## મારી નાખવાનો ઉપાય

મહારાજા અજીતસિંહજીને મારી નંખાવવાના ઘણા ઉપાયો રચાતા. પણ કશું વળતું નહીં. મહારાજા નિર્ભય રહેતા. તેમનો પ્રેમ અને પ્રજાની ચાહના ભારે હતી તેથી તેમને મારવા કોઈ તૈયાર થતું નહીં.

### અભેસિંહજીને ઉંધું સમજાવ્યું

બાદશાહને ત્યા અભેસિંહજી નોકરીમા હતા. બાદશાહે કપટજાળ પાથરી. તેમાં અભેસિંહજીને સપડાવ્યા. તેમને તેમના પિતાનું મૃત્યુ લાવવા જેટલી ગેરસમજ કરી દીધી અને તેમના નાનાભાઈ બખતસિંહજી ઉપર કાગળ લખાવી મહારાજા અજીતસિંહજીને મરાવી નાખ્યા

### અભેસિંહજી જોધપુરની ગાદીએ

પિતાના મરણ પછી પાચકુમારો પૈકી પાટવી અભેસિંહજી ગાદી ઉપર બેઠા. પણ તેમના તરફ કુટુંબનો તથા પ્રજાનો ભારે તિરસ્કાર થયો.

### રાણીઓ સતિઓ થઈ!

મહારાજા અજીતસિંહજીની ભાટીયાણીજી તથા ચોવાણજી સતિઓ થવા તૈયાર થઈ. તે પ્રસંગે કુમાર આણંદસિંહજી, રાયસિંહજી તથા કિશોરસિંહજી એ ત્રણ કુમારોને રક્ષણ કરવાની સોપ્રત કરી. એ સોંપ્રત રોઈચાના ચહુઆણ માનસિંહજીને તથા સરદાર જોરાવરસિંહજીને અને દેવીદાસ સરદારજીને કરી. એ સતિઓ થવાના પ્રસંગે ઉપરોક્ત સરદારો હાજર હતા સોપ્રત થવાની ખાત્રી કરી રાણીઓ સતિ થઈ.

### સરદારો બહારવટે નિકળ્યા!

કુમારોના રક્ષક સરદારોને મહારાજા અભેસિંહજીનો ડર લાગ્યો. મહારાજા કુંવરોનેય જીવતા રહેવા દેશે નહીં તેથી તેમને લઈ જોધપુરમાથી નિકળી ગયા, અને બહારવટું સ્વીકારી જોધપુર રાજ્યમા લૂંટફાટ ચલાવવા લાગ્યા.

### પકડવાના ઈલાજ

મહારાજા અભેસિંહજી મારવાડમા થતી લૂટથી કટાળ્યા અને તેમને પકડાવવા ઘણા ઈલાજો કર્યા. મહારાજાની ફોજ સાથે ઘણીવાર લડાઈઓ થઈ. પણ પકડાયા નહી. દિનપ્રતિદિન વધારેને વધારે લૂંટફાટ થવા લાગી. અને મહારાજાને ભારે સતામણી થઈ રહી હતી.

### વેરના બદલામાં બક્ષીસો

દિલ્હીના બાદશાહ મહમદશાહે અભેસિંહની મારફતે તેમના પિતાને મારી નંખાવેલા. તેના બદલામા ભારે બક્ષીસો આપવા કહ્યું હતુ. ઉપરોક્ત પ્રસગે અભેસિંહજીએ બક્ષીસો બાદશાહ પાસેથી મગાવી લીધી.

### શી વાત! બક્ષીસો?

જોધપુર અને ઈડર રાજ્યના નવમહોરા, અને નાગોરાના નવમહોરા

હતા. તે લેખથી મગાવી લીધા. એ અરસામાં બહારવટે ફરતા આણુદસિંહજીએ લૂંટફાટ ચલાવી કેટલાક કિલ્લાઓ કબજે કર્યા હતા.

### સરદારો વચ્ચે પડયા

ઉપરોક્ત ભાઇઓની તકરાર મટાડવા જોધપુર રાજ્યના સરદારો વચ્ચે પડયા, અને અભેસિંહજી મહારાજાને સમજાવી ઈડર રાજ્યના નવમહોરા મહારાજા આણુદસિંહજી તરફ આડાવલે ડુગરોમા મોકલ્યા. મહારાજાએ સ્વીકાર્યા અને ઈડરનો કબજો લેવા વિચાર્યું.

### ઇડરમાં સુબેદારી !

એ પ્રસગે બાદશાહ મુરાદની ઈડરમાં સુબેદારી હતી એ સુબેદારીની હકુમતમાં બછો પડિત હતો. સવત ૧૭૮૫મા ઉદાવતલાલસિંહજી ઈડર મુકામે આવ્યા. એ ખોરસદના નવાબના નોકર હતા તેઓ પોતાને વતન મારવાડ જવા નિકળ્યા હતા. તેમને કસબાતીઓ મળ્યા અને ઈડર ઉપર ચઢાઈ કરવા વિનતી કરી. ઉદાવતજીએ તેમ કરવા સાફ ના પાડી. સલાહ આપી કે તમે આણુદસિંહજી મહારાજાને વિનંતી કરો. દેશાઈઓએ એ વાત જાણી, અને ઉદાવતજીને સાથે લઇ આડાવળા ગામે આવ્યા. ત્યાં આણુદસિંહજી મહારાજાને મળ્યા.

### ઇડર આવવાનું નક્કી જ હતું

મહારાજા આણુદસિંહજીને ઈડર ઉપર ચઢી આવવાનું નક્કી હતું. તેમની પાસે બહાદુર સરદારો હતા. (૧) ચૌહાણ માનસિંહજી (૨) જોધા મોહકમસિંહજી (૩) અદેરામજી (૪) કુપાવત અમરસિંહજી (૫) ચૌહાણ જોરાવરમલજી (૬) ચાપાવત સવાઈસિંહજી (૭) ચાંપાવત માનસિંહજી (૮) ચાંપાવત પ્રતાપસિંહજી (૯) ચાપાવત જીવણસિંહજી વગેરે સરદારો હતા. રોહિડા મુકામથી આગલોડના ઠાથીજી અરજણસિંહજી, માણુસાના ચાવડા પ્રતાપસિંહજી તથા પેથાપુરના વખતસિંહજી પણ સામેલ હતા. મોટી ફોજ સાથે ઈડર ઉપર આવતા હોવાથી બછો પડિત ઈડર છોડી નાસી ગયો.

ગાદી પર બીરાજે બે વરસ થયા, રહેવરોએ ચઢાઈ કરી. પોળ્યોના રાવજીની મદદ હતી, કસબાતીઓ પણ ફૂટી સામે થયા. મહારાજા આણુંદ- સિંહજી પાસે ફોજ નહોતી, તેથી ઈડરનો કિલ્લો છોડી કુટુંબ સાથે રવાના થયા. કુટુંબને રોહિડા મોકલી આપ્યું. થોડા સ્વારો સાથે એકલા નિકળી પડયા. રહેવરોના સ્વારોની ટુકડી સામે મળી. લઢાઈ થઈ જખમ થયા. અને ઘાટીની વાવ પાસે દેહાત થયો. ઈડરનો કબજો રહેવરોએ કરી લીધો.

## મહારાજા રાયસિંહજીને ખબર પડી !

મહારાજા રાયસિંહજીને ઓરસદમા ખબર મળી, દિલગીર થયા ! ત્યાથી રવાના થયા ! બીજા જહાગીરદારો, કસબાતીઓ, મરાઠાઓ અને મારવાડીઓની મદદ લીધી ઇડર ઉપર હુમલો કર્યો. તેમા ઘણા ગ્હેરશે અને કસબાતીઓ મરણ પામ્યા અને ઇડરના રાજ્યનો કબજો લીધો

## મહારાજા શિવસિંહજીને ગાદી આપી

આણંદસિંહજીના કુમાર શિવસિંહજીને રોહિડાથી તેડા ના ગાદી ઉપર બેસાડયા નાની વયના હતા તેથી કારભાર મહારાજા રાયસિંહજી ચલાવતા

ઉપરોક્ત બીનાની દરમ્યાન ઇડર ઉપર પેશ્વાની વતી દિવાન હશે તે પ્રસગનો તામ્રપત્રનો લેખ નીચે મુજબ છે

ન ૪

અસલ ઉપરથી નકલ

સહી



श्रीमार्तंडचरणी
तत्पर श्रीदामाजीसुत
फतेसिंह गायकवाड
निरतर

મહોર



શ્રી દિવજી પડિત રણછોડજી બાવા વચનાત્ મોજે વડાલીના પટેલતલાટી તથા મહાજન સમસ્ત જોગ

જત વડાલીના બ્રાહ્મણ છે તે ભિક્ષાવૃત્તિવાળા છે માટે એહો પાસેથી ખડણીવેરાની કોડી એક માગોરખે શ્રી દરબારથી માફ કર્યું છે તે માટે એહો શુ મુઝામ થાઓ રખે અશાઢ સુદી ૪ મ ૧૭૯૭ ૭ ૧ ...



( ઉપરોક્ત મોડી લિપિમા સહી છે રણછોડજી વચાય છે )

ઉપરોક્ત લેખ સવત ૧૭૮૭નો છે એ સમગે દામાજી (બીજા)ની સત્તા ગુજરાત ઉપર હતી અમદાવાદના સુબા મોમીનખાને અભેસિંહજીની વિરૂદ્ધ તેમણે મદદ કરી હતી તેથી અમદાવાદ અને ખભાત સુદ્ધાત દેશની અડધી ઉપજ તેમને મળી હતી પાછળથી જવામર્દખાને હરાવી મરાઠાઓએ અમદાવાદ લીધુ અને ગાયકવાડ તથા પેશ્વા ઉપજ અડધાભાગે વહેંચી લેવા લાગ્યા એ પ્રસગે ઇડરની ઉપજ પણ તેઓ વહેંચી લેતા હોવા જોઇએ તથા રણછોડજી નામે દિવાન તેમની ખડણી ઉઘરાવવાની ખાતર નીમેલો હોવો જોઇએ

વડાલીના બ્રાહ્મણો પાસેથી ખંડણીવેરો ઉઘરાવવા રણજીજી તરફથી વડાલીના પટેલતલાટીએ તાકીદ કરી હશે તેથી બ્રાહ્મણો વિનંતી કરવા ગયા હશે તે પ્રસંગે તાંબાપત્રું કરી આપ્યું હશે એમ જણાય છે.

## મહારાજા શિવસિંહજીની કારકીર્દી !

મહારાજાનો જન્મ સવત ૧૭૮૧માં થયો. ૭ વરસની ઉંમરે ગાદીએ બિરાજ્યા. તે દરમ્યાન તેમના વડીલોને જે જે સરદારોએ સહાયતા આપેલી, તેઓ સઘળાઓને રાજ્યમાથી જુદા જુદા પટ્ટા ઈનાયત કર્યા.[1] મહારાજા શિવસિંહજીના દિવાન ગોપીરામજી નામે કાયસ્થ જાતિના હતા. તે સમયે બ્રહ્માનીખેડના ખેડવા બ્રાહ્મણો ફરિયાદે આવેલા, તેથી નીચે મુજબ હુકમ લખી આપ્યો. નં. ૫

અસલ ઉપરથી નકલ

(સહી) શ્રીરામજી (મહોર)






ઠાકોરશ્રી ગોપીરામજી લખાવીતંગ ગામ ખેડ મધ્યે મેતા અમીચંદ તથા પટેલ જીવણ. રામરામ વાંચજ્યો. બ્રાહ્મણ ફરીયાદે આવ્યા છે. જે આરે પાસે ખીચડી વેરો માગે છે. તે સુદામદ માફ છે. તે તણશું શ્રી હજુરરો હુકમ છે. ને થાંને તાકીદ લખી છે. અણાં પાસે કોડી ૧ રી ખીચલ કરજોમતી. સુદામત માફ છે. આસો વદી ૧૦ સંવત ૧૮૧૦

ઉપરોક્ત ઠાકોર ગોપીરામજી, ઠાકોર કેવળરામજી મસીરામજીના વડવા હતા. ત્યાર પછી મહારાણીજી શ્રી બારડજીને હાથ ખરચીમાં ખેડ ગામ આપેલું ત્યારે રાણીજીએ ખેડના બ્રાહ્મણોનો ગનીમ વેરો માફ કરેલો તેનો લેખ નિચે મુજબ છે.

અસલ ઉપરથી નકલ !

( સહી ) શ્રીરામજી ( મહોર )

શ્રી રાણીજીશ્રી બારડજી મોજે ગામ ખેડબ્રહ્મારા બ્રાહ્મણખેડવા, ગોમતીવાળ, તથા સીરમાળી કણેબીયા જોગ.

---

(૧) રાઠોડ વંશનો ઇતિહાસ ઈડર રાજ્યના ઇતિહાસમાં છપાઇ પ્રસિદ્ધ થયો છે, તેથી સ્થળ સંકોચને લીધે આપતા નથી. ફક્ત બ્રહ્મક્ષેત્રની લગતી બીના પુરતો જ અહીં સામેલ રાખ્યો છે.

જત તેમનો ગનીમવેરો શ્રી રાણીજી સાહેબજીએ માફ કીનો છે. સો બ્રાહ્મણ શ્રી રાણીજી સાહેબને આશિર્વાદ દેસી. શ્રી રાણીજીસાહેબજીએ વેરો માફ કરી દીનો છે. મીતિ ફાગણ વદી ૮ સંવત ૧૮૩૪.

---

ઉપરોક્ત લેખ ઉપરથી જણાય છે કે તે સમયે ખેડવા, ગોમતીવાળ અને શ્રીમાળી એ ત્રણ નાતના બ્રાહ્મણો ખેડમા રહેતા હતા.

---

(વડાલીના બ્રાહ્મણો પાસેના તાંબા પત્રનો લેખ.)

**અસલ ઉપરથી નકલ**

॥ । ॥ શ્રીગણેશાયનમોઃ. શ્રીજીસત્ય છે. ॥ । ॥

ૐ

સહી



॥ શ્રીકૃષ્ણાર્પણ ॥

સિદ્ધશ્રી અનેક સકલ શુભ ઉપમા વિરાજમાન શ્રીમહારાજાધીરાજ મહારાજાશ્રી શિવ સંઘજી મહારાજ કુમાર શ્રી ભવાનીસંઘજી દેવવચનાત્

ગામ વડાલીના બ્રાહ્મણ ખેડવા નાત સમસ્ત તથા બ્રાહ્મણ સરમાળી, અવદીચા, સાચોરા, ચોવીસા બ્રાહ્મણ નાત સમસ્તને શ્રીજી સાહેબજી મહેરબાન હોયને બૈરા તથા ખીચડી ખેચલ સમસ્ત માફ શ્રીકૃષ્ણાર્પણ તાબા પત્ર કરી દીધો છે. સો સદા સર્વદા પાળ્યાં જાશે શ્રીદરબાર તથા સુબારીફોજરો ખેરો સરવલાતો પોતો માફ કર્યો છે. આગે સંવત ૧૩૬૪ રાવ મોટા ભાણ-જીરા લેખ પરમાણે તાબા પત્ર કરદીનો છે. અદઅનાદીથી ગૈરાયતી છે સોપળસે. શ્રીદરબારને આસીર્વાદદેસે સીશ્લોક.

આપદત્તં પરદત્ત જે લોપંત બ્રાહ્મણોનું—તે નરાંનરકં જાતાં

જાવો ચદ્રો દેવાકર. અણુદુહો શ્રીમુખ હુકમ છે સંવત ૧૮૧૪ રામીતિ માગશીર સુદી ૧૫ સુ. ગઢ ઈડર

(લખીત્તગ (તાંબાપત્ર ઉપર) સોની જગનાથ ગામ સીરોહીના)

**મહારાજાના કુમારો**

મહારાજા શ્રી શિવસિંહજી સાહેબને પાચ કુમાર હતા (૧) ભવાન-સિંહજી (૨) સંગ્રામસિંહજી (૩) જાલમસિંહજી (૪) અમરસિંહજી (૫) અને ઇન્દ્રસિંહજી એમ પાંચ હતા.

મહારાજા રાયસિંહજી રાયગઢમા નિવાસ કરતા હતા. મહારાજા રાયસિંહજીનો સ્વર્ગવાસ સંવત ૧૮૦૬માં થયો હતો.

મહારાજા શિવસિંહજીએ ઈડરની ગાદી ઉપર, બાવન વર્ષ રાજ્ય કર્યું સંવત ૧૮૪૮માં દેવલોક થયા. અને તેમના મોટા કુમાર શ્રી ભવાનસિંહજી મહારાજા ઈડરની ગાદી ઉપર બીરાજ્યા.

### મહારાજા ભવાનસિંહજીનો પરીચય !

મહારાજા ભવાનસિંહજીનો જન્મ સંવત્ ૧૮૧૨માં થયો. ૩૬ વર્ષની ઉમ્મરે પિતાની ગાદી ઉપર વિરાજ્યા સંવત્ ૧૮૪૮માં ઈડર રાજ્ય ઉપર અમલ સ્થાપન થયો. બીમાર રહેવાથી ઔષધ ઉપચારો ઘણા કર્યા પણ ફક્ત બાર દિવસજ હયાત રહ્યા અને સંવત્ ૧૮૪૮માંજ દેવલોક થયા હતા. એ દરમ્યાનનો તામ્રપટ ઉપરનો લેખ મળી આવ્યો છે તે નિ૦ મુ૦

**અસલ ઉપરથી નકલ**

શ્રીઃ




શ્રી રાવશ્રી મુરારરાવ ગાયકવાડ વા૦ મોજે વડાલીના પટેલ તા૦ તલાટી તા૦ શેઠ મહાજન વગેરે જત,

મોજે મજકુરના બ્રાહ્મણોને વેરા સુદ્ધા માફ છે. તે પરમાણે સરકારથી માફ કર્યો છે, તમો કશી વાતે બ્રાહ્મણોને સુઝાહીમ થાશો નહીં બેમાટ આવશે તો મુલાહીજો રહેશે નહીં સંવત્ ૧૮૪૨ માઘ સુદી ૧૨ ને દીને.

સહી (મહોર)

---

શ્રીઃ




શ્રીમત શ્રી ફતેસિંહરાવ ગાયકવાડ સેના ખાસખેલ સમસ્ત બહાદુરાં વા૦ મૌજે વડાલીના પટેલ-તલાટી તા૦ શેઠ મહજનાં સમસ્ત.

જત્ મજકુરના બ્રાહ્મણોને વેરો સુદામત (માફ છે) તે પ્રમાણે સરકારથી માફ કર્યો છે તમો કરી વાતે બ્રાહ્મણોને મજમ થાશો નહીં. બૂમાટ આવશે તો મુલાયજો રહેશે નહીં તાકીદ જાણજો. સંવત ૧૮૪૫ના જેઠ સુદી ૧૨.

સહી.  (મહોર)

## મહારાજા ગંભીરસિંહજીનો પરિચય

જન્મ સવત્ ૧૮૩૫ માં થયો. સંવત્ ૧૮૪૮ના ફાગણ વદી ૧૧ના રોજ ૧૩ વરસની ઉમ્મરે ઇડરના તખ્ત ઉપર વિરાજ્યા.

### ભાઇઓની ભિન્ન ગાદીઓ

મહારાજાના ભાઇઓએ જુદે જુદે સ્થળે ગાદીઓ જમાવી હતી. તે પૈકી સંગ્રામસિંહજી મહારાજાએ અમનગરમાં ગાદી સ્થાપી, શ્રી૦ જાલમસિંહજી મહારાજે બાયડમાં ગાદી સ્થાપી હતી. ચોથા ભાઈ ઇન્દ્રસિંહજી આંખે દેખતા નહોતા તેથી તેમના જીવારકમાં સુવરપટો આપવામાં આવ્યો હતો.

મહારાજા સંગ્રામસિંહજી પછી અમનગરની ગાદી ઉપર તેમના કુમાર કર્ણસિંહજી વિરાજ્યા. તેમને પ્રથિસિંહજી તથા તખતસિંહજી બે કુમારો હતા. તે પૈકી-પ્રથીસિંહજી કુમાર મોડાસાની ગાદીએ દત્તક ગયા એટલે અમનગરની ગાદીએ મહારાજા તખતસિંહજી સાહેબ વિરાજ્યા.

જ્યારે જોધપુરના મહારાજા માનસિંહજી અપુત્રે દેવલોક થયા. ત્યારે મહારાજા તખતસિંહજી અમનગરથી જોધપુર જઈ દત્તક તરીકે ગાદીએ વિરાજ્યા. દરમ્યાન વડાલીના પટેલ તલાટી તરફથી બ્રાહ્મણો પાસેથી વેરો માંગવામાં આવેલો હોવાથી અરજ કરવા ગયેલા અને તે પરથી મારીનું તાંબાપત્ર આપેલું તેની નકલ—

શ્રી :

### અસલ ઉપરથી નકલ


श्रीमार्तंडचरणीं तत्पर
दामाजी सुत फतेसिंहराव
गायकवाड
निरत्तर

શ્રીરાવ શ્રી ફતેહસિંહરાવ ગાયકવાડ સેના ખાસખેલ સમશેર બહાદુર ના. મોજે વડાલીના પટેલ કારભારી સમસ્ત જત્ તમો મજકુર બ્રાહ્મણો પાસેથી વેરા માગો છો એવું જાહેર થયું તો સુદામત પાસો......બ્રાહ્મણો

વેરા આપતા નથી તમોએ સાલ મજકુર મધ્યે માગો છો. બ્રાહ્મણો પાસે માગશો નહીં. જાસ્તી કરશો તો તમારો મુલાહીજો રહેશે નહીં સંવત ૧૮૪૬




ઉપરોક્ત લેખ ઉપરથી જ જણાય છે કે ગાયકવાડની ફોજ આવતી હશે! વેરા ઉઘરાવવો પડતો હશે! સખતાઇ થતી હશે! બ્રાહ્મણો બૂમપાડી ઉઠતા હશે! અને ગાયકવાડના સુબા માફ કરી આપતા હશે! તેના આ લેખો જણાય છે.

## ગંભીરસિંહજી મહારાજાની કારકીર્દી !

મહારાજા ઘણા બહાદુર હતા. પરાક્રમી. યુદ્ધકુશલ, વિવેકી અને ટેકીલા હતા. રઠોડ વંશને છાજતા ઉમદા અનેક ગુણો ધરાવતા હતા. ભારે પ્રચંડ પોષાક પહેરતા, બકતર પહેરતા અને શસ્ત્રોથી સજ્જ રહેતા. સરદારોને સામ-દાન-દંડ અને ભેદ એમ રાજનીતિના પ્રયોગોથી વશ રાખતા. ધર્મચુસ્ત હતા. ધર્મ-દાન ઉત્તમ પ્રકારે કરતા. એ પ્રસંગનો એક લેખ મળી આવ્યો છે. તેની નકલ તી૦ મુ૦ ( ખેડનાબ્રાહ્મણો ફરીયાદે આવેલા તે પ્રસંગનો. )

### અસલ ઉપરથી નકલ.

(સહી) શ્રી રામજી (મહોર)

મંદરા શરડા પ્રમાણે
ચાલજો હુકમ છે

ખેડબ્રહ્મારા પટેલ તલાટી જોગ! ગામ સમસ્ત—

જત-તથા બ્રાહ્મણ સમસ્તનાં પુછી વેરાનું સદામદ માફ છે. ને થેં ખેંચલ કરો છો. સો હમે હરગીજ કોઈ ૧રી કરજો મતી. હવે બ્રાહ્મણ ફરીયાદે આવશે તો ઓલંભો પાવશો. હુકમ છે. સંવત ૧૮૫૩રા જેઠ સુદી૧

એ ઉપરાંત બ્રહ્માજીની પૂજાના ખર્ચ માટે મહારાજાએ દરસાલ રૂા. ૧૨ નું વર્ષાસન કરી આપ્યું છે.

### (ગાયકવાડ તરફથી મળેલું ફરમાન)

શ્રી :

અસલ ઉપરથી નકલ.

રાવશ્રી ગોવિંદરાવ ગાયકવાડ સેના ખાસખેલ સમશેર બહાદુર વા૦ મોજે વડાલીના પટેલ તા૦ તલાટી વગેરે સમસ્ત જત મોજે મજકુરના બ્રાહ્મણો

પાસે વેરા સલામત નથી. તે તમો સાલ મજકુરમા વેરો માગો છો એવું જાહેર થયું......માટે પરવાનો સાદર છે. જે—હંમેશા વેરો માફ છે. તેઓને સરકાર સાલ આબાદ બ્રાહ્મણોનો વેરો માફ કર્યો છે-લેશો નહીં. જાસ્ત ઉપસર્ગ લગાડશે તો મુલાહીજે રહેશે નહીં. તાકીદ જાણજે, સંવત ૧૮૫૦ શ્રાવણ વદી ૬ દીને. સહી



એ ઉપરાત ખુદ મહારાજા સાહેબે વડાલીના બ્રાહ્મણોને વાસણા—માલપુર નામે ગામો ઈનાયત કર્યાં હતા (પરીશિષ્ટ રમા તથા ત્રીજામા જુઓ) એવી રીતે સ્ટેટના બીજા કેટલાક સ્થળોના બ્રાહ્મણોને ગામ—કુવા—ઘરથારી જમીનો બક્ષીસ આપી હતી. વિદ્વાનોનુ સારૂ સન્માન કરતા કવિઓને સંત્કારતા અને જ્યાં જ્યા ગુણ દેખે ત્યા ત્યા તેની સારી કદર કરતા. મહારાજાએ ૪૨ વર્ષ રાજ્ય કર્યું. સંવત ૧૮૯૦ ના શ્રાવણ વદી ૧૧ને દીને દેવલોક પામ્યા. તેમની પછી ઇડરની ગાદી ઉપર મહારાજા જુવાનસિંહજી સાહેબ બિરાજ્યા.

## ઇતિહાસ પરિચ્છેદ

### ( ભાગ ૪થો )

## બ્રહ્મક્ષેત્રના ઉદયનો ઉપઃકાલ



### જુવાનસિંહજી મહારાજાનો પરિચય

મહારાજાનો જન્મ સંવત ૧૮૮૮મા શ્રાવણ સુદી ૪ ને દિને થયો હતો. પોતાની એ વરસની સ્વલ્પ વયમા ગાદી ઉપર બિરાજ્યા હતા. રાજ્યનો વહીવટ અંગ્રેજ સરકારના હાથમા હતો. ઉમ્મરલાયક થયા પછી રાજ્યની કુલ સત્તા સરકારે સોપી હતી.

### કારકીર્દી

મહારાજા ચાલાક હતા. વ્યવહાર કાર્યમા નિપુણ હતા. અંગ્રેજી ભાષાનો સારો અભ્યાસ કર્યો હતો. ગુજરાત—કાઠીયાવાડના રાજવર્ગમા અંગ્રેજી શિક્ષણની પહેલ તેમણે કરી હતી.

### માનવતા કિતાબો !

મહારાજાની કાર્યરેલી વ્યવહારદક્ષતા અને વિદ્વતાની ગવરમેન્ટે કદર કરી હતી. તેમને લેજીસ્લેટીવ કૌંસીલમા મેમ્બર તરીકે દાખલ કર્યા હતા.

"ઓનરેબલસર"નો માનવંતો કિતાબ આપ્યો હતો. સંવત ૧૯૬૮માં ના૦ સરકારે "નાઇટ કમાન્ડર ઑફધીસ્ટાર ઓફઇન્ડિયા જેવી મહત્ત્વની ડીગરી આપી હતી.

## નગર રચનાનો શોખ!

મહારાજાને નગર રચનાનો ભારે શોખ હતો. આખા સ્ટેટમાં તેવી સુંદર રચના થાય એવી મહત્વાકાંક્ષા ધરાવતા હતા. તળઈડરની સુધારણા સુંદર કરી હતી. મકાનો સુંદર બધાવ્યા! બાગ-બગીચા અને બંગલા બંધાવ્યા. ઇડરના કિલ્લા ઉપર બગલો બધાવ્યો. ધૂળેટા દરવાજાની બહાર એક વિશાળ બગીચો કરાવ્યો. તેમાં બગલો કરાવ્યો.

## ગામ વસાવ્યું

ઈડરની નજીક જવાનપુરા નામે ગામ વસાવ્યુ. ગરીબ લોકોને અને ખેડુતોને સારી રાહત આપી. ઉપયોગી સાધનો પુરા પાડ્યા.

## સડકો બંધાવી.

ઇડરની પૂર્વ દિશાએ ડુંગર તોડાવી બોગદુ પાડ્યું. ત્યાંથી વિશાળ સડક કઢાવી. તેમાં થઇ ખેડબ્રહ્મા સુધી મોટો સુંદર રસ્તો બાંધ્યો. દક્ષિણ દિશાના દરવાજેથી ઈડરથી હીંમતનગર સુધી પાકી સડક બધાવી. પૂર્વદિશાએ બડોલી સુધી પાકી સડક બંધાવી. એમ સ્ટેટમાં દૂર દૂરના મોટા ગામો સુધી કાચી-પાકી સડકો બધાવી દીધી.

## મેળાઓની સ્થાપના.

મહારાજા સાહેબે ખેડમાં તથા શામળાજીમાં મેળા ભરવાની યોજના કરી. ખેડબ્રહ્માનો મેળો પુરાતન કાળનો હતો. સંવત્ ૧૬૫૩ માં રાણાવાઘ પાસેથી ખેડનો કબજો રાવ કલ્યાણમલજી પાસેથી લીધો એ અરસામાં વારંવાર લડાઇઓ થતી રહેલી તેને લીધે મેળો ભરવો બંધ પડેલો. એમ ૨૭૫ વર્ષ સુધી બંધ રહેલો તેની પુનર્રચના કરી. મેળો શરૂ કર્યો. એ શરૂઆત સંવત ૧૯૧૭ થી કરી.

## હરણાવ ને દક્ષિણ કિનારે મેળો

હરણાવ નદીના દક્ષિણ કિનારે વડાલીથી આવતી સડકની પૂર્વબાજુએ મોટી સપાટી પર મેળાની દુકાનો બધાવી. એ આશરે સવાસો દુકાનો હતી. અને ખૂટતી દુકાનોની સગવડ માટે છાપરાં બાંધવામાં આવતાં. એ સમયે દરેક દુકાનના ભાડાના રૂપીઆ પાંચ રાખવામાં આવ્યા હતા. મેળાનો સમય મહા સુદી ૮થી મહા વદી ૮સુધી રાખવામાં આવ્યો હતો. છતાં શિવરાત્રીનો ઉત્સવ મેળામાં ઉજવાતો.

### મેળાના મુસાફરો માટે બંદોબસ્ત

મેળાની આસપાસ પોલીસોની ચોકીઓ. મુસાફરોની રક્ષા માટે ઠેકઠેકાણે ચોકીયાતો અને મેળાને લગતી કોઇ ને કંઈ પણ હરકત ન થાય તેવો પાકો બંદોબસ્ત રાખવાની ગોઠવણ થતી. હાલમાં પણ મેળા માટે એવો જ બંદોબસ્ત રહે છે.

### મેળામાં અમલદારોની યોજના.

મેળામાં પોલીસ ઑફીસ, તાલુકા ઑફીસ, કસ્ટમ ઑફીસ અને દવાખાનાની યોજના કરી હતી રાજકુટુંબ–ઑફીસરો અને ખુદમહારાજા સાહેબ પણ પધારતા. એવી મેળાની સુંદર યોજના થવાથી વેપારીઓના વેપારને ઉત્તેજન મળવા લાગ્યું. દૂર દૂરના વેપારીઓ આવવા લાગ્યા. મેળાની સારી જમાવટ થઈ. દૂર દૂરથી ખરીદનારાઓ પણ આવતા. કસ્ટમની સગવડને લીધે માલ કિફાયત પડતો. પ્રજાને ખરીદવા સસ્તું પડતું અને રાજ્યની ઉપજમાં વધારો થવા લાગ્યો.

### વહીવટ પર દેખરેખ.

રાજ્યના વહીવટ પર સારી દેખરેખ રાખતા. રાજયની સગવડની ખાતર ખર્ચ પુષ્કળ કરતા અને ઉપજનો પણ વધારો ઘણી યુક્તિઓથી કરતા. ન્યાયાસને ખુદ બિરાજતા. ન્યાય સર્વ સામાન્ય સૌના હિતને લગતો બરોબર આપતા. બ્રિટિશને ધોરણે ન્યાયની યોજના હતી. રાજ્યમાં સ્થળે સ્થળે અદાલતો સ્થાપી પ્રજાના સઘળા તાલુકાઓની પ્રજાને જાણે ઘેર બેઠે ન્યાય મળતો હોય તેવી યોજના ગોઠવી હતી વિઘોટીનો વહીવટ શરૂ કર્યો. અને તેનું બંધારણ સુંદર ઘડયું.

### ઉદાર સખાવતો.

પોતાના રાજ્યાભિષેકના અરસામાં ઝુલા હરનાથસિંહજી ચારણને તેમના ત્રણ ભાઇઓની વચ્ચે ગામ ધારાપુર બક્ષીસ આપ્યું હતું.

શ્રી સ્વામીનારાયણનું મંદિર બંધાવ્યું. મંદિરના રક્ષણ માટે ગામ લાલોડું ઈનાયત કર્યું. સવત ૧૯૦૨માં એ દાનપત્ર કરેલાનો દાખલો છે.

સંવત ૧૯૦૬માં ગઢવી ગોવિંદસિંહજીને ગામ ધામડી બક્ષીસ આપી. ઉપરોક્ત ગામો વૉલેસસાહેબના સમયમાં અપાયાં હતાં એ ઉપરાંત નાની મોટી કેટલીય ઉદાર સખાવતો થયેલી હોવાનું જણાય છે-

### રાજનું બંધારણ.

એ સમયમાં રાજના દિવાન તરીકે લખીરામજી હતા. એ કાયસ્થ જાતીના હતા છજુરામજીનાભાઈ હતા. અને ખાનગી સલાહ કુકડીયાના ઠાકોર શ્રીદરજણસિંહજીની લેવાતી.

સ્ટેટમાં શિક્ષણના પ્રચાર માટે સ્કુલોનાં મકાનો અને પદ્ધતિસર શીક્ષણની યોજના કરવામાં આવી. તળ ઈડરમાં ગુજરાતી સ્કુલ-કન્યાશાળા અને થોડા અંગ્રેજી શિક્ષણની પણ યોજના કરવામાં આવી હતી.

મહારાજા સાહેબને આઠ રાણીઓ હતી. તે પૈકી મહારાણીજી સાહેબને મહારાજશ્રી કેસરીસિંહજી કુમાર થયા હતા.

### સ્ટેટમાં મુસાફરીના રસ્તાઓ.

ઇડરથી પૂર્વદિશાએ ગાડાં-ગાડીઓ તથા મુસાફરોને માટે સડક બધાવી યાને મોટો રસ્તો બંધાવ્યો તે શામળાજી સુધીનો હતો. દક્ષિણ દિશાએ હીંમતનગર સુધી પાકી સડક બધાવી. ઉત્તર દિશાએ પોસીનાની હદ સુધી રસ્તો સારો કરાવ્યો.

### સ્ટેટમાં બંગલા !

બડોલીમાં નદી ઉપર એક બંગલો બંધાવ્યો. વડાલીમાં પૂર્વ દિશાએ તલાવ પર મકાન બંધાવ્યું. ખેડબ્રહ્માની નદી ઉપર એક ભવ્ય મકાન બંધાવ્યું. અને સાબળીમાં એક મકાન બંધાવ્યું.

તળ રાજધાનીમાં ગામ વચ્ચે હવેલી બંધાવી કોરટોનાં મકાનો બંધાવ્યાં. રાજમંદિરોમાં અને કચેરીઓમાં જાતજાતનાં ફરનીચર ગોઠવ્યાં હતાં. એ પ્રમાણે ઉમંગી મહારાજાની કારકીર્દી સ્તુતિ પાત્ર નિવડી. તેઓના સમયમાં **ખેડબ્રહ્માની ઉન્નતિનું બીજ** રોપાયું અને તેના અભ્યુદયનાં ચિન્હો શરૂ થયાં મહારાજા જુવાનસિંહજી સા૦ સ. ૧૯૨૫ના પોષ સુદી ૧૨ને રોજ ૩૮ વરસની ઉમ્મરે દેવલોક થયા.

## ઇતિહાસ પરિચ્છેદ

### ( ભાગ ૫ મો )

## બ્રહ્મક્ષેત્રના અભ્યુદયનું પ્રભાત

---

### મહારાજાશ્રી કેશરીસિંહજીનો પરીચય

મહારાજ સાહેબ શ્રીકેસરીસિંહજીનો જન્મ ૧૯૧૮માં થયો. ઈડર રાજ્યના તખ્તપર સંવત ૧૯૨૫માં બિરાજ્યા. સ્વભાવશાંત, મધુર, અને આનંદી હતો. નીતિ-ધર્મ અને જ્ઞાનના રસિક હતા. ઉદારભાવના, કાર્યકુશલતા અને વ્યવહાર દક્ષતા શ્રેષ્ઠ પ્રકારની હતી. સાત વરસની ઉમ્મરે ગાદી ઉપર બિરાજ્યા હોવાથી રાજ્યનો કારોબાર નામદાર બ્રિટિશ સરકારે સભાળ્યો હતો.

મહારાજા સાહેબ ૨૨ વરસની ઉમ્મરે થયા પછી સરકારે રાજકારોબાર મહારાજાને સોંપ્યો હતો.

## વિદ્યાભ્યાસ

મહારાજા સાહેબે રાજકોટમાં રાજકુમાર કૉલેજમાં વિદ્યાભ્યાસ કર્યો હતો. વાંચન વિશાળ હતું. ધાર્મિક સાહિત્યમાં ભારે રસ હતો. અનેક ગ્રંથોનો સંગ્રહ ભારે પ્રમાણમાં કર્યો હતો. હંમેશાં વિશાળ વાંચન દ્વારા જ્ઞાનનો ઉત્તમ પરીચય હતો.

## ગવરનર સાહેબનું આગમન

સન્ ૧૮૮૪ માં ના૦ ગવર્નર સાહેબ ઇડરની મુલાકાતે પધાર્યા હતા. તે પ્રસંગે ભારે ઠાઠથી દરબાર ભરવામાં આવ્યો હતો. રાજની કાર્કીર્દીના ઉમદા પરીચયથી સાહેબ બહાદુર ખૂશ થયા હતા.

## નામીચો કિતાબ!

ના૦ મહારાણીજીશ્રી વિક્ટોરીયા રાણીનો જ્યુબિલી ઉજવવાનો પ્રસંગ હતો. એ ઉત્સવ સને ૧૮૮૭ની સાલમાં હતો. એ શુભ પ્રસંગને અનુસરી મહારાજા સા૦ની સુંદર કારકીર્દીની કદરદાનીમાં નામીચો કિતાબ આપ્યો. એ કિતાબ "નાઈટ કમાંડર ઑફ ધી સ્ટાર ઑફ ઇન્ડિયા"નો હતો. એ કિતાબની પ્રદાનવિધી અમદાવાદમાં મુંબઈના ના૦ ગવરનર લૉર્ડ રે સાહેબના હસ્તે પ્રદાન કરવામાં આવ્યો હતો.

## વિદ્યા વિલાસી જીવન

મહારાજા સાહેબનું જીવન વિદ્યાવિલાસી હતું. ઘણા વિદ્વાનો તેઓશ્રીને મળવા માટે આવતા. વ્યાખ્યાનો-પ્રવચનો અને ભાષણો કરાવતા. તેમનું યથાયોગ્ય સન્માન કરતા. ઉત્સાહી વિદ્યાર્થીઓને સ્કોલરશીપો આપતા. વિદ્યાલયોના ફંડોમાં કૉલેજોમાં અને તેવી જ નાની મોટી અનેક સંસ્થાઓમાં દ્રવ્યનું પ્રદાન કરતા.

## વેદ અને શાસ્ત્રોનો શોખ

વેદ શાસ્ત્રો અને પુરાણોનો ભારે શોખ હતો. હમેશાં પુરાણની કથા સાંભળતા. શાસ્ત્રોની ચર્ચામાં ઉતારતા. વેદો અને ઉપનિષદોનું જ્ઞાન શ્રવણ કરતા. પંડિતોની સભાઓ કરતા. વાદવિવાદ કરાવતા. મહત્વના ગ્રંથો સંગ્રહતા અને તેનો પરીચય કરતા. યજ્ઞ-યાગ-જપ-તપ અને શાંતિનાં વિધાનો કરાવતા. જ્યોતિષ્શાસ્ત્ર તરફ પ્રેમ હતો. ખગોલના વિષયમા ઉંડા ઉતરતા.

## વૈષ્ણવ સંપ્રદાય ઉપર ભારે પ્રેમ

મહારાજાનો વૈષ્ણવ ધર્મ ઉપર ભારે પ્રેમ હતો. પુષ્ટિ સપ્રદાયની

દીક્ષા લીધી હતી. પુષ્ટીમાર્ગીય ભગવતસેવા સ્વીકારી હતી. રાજમહેલના એકાંત સ્થાનમાં મંદિર સ્થાપ્યું હતું. સેવામાં ભાગ લેતા.

## નિત્ય નિયમ

સવારે ચાર વાગે ઉઠવાનો નિયમ હતો. મંગલ સ્નાન થતું. મંદિરમાં પધારે. સેવામા ભાગ લે. આરતી પોતાને હાથે કરે. બ્રાહ્મણને નિત્ય ગોપ્રદાન આપે. ગોત્રોચ્ચાર કરાવે. વિધિવત્ સંકલ્પ બોલાવે અને સવારૂપીયો ગૌદાનનો આપે.

દેવદર્શન કરવા જાય, માતાને વંદન કરે, અરજદારની અરજ સંભળાય. ઘટતો ખુલાસો અપાય. દરેક દેવાલયો તરફ નિગાહરખાય. ભોજન લેવાય. થોડોક આરામ લેવાય. ન્યાયાસન પર બેસી ન્યાય ચુકવાય અને સત્સંગ કરાય. એમ લગભગ ઘણો સમય સત્કર્મ, રાજકીય કાર્યો અને તેવાંજ ઉમદા કાર્યોમાં વ્યતીત થતો.

## રાજમહેલ

એક સુંદર મહેલ બંધાવ્યો. નામ જીવાન વિલાસ પાડયું. સુંદર ફરનીચર ગોઠવાયું. બેઠકો અને અતિથિ સત્કારની યોજનાઓ પણ એ મહાલયમાં ગોઠવાઈ હતી.

## સાર્વજનિક કાર્યો

ઈડરના પ્રસિદ્ધ કુંડ ઉપર દવાખાનું બંધાવ્યું. નામ ફેરીવૅાર્ડ રાખ્યું. કન્યાશાળાનું મકાન બંધાવ્યું. જીજીબા ગર્લસ્કુલ નામે રાખ્યું. તેમાં સ્કુલ બેસવાની યોજના કરી હતી. ગામ વચ્ચે ટાવર બંધાવ્યો. તેમાં સાર્વજનિક લાયબ્રેરી સ્થાપી. ટાવરની ચાર બાજુ મોટાં ઘડીયાળો રાખ્યાં. તેના ટકોરાથી આખા ગામને ટાઈમ પૂરો પડતો રહ્યો છે.

ઈડર ગામના ધૂળેટા દરવાજા બહાર અંગ્રેજી સ્કુલ સ્થાપી. તેનું નામ મેકનોટન્ હાઈસ્કુલ રાખ્યું. એ તેમના પ્રીન્સીપાલનું સ્મારક રખાયું હતું.

સ્ટેટમા તથા ગામમા બાગ-બગીચા-દેવમંદિરો-જલાશયો અને પ્રસિદ્ધ સ્થાનોની મરામતો-સમારકામ કરાવવામાં ખર્ચમાં સારો વ્યય કર્યો હતો.

ઈડર, હીંમતનગર, વડાલી, અને સબલપુરમાં દવાખાનાં સ્થાપ્યાં હતાં અને લોકહિતાર્થે કિંમતી દવાઓ રાખી વિદ્વાન ડાકટરોની યોજના કરી હતી.

પ્રજાની વિનંતી પરથી રાહદારીનું દાણ લેવાતું માફ કરવામાં આવ્યું હતુ. અને જ્યારે જ્યારે પ્રજાની લાગણી દુખાતી ત્યારે તેને દૂર કરવા પ્રયત્ન થતો.

## બ્રહ્મક્ષેત્રની સુધારણા.

બ્રહ્મક્ષેત્ર એ તીર્થસ્થાન છે એવી ભાવનાથી તેની સુધારણા કરવા ઇચ્છા થઈ. ક્ષેત્રના તીર્થસ્થાનોની મરામત કરાવી. માતાજીનુ સ્થાન સુધારવા પ્રયત્ન કર્યો. અંબિકાજીના સ્થાનમાં એ વખતે ભારે જગલ હતુ મનુષ્યનો પ્રવેશ થવો મુશ્કેલ હતો સંવત ૧૯૩૬ની સાલમા એ સ્થાનમા જાતે પધાર્યા અને સુધારણાની યોજના કરી. એ યોજના દ્વારા મંદિરનુ સમાર કામ થયુ મંદિર આગળ પથ્થરની ગાદી જડાઈ અને પૂર્વ અને પશ્ચિમ બાજુની ધર્મશાળાઓ બંધાઈ. ઉત્તર દક્ષિણ કોટ થયો અને ઉત્તર બાજુએ મોટો દરવાજો બંધાયો.

## સંઘોની શરૂઆત.

સંવત ૧૯૪૭ની સાલમા જનતાનું મન આકર્ષાયુ વડાલીના શેઠ ગુલાબચંદ મનુકચંદ માતાજીને દર્શને આવ્યા તેમની મનઃકામના સફળ થઈ. તેમણે એક ધર્મશાળા બંધાવી રૂ ૨૬૦૦ ખર્ચ કર્યા એ ધર્મશાળા પૂર્વ બાજુએ છે. શિલાલેખ ચોડેલો છે તેમણે સંઘ કહાડયો અને માતાજીમા જઈ ઉત્સવ ઉજવ્યો તથા ધર્મશાળા ખુલ્લી મૂકી

## મહારાજાની સંતતિ !

મહારાજા સાહેબને ૭ રાણીઓ હતી તે પૈકી રાણીજી શ્રી ચુવાણજીને બે કન્યાઓનો તથા એક કુમારનો જન્મ થયો હતો એક બાઈજી નાનપણમાજ દેવલોક થયા હતા. બીજા બાઈજી સાહેબ શ્રીનંદકુંવરીબાને લીંબડીના નેo નાo ઠાકોર સાહેબના નાo કુમાર શ્રીદિગ્વિજયસિંહજી સાહેબ સાથે સને ૧૯૧૦મા શુભ લગ્ન કર્યા હતા અને કુમાર ગર્ભમા હતા તેના અરસામા જ મહારાજા સાહેબ દેવલોક થયા હતા વય ફક્ત ૩૯ વર્ષનુ જ હતુ યુવાવસ્થા હતી. સંવત ૧૯૫૭ના ફાગણ સુદી ૨ને દિને અવસાન થયુ હતુ

## કુમારશ્રીનો જન્મ

તા. ૪-૧૧-૧૯૦૧ને દિને કુમારશ્રીનો જન્મ થયો હતો રાજ્યધાનીમા અને રાજ્યમા આનંદ ફેલાયો હતો દરમ્યાન બ્રિટિશ સરકારના હાથમા રાજ્યનો કારોબાર હતો કુમારશ્રીના જન્મ થયા પછી રાજનો વહીવટ કુમારશ્રીના નામથી ચાલવા માડયો. પરંતુ થોડી મુદ્દતમા જ કુમારશ્રી કૃષ્ણસિંહજી બાલરાજાનું અવસાન થયુ હતુ પ્રજામા અત્યંત દિલગીરી થઈ હતી. રાજ્ય કારોબાર ફરીથી બ્રિટિશ સરકારે હાથમા લીધો હતો

## મહારાજાશ્રી પ્રતાપસિંહજી સાહેબ

મહારાજા સાહેબ શ્રી સર પ્રતાપસિંહજી મહારાજાનો જન્મ સંવત

૧૯૦૨ આસો વદી ૬ મંગળવારે થયો હતો. બાળપણથી જ બુદ્ધિમાન–ચપળ અને શૂરવીર હતા. નાનપણની રમતો પરાક્રમ ભરી હતી, તેજસ્વી, કાર્યકુશલ, હિંમતવાન, અને મહત્વાકાંક્ષી હતા. નિઃસ્પૃહ–નિર્લોભી–સ્વતંત્ર વિચારવાળા અને ધર્મનિષ્ઠ હતા. સત્યવાદી–સ્પષ્ટવક્તા–અને ઉદાર અંતઃકરણના હતા.

### ધાર્મિક સંસ્કારીતા.

યુવાવસ્થાની શરૂઆતમાં જ ધાર્મિક સંસ્કારો જાગૃત થયા. શિવજીની ઉપાસના શરૂ કરી. સ્નાન કરે, શિવપૂજન થાય અને એક પગ ઉપર ઉભા રહી જમણા હાથમાં શિવજીનું પાર્થિવ બાણ ધારણ કરે. શિવમંત્રનો જપ અખંડ ચાલે. આવી સુશીલવૃત્તિ–ઈશ્વર પ્રત્યેની અનન્ય ભાવના અને વિશુદ્ધ અંતઃકરણ જીવનને ધન્ય બનાવતું હતું. કેટલાંક વર્ષો વીત્યાં સ્વામીશ્રી દયાનંદજી મહારાજનો મેળાપ થયો. વેદ અને શાસ્ત્રોનો પરીચય કર્યો. અને પરમેશ્વરના સ્વરૂપને પિછાન્યું. આર્યસંસ્કારો જાગૃત થયા. નૈતિક બળ વધ્યુ. ક્ષત્રિય તેજ ઝળકી ઉઠયું. બ્રહ્મચર્ય ઉપર ભાવ વધ્યો અને ધર્મ પરની શ્રદ્ધા દ્રઢ થઈ.

### રાજકીય જ્ઞાન !

રાજકીય જ્ઞાન–રાજનીતિ અને તેનાં ગૂઢ તત્વો મેળવવાની ઇચ્છા થઇ. જયપુર પધાર્યા. જયપુર નરેશ શ્રી. માનસિંહજી સાહેબનો પરીચય કર્યો. એવો પરીચય લગભગ બે વર્ષ કર્યો અને રાજકારોબારી જ્ઞાન તેનાં આદર્શો સાથે મેળવ્યું.

### પ્રાયમિનીસ્ટરનો અધિકાર.

સને ૧૮૭૮ માં જોધપુરના છત્રપતિ મહારાજા જશવંતસિંહજી સાહેબે સર પ્રતાપસિંહજી મહારાજાને માનવતા અધિકારમાં નિયુક્ત કર્યાં. અને પ્રાયમિનિસ્ટર જેવી ઉચ્ચ પદવી આપી.

### સી. એસ. આઇનો કિતાબ.

ઉપરોક્ત વર્ષમાં નામદાર બ્રીટીશ સરકારે મહારાજાના સદ્ગુણોની કદર કરી. સી, એસ, આઈની ઉચ્ચ પદવી બક્ષી.

સને ૧૮૭૮ માં ના. બ્રીટીશ ગવરમેન્ટે "લૉર્ડ ચેમ્બરલેની કાબુલ મીરાત"માં ઉમદાનીમ કર્યો. અને "નાઈટ હૂડ અને ઑર્ડર ઑફ ધી સ્ટાર ઑફ ઈન્ડિયા" જેવી મહત્વની પદવી આપી.

### ઇંગ્લેન્ડની મુસાફરીની પહેલ !

ના. મહારાજા સાહેબે ઈંગ્લેન્ડ જવાની પહેલ કરી. સ. ૧૮૭૮ માં મહારાણી શ્રી વિક્ટોરીયાનો હીરક મહોત્સવ હતો. રાજવંશીઓમાં પ્રથમજ ઇંગ્લેન્ડ પધારવાની શરૂઆત કરી.

જોધપુર નરેશે એ પ્રસંગે "મહારાજા ધિરાજ"નો ક્તિાબ આપ્યો હતો.

**ના. શહેનશાહના એ. ડી. સી.**

ના. સાતમા એડવર્ડના પ્રીન્સ ઑફ વેલ્સ હિન્દની મુસાફરીએ પધાર્યા તે પ્રસંગે એ. ડી. સી. તરીકેનો નીમ કરવામાં આવ્યો.

**મહત્વ ભર્યાં કાર્યો.**

સને ૧૮૯૫ માં જોધપુરમાં રીજન્ટ તરીકે બ્રીટીશ ગવરમેંટથી નીમાયા હતા. એ પ્રસંગે સગીર મહારાજા કુમારનું પાલન તથા યોગ્ય શિક્ષણ આપી વિભૂષિત કર્યા હતા.

ઇંગ્લેન્ડમાં મહારાણીજીના હીરક મહોત્સવ પ્રસંગે નાઈટ ગ્રેન્ડ કમાન્ડર ઑફ ધી મોસ્ટ એકઝોલ્ટેડ ઑર્ડર ઑફ ધી સ્ટાર ઑફ ઇન્ડીયા" એવો મહત્વનો ક્તિાબ મળ્યો હતો.

એવા અનેક પ્રસગોમાં ઉમદા-માનવંતા ક્તિાબો અને પદવિઓ પ્રાપ્ત થઇ હતી. ઉત્તર હિન્દની સરહદ ઉપર કાબુલી મુસલમાનોનો બળવો શાંત પાડ્યો હતો. ચીનના બળવાને શમાવી દીધો હતો. એમ અનેક યુદ્ધોના પ્રસગોમાં ભારતીય ક્ષાત્ર તેજ ઝળકાવી વીરતાની ઉમદા કીર્તિ પ્રાપ્ત કરી હતી.

**ઇડરની ગાદીએ**

સંવત ૧૯૫૮ મહાસુદી ૫ ને શુભ દિને મહારાજા ઈડરની ગાદીએ બિરાજ્યા. છ કે સાતમહિને ઈંગ્લેન્ડ પધાર્યા. ના. શહેનશાહ સાતમા એડવર્ડના કોરોનેશનનો મહોત્સવ હતો. સાથે મહારાજા કુમાર શ્રી દૌલતસિંહજી સાહેબ સાથે હતા. તે પ્રસગે માનવંતા ક્તિાબો મળ્યા હતા. એ પ્રસંગ પૂરો થયા પછી ઈડર પધાર્યા હતા.

ઈડર સ્ટેટની અંદરની વેપારી ચીજોનું દાણ માફ કર્યું. નિશાળના વિદ્યાર્થીઓની ફી માફ કરી. કેળવણીના પ્રચાર માટે ઉમદા યોજનાઓ કરી.

**કુમારશ્રીને રાજ્યાભિષેક.**

ના. મહારાજા સાહેબે ના૦ કુમાર શ્રી દૌલતસિંહજી સાહેબને પોતાની હયાતીમાં રાજ્યાભિષેક કરાવ્યો. એ મગલ મહોત્સવ સને ૧૯૧૧ ના જુલાઈ માસમાં તા. ૧૧ મી થયો. પોતે જોધપુર સ્ટેટમાં રીજટ તરીકે નિમાએલા હોવાથી જોધપુર પધાર્યા હતા. એમ અનેક પરાક્રમી કાર્યો કર્યાં હતાં. સવત ૧૯૭૯ માં અવસાન થયું હતું.

**મહારાજાશ્રી દૌલતસિંહજી સાહેબનો પરીચય.**

ને૦ ના. મહારાજા સાહેબનો જન્મ સવત ૧૯૩૫ ના વૈશાખ સુદી ૧૧ ના પવિત્ર દિવસે થયો હતો. ઉમ્મરલાયક થયા પછી અજમેર મેયો કૉલે-

જમા અભ્યાસ માટે વિરાજતા હતા. સ્વભાવે શાંત–ગંભિર–વિવેકી–કાર્યકુશલ અને ભારે દક્ષ હતા. ના૦ મહારાજા પ્રતાપસિંહજી સા૦ પાસે બાલ્યવયથીજ રહેતા હતા. રાજનીતિ અને પરાક્રમનો પરીચય ઉમદા કર્યો હતો

## યૂરોપનો પ્રવાસ

મહારાજા સાહેબ જબ્બર ઉત્સાહી અને યુદ્ધવિદ્યામા કુશલ હતા જર્મનીના વિગ્રહ પ્રસગે યૂરોપ તરફ મુસાફરી કરી હતી લેફટેનેન્ટ કર્નલ તરીકે ઈજીપ્તની કમાન્ડમા લઢાઇમા પધાર્યા હતા ના સરકાર તરફથી કે સી એસ આઈની પદવી મળી હતી અને એ ઉચ્ચ પદવી પ્રદાનનો સમારભ સને ૧૯૨૦ મા થયો હતો

## પવિત્ર કુટુંબ

શ્રી મહારાજા સાહેબના નવ લગ્ન થયા હતા મોટા મહારાણીજી સાહેબને બે દિવ્ય કુમાર પ્રગટ થયા અને એક બાઈ સાહેબનો જન્મ થયો મોટા કુમાર નેં૦ ના૦ શ્રી હિંમતસિંહજી સાહેબ બહાદુર અને બીજા કુમાર નેં૦ ના૦ શ્રી માનસિંહજી સાહેબ બહાદુર છે બાઈજી સાહેબ શ્રી તેજકુમારી બાસાહેબ છે

ત્રીજા રાણીજી સાહેબ શ્રી ચાવડીજી સાહેબને દિવ્ય કુમાર નેં૦ ના૦ શ્રી મદનસિંહજી સાહેબ પ્રગટ થયા છે

પડદાયતજી સાહેબાને પાચ કુમારો છે એવુ વિશાળ શુભ કુટુબ છે.

## નામદારશ્રીની ઉદાર ભાવનાઓ !

નામદાર શ્રીની ઉમદા ભાવનાઓ, ધર્મ ઉપર શ્રદ્ધા અને ઉદારતા અવિરત હતી પોતાની કારકીર્દીમા બ્રહ્મક્ષેત્રના અભ્યુદયનો સૂર્ય ઉગ્યો અને અમાજી માતાજીના ધામનો વધારો થયો

નામદારશ્રી માતાજીના દર્શને પધારે ! જ્યારે જ્યારે ઈચ્છા થાય ત્યારે હરકોઈ પ્રસગે પધારે ! માતાજીના દર્શન લે ! જ્યોતના દર્શન થાય અને મુકામ પણ ત્યા રહે !!

## માતાજીના ધામનો વિકાસ.

*માતાજીના વિકાસ માટે પોતાની ઉમદા ભાવનાઓ હતી યાત્રાળુઓને* સગવડો મળે ધાર્મિક જનતાને બ્રહ્મક્ષેત્રના પવિત્ર તીર્થનો લાભ મળે તે માટે ઉમદા હુકમો ફરમાવ્યા છે તેની નોધ નિચે મુજબ છે

### ઓરડર નં ૨૦૯૪

(અસલ ઉપરથી નકલ)

અમારૂ તથા શ્રી મહારાણીજીનુ ખેડબ્રહ્મા શ્રી અંબાજી માતાજીમા મુકામ થવાથી નીચે મુજબ હુકમ કરવામા આવે છે.

(૧) માતાજીમાં સંઘ લઈ આવે તે સંબધમાં જાહેરનામુ નંબર ૬૮–૩૨૯–૬૭ નું થએલું છે તે સંબંધમાં રાહત રાખી કલમ ૪ વિશે પાવડી પૂજા બદલનો હક લેવા દર્શાવેલ છે. પણ તે હક કોઈ પણ માતાજીમાં યાત્રાળુ આવે તેની પાસેથી પાવડી પૂજાનો હક નહીં લેવા ઠરાવવામાં આવે છે. એટલે ભેટ તરીકે માફ કરવામાં આવે છે.

(૨) માતાજીના મકાનથી ચારે દિશા તરફ સો સો ગજ સુધીમાં જે કોઈ જાત્રાળુ સાર્વજનીક ઉપયોગ માટે ધર્મશાળા અગર મકાન કરાવશે તેની જમીનની કિંમત માફી આપવાનો તેમજ ઈંટો–ચુનો –પથ્થર તથા ઇમારતી કાટ તથા જલાઉ લાકડાં તથા બાવળનાં લાકડાં માતાજીના કામમાં તથા જાત્રાળુઓ ધર્મશાળા કરાવે તે કામમાં જે લાકડાં વિગેરે લેવામાં આવે તે બદલ રાજની ફીની ઉપજ તથા પરહદથી ઉપર પ્રમાણે મકાન કરાવવાના કામમાં સામાન લાવે તેના દાણની ભેટ તરીકે માફી આપવામાં આવે છે.

(૩) માતાજીના બગીચા નજીક પાટી નામનો કુવો ખેડુત ઠાકરડા વાલા લાલા તથા પટેલ કેસર બાદર મળીને ખાતે છે. તે કુવો તથા તે નીચેની જમીન પાણીના પોત સાથેની માતાજી ખાતે ધર્માદા ભેટ કરવામા આવે છે. તો આ જમીન બહારખાલીમાં પાળતાં આ જમીન દરબારી–ખેડ–વાવેતર કરે તેની પાસેથી નીમે ધારો નહી લેવાની સરતે પાળવા ઠરાવવામાં આવે છે.

ઉપર પ્રમાણે ઑર્ડર કરવામાં આવે છે તો આ સબંદની ખબર આપવા તજવીજ કરવી. તા. ૧૬ માહે ફેબ્રુઆરી સને ૧૯૨૦ મુકામ ખેડબ્રહ્મા–માતાજી.

(મહારાજા સાહેબ શ્રી. દૌલતસિંહજી સાહેબની)
અંગ્રેજી લીપીમાં સહી.

(ખરી નકલ) મહારાજા સ્વસ્થાન ઇડર

કે. ઓ. જોષી. (અંગ્રેજીમા) રે. ક. સ્વ. ઇડર.

ઉપર મુજબ સુંદર ફરમાન કરી માતાજીના ધામનો વિકાસ કરવા માટે ઉમદા ઉદારતા દર્શાવી છે તે ઉપરોક્ત લેખ ઉપરથી સ્પષ્ટ થાય છે. વળી લેખમાં જાહેરનામાનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે. તે જાહેર નામાની નકલ જનતાની જાણમા આવે તથા યાત્રાવાસીઓ નિર્ભયતાથી યાત્રાનો આનંદ લઈ શકે તે માટે નિ. મુ. નકલ રજુ કરવામાં આવે છે.

## જાહેરનામાની નકલ-

(અમલ ઉપરથી)

## શ્રી અંબિકા વિજયતે!!

**શ્રીમહારાજાધિરાજ શ્રીમહારાજાજી શ્રીદૌલતસિંહજી સાહેબ બહાદુર સ્વસ્થાન ઈડર**

આથી સર્વે લોકોને ખબર આપવામા આવે છે કે-સ્વસ્થાન મજકુરની હદમા ખેડબ્રહ્મા ગામે શ્રી અંબાજી માતાજીનુ પુરાતન સ્થાન છે, ત્યા યાત્રા કરવા સારૂ વાર્ષિક સંઘ લઈ આવવા અમદાવાદના પટેલ કેશવલાલ હરજીવનદાસ વિગેરેએ અરજી તા ૧૦-૭-૧૭ની કરેલી તેમા જાહેર કર્યા મુજબ તેઓ જ્યારે સંઘ લઈ ખેડબ્રહ્મા અંબાજી માતાજીએ આવે ત્યારે તથા તેમની માફક બીજા કોઈ યાત્રાળુઓ સંઘ લઈ આવે ત્યારે તેઓને કોઈ રીતે હરકત ન થાય તેના માટે નિચે મુજબ હુકમ કરવામા આવે છે

(૧) આવનાર યાત્રાળુ માણસોને રાજ્યના કોઈ પણ નોકર તરફથી કંઈ પણ હરકત થશે નહીં તેમ તેઓના જાન-માલનુ રક્ષણ સ્ટેટની પોલીસ તરફથી રાખવામા આવશે

(૨) યાત્રાળુઓ પોતાના ખોરાક માટે તેમ યાત્રા નિમિત્તે વાપરવાની ખોરાકીની જે ચીજો સાથે લાવશે તથા લઈ જશે તેના દાણ માટે કોઈપણ હરકત કરવામા આવશે નહીં

(૩) યાત્રાળુઓને ખેડબ્રહ્મા સ્ટેશને ઉતરી આશરે અડધો માઈલ પગ રસ્તે માતાજીના સ્થાનકે જવાનુ છે ત્યા જતે વચ્ચે નદી આવે છે તે નદીમાં ચોમાસાના દિવસોએ પૂર હશે। તો તેમના ખર્ચે રાજ્યના સ્થાનિક નોકરો-તલાટી-ફોજદાર વિગેરે ખેડબ્રહ્મા ગામમા હશે તેમને ખબર મળેથી તેઓ માણસો વિગેરેની મદદ આપી બંદોબસ્ત કરી આપશે

(૪) સંઘ લઈ આવનાર યાત્રાળુઓને શ્રીમાતાજીમા થાળ ધરાવનાર તથા પાવડી પૂજા કરનાર પાસે ભંડારમા રૂ ૧-૪-૦ નખાવવાનો રિવાજ છે. પણ તેમને ઉત્તેજનની ખાતર મુક્ત રાખી તેઓની ઇચ્છાનુસાર ભેટ ધરી થાળ ધરાવવા તથા પાવડી પૂજા કરવા માટે એક દિવસ પરવાનગી આપવામા આવશે

(૫) માતાજી નિમિત્તે બાધા રાખેલી કોઇને ઉતાર્વી હશે તો માતાજીની ઉપજ ખાતે માથાના કેસ ઉતારવાના તથા કદોરો બાધવાની બાધાના દરેક બાધા દીઠ રૂ ૩-૧૪-૦ અને છત્ર-તોરણ-ચદરવો-જનોઈ વિગેરે

દરેક બાધા દીઠ રૂ. ૧-૪-૦ મુજબ રોકડ હક લેવામાં આવે છે અને તેની પહોચ વહીવટ કરનાર કારકુન તરફથી મળે છે. તે મુજબ પૈસા ભરી પહોચ મેળવી બાધા ઉતારવી પડશે. તે શિવાય બીજો કંઇ પણ હક કોઇની પાસેથી લેવામાં આવશે નહીં.

ઉપર મુજબ બંદોબસ્ત કરવામાં આવ્યો છે. માટે જે યાત્રાળુને યાત્રા કરવા આવવું હોય તેમણે ખુશીથી આવવું. તા. ૨૮ જુલાઇ સને ૧૯૨૭.

રે. નં. ૩૧૩ મુ. હીંમતનગર

HIMMATSINGH

મહારાજા કુમાર. સં. ઇડર

ઉપરોક્ત જાહેરનામાથી પણ માતાજીના યાત્રા વાસીઓ તરફ કેવો પ્રેમ તથા માન હતું તે સહજ ખ્યાલમાં આવે તેમ છે. એવી મીઠી દ્રષ્ટીના પ્રભાવે તથા માતાજી તરફના સદ્ભાવના પ્રભાવે માતાજીમાં આવી હજારોના ખર્ચે ધર્મશાળાઓ શ્રીમંતો તરફથી બંધાવવામાં આવેલી તેની નોંધ નીચે મુજબ છે.

## ધર્મશાળાઓ !

(૨) અમદાવાદના સુપ્રસિદ્ધ ગૃહસ્થ પટેલ સોમનાથ રૂપજીએ રૂ. ૧૨૦૦૦ ખર્ચ કરી ધર્મશાળા બંધાવી તેની ખુલ્લી મૂકવાની ક્રિયા સંવત ૧૯૭૮ના શ્રાવણ સુદી ૧૫ને દિને કરી હતી.

(૩) અમદાવાદના ગૃહસ્થ પટેલ રામદાસ બહેચરદાસે રૂ. ૨૦૦૦ ખર્ચ કરી ધર્મશાળા બંધાવી તેને ખુલ્લી મૂકવાની ક્રિયા સંવત ૧૯૮૦ના શ્રાવણ સુદી ૭ને દીને કરવામાં આવી હતી.

(૪) અમદાવાદના શ્રાવણીયા સંઘ તરફથી રૂ. ૧૫૦૦ ખર્ચ પાડી ધર્મશાળા બંધાવી તેને ખુલ્લી મુકવાનું શુભ મુહૂર્ત સંવત ૧૯૮૧ના શ્રાવણ સુદી ૧૫ને દિવસે હતું.

(૫) છાણી (વડોદરા પાસેના) નાં ગંગાસ્વ૦ બાઈ રૂકમીણીએ રૂ. ૭૦૦ ખર્ચ કરી ધર્મશાળા બંધાવી છે. તેનું મુહૂર્ત સંવત ૧૯૮૩ના શ્રાવણ સુદી ૧૫ને દીને હતું.

(૬) ચંધની પુરૂષોત્તમદાસ શામળદાસે રૂ. ૧૫૦૦ ખર્ચ કરી ધર્મશાળા બંધાવી તેનો સમારંભ સંવત ૧૯૮૪ના માઘ સુદી ૫ને દીને કરવામાં આવ્યો હતો.

(૭) ઠસુવાળા શ્રી રણછોડલાલ ભુખણદાસે રૂ. ૧૨૦૦ ખર્ચી ધર્મશાળા બંધાવી તેના સમારંભનું મુહૂર્ત સંવત ૧૯૮૪ના વૈશાખ સુદી ૪ને દીને હતું.

(૮) સુરતના મોઢ જ્ઞાતિના વણીક્ શ્રી નગીનભાઈ હરીભાઇએ રૂ. ૧૨૦૦ ખર્ચ કરી ધર્મશાળા બંધાવી તેને ખુલ્લી મૂકવાનું મુહૂર્ત સંવત ૧૯૮૪ના વૈશાખ સુદી ૪ નું હતું.

(૯) પટેલ ભગુભાઈ ગોવર્ધનદાસની દીકરી તથા બાઈ સરસ્વતી એમ બન્નેએ રૂ ૫૦૦ ખર્ચ કરી ધર્મશાળા બધાવી તેની ખુલ્લી મૂકવાની ક્રિયા સંવત્ ૧૯૮૫ના શ્રાવણ વદી ૧ ને દિવસ કરવામા આવી હતી

(૧૦) અમદાવાદના શ્રીમાન્ સુખડીયા બાપાનાન લલ્લુભાઇની વિધવા ગ૰ સ્વ૦ બાઇ મણીએ રૂ ૩૫૦૦૦નું ખર્ચ કરી ધર્મશાળા–માતાજીમા પ્રવેશ કરવાનું સિંહદ્વાર શ્રી બ્રહ્માણી–સરસ્વતી દેવીના મદિર તથા ઉપરનો માળ કરાવી તેના ઉદ્ઘાટન સમારભનું શુભ મુહૂર્ત સવત ૧૯૮૫ના શ્રાવણ વદી ૮ ને દિને રાખ્યુ હતુ

(૧૧) અમદાવાદના ગૃહસ્થ ગોકુળદાસભાઇએ રૂ ૨૦૦૦ ખર્ચ કરી ધર્મશાળા બધાવી અને તે સવત ૧૯૮૬મા ખુલ્લી મૂકી

(૧૨) ઉઝાના પચાલ ગોપાળદાસ ખેમચદે રૂ ૧૨૦૦૦ ખર્ચ કરી ધર્મશાળા બધાવી અને તે સવત ૧૯૮૭ના જેઠ સુદી ૧૫ને દિને ખુલ્લી મૂકી

(૧૩) અમદાવાદના કુભાર પુરૂષોત્તમ છોટાલાલે રૂ ૭૦૦૦ ખર્ચ કરી માતાજીની પાછળ બારીમા પેસતા ધર્મશાળા તથા તે પરનો માળ બધાવી તેને ખુલ્લો મૂકવા સવત ૧૯૮૭ના જેઠ સુદી ૧૫ને દિને યોજના કરી હતી

---

એ પ્રમાણે જનતાનો એકલહા તરફ પ્રેમ વધ્યો સર્વેની આવવાની શરૂઆત થઇ દૂર દૂરથી દર્શનાર્થે લોકોનું આકર્ષણ થવા માડયુ

## ધર્મ કર્મનાં અનુષ્ઠાનો

નેં૰ ના૰ મહારાજા સાહેબના સમયમા સેંકડો બ્રાહ્મણો અનુષ્ઠાનોમા બેસતા વાર્ષિક અનુષ્ઠાન પુરા થાય એટલે યજ્ઞ કરવામા આવતો

## રાજકુટુબને શુભ પ્રેરણા

નેં૰ ના૰ મહારાજા સાહેબ તરફથી રાજકુટુબને શુભ પ્રેરણાઓ મળ્યા કરે નેં૰ ના૰ શ્રીમત બડા મહારાજા કુમાર સાહેબ જપ–અનુષ્ઠાનો કરાવે ! યજ્ઞો કરાવે ! માતાજીના દર્શન લે ! અને ધાર્મિક સસ્કારો ગ્રહણ કરે ! નેં૰ ના૰ શ્રીમત બીજા મહારાજા કુમાર સાહેબ બ્રહ્મક્ષેત્રમા પધારે ! નવરાત્રીમા ઉપવાસ કરે ! અને શત ચડિના પ્રયોગો કરાવે એમ અનેકવાર મગલ કાર્યો થયા કરે એવા પ્રસગોમા ત્રણે કુમારો માતાજીમા પધારે ! નીચે યજ્ઞનું કામ ચાલતું હોય ! વેદ ઘોષ થતો હોય તે જોઈ આનદ પામે ! ધાર્મિક ચર્ચાઓ કરે ! આ લેખકને એવા મગલકાર્યોમા આચાર્યનું માન અપાવે રાજકુટુબ માતાજીમા બિરાજે પૂજન–અર્ચન થાય આશિષો લેવાય અને હિંમતનગર પધારે

એવી રાજકુટુંબની અનન્ય શ્રદ્ધાની વાત સર્વત્ર ફેલાવા માંડી. માતાજીની સસ્થાનો ભારે વિકાસ થવા માંડયો.

મહારાજા સાહેબ મુંબઈ પધાર્યા. ત્યાં અચાનક હૃદય ક્રિયા બંધ પડી સંવત ૧૯૮૭માં દેવલોક થયા.

## બ્રહ્મક્ષેત્રનો અભ્યુદય

## નેo નાo મહારાજા શ્રી હિંમતસિંહજી સાહેબનો પરીચય.

પ્રાતઃસ્મરણીય વિદ્યમાન મહારાજા સાહેબનો શુભ જન્મ સવંત ૧૯૫૬ શ્રાવણ વદી ૧૩ને દિને થયો છે. સ્વભાવે શાંત-મધુર- આનંદી-ઉત્સાહી-વિદ્યાવિલાસી અને-ગુણગ્રાહી છે પ્રજાને આત્મવત્ સમજી તેનાં સુખ-દુઃખો તરફ નિગાહ રાખે છે.

## વિદ્યાભ્યાસ.

અજમેર મેયો કૉલેજમાં નિવાસ કરી અભ્યાસ કર્યો છે. રાજનીતિ-દક્ષતા-વ્યવહારી કાર્યોમાં ઉત્તમતા અને સમયાનુસાર વર્તનનું ઉમદા શિક્ષણ લીધું છે.

## ધર્મ ઉપર અનન્ય શ્રદ્ધા.

ધર્મ ઉપર અનન્ય શ્રદ્ધા. પરમેશ્વર ઉપર વિશ્વાસ અને સત્કાર્યો તરફ પ્રેમ છે. ઇડરના તખ્ત પર બિરાજવાના સમયે. ભારે યજ્ઞ કર્યો હતો. પૂજન અર્ચન અને રાજ્યાભિષેકનો શુભ વિધિ સ્વહસ્તે કર્યો. તે પ્રસંગે આ લેખકને એ વિધિ કરાવવાનું ઉમદામાન આપ્યું હતુ. અનેક પંડિતો અને વિદ્વાનોનો રૂડો સત્કાર કર્યો હતો. નામદાર શ્રીને જેષ્ટ પુત્ર **નેo નામદાર બંડામહારાજા કુમારશ્રી દલજીતસિંહજી સાહેબ** છે અને બીજા પુત્ર **નેo નાo અમરસિંહજી સાહેબ** છે.

## રાજયનો વિકાસ.

રાજ્યના વિકાસ માટે અનેક ખાતાં સ્થાપવામાં આવ્યાં છે. પ્રજા તેનો લાભ લે તથા રસ ગ્રાહી બને તેને માટે સુંદર યોજનાઓ ઘડાતી રહે છે.

## કેળવણી તરફ પ્રેમ.

પ્રજામાં ખૂણે ખૂણે કેલવણીનો પ્રચાર થાય! એવા શુભ હેતુથી લગભગ સવાલાખ રૂપીયા જેટલું બજેટ થતું રહે છે. નાનાં મોટાં ગામોમાં સ્કુલો સ્થપાતી જાય છે. કેળવણીનો પ્રચાર થતો જાય છે. કેળવાયેલાઓને ઉત્તેજન મળતુ રહે છે. પ્રજામાં ધર્મનીતિનો વિકાસ માટે ધર્મ શિક્ષણની યોજના કરી છે તેમાં આ લેખકનો નીમ કર્યો છે.

## હુન્નર અને ઉદ્યોગ

ઉદ્યોગ અને હુન્નરના શિક્ષણ માટે વાળા સ્થાપી છે. હિંમતનગરમાં તેનું શિક્ષણ લેવા યોજના કરી છે. ઇન્ડસ્ટ્રીયલ સ્કુલ, એગ્રીકલચર સ્કુલ, વિલેજઅપલીફ્ટ; નિટીંગ, ટેલરીંગ, વગેરે કલાસો ખોલવામાં આવ્યા છે.

સ્ટેટમા ઉચ્ચશિક્ષણ માટે ઇડરમા હાઈસ્કુલ ચાલે છે અને હિંમતનગરમા પણ ઉચ્ચ શિક્ષણના ક્લાસો ચાલે છે હાઇસ્કુલ કરવાનો ઉમદાવિચાર ચાલે છે

### નગર રચના

રાજધાનીતું નગર જુનાકાળથી ખડેર જેવુ લાગતું હતું એ હિંમતનગરને સુધારવાના પ્રયત્ન ચાલે છે હાલ એ ખરેખર નગર તરીકેની શોભા આપી રહ્યુ છે તેમા અનેક મકાનો હજારાના ખર્ચે બનતા જાય છે

શહેરમા વિજળીની બત્તીઓ સ્થળે સ્થળે રાખવામા આવી છે અને શહેરી પ્રજાને પાણી પુરૂ પાડના નળની યોજના થઈ ચુકી છે

### સ્ટેટમા સુંદર યોજનાઓ

સ્ટેટમા તાલુકાઓના ગામોમા ભારે દવાખાના તથા કચેરીયોના મકાનો બંધાવવામા આવ્યા છે મ્યુનિસીપાલીટીઓ અને લોકલબોર્ડ તથા ગ્રામ પચાયતો સ્થપાતી જાય છે લાયબ્રેરીઓ ફરતી રહે છે અને વાચનનો લાભ પ્રજા લેતી રહે છે.

### બ્રહ્મક્ષેત્રનો જીર્ણોદ્ધાર.

બ્રહ્મક્ષેત્ર પુરાતન સ્થળ છે એક વખતનું ગામડુ અત્યારે વેપારનું, રાજદ્વારી નિવાસનું અને તીર્થનુ ભારે ધામ બનતું જાય છે ગામની અદર મોટા મકાનો બનવા લાગ્યા છે. રાજનો બગલો નિશાળ બન્યો છે, અને તેને લગતા બીજા મકાનો પણ બની ગયા છે.

મેળામા મહત્વનો સુધારો થયો છે. વેપારીઓને તથા પ્રજાને રાહતોથી વેપારને ઉત્તેજન મળ્યુ છે

### માતાજીનું ધામ

માતાજીના ધામમા અનેરો આનદ લાગે છે અને તેમા સુદર વધારો થતો જાય છે. એમ થવામા મુળ કારણ રાજની પૂર્ણ કૃપા હોવાનું જ છે ખુદ્ દર્શને પધારે છે પૂજન, અર્ચન, જપ, અનુષ્ઠાન, ધાર્મિક ક્રિયાઓ અને યજ્ઞ કરાવતા રહે છે

રાજકુટુબની માતાજી ઉપર અનન્ય ભાવના છે તે પરથી યાત્રાવાસી- ઓને ભારે આનદ રહે છે દૂર દૂરના સઘો આવતા રહે છે શ્રાવણ ભાદ્રપદ કાર્તિક, અને ચૈત્ર એ સઘોમા હજારો લોકો આવે છે શ્રાવણીયા સઘમા તો દસ દસ હજાર જેટલો ભારે સમુદાય એકઠો થાય છે સઘોના પ્રસગે નગારખાનુ વાગે છે હોમહવન અને પૂજનઅર્ચન થાય છે રાત્રે ભવાઈ થાય છે ભજન કીર્તન અને પ્રવચનો થાય છે

### યાત્રાર્થીઓ માટે પૂલ

યાત્રાવાસીઓ શ્રાવણ અને ભાદરવાના સઘ લઈ આવે। નદી બે કાઠે

હોય! સ્ટેશન ઉપર અટકી રહેવું પડે! આમ વારવાર થતું હોવાથી યાત્રાળુએ કરી વિનંતી! તેમની વિનંતી નિગાહમાં લેવાઈ! અને ઝૂલતો પૂલ હજારોના ખર્ચે બધાવી આપ્યો.

### યાત્રા માટે ઉમદા ઉદારતા.

યાત્રાવાસીઓ ઉપર નેં૦ ના૦ શ્રીજી સાહેબની પૂર્ણ કૃપા છે. હરકોઈ યાત્રાર્થી પાસેથી કર-વેરા તરીકે એક પઇ સરખી લેવાતી નથી. યાત્રાર્થીઓની સગવડ સચવાતી રહે છે. સ્ટેટની પોલીસ રક્ષણ કરે છે કોઇને કંઈ નુકશાન થતું નથી.

### નવીન યોજનાઓ.

માતાજીનું માનસરોવર ચોતરફ બધાવવામાં આવ્યું છે. સુંદર ઘાટ બંધાવ્યો છે. સ્રીયો અને પુરૂષોને સ્નાન કરવા જુદા માર્ગો અને સ્થલો યોજાયાં છે. ત્યાં સ્નાન-સંધ્યા અને પ્રાર્થના થઈ શકે છે. મંદિરમાં શિવાલય છે. ત્યાં પૂજન કરવાની સગવડ છે. વળી એકાંતવાગ કરી માસિક–ત્રિમાસિક–છ માસિક અથવા વાર્ષિક અનુષ્ઠાન–પુરશ્ચરણ કરવા માટે અનુષ્ઠાન ગૃહની યોજના છે. કેટલાક પવિત્ર બ્રાહ્મણો અને સંતો તેનો લાભ ઉઠાવે છે.

માતાજીની યાત્રાએ આવનારને વાસણ–ગોદડાં અને વ્યવહાર ઉપયોગી વસ્તુઓ મેળવવાની સુંદર સગવડ છે. માતાજીમાં પૂજન–આર્ચન અને પાઠ –હોમ કરવાની સજ્જનો માટે છૂટ છે. **આમ સાધારણ નજીવા ખર્ચથી ભારે યાત્રાનો લાભ મળી શકે છે.**

માતાજીમાં દવાખાનું, વીજળીના દીવા અને નળ કરાવવા માટે યોજનાઓ ચાલી રહી છે.

એ પ્રમાણે અનેક સુંદર સગવડોભરી યોજનાઓ કરાવવા તથા યાત્રાર્થીઓને સુખી કરવા ઉમદા વિચારો ચાલે છે. એવી ઉમદા ઉદાર વિચારોની પરંપરાથી દૂર દૂરના શ્રીમતો આવે છે અને ધર્મશાળાઓ કરાવે છે. તેની નોંધ નિચે મુજબ

### ધર્મશાળાઓ.

(૧૪) કાંઠા ઇલ્લાના મોઢ ઘાંચી વૈષ્ણવોના પચ તરફથી રૂ. ૫૦૦૦ ખર્ચ કરી ધર્મશાળા બધાવવામાં આવી છે. અને તે સંવત ૧૯૮૮ ના માગશીર સુદી ૧૫ ને દિવસે ખુલ્લી મૂકી છે.

(૧૫) મોઢ ચાંપાનેરી જ્ઞાતિ તરફથી રૂ. ૧૨૦૦૦ ખર્ચ કરી ધર્મશાળા બંધાવી છે અને તે સવત ૧૯૯૦ ના કાર્તિક સુદી ૧૫ ને દિવસે ખુલ્લી મૂકી છે.

(૧૬) માણુસાના ભાદરવી મંડળ તરફથી રૂ. ૩૦૦૦ ખર્ચ કરી ધર્મશાળા બંધાવી છે અને તે સવત ૧૯૯૨ ના મહાસુદી ૧૫ ને દિવસે ખુલ્લી મૂકી છે,

(૧૭) ઈડર પ્રગણાના મોચીયોના પંચ તરફથી રૂ ૩૦૦૦ ખર્ચ કરી ધર્મશાળા બધાવી છે અને તે સવત ૧૯૯૨ ના માહ સુદી ૧૫ ને દિને ખુલ્લી મૂકી છે

(૧૮) અમદાવાદના સગર પિતાબર રણછોડની દીકરીએ રૂ ૫૦૦ ખર્ચ કરી ધર્મશાળા બધાવી સવત ૧૯૯૭ ના મહા વદી ૧ ને દીને ખુલ્લી મૂકી છે

(૧૯) અમદાવાદના પટેલ નારાયણદાસ મૂળચદે રૂ ૫૦૦ ખર્ચ કરી ધર્મશાળા બધાવી સવત ૧૯૯૨ ના માહ વદી ૧ ખુલ્લી મૂકી છે

(૨૦) પેપાપથી દરજીઓના પંચ તરફથી રૂ ૪૫૦૦ ખર્ચ કરી ધર્મશાળા બધાવી છે સવત ૧૯૯૨ના ચૈત્ર સુદી ૧૫ને દિવસે ખુલ્લી મૂકી છે

(૨૧) અમદાવાદના ગાંધી રામજીભાઇ નથુરામજીએ રૂ ૩૦૦૦ ખર્ચ કરી ધર્મશાળા બધાવી છે. અને તે સવત ૧૯૯૨ ના શ્રાવણ સુદી ૧૫ ને દીને ખુલ્લી મૂકી છે

(૨૨) સુરતના શ્રી હરગોવિંદ નરસિંહરામની દીકરી બાઈ શીવકોરના પુણ્યાર્થે ધર્મશાળા બધાવી પાઠશાળાની યોજના કરી છે ને તે સંવત ૧૯૯૨ માં ખુલ્લી મૂકી છે

(૨૩) અમદાવાદના સુતાર કેશવલાલ ત્રિભોવનદાસે રૂ ૧૫૦૦૦ ખર્ચ કરી ધર્મશાળા બધાવી છે અને તે સવત ૧૯૯૩ ના પોસ સુદી ૬ ને દીને ખુલ્લી મૂકી છે.

એ પ્રમાણે અત્યાર સુધીમા લાખ-સવાલાખ જેટલુ ખર્ચ કરી સુદર ધર્મશાળાઓ બધાવી શ્રીમતોએ યાત્રાવાસીઓના સુખાર્થે ભારે પુણ્યનો સચય કર્યો છે

સુરતના શ્રીમાન મગનલાલ હરિકૃષ્ણજીએ શુભ પ્રેરણાઓ કરી માતાજીમા ચાદીના પૂજનપાત્રો, ચાંદીની પાલખી, ચાદીનો રથ, સોનેરી છડીયો-ચામરો વગેરે ઉપકરણો કરાવ્યા છે તથા રાજકુટુબ તરફથી કિંમતી અલકારો-વસ્ત્રો આભૂષણો ચાદીના અમર ગરબાઅને ભારે રકમો અર્પાતી રહી છે ગૃહસ્થો પણ યથાશક્તિ તેની સેવાઓ અર્પતા રહ્યા છે અને માતાજીના પુરાતન ધામનો વિકાસ થતો ગયો છે.

એમ માતાજીના ધામના અભ્યુદય માટે નેક નામદાર અખડ પ્રૌઢ પ્રતાપવાન્ શ્રીશ્રી ૧૦૦૦૮ શ્રીમાન્ મહારાજા સાહેબ શ્રી હિંમતસિંહજી સાહેબ બહાદુર, પવિત્ર રાજકુટુબ અને મહેરબાન રાયબહાદુર રાજરત્ન શ્રીલાલાજી શ્રીજગન્નાથજી ભંડારી મે દિવાનસાહેબ બહાદુર એ સઘળાઓને ધન્યવાદ ઘટે છે.

# પરિશિષ્ટ ૧લું

## બ્રહ્મક્ષેત્રની અદિતિવાવનો શિલાલેખ!

### ( અસલ ઉપરથી નકલ )

ॐ नमोगणपतये ।

करकलितकनकदंडो गंडस्थल विगलदम्ललमदसलिलः ।
कचलयतुदुरितमखिलं द्वाःपालो गजमुखः शंभोः ॥ १ ॥
सकलभुवनवेदा वेदविद्याद्विजानां कमलजमुखवासोदीरितानेकधर्माः।
करकलितसुवीणांभोरुहासाक्षमाला विमलफलमनंतंसारदादद्वात ॥२॥
ब्रह्मन्निजाम्भोरुहनालरन्ध्रैः संधिपुकर्णिः प्रलयेपुदध्यात् ।
वनोदरस्थं जगदित्यदीयं निजंतसुताय नमोऽच्युताय ॥३॥
यस्मात् संभवतिपृथ्वी विश्वस्यजगतश्चया (सा)
तस्मै देवादिदेवाय वरुणायनमोनमः ॥४॥
प्रातःप्रजापतिरसौ मध्याण्हे विष्णुरुच्यते ।
रुद्रोऽपराण्हसमये य आदित्यस्त्रयीमयः ॥५॥
नाम(म्ना) ब्रह्मपुरः शंभु. चक्रेकृतयुगेविभो ।
त्रेतायुगेऽग्निखेटः कर्मणा संप्रजायते ॥६॥
द्वापरे द्वापरे तद्वद्धिरण्यपुर उच्यते ।
तुलखेटः कलौनाम भवति शुभकृन्नृणाम् ॥७॥
धातुविंद्याह्यभिज्ञाताः कृतयज्ञा द्विजोत्तमाः ।
शंभुवाऽस्मिन् पुरेवासा कल्पग्रामनिवासिना ॥८॥
अग्रस्थानस्यविप्रेण सूर्यवापी समुद्धृता ।
तस्यवंशायहंवर्म्मा मातृतः पितृताक्षरैः ॥९॥
महेश्वरो महाप्राज्ञः दिक्षितो याज्ञिकैर्द्विजैः ।
वेदशास्त्रकलाभिज्ञः शांडिल्यकुलसंभवः ॥१०॥
तस्यपुत्रोऽभवद्धीमान् वामनो विद्ययाधिकः ।
अग्निष्टोमादि विद्यानां वेत्ताऽभूत्ध्वर्यकर्मणि ॥११॥
जातो वै तस्यपुत्रो व्रतनियमपरः स्नानसन्ध्यादिशीलः ।
भक्तोदेवद्विजाना मतिथिपुतथा पूर्वजातामतीव ।
वृद्धस्त्रो वालकाना मभिजनसहितो वेदशास्त्रानुरक्तः ॥
पूज्यस्थानं द्विजानां बहुजन स गुरुर्वासुदेवः प्रसिद्धः ॥१२॥

मुनिन्द्रः कौशिकस्येह वशेजातः कुलोद्वहः ।
षट्कर्मनिरतो वाग्मी सुरदेव इतिस्मृत ॥१३॥
तस्यपुत्रोऽभवद्विद्वान्—हिरण्यादित्यनामत ।
नित्यवाजसनेयस्य पाठकस्यात् द्विजोत्तम. ॥१४॥
वभूवतस्मात् द्विजधीर सूनुः सोमेश्वरस्यातइहप्रसूते ।
स्नानादिकर्मेषु सदानुरक्तो विद्वज्जनः प्रेमकर. सनित्य ॥१५॥
दत्तानागे सुकन्या वहुगुणनिचया वासुदेवस्यपुत्री ।
नागश्रीख्यातनाम्नी जननी सुखकरातद्धदेवेहतस्या ॥
दत्तासोमेश्वरः सामनसिवचसिसा कर्मणितस्यभक्ता ।
भक्तादेवद्विजानां श्वसुरकुलहितापुण्यकर्त्रीसुपुत्री ॥१६॥
नागश्रीजननी सतीवयशसा सोमेश्वरायाऽर्पिता ।
तस्येवासुसुतः सुत समभवद्विक्रमोस्वामिभक्तः ॥
तेनेऽयं प्रवयानवीन रचितावापी शिलाभिर्दृढा
जातेपुण्यजले सुकीर्तनवरे तर्पितास्तेनवृद्धा ॥१७॥
नित्ये नैमित्तिकेस्याः कृतवतीशुभदा विक्रमस्वामिवापी ।
पूर्णेऽय भोगवत्या सुरसरिदुदकै, कुण्डिकाभि. पवित्रा ॥
यद्वापापाणखंडैर्वसवसुरगण संख्ययेपासुकोणि ।
रङ्गैर्निष्क्रूष्य माणे धनपतिसुखदसेच देवातिरम्या ॥१८॥
अत्रस्थानीय विप्रेण सर्वदेवेनभाविता ।
प्रशस्ति रचिताचार्यद्रङ्गावापीसमुद्धृता ॥१९॥
शब्दशास्त्रविहीनस्य जडवन् मतिमस्यच ।
अपशब्दहतश्चात. क्षंतव्यं ज्ञानिभिर्मम ॥२०॥
षट्पञ्चाशद्वर्षाणिरवय शतसंख्यया ।
कलौतु गम्यमानेतु सूर्यवापीसमुद्धृता ॥२१॥
जातोवेवधरः पुत्रः श्यामलो नामशिल्पवित् ।
तेनेऽयं सुनिताबापी सुखयति जलार्थिन ॥२२॥

संवत १२५६ वर्षे वै वैशाखवद्दी १ सोमे

સદર શિલાલેખની નકલ હીંમતનગરથી મને મળી છે અને તે મે૦ આર્કીયોલૉજીકલ ખાતાના મુખ્યાધિકારી મે૦ પી એ ઈનામદાર સાહેબે કૃપાળુપણે આપી છે તે માટે આભાર

---o---

# પરિશિષ્ટ બીજું

**( અસલ ઉપરથી નકલ )**

શ્રી. પરમેશ્વરજી સત્ય છે જી



શ્રીકૃષ્ણ.






**સીદ્ધ શ્રી અનેક સકલ શુભોપમાન, બીરાજમાંન શ્રી. મહારાજા ધીરાજા. મહારાજા શ્રી શિવસિંગજીના કુંવર શ્રી ભવાનસિંગજી દેવ** બચનાત્‌તથા શ્રીજી મહેરબાન હો હૈ. ગામ બડાલીરા. જોષી તુલજારામ રાજારામ તથા પેડા મેછારાંમે હરીરામ, તને ગામ, શ્રી કીષ્ણાર પુન્ય સાંસન દીયૌ છે. તીણુશે હાંસ આવે સો ખાજી ! ! શ્રીજી સાહેબને આશીરવાદ દેશી. બીગત–

૧ ગામ "માલપુર" પરગણે ઈડરગઢ હુકમ છે.

સીલોક. આપ દતં પર દતં, જૈ લોપંત બોસનધરા ।
તૈનરા નરકે જાવંતી, જાવો ચંદર દિવાકરા ! !

પરવાનગીથી પંચોલી સોમનાથ દીવાન, સંવત ૧૮૧૪ રા પોષ સુ. ૩ સુકરવાર મુકામ ઈડરગઢ.



## ઉપસંહાર

ગ્રંથના લેખકો શાસ્ત્રના શિષ્ટાચારને અનુસરે છે. મિમાંસા શાસ્ત્રની ઉપસંહાર લખવાની આજ્ઞા છે! એ આજ્ઞાનું પાલન થવું જોઇએ! એમ ધારી અહીં પણ ઉપસંહાર લખવાની જરૂર છે.

સદર પુસ્તક હવે 'પુરાતન બ્રહ્મક્ષેત્ર" નામે ઓળખાશે!! આ પુસ્તકની બીનાઓ સંસ્કૃતમાં રચાએલા બ્રહ્મક્ષેત્ર માહાત્મ્યમાંથી લેવાએલી છે. માહાત્મ્યનું પુસ્તક હસ્તલિખિત હતુ. તેની ચાર પ્રતો મેળવી! શુદ્ધ કરી છપાવી આ પુસ્તકના પરિશિષ્ટ તરીકે સામેલ રાખી છે.

### માહાત્મ્યના લેખક કોણ હશે?

બ્રહ્મક્ષેત્ર માહાત્મ્યના લેખક કોણ હશે? પુસ્તક કયા જમાનામાં લખાયું હશે! એની ઐતિહાસિક બીનાઓ કોણે સંઘરી હશે? પુરાણ તરીકેનું સ્વરૂપ કોણે ઘડયું હશે? એવા એવા પ્રશ્નોના ખુલાસા મહાત્મ્યના પુસ્તકમાં સ્પષ્ટ જણાતા નથી, તે બાબતે થોડી વિચારણાની જરૂર છે.

### આ માહાત્મ્ય કયા પુરાણમાંનું હશે?

માહાત્મ્યના અઢાર અધ્યાય છે. દરેક અધ્યાયોમાં જુદાં જુદાં આખ્યાનો છે. પ્રત્યેક આખ્યાન બ્રહ્મપુરાણમાંનું છે, એમ અધ્યાય સમાપ્તિને અંતે લખેલું છે. તે પરથી સમજાય છે કે આ આખુ માહાત્મ્ય બ્રહ્મપુરાણનો એક ખંડ છે.

હાલમાં બ્રહ્મપુરાણની પ્રતો છપાઇ છે. હિંદનાં પુસ્તકાલયોમાંથી એ જોવા મળે છે. મે તો હિંમતનગરની પેલેસ લાયબ્રેરીમાં જોએલી!! તેમાંથી આવો સંપૂર્ણ ભાગ મળી આવતો નથી. સાધારણ બીનાઓ છૂટી છવાઈ છે.

ખરૂં જોતાં હાલમાં છપાતાં પુસ્તકો સંપૂર્ણ હોતા નથી. જેની પાસે જેટલો ભાગ હોય તે છપાવી પ્રસિદ્ધ કરે છે. કેટલાક સંશોધકો સપૂર્ણ શોધ કરી ગ્રંથ છપાવે છે. અને હવે પછી તો શોધની પૂર્ણ ખાત્રી કરી છપાશે!! એવી આશા રહે છે. રામાયણ અને મહાભારત છપાએલા છે. તેમાં પણ કેટલીક અપૂર્ણતા તથા ક્ષેપકના વધારા માલુમ પડી આવ છે!! તો પુરાણો માટે કહેવું જ શું? એવું માનવાને કારણ મળે છે, તેથી હાલમાં છપાએલું બ્રહ્મપુરાણ કે જેમાં આવાં માહાત્મ્યો ઉમેરાશે તો તેમાં સંપૂર્ણતા આવી જશે.

### સૂત અને શૌનકનો સંવાદ

માહાત્મ્યની શરૂઆતથી તે સમાપ્તિ સુધી સંવાદ પદ્ધતિ સ્વીકારેલી

છે. તેમાં સૂત અને શૌનકનો સંવાદ પ્રમુખપણે દેખાઇ આવે છે. તેમાં પેટા સંવાદો બ્રહ્મા ભૃગુના, ગરૂડ પિંગલના વગેરે છે. આખ્યાનોનું વહેણુ ધારાબદ્ધ છે. આખ્યાનો ભિન્ન ભિન્ન સંસ્કૃતિનાં છે. તેના સમય ભિન્ન ભિન્ન છે. સંગ્રહકર્તા છેલ્લા સમયનો છે. સંગ્રહકર્તા ખુદ સૂત હોય કે તેમનો સહકારી વિદ્વાનવર્ગ હોય ! તે નક્કી કરવું મુશ્કેલ છે. હાલમાં તો પુસ્તકનો લેખક પોતાનું નામ આગળ ધરતા વાર લગાડતો નથી. પણ પૂર્વ કાળની પ્રથા એવી ન હોવાનું જણાય છે હરકોઇ પુરાણનો સંશોધક કે તેનો લેખક સહસા પોતાનું નામ આગળ ધરતો નહીં. પણ રાષ્ટ્રના નિષ્ણાત સંશોધકને પોતાની કૃતિ અર્પી ! તેના નામથી એવું સાહિત્ય પ્રસિદ્ધિમાં લાવતો. હાલમા પ્રાચ્યવિદ્યા સંશોધનનાં કાર્યાલયોમાં પણ તેમ જ થતું દેખાય છે.

### સૂત જાતિવાચક નામ છે.

સૂત જાતિવાચક નામ હોવાનું જણાય છે. સૂતની ઉત્પત્તિ રોમહર્ષણથી થએલી છે. એ પ્રતિલોમ વિવાહથી પેદા થયા છે. રોમહર્ષણ, વિદ્વાન સંશોધક અને પુરાણોના પ્રચારક હતા. મહર્ષિ વ્યાસના શિષ્ય હતા. વ્યાસ ઋષિએ અનંત વેદોના વિભાગ કરી ચાર શિષ્યો મારફતે વેદોનો પ્રચાર કર્યો. તે પ્રસંગે વેદોથી માંડી સઘળો ઇતિહાસ પુરાણની શૈલીમાં ગોઠવી રોમહર્ષણની મારફતે પ્રચાર કર્યો. રોમહર્ષણ પછીના સૂતવંશે એ કામ હાથ લીધું અને તેનો પ્રચાર તથા સંશોધનો તેમની મારફતે થતાં રહ્યાનું જણાય છે.

### વ્યાસની પરંપરા પુરાણરચક રહી.

મહર્ષિ વ્યાસની શિષ્યપરંપરા પુરાણોની રચનામાં સફળ નિવડી. દેશ-વિદેશનાં સંસ્કારીસ્થાનો શોધાતાં રહ્યાં. અને તેની રચના પુરાણનાં સ્વરૂપમાં થતી રહી. જ્યાંસુધી ભારત સ્વતંત્ર હતું ! ભારતની સંસ્કૃતભાષા રાષ્ટ્રભાષા હતી, ત્યાંસુધી પુરાણોની રચના થતી રહી. એમ આદ્ય વ્યાસ મુનિથી માંડી આચાર્ય પરંપરાની શરૂઆત સુધીમાં પુરાણોની રચના માટે થતું રહ્યું. દરમ્યાન મહાપુરાણ-ઉપપુરાણ-ખંડપુરાણ અને માહાત્મ્યપુરાણ લખાયાં. એ પુરાણોના સમય નક્કી કરાયા છે, અને તેનું ક્રમવાર ગોઠવવાનું તથા તેમાથી નિકળતા ઇતિહાસોનું સંશોધન હાલના પુરાણપ્રિય વિદ્વાનો અને સંશોધકો કરી રહ્યા છે.

### ઇતિહાસ અને પુરાણ.

વૈદિક કાળથી માંડી ધાર્મિક-રાજકીય અને સામાજીક વ્યક્તિઓના ઇતિહાસ વેદોનાપરિશિષ્ટોમાં ! વ્યાખ્યાન ગ્રંથોમાં ! અને કેટલાક સ્વતંત્ર

ગ્રંથોમાં હોવાનું હાલ પણ જોવા મળે છે. વૈદિક સાહિત્યમાં પણ ઇતિહાસ રહેલો છે. પણ એ ઇતિહાસ મહર્ષિ વ્યાસે રસીક બનાવ્યો! તેમાં રહેલી દિવ્ય સંસ્કૃતિ પ્રગટ કરી! તેના સંસ્કાર ભારતીય પ્રજાના હૃદયમાં હરહમ્મેશ માટે સ્થાન મેળવતા રહે!! તે માટે તેમાં રસ, અલંકાર, ભગવદ્‌ભાવ, જ્ઞાન, વિજ્ઞાન, સૃષ્ટિની ઉત્પત્તિ, ઉપાસના, કર્મ, ભક્તિ, મુક્તિ, ભગવદાશ્રય વગેરે જેવા મહત્ત્વના વિષયો ઉમેર્યા એમ તેને પુરાણનું સ્વરૂપ આપ્યું અને તેના પ્રચાર માટે ઉપકારક યોજના કરી.

ઇતિહાસ એટલે ( इति-ह-आस ) ખરેખરી બનેલી બીના. અને પુરાણ એટલે ( पुरा-अपि-नवं ) બનેલી બીના પુરાની છતાં નવી લાગે તે. એવા આશયથી ઇતિહાસે પુરાણનું સ્વરૂપ લીધેલું જણાય છે. મહર્ષિ વ્યાસના જમાનાનું વર્ણન જોતાં માલુમ પડે છે કે-એ સમયમાં અર્થ સાથે વેદોનું જ્ઞાન-વિજ્ઞાન મેળવવા અને ટકાવી રાખવાની રાષ્ટ્રમાં શક્તિ રહી નહોતી. સાથે કારણ એ પણ જણાય છે કે તે સમયથી પરદેશીઓનાં ભારે આક્રમણોની શરૂઆત થઇ ચુકી હતી. તેથી શાંતિમય સમયનો અભાવ હતો:

એવા સમયમાં વૈદિક જ્ઞાન ટકાવી રાખવા-વેદ અને શાસ્ત્રોનાસાર સંગ્રહ તરીકે પુરાણો રચવાની જરૂર પડી. બ્રાહ્મણ વર્ગમાં વેદોનું શાખીય અધ્યયન શરૂ થયું અને બાકીના વર્ગમાં પુરાણો તરફ અભિરૂચી વધી. આચાર્ય પરંપરાએ તેને મચક આપી!! પંથ-ઉપપંથ સ્થપાવા લાગ્યા!! પુરાણોનો પ્રભાવ વધ્યા અને વૈદિક અધ્યયન અને તેનાં કર્મકાંડો પાછળ પડતાં ગયાં. એ પ્રસંગે ભિન્ન ભિન્ન સંસ્કૃતિઓના ઝઘડા શરૂ થઈ ગયા હતા. તેથી એવી સંસ્કૃતિઓ સાથે ઝઘડવા પુરાણો સાથે શાસ્ત્રાર્થોના ગ્રંથો અને તેવા મતમતાંતરની યોજનાઓનો જન્મ થતો રહ્યો.

## પુરાણોના સંગ્રાહક શૌનક !

શૌનકઋષિ પુરાણોનાં શ્રવણ કરનારા ગણાય છે. તેમણે લગભગ સઘળાં પુરાણો ઈશારા પુર્વક સાંભળેલાં તેવું તેમના પ્રશ્નો પરથી જણાય છે. શૌનક શુનકઋષિના પુત્ર હતા. અને એવો સઘળો વંશ એ શૌનક ગોત્રથી ઓળખાતો રહ્યો છે. ભિન્ન ભિન્ન કાળમાં અને પરિસ્થિતિમાં રચાએલાં પુરાણો આ શૌનકો સાંભળતા આવ્યા છે. અને એ મુખ્ય વ્યાસના પુરાણોથી માંડી ઉપપુરાણ અને મહાત્મ્યો જેવાં પુરાણો સાંભળવામાં પણ અગ્રભાગે શૌનક બેઠેલા જણાય છે. છેક સત્યનારાયણની કથા સુધી પણ સાંભળવામાં શૌનક પાછા હઠયા નથી. એ પરથી એમ જણાય છે. પુરાણો સાંભળવા અને તેનો સંગ્રહ કરી પ્રચારના કામમાં સંપૂર્ણ ભાગ લેનાર શૌનક ખાસ

જણાઈ આવે છે આ પ્રમાણે વ્યાસ પરપરા, સૂતપરંપરા અને શૌનક પરપરા પુરાણોની રચના, પુરાણોનો પ્રચાર અને સંગ્રહ કરવામા શ્રેષ્ઠ નિવડી છે એ ત્રિવિધ પરપરાનો સ્વતત્ર ઇતિહાસ લખવાની જરૂર છે હાલના સશોધનના જમાનામા એ શોધખોળ જાહેર થશે ત્યારે વિશેષ આનદ થશે

### પૂજ્ય પૂજકભાવ !

સૂતપુરાણી શૌનકને પૂજ્ય ગણાયા છે ! ગુરૂ ગણાયા છે ! અને ઈશ્વર તુલ્ય મનાયા છે ! શૌનક ઋષિકુળના છે અને સૂત વિલોમ જાતિના છે ! છતાય શૌનક સૂતને ગુરૂ માને છે એમ કેમ હશે ? એ પ્રશ્ન વિચારવા જેવો છે

### ગુણ અને કર્મની ઉત્તમતા

એ સમયમા જાતિ અને વર્ણ કરતા ગુણ અને કર્મની ઉત્તમતાપર શ્રેષ્ઠતાનો આધાર રહેતો પવિત્ર ગુણ અને ઉચ્ચકર્મ જ્યા જ્યા માલુમ પડે ત્યા સર્વત્ર પૂજ્યભાવ રાખવામા આવતો એવે પ્રસગે વર્ણકે જાતિનું વધારે પડતું મહત્વ ગણાતુ નથી ઋષિકુળની ઉત્પત્તિમા પણ આશ્ચર્ય લાગે તેવુ છે જેમકે शुनकी गर्भसभूता शौनकोऽयमहामुनि એમ ઘણા ખરા ઋષિ કુળો માટે છે જાતિ અને વર્ણનો મોટો આધાર તપ-તિતિક્ષા વિદ્યા, જ્ઞાન, કળા રાષ્ટ્રસેવા, અને વિશ્વકલ્યાણ જેવી ઉચ્ચ ભાવનાપર રહેતો છે જ્યા ખરેખરી એવી ભાવનાઓ પોષાતી હોય ! ત્યા શૌનક જેવા ઋષિ સૂતપુરાણીપર પૂજ્યભાવ રાખતા જણાય તો તેમા કઈ નવાઈ જેવુ નથી

### મહાત્મ્યની રચના માટે પણ તેમજ છે

બ્રહ્મક્ષેત્ર માહાત્મ્યની રચના પણ એવા ધોરણે થએલી હોય ! એમ જણાય છે માહાત્મ્યની સઘળી બીનાઓ સૂતજી એ સગ્રહેલી અને નિમિ શારણ્યના સત્રમા જઈ શૌનકને સભળાવેલી !! એ સમયની બ્રાહ્મ ગાદીને દીપાવનાર વિદ્વાન વ્યાસે પુરાણ રચેલુ ! બ્રહ્માજીની કારકીર્દી સાથે સબધ હોવાથી બ્રહ્મપુરાણમા તેનો સમાવેશ કરેલો અને તેનો પ્રચાર અત્યાર સુધીમા થતો રહ્યો છે

### બ્રહ્મક્ષેત્ર શુદ્ધિનુ ક્ષેત્ર છે

બ્રહ્મક્ષેત્રના માહાત્મ્યના આખ્યાનો વિચારીએ તો સ્પષ્ટ માલુમ પડે છે કે-એ ક્ષેત્રમા અનેક જનતાની શુદ્ધિ થએલી છે શરૂઆતમાજ કથા આવે છે કે બ્રહ્માજીએ ભગવાન વિષ્ણુની આજ્ઞાથી તેમની જાતની શુદ્ધિનો સમારભ કર્યો એ સમારભને અંગે તેમણે નગર વસાવ્યુ લોકોમા

દાખલો બેસાડવા મહાયત્ન કર્યો. જનતાને આકર્ષવા બ્રહ્માજીની મૂર્તિની સ્થાપના થઈ. શુદ્ધિની પ્રથા કાયમ રાખવા ગંગાજીનું આગમન કર્યું. બ્રાહ્મણોને સ્વર્ગ તરફ જવા આવવાનો માર્ગ ખુલ્લો કરી આપ્યો. હાલના સંશોધકો એ સ્વર્ગને ઉત્તર ધ્રુવના પ્રદેશો હોવાનું ઓળખાવે છે. સ્વર્ગીય લોકોને પણ આ શુદ્ધિનું ક્ષેત્ર હોવાનું જાહેર કર્યું. એમ ભારતની પ્રજા સાથે સ્વર્ગીય પ્રજાનો સંબંધ બાંધ્યો. અને સંગઠન કરવાનો દીર્ઘ પ્રયત્ન કર્યો. ગાયત્રી-સાવિત્રી અને લક્ષ્મીનાં રીસામણાં મટાડયાં યાને વિદ્યા-લક્ષ્મી અને પ્રભુતાની એક જ ક્ષેત્રમાં સ્થાપના કરી. જ્યાં વિદ્યા હોય છે। ત્યાં લક્ષ્મી હોતી નથી! જ્યાં પ્રભુતા હોય છે!! ત્યાં વિદ્યા અને લક્ષ્મીનો અભાવ જણાય છે!! પણ બ્રહ્માજીએ એ ત્રણે શક્તિઓનો સમાસ કરવાની વિવિધ કળાઓ બતાવી આપી.

## એ ક્ષેત્રમાં કોની કોની શુદ્ધિ થએલી. ??

એ ક્ષેત્રમાં દેવતાઓની, રાજા-મહારાજાઓની, પંડિતોની, અને જાત જાતના મનુષ્યોની થએલી. કોઈએ મનની શુદ્ધિ કરેલી. કોઈ એ શરીરની શુદ્ધિ કરેલી અને કોઈએ દ્રવ્યની શુદ્ધિ કરેલી! એમ દેવ, દાનવ અને મનુષ્યોએ તનમન અને ધનની શુદ્ધિ કરેલી! કામ-ક્રોધ-લોભ-મદ-મત્સર-અહંકાર આદિ વિકારો મનુષ્યને અપવિત્ર બનાવે છે. એ વિકારોને આધિન થવાથી પ્રગતિ અટકે છે. ઉન્નતિ અળગી રહે છે. તેમાથી બચવા શુદ્ધિ કરતા રહેવાની જરૂર પડે છે. એવી શુદ્ધિ માટે પવિત્ર ક્ષેત્રનો આશ્રય લેવાની જરૂર પડે છે. એવા હેતુથી આ બ્રહ્મક્ષેત્રનો આશ્રય ભારતીય પ્રજાએ લીધેલો અને ત્યાં જઇ શુદ્ધિ અને સગઠનના ભારેમહોત્સવો ઉજવેલા. તેનું વિસ્તાર સાથે વર્ણન માહાત્મ્યમાં કરેલુ છે.

## શુદ્ધિમાં આવેલા મહાન પુરૂષો.

આ બ્રહ્મક્ષેત્રમાં આવી શુદ્ધ થઈ શુદ્ધિમાં આવેલા પુરૂષો જાહેર થયા છે. તેમનાં એવાં વૃત્તાંતોની નોંધ માહાત્મ્યના લેખકે લીધી છે. તે નિચે મુજબ.

મહર્ષિ બ્રહ્માજીની શુદ્ધિ, ભૃગુઋષિની શુદ્ધિ, મહર્ષિ શિવજીની શુદ્ધિ, પિંગલ નાગની શુદ્ધિ, ગરૂડજીની શુદ્ધિ, જનમેજય રાજાની શુદ્ધિ, અવંતિના સુતદેવ અને તેની પત્નિની શુદ્ધિ અને મુક્તિ. પરણવા તૈયાર થએલાં ભાઇ બ્હેનની શુદ્ધિ! ભગવાન રામચંદ્રજીની શુદ્ધિ, રાજા મહિપાસુરનો ઉદ્ધાર, એ પ્રમાણે મહાન્ પુરૂષોની શુદ્ધિની કથા, બ્રહ્મક્ષેત્રમાં ગુંથાએલી. છે.

## એતો સત્ પુરૂષોની શુદ્ધિને !

બ્રહ્મક્ષેત્રમા કઈક સત્ પુરૂષોની શુદ્ધિ થઇ છે અને પાપીઓનીય શુદ્ધિ થઇ છે. પાચ પ્રકારના મહાપાપ ગણાય છે એવા મહાપાપીઓની પણ શુદ્ધિ થઈ છે ગૌહત્યા–બ્રહ્મહત્યા–બાલહત્યા–સ્ત્રીહત્યા–શ્વપચ, ચાડાલ જેવાઓની પણ શુદ્ધિ થયાના દાખલા છે એવી અનેક પ્રકારની પાપી પુરૂષોની શુદ્ધિનું વર્ણન મહાત્મ્યમા વાચના મળે છે

## બ્રહ્માજીની શુદ્ધિ વિશે શંકા !

શાસ્ત્રો તો વર્ણવે છે કે–બ્રહ્માજી પરમેશ્વરની સાકાર મૂર્તિ છે વેદોના ધારણ કરનારા છે તપસ્વીઓમા શ્રેષ્ટ તપસ્વી છે યોગ સાધવામાં મહાન્ યોગી છે ત્રિગુણાતીત્ પરબ્રહ્મનો સાક્ષાત્કાર કરવામા તત્પર રહે છે. તેમને શુદ્ધિ કરવાનુ શુ પ્રયોજન હશે !! એમ સહ જ શકા થાય છે.

## શકા વિશે વિચાર !

શાસ્ત્રકારો કહે છે કે–રાગ[1] અને દ્વેષ જેવા વિકારો વ્યક્તિ માત્રમા રહેલા હોય છે એ વ્યક્તિ દેહધારી દેવ હો ! કે મનુષ્ય અગર હરકોઈ હો ! એમ હરકોઇમા છુપા કે જાહેર દેખાઈ આવે છે

સત્ પુરૂષો એવા વિકારોને આધિન સહમા થતા નથી છતા દ્રવ્ય પદાર્થો જ્યારે ભારે આકર્ષક બને છે ત્યારે યોગીઓના ચિત્તમા પણ વિકાર પેદા થતા વાર લાગતી નથી[2] જો કે એવા વિકારોને યોગીઓ પ્રથમથી જ ઓળખી કહાડે છે ! તેનાથી ચેતતા રહે છે ! વિકારના કારણો સમજી લે છે ! અને તેની શુદ્ધિ કરી લે છે એ શુદ્ધિ લોકોને ઉપકારક નિવડે છે જનતાનો સ્વભાવ અનુકરણ કરનારો હોય છે એવાતમહાન્ પુરૂષોના ખ્યાલમા હોય છે

મહાન્ પુરૂષો જ્ઞાનિ છતા–યોગી છતા–ત્યાગી અને તપસ્વી છતા–લોકસગ્રહની ખાતર તેમનુ આચરણ લોકોના જેવુ સાદુ, સરળ અને સરખાવર્તનવાળુ રાખવા ચુકતા નથી

બ્રહ્માજી સૃષ્ટિના પિતા ગણાય છે. પિતાને સતાનોની (સૃષ્ટીની) પરવા રાખવી જોઈએ ! ! આ હેતુથી લોક કલ્યાણ માટે એવા કાર્યો કરવા ખચાતા નથી બ્રહ્માજીને ચિત્ત શુદ્ધિના સમારભ માટે એવા કારણો છે

---

१ इन्द्रियस्येन्द्रियस्यार्थे रागद्वेषौव्यवस्थितौ० × ×

२ योगिनामपिचेतांसिदेवि भगवतीहिसा ॥
बलादाकृष्यमोहाय महामाया प्रयच्छति०

## શુદ્ધિનો સમારંભ !

બ્રહ્માજીના શુદ્ધિના સમારંભનું વર્ણન પહેલા અધ્યાયથી શરૂ થાય છે.
(૧) બ્રહ્માજીનું શિવપાર્વતીના વિવાહ પ્રસંગે હિમાલય રાજાને ત્યાં ગમન.
(૨) પાર્વતીદેવીનું આકર્ષકરૂપ દેખી ચિત્તમાં થએલી વ્યગ્રતા.
(૩) વ્યગ્રતાથી થએલો પશ્ચાત્તાપ.
(૪) ભગવાન્ વિષ્ણુની સલાહથી બ્રહ્મક્ષેત્રમાં આગમન.
(૫) અધ્યાત્મભાવથી ભરેલી એ તપોભૂમિ-બ્રહ્મપુરીને જોઇ થએલો આનંદ.
(૬) પ્રગતી પ્રિય બ્રહ્માજીએ એ પુણ્યભૂમિપર વસાવેલું નગર.
(૭) ભૂગર્ભવેત્તા બ્રહ્માજીએ વિન્ધ્યાદ્રિનાં મૂળ ફોડી પ્રગટાવેલો ગંગાનો પ્રવાહ:

ઉપરોક્ત સાત મુદ્દાઓનો સમાસ પહેલાઅધ્યાયમાં છે. એ પરથી જણાય છે કે-બ્રહ્મક્ષેત્રની પુણ્યભૂમિ બ્રહ્માજીના આગમન પૂર્વે હતી. તેની માહિતી ભગવાન વિષ્ણુને હતી. મહત્વ ખ્યાલમાં હતુ. અધ્યાત્મજ્ઞાનિ તપસ્વીઓ ત્યાં હતા. પ્રગતિપ્રિય બ્રહ્માજીને આ ભૂમિપર મોકલવાની જરૂર હતી. નિષ્ક્રિય ભૂમિને સક્રિય બનાવી હતી. નિષ્કર્મતાના ધોરણે સત્ પ્રવૃત્તિના માર્ગો ખુલ્લા કરવાના હતા. શુદ્ધિપૂર્વક સંગઠનનો પ્રવાહ, જનતામાં ચાલુ કરવો હતો. સંગઠિતબળથી-સંઘશક્તિ જાગૃત કરી રાષ્ટ્રમાં અવનવુ સામર્થ્ય પેદા કરવું હતું. બ્રહ્માજીએ એવી સઘળી પ્રગતિની શરૂઆત પુરાના ક્ષેત્રમાં આવીને કરી.

અથર્વવેદમાં બ્રહ્મપુરીનું વર્ણન છે. એ અધ્યાત્મભાવથી ભરેલું છે. તેવા ભાવ સેવતા એ ક્ષેત્રવાસિયો હતા. રાષ્ટ્રની જનતાને તેનો-પ્રત્યક્ષખ્યાલ આવવા માટે વૈદિકઅધ્યાત્મ રચના જેવું નગર વિશ્વકર્માની મારફતે શિલ્પ શાસ્ત્રની કળાથી બંધાવ્યું. જ્ઞાનગંગાના સતત પ્રવાહથી જેમ ચિત્તની પવિત્રતા થતી રહે છે, તેવી રીતે જનતાનાં સ્થૂલશરીર શુદ્ધ રાખવા જળ પ્રવાહની ગંગાનો ધોધ ચાલુ કર્યો. એમ સ્થૂલ અને સૂક્ષ્મ શરીરોની શુદ્ધિ થતી રહેવા સૌ માટે સમારંભ શરૂ થયો.

**અધ્યાય બીજો અને ત્રીજો**

(૧) યજ્ઞને લગતાં સાધનોની તૈયારી. (૨) ઋષિઓને સ્વર્ગે (ઉત્તર ધ્રુવના પ્રદેશોમાં) મોકલવાની બ્રહ્માજીની આજ્ઞા. (૩) ઋષિમંડળમાંથી એકને મોકલવાની ઋષિઓએ કરેલી નમ્રવિનંતી. (૪) બ્રહ્માજીએ પસંદગીના એક ઋષિને સ્વર્ગે જવા માટે આપેલું સાધનસામર્થ્ય (૫) સ્વર્ગે જઈ આવનાર બ્રાહ્મણનું નામ ખેટક પડયું. એ લાક્ષણિકનામ જ્ઞાતિસમૂહને લાગુ પડયું.

(૬) એટકોનું નવું સર્જન, તેમના ગૃહસ્થાશ્રમ અથવા એકના નવ, નવના નવહજાર (૭) યજ્ઞનો આરંભ, (૮) સાવિત્રીના ઇનકારથી ગાયત્રીની પસંદગી.

ઉપર પ્રમાણે બીજા અને ત્રીજા અધ્યાયમાં આઠ મુદ્દાઓ છે. એ ઉપરથી અનુમાન કરી શકાય છે, કે-બ્રહ્માજી બ્રહ્મક્ષેત્રમાં આવ્યા, તે પ્રસંગે ત્યાં ઋષિઓનો મોટો સમૂહ બ્રહ્મચારીયોનો હશે! વાનપ્રસ્થોનો અને ત્યાગીઓનો પણ હશે!!

યજ્ઞનાકામમાં બ્રહ્માજીને તેમના પત્નિની જરૂર હશે!! તેડી લાવવા ઋષિઓને આજ્ઞા કરી હશે! ગૃહસ્થાશ્રમના સંદેશા આપ લે કરી-સમજાવટ કરી તેડી લાવવાનું કામ બ્રહ્મચિંતનવાળા-એકાંત સેવી ઋષિયોને એ પસંદ પડયું નહી હશે!! અને તેમ કરવા ના પાડી હશે!!

બ્રહ્માજી વિચારમાં પડયા હશે! કોઈ સહૃદય ઋષિને અપનાવ્યો હશે! પુત્રવત્ પ્રેમ તેના પર ફેંકયો હશે. તે પરથી એક ઋષિ જવા તૈયાર થયો હશે! તેને ઉત્તરધ્રુવના પ્રદેશોમાં જવા ઉપયોગી સાધનો આપ્યાં હશે! એ પ્રમાણે સ્વર્ગે ગમન કર્યું હશે! સાવિત્રી દેવીને સંદેશો પહોંચાડી પાછા આવ્યા હશે! એમ આકાશમાં ફરીઆવવાથી " ખેટક " એવું લાક્ષણિક નામ પડયું હશે!!

તેમની પાછળ જે સમૂહ ખડો થયો હશે, તે સઘળાનું નામ "ખેટક" એવું રૂઢ થયું હશે બ્રહ્માજીની પ્રગતિપ્રેરક આજ્ઞાથીએ ગૃહસ્થાશ્રમમાં જોડાયા હશે!

શરૂઆતમાં ખેટક એવા લાક્ષણિક નામવાળા ઋષિની સાથે આઠ ઋષિઓ સામેલ થયા હશે. તેમને બ્રહ્માજીની પ્રગતિ પ્રિય લાગી હશે. એમ નવ સંખ્યામાં ગણાતા ઋષિઓ પૈકી પ્રત્યેકના સહકારમાં હજાર હજાર ઋષિઓ જોડાયા હશે, કોઈ શિષ્યો હશે, પ્રશિષ્યો હશે. કોઇ પુત્રો હશે, તો પ્રપૌત્રો પણ હશે! એવા સબધથી જોડાએલો એ ભારે સમૂહ બન્યો હશે. અને બ્રહ્માજીની આજ્ઞાનું પાલન કરવા તથા જાતની અને જગતની ઉન્નતિનાં કાર્યો કરવા તત્પર થયો હશે.

શરૂઆતના એ એકખેટકની ભાવનાનું નવું સરજન થવાથી તેમજ એ ભાવનાના બીજા આઠ ઋષિઓમાં પ્રચાર થવાથી તેમનું નામ કરણ બ્રહ્માજીએ નવું કરેલુ હોય! એમ જણાય છે. જો એમ ન હોય તો નવ ખેટકોનાં નામ જેવાં નામો એ સમયથી કેટલાય કાળ પહેલાં થએલા ઋષિઓના જોવામાં આવે છે. તેથી કલ્પી શકાય છે કે, એ પૂર્વજ ઋષિઓનાં

નામને અનુસરી આ નવા સરજાતા ઋષિઓનાં નામ પણ તેવાંજ રાખવામાં આવ્યાં હશે ! !

### નવનાં નવાં નામ !

એકનું નામ પરાશર, બીજાનું શાંડિલ, ત્રીજાનું નામ કૌશિક, ચોથાનું વસિષ્ઠ, પાંચમાનું કાત્યાયન છઠ્ઠાનું વત્સ, સાતમાનું શૃંગી, આઠમાનું અંગિરા, અને નવમાનું ભરદ્વાજ રાખવામાં આવ્યું. એ નામ સૃષ્ટિના આદ્ય ઋષિઓનાં છે તેથી એવી કલ્પના થાય છે કે. એ ઋષિવરો પણ હોવા જોઇએ. અને વંશજ નામો પણ હશે.

### દરેકમાં પ્રગટ થયેલા હજાર, હજાર.

એ નવ પૈકી, પ્રત્યેક ઋષિની પાછળ હજાર હજાર ઋષિ પ્રસિદ્ધ થયા. કુલ સમુદાય નવ હજારનો થયો.

### તે પૈકી પ્રભાવશાળી ચોવીસ

એ નવગોત્રના નવહજાર ઋષિઓ પૈકી ચોવીસ ગોત્રવાળા ભારે પ્રભાવશાળી થયા અને તેમનો ભારે વિસ્તાર થયો, નવમાં સમાસવાળા ખેડવાબ્રાહ્મણ ગણાય છે, અને ચોવીસ ગોત્રમાં સમાસ થએલા શ્રીખેડાવાળ બ્રાહ્મણો પ્રસિદ્ધ છે. એ સઘળો સમૂહ "ખેટક" એવા લાક્ષણિક નામથી પ્રસિદ્ધ થયો છે.

### નવનાં ગોત્ર પ્રવર

નવગોત્રનાં પ્રવરો વિગતવાર પૃ. ૫૪માં આપેલાં છે. અને તેમના વંશજ ઋષિયોની યાદી મળી આવી છે, પણ સ્થળ સંકોચને લીધે આ આવૃત્તિમાં આપવી શકય નથી.

### ચોવીસ ગોત્રનાં પ્રવરો

ચોવીસ ગોત્રનાં પ્રવરોની યાદી અમોએ પ્રસિદ્ધ કરેલી બ્રહ્મક્ષેત્ર માહાત્મ્યની પ્રથમાવૃત્તિમાં આપેલી છે. તેમજ શ્રીગોપાળજી નરભેરામ પંડયાની પુસ્તિકામાં પ્રસિદ્ધ થએલી છે. વળી "શ્રીઆજખેડાવાળ" નામે માસિકના પૂર્વેના અંકોમાં પણ જાહેર થઈ ચુકેલી છે. એ વંશજ ઋષિયોની યાદી પણ આ સ્થળે સંકોચને લીધે આપવી શકય નથી.

### નવમાં ચોવીસનો સમાસ

નવગોત્રના અને ચોવીસ ગોત્રોના ઋષિઓનું તેમના પ્રવર ઋષિઓનું અવલોકન કરતાં ઘણા મળતા આવે છે. અને નવમાં જ સમાસ થતો જણાય છે.

### ચોવિસગોત્રોની શાખા પરત્વે ભિન્નતા.

મહર્ષિ વ્યાસ ભગવાને એક વેદના ચાર વિભાગ પાડયા. અને તેની ભિન્ન શાખાઓની વ્યવસ્થા કરી. જુદા જુદા ઋષિઓએ શાખાઓનું અધ્યયન

અને અધ્યાપન શરૂ કર્યું. ત્યારથી શાખા પરત્વે ગોત્ર-પ્રવરની ભિન્નતા શાખા પરત્વે યોજાઈ છે. એ પહેલાં તો સઘળા ગોત્રોના ઋષિઓ સમગ્ર વેદ શીખી શકતા. અને સઘળાં કર્મકાંડ કરાવવા છૂટ હતી. પ્રાચીન સમયમાં અમુક વેદનો કે અમુક શાખાનો અમુક ગોત્રી કે પ્રવરી ઋષિ હોવાનું જણાતું નથી. પણ હરકોઈ ગોત્ર પ્રવરનો ઋષિ સમગ્રવેદનું અધ્યયન કરી શકતો અધ્યાપન કરાવી શકતો અને કર્મકાંડ કરતો કરાવતો.

### સર્જન સફળ નિવડયું.

એ પ્રમાણે બ્રહ્મદેવે બ્રાહ્મણોના વિચારોની ભારે ક્રાંતિ કરી. નવા વિચારોની ઘટના કરી. આ નવા સર્જનથી બ્રહ્માજીને આનંદ થયો. અને તેમની મારફતે યજ્ઞનો આરંભ કરવા વિચાર રાખ્યો. યજ્ઞની ભૂમિ સ્વતંત્ર પસંદ કરી. શાસ્ત્રના નિયમ મુજબ ભારે મંડપ બંધાવ્યો. માઈલોના વિસ્તાર-વાળો એ મંડપ હતો. રાષ્ટ્રની જનતાનો તેમાં સમાસ થાય તેવી સઘળી વિવિધ યોજનાઓ કરી હતી.

### યજ્ઞનો સમારંભ રાષ્ટ્રવ્યાપી બન્યો

આ યજ્ઞનો સમારંભ રાષ્ટ્રવ્યાપી હતો. યજ્ઞ-હોમ-હવનનો હતો! વિવિધ વિદ્યાઓના જ્ઞાન પ્રચારનો હતો! હુન્નરકળા અને કારીગરોના પ્રયોગોનો હતો! જનતાનાં સુખ દુઃખો વિચારવાનો હતો. દેશીપરદેશી એમ સઘળા વિદ્વાનોની વિદ્યાઓનો પરિચય કરાવનારો હતો. સહકાર અને સંગઠનના અભેદ્ય મહા-મંત્રજપનો હતો.

### સાવિત્રીદેવીની કલ્પિત મૂર્તિરૂપે હાજરી

બ્રહ્માજીએ યજ્ઞમાં સાવિત્રી દેવીની અપેક્ષા રાખી હતી. સાવિત્રીનું આગમન દીર્ઘકાળ સુધી થયું નહોતું! બ્રહ્માજીની ચિત્તશુદ્ધિના કામમાં!! 'સાવિત્રીદેવીએ હાજર શામાટે રહેવું? એવી દેવી સાવિત્રીની શકા હશે!! 'અગર યોગસમાધીના આનંદમાં મગ્ન રહેનારા-નિવૃત્તિ પરાયણ એવાં ઋષિ સમાજમાં સ્ત્રીના સ્વરૂપમાં કેમ જઈ શકાય!! આવો વિચાર પણ સાવિ-ત્રીદેવીનો હોય શકે!!

બ્રહ્માજી એ સાવિત્રીદેવીના વિચાર-સંકેત જાણી ગયા હશે!! તેથી કલ્પિત મૂર્તિ દર્ભની બનાવી હશે! અને પ્રતિનિધિ તરીકે સાવિત્રીનું સ્વરૂપ હાજરી તરીકે યોજ્યું હશે.

આમ યજ્ઞના યાજકમાં પૂર્ણતા લાવવા માટે ઘટના કરી હશે!! યજ્ઞનો વિધિ પુરો થયો હશે અને તેમાં આવેલા ભારે સમુદાય સાથે ગંગાના પ્રવાહમાં પડી સાથે (અવભૃથ) સ્નાન કર્યું હશે! અને રાષ્ટ્રની જનતા સાથેનો દિવ્યતા ભર્યા સંગઠિત હોવાનો ભાવ દર્શાવ્યો હશે.

## ચાલુ યજ્ઞની જાણવા યોગ્ય બીના!

અધ્યાય ત્રીજો—

(૧) સાવિત્રી દેવીને તેડુ ફરીથી ખેટકઋષિનું આકાશ ગમન સાવિત્રી દેવી સાથે વાતચીત સમજાવટ

(૨) દર્ભના દેવીને બદલે સાચા દેવીનો દેખાવ એ ગાયત્રી દેવી નામે ઓળખાયા

(૩) સાવિત્રીનુ આકાશેથી આગમન ગાયત્રીને દેખી ખિન્ન થયા

(૪) બ્રહ્માજીએ તેમની ઘટનાનો ભાવ સમજાવી શાત કર્યા બન્નેનો સહકાર કર્યો

ઉપરોક્ત ચાર મુદ્દાઓ વિચારવા જેવા છે સૂક્ષ્મ વિચારથી જણાય છે કે—

બ્રહ્માજી બ્રહ્મક્ષેત્રની ભૂમિ પર આવ્યા ત્યારે ત્યાના ઋષિઓમા ગાયત્રી દેવી હાજર રહેતા દર્ભનુપવિત્ર ધારણ કરે દર્ભાસન પર બેઠેના હોય દર્ભ અને જળથી ક્રિયા ચાલુ કરનાની હોય તે પ્રસંગે વેદઘોષ શરૂ થાય વેદ મત્રોનો સ્વાધ્યાય શરૂ થાય, એમ સઘળા વેદો બોલાતા રહે દરમ્યાન વેદ માતા (ગાયત્રી) સાક્ષાત્ દર્શન આપતી મનશ્ચક્ષુ આગળ ખડી થાય!! તેના એ અધ્યાત્મઆનદમા લીનતા પેદા થાય ગાયત્રીના જપસત્રો ચાલે!! એની રીતે ગાયત્રીનુ (વેદોનું) અધ્યયન સતત્ રહે અધ્યાત્મશાતિ પેદા થાય માતાના દર્શનથી જેટલો આનદ થાય તેટલો જ આનદ આ વેદમાતા ગાયત્રીદેવીના પ્રભાવથી થતો રહેતો હશે!! બ્રહ્મચારિણી ગાયત્રીદેવી ઉપદેશિકા ત્યા વાસ કરતા હશે

એમ વેદ જનની ગાયત્રીદેવી ઋષિઓની પણ માતા હતી, એમ હોવાથી ઋષિઓના પિતા બ્રહ્માજીની એ પ્રીયા થઇ હતી દર્ભના સંકેતથી તેના પ્રાગટ્યનો આનદ થયો હતો

એમ ગાયત્રીના આરાધનથી "શૌકન" કર્મ સાધ્ય થતું હતુ શૌકન કર્મ એટલે જાતના કલ્યાણનું કર્મ ગણાય એવા વ્યક્તિગત કલ્યાણથી રાષ્ટ્ર કલ્યાણ દૂર રહેતું ઋષિઓમા એ ઉણપ હતી બ્રહ્માજીને એ દૂર કરવી હતી સાવિત્ર કર્મનો તેમને ઉપદેશ આપવો હતો સાવિત્ર કર્મના ઉપદેશ માટે ઉપદેશિકા સાવિત્રી દેવીના આગમનની જરૂર હતી તેમને સ્વર્ગથી, માને ઉત્તરધ્રુવથી માન પૂર્વક બોલાવવામા આવ્યા સાવિત્રી દેવીએ આવીને જોયુ તો ઉપદેશિમ ગાયત્રીનો પ્રભાવ જાની ગયો હતો એ જોઈ નારાજ થયા હતા પણ બ્રહ્માજીની સમજાવટથી તેમણે જાતના કલ્યાણ સાથે જગતના

કલ્યાણ કરવાનો માર્ગ બતાવ્યો ગાયત્રી અને સાવિત્રીનો મેળાપ થયા પછી એ બન્ને ઉપદેશિકાઓ ઋષિઓની માતા અને ઋષિપિતા બ્રહ્માજીની પ્રિયાઓ થઈ પડી અને ઋષિમુનિઓને આલોક અને પરલોકની ઉન્નતિના ઉપદેશો અપાતા રહ્યા જાતનુ અને જગતનું કલ્યાણ થવાના મંત્રો જપાવા લાગ્યા.

**ચાલુ યજ્ઞમાં વિશિષ્ટ બીનાઓ**

ચોથો અધ્યાય—

(૧) લાટવૈશ્યોના મૂળ પુરૂષની ઉત્પત્તિ

(૨) એ મૂળ પુરૂષે બ્રહ્માજીના આયુધો લેવા માડ્યા

(૩) વૈશ્ય કર્મ કરવાની તેને આજ્ઞા વંશવિસ્તાર અઢાર હજાની સખ્યામા વંશ ચાલ્યો

(૪) ઋષિ બેટકોના પોષણ માટે કબુલત

(૫) શ્રીગ્જાઅ્બાદેવી (ધનની દેવી)નુ આગમન

ઉપરોક્ત પાચ મુદ્દાઓ વિચારવા જેવા છે બ્રહ્માજીના ચાલતા યજ્ઞમા એક નવી ઘટના થઈ

બ્રહ્મક્ષેત્રમા એ અરસામા બ્રાહ્મણો અને ક્ષત્રિયો હશે વૈશ્યોનો અભાવ હશે બ્રાહ્મણો કેવળ બ્રહ્મવાદિયો હશે! ક્ષત્રિયો કેવળ સામ્રાજ્યવાદીઓ હશે! બ્રહ્મવાદ વિરક્તિ સૂચક હોવાથી સામ્રાજ્યવાદ નિર્ભય હશે બ્રહ્માજીને સમાજવાદનો અવાજ ખીલવવો હશે! પ્રજાના શક્તિ–સામર્થ્ય વધારવા હશે! તેથી વિવેકીવૈશ્યો અને તેમના વિવેકધર્મનુ સ્થાપન કરવુ યોગ્ય લાગ્યુ હશે

વૈશ્યવર્ણનો ધર્મ અને તેના કર્તવ્યોમા કૃષિવિદ્યા–પશુવિદ્યા–અને વ્યાપારવિદ્યાનો સમાસ થાય છે કૃષિવિદ્યાને અગે જાતજાતના અનાજ પકવવાની વિદ્યા, પૃથ્વીના રસકસ, પૃથ્વીના પડમા રહેલા વહેણુ, કુવા–તળાવ–નહેરો, ખનીજ, વનસ્પતિની ઓળખાણ પશુવિદ્યા–ગાયો બળદોનો વિકાસ અનાજ ખનીજ અને દ્રવ્યનો વેપાર એના અનેક ઉદ્યોગોની પ્રગતી એવી પ્રગતી દ્વારા રાષ્ટ્રમા સપત્તિ અને વૈભવની રેલછેલ. એવા કાર્યો કરવા સપત્તિ ધુરધર વૈશ્યસમાજને ઉપજાવવા ધાર્યું હશે

એવી વિચારણાના પ્રસગે બ્રહ્માજીની આગળ થઇ કોઈ એક કુમાર જતો હશે! તેને બ્રહ્માજીએ વ્હાલથી પાસે બોલાવ્યો!! બ્રહ્માજીને પ્રણામ કરી પાસે આવ્યો!! તેની આકૃતિ જોઇ ગુણોની પરીક્ષા કરી!! ઠીક લાગવાથી ખોળામા એસાડ્યો પ્રેમમા લીન થએના એ કુમારે બ્રહ્માજીના હથીયારો ઉચકવા માંડ્યા બ્રહ્માજીએ જાણ્યુ કે આ ક્ષત્રિય કુમાર હોવાથી તેના વર્ણ

ધર્મ પ્રમાણે હથીયારો લેવા માંડયો છે. પણ હવે તેને વૈષ્ય વર્ણના ધર્મ-કર્મનો ઉપદેશ આપવો ઘટે છે.

બ્રહ્માજીના લાડથી તેમજ આયુધ પકડવાપરથી જ તેનું નામ લાડ એવું તત્કાળ એ એકડા સમાજે સંબોધવા માંડયું. અને એ પાછળથી લાટ નામ પ્રસિદ્ધ થયું.

બ્રહ્માજીએ વૈષ્યકર્મનો ઉપદેશ કર્યો. વૈષ્ય વર્ણનાં ધર્મ અને કર્મ સમજાવ્યાં. બ્રહ્માજીનો ઉપદેશ લાટે સ્વીકાર્યો. લાટે એ ઉપદેશનો પ્રચાર કરવા માંડયો, શરૂઆતમાં અઢાર પુરૂષો તેમાં જોડાયા. અને વૈષ્ય કર્મની દીક્ષા લીધી.

એ અઢાર પૈકી દરેકના ઉપદેશથી હજાર હજાર પુરૂષો દરેક અઢારની પાછળ ખડા થયા. એમ અઢાર હજાર વૈષ્યોનો સંઘ (સમુહ) બંધાયો. અઢાર હજાર સમૂહ તેમના અઢાર ઉપદેશકો—અઢાર ગોત્ર કર્તા ગુરૂઓના ગોત્રના નામથી પ્રખ્યાત થયા એ ગોત્રોની નામાવલી પણ મળી આવી છે. હવે પછીની આવૃત્તિમાં જાહેર કરીશું.

### લક્ષ્મીદેવીની ઉપાસના

વૈષ્યસંઘે બ્રહ્માજીની પ્રાર્થના કરી. મહર્ષિ બ્રહ્માજીએ લક્ષ્મીદેવીની ઉપાસના કરવા સુચવ્યું. ઉપાસનાનાં કર્મકાંડ ખેટક ઋષિઓને કરવાવા જણાવ્યું. ખેટક ઋષિઓની ધાર્મિક-સામાજીક અને રાષ્ટ્રીય પ્રવૃત્તિઓને પોષવા વૈષ્યોની કબુલત લીધી.

લક્ષ્મીદેવીની ઉપાસના સિદ્ધ કરવા ઉપાસક તરીકે લાયક ગુણો ધારણ કરવાનું જણાવ્યું. અને એવા શુભ ગુણોનો બ્રહ્માજીએ ઉપદેશ કર્યો.

### ઉપાસકે ધારણ કરવાના ગુણો

ઉપાસનાનો આધાર ઉપાસકનાં શીલ ગુણ અને શિષ્ટતા પર આધાર રાખે છે. જેટલા પ્રમાણમાં ઉચ્ચ ચારિત્ર, આદર્શ ગુણ અને શિષ્ટતા હોય તેટલા પ્રમાણમાં તેને તેની ઉપાસક શક્તિ પ્રસન્ન થતી રહે છે.

ગૌરવ- -ગંભીરતા—સરળતા—કોમળતાભર્યો ચતુરત સ્વભાવ—સંપત્તિ મેળવવાની સબળ આશા—આરપાર સુક્ષ્મ વિચાર—પાલક, પોષકસ્વભાવ. યુદ્ધ કર્યા વિના યુક્તિથી દુશ્મનને મહાત્ કરવાની શક્તિ—આગળ પડી કામ પાર પાડવાની શૈલી—જન સમૂહનું પીઠબળ—સ્વાભિમાન—ઉદારતાથી પ્રગતિવાળાં કાર્યોમાં દ્રવ્યદાન—જાતપર અને રાષ્ટ્ર ઉપર મમત્વ—દરેક કાર્યમાં ધીરજ—ખામોશી. જાતીય બળ—આત્મ પ્રસન્નતા—સંધના આગેવાનોની સંભાવના. પુણ્યપુરૂષોનું અભિમાન. વગેરે અનેક સદ્ગુણો કેળવવાનું સુચવ્યું.

## ઉપદેશિકા મહાલક્ષ્મીને તેડાવ્યાં

ઉપાસ્યની ઉપાસના અને તેના ઉપદેશકોમા હમ્મેશા સદ્ગુણોનો પ્રભાવ –જામેલો રહે। તેમનામા પડતી ન્યૂનતા દૂર થતી રહે। અને એવા મહાન્ ગુણોનો પ્રભાવ ફેકાતો રહે।। તેટલા માટે ઉપદેશિકા મહાશક્તિ શ્રીલક્ષ્મી દેવીને તેડાવ્યા

## વૈકુંઠમાં ખબર પહોચી

ક્ષીર સાગરના પ્રદેશમા વૈકુંઠ ધામમા મહાલક્ષ્મીદેવી વિરાજતા હતા ભગવાન વિષ્ણુની પરિચર્યા કરતા હતા તેમની આજ્ઞાને આધીન હતા તેમને વિનતી કરી અને શ્રીવિષ્ણુની આજ્ઞા લઈ બ્રહ્મક્ષેત્રમા આવ્યાં

તેમના ઉપદેશો ઉમદા થતા રહ્યા ઉપાસનાના રહસ્યો સમજાવ્યા બ્રાહ્મણો અને વૈષ્યો કૃતાર્થ થયા લક્ષ્મીદેવીની પ્રતિનિધી તરીકે તેમની પ્રતિમા સ્થપાઇ

## ત્રણ શક્તિઓનો સમૂહ.

ખેડબ્રહ્મામા યજ્ઞના પ્રસગે ત્રણ શક્તિઓનુ સમ્મેલન થયુ ખેડની ભૂમિમા મત્રશક્તિ–ઉત્સાહશકિત અને ક્રિયાશક્તિ ક્રિડા કરવા લાગી વિદ્યા–વેપાર અને સત્તાનું કેન્દ્ર બન્યુ એમ બ્રહ્મક્ષત્ર એ એક વખતનું અધ્યાત્મક્ષેત્ર હતુ તેની સાથે જ્ઞાન વિજ્ઞાન અને ગષ્ટ્રકલ્યાણના મહા સમારભો શરૂ થયા

---

## ચાલતા યજ્ઞમાં વિશેષ ઘટનાઓ!

**અધ્યાય પાચેમા—**

(૧) બ્રહ્મક્ષેત્રમા સપત્તિ વધી

(૨) મકાનો, વાવ–કુવા–તળાવોની યોજના.

(૩) બ્રાહ્મણોની પ્રાર્થનાથી બ્રહ્માજીની મૂર્તિનું સ્થાપન, વારવાર મૂર્તિનું બદનાવુ

ઉપરોક્ત ત્રણ મુદ્દાઓ પાચમા અધ્યાયના વિચારવા જેવા છે યજ્ઞ થયા પછી બ્રાહ્મણોએ બ્રહ્માજીની પ્રાર્થના કરી બ્રહ્માજી પ્રસન્ન થયા બ્રાહ્મણોએ બ્રહ્માજીનુ સ્મારક સ્થાપવાની રજા મેગવી બ્રહ્માજીએ ખુશી થઈને છૂટ આપી

બ્રહ્મક્ષેત્રમા એ પ્રમગે અખૂટ સપત્તિ હતી નગર આબાદ થયુ હતું વેપાર–વિદ્યા–કળા હુન્નર જમ્યા હતા ગગનચુબી મહેલો બધાઈ ગયા હતાં વાવ–કુવા અને તળાવો બધાયા હતા બાગ–બગિચા અને ઉપરનો ખાક પૈક હતા

એ અરસામાં બ્રહ્માજીનું ભવ્ય-મંદિર બંધાયું હશે ! ભારે શિલ્પીઓએ સુંદર કોતરકામ કર્યું હશે !! અને દેવાલયની ઘટના કરી હશે. તેનો ચોમેર વિસ્તાર હશે !! વચ્ચે દેવાલયમાં બ્રહ્માજી અને આજુબાજુ સાવિત્રી અને ગાયત્રિની મૂર્તિઓ સ્થપાઇ હશે. હંસ દેવાલયમાં સભામંડપમાં યોજ્યો હશે.

હાલમાં પણ **એ પ્રચંડ મૂર્તિ દર્શન આપી રહી છે.** મૂર્તિ ચારવાર બદલવી પડી અને તે જુદાં જુદાં મુખોવાળી હતી. તે સંકેતનો અર્થ પણ સમજાય તેવો છે. અને તેનું વિસ્તાર સાથે વ્યાખ્યાન મૂળ ગ્રંથમાં પૃ૪ ૨૬ થી ૨૮ માં તથા "પુરાતન બ્રહ્મક્ષેત્રમાં" **પરીચય પરીચ્છેદ** પૃ૦ ૮ થી ૯ માં આવી ગયું છે.

## દેવતાઓના પરિક્ષક ભાર્ગવ મુનિ

અધ્યાય છઠ્ઠો—

(૧) સ્વર્ગમાં સભા, વાદવિવાદ, ત્રણદેવોના પરીક્ષક ભાર્ગવમુનિની નિમણુક.

(૨) ભગવાન્ વિષ્ણુ તરફ ભારે અવિનય.

(૩) ભૃગુનો પશ્ચાતાપ, બ્રહ્માજીને વિનંતિ, શુદ્ધિમાટે બ્રહ્મક્ષેત્રમાં જવાની સલાહ.

ઉપરોક્ત ત્રણ મુદ્દા તપાસવા જેવા છે. એ વિશેની બીના એવી જણાય છે કે-પૂર્વે સ્વર્ગમાં સભા થએલી. **સુમેરૂ પર્વતના ઉચ્ચ પ્રદેશોને** પુરાણો સ્વર્ગ કહે છે. હાલના સંશોધકો **તેને પામેરની પર્વતમાલા** કહે છે. ઉત્તર ધ્રુવના પ્રદેશોમાં દેવતાઓની સભા હતી. × × સભામાં મંવાદ શરૂ થયો. મંવાદ ત્રણ દેવાધિદેવોના વિશયનો હતો.

## એ ત્રણ દેવો કયા વારૂ ?

એ ત્રણ દેવો પૈકી (૧) બ્રહ્મદેવ (૨) શ્રી. વિષ્ણુ ભગવાન (૩) અને ત્રીજા મહાદેવજી. તે પૈકી પહેલા **સંસ્કૃતિ સર્જક.** બીજા **સંસ્કૃતિ પાલક,** અને ત્રીજા **સંસ્કૃતિના વિકાસક છે,**

સર્જનનાં તત્ત્વો અને શક્તિસામર્થ્ય પહેલાદેવમાંથી મેળવી શકાય છે ! પાલક તરીકેની ખૂબીયો ભગવાન વિષ્ણુના અનંત ગુણ અને શીલમાંથી મેળવી શકાય છે. અને વિકાસ પદ્ધતિનું શિક્ષણ, શ્રીશિવજીભગવાન પાસેથી મળી શકે છે.

સંસ્કૃતિ સર્જક (બ્રહ્માજી)માં રહેલા નિર્દોપ અને વ્યાપક ગુણોને જે ઓળખી શકે છે અને પોતાનામાં ધારણ કરી શકે છે, તે વ્યક્તિ અગર સમૂહ-સમાજ (રાષ્ટ્ર)ની સંસ્કૃતિનો નિર્માતા બની શકે છે.

સંસ્કૃતિ પાલક પ્રભુમહાવિષ્ણુમાં રહેલા દિવ્યગુણો જે ઉપાસક મેળવી

શકે છે, અને પોતાનામાં ધારણ કરી શકે છે, તે વ્યક્તિ અગર સમાજ રાષ્ટ્રની સંસ્કૃતિના પાલક તરીકેની અમરકીર્તિને વરે છે.

વિકાસકપ્રભુમહાદેવજીમાં રહેલાં વિકાસનાં લક્ષણ અને તેની જીર્ણમાંથી નવજીવન બનાવવાની ક્રિયાઓ જેઓ સમજી, ધારણ કરી રાષ્ટ્રનું કાર્યવહન કરે છે તે-મહેશની કીર્તિને વરે છે.

સર્જકબ્રહ્મ (નિરાકૃતિ) છતાં વિશ્વકલ્યાણના હેતુથી બ્રહ્મા (સાકૃતિ) બને છે, એવાં સર્જનોમાં આગેવાન બને છે તેથી એ પિતા તરીકેની યોગ્યતા મેળવે છે. પ્રગતિ પ્રીય ઋષિઓની વ્યાપક પ્રગતિનો પ્રેરક બને છે, તેથી તે આદ્યઋષિ-મહર્ષિ તરીકે લેખાય છે. એવાં વિચારસૂત્રોનો એ સંચાલક હોવાથી એ સૂત્રાત્મા ગણાય છે. વિશ્વની વ્યક્તિ, વ્યક્તિમાં રહેલા જીવોની દિવ્ય જ્યોતિઓ પોતાના આત્મામાં સંગ્રહે છે. તેથી એ જ્યોતિમય-હિરણ્યગર્ભ નામે ઓળખાય છે.

એમ છતાં પ્રાણીઓનો એ ભાગ્યસૃષ્ટા બને છે. તેના વિશાળ ગુણો સહેલા બનાવે છે. તેના ઉપાસક, સર્વ સામાન્ય વ્યક્તિમાં સાધારણ બને છે. લોકોના વ્યવહારમાં લોકોના જેવો વ્યવહારકરતો જણાય છે. એ તેનું સર્જક તરીકેનું વિશેષ મહત્વ છે.

સંસ્કૃતિ પાલકનું તત્વ વ્યાપક છે. તેના ઉદાર ગુણો વ્યાપક છે. તેનાં પવિત્ર કર્મો વ્યાપક છે. એમ સઘળી રીતે વ્યાપક છે. ગુણાતીત્ છે-નિર્ગુણ છે-નિરાકાર છે-દ્રષ્ટા અને સર્વ સાક્ષી છે, એમ છતાં ગુણવાન્-ક્રિયાવાન્-અને નામ તથા રૂપવાળો-મહાવિષ્ણુ તરીકે ઓળખાય છે.

એમ હોવાનું કારણ તેનાથી થતો વિશ્વનો વ્યવહાર તટસ્થ પણે છે. તેના અનંત ગુણોનો પ્રભાવ તેના નામ રૂપમાં તેને સાકૃતિ દાખવે છે. એ દેવ-દાનવ અને માનવ વિગેરેનો સ્વભાવ પારખે છે. તેમની વિવિધ સંસ્કૃતિના પાલન સમયે તેમના સમાજમાં એ મહાવિષ્ણુના ગુણો વારવાર અવતરતા રહે છે. એવાં ભિન્ન અવતરણ તેના જન્મ અથવા અવતારો તરીકે લેખાય છે.

જેને જેવો જોઇએ તેવો તે બનેલો દેખાય છે. અને તેના ગુણોના અવતરણ દ્વારા પ્રકાશતો-પ્રત્યક્ષ થતો દેખાય છે. તેમાં તેની વિશેષ મહત્તા સમાયેલી જણાઇ આવે છે.

સંસ્કૃતિવિકાસકનું તત્વ સંહારક છે. જુનું-સડેલું-બગડેલું-આઘાત પામેલું-ઘર્ષણમાં આવેલું, એવું પ્રાણી કે પદાર્થ હરકોઈ હોય! તેનો તે સંહાર કરતો રહે છે. એ સંહાર તેનો નાશક નથી હોતો. એ સંહાર તેનો વિકાસક હોય છે. તત્વના સ્થૂલ વિકારને એ દૂર કરે છે. તત્વમાંથી નવા નિપજતા

દ્રવ્યવિકાર વિકાસમાં મૂકે છે. સૃષ્ટિના પ્રલય–મહાપ્રલય, દ્રવ્યમાંથી અદ્રશ્યમાં લીન કરે છે. અને તેના અંતરમાથી તે વિકાસને દ્રવ્ય રૂપમાં મૂકે છે. પરાજીત વ્યવહારમાં વિજયશક્તિ પેદા કરે છે. અને વિજયના અતિરેકમાં પરાજયનું તત્વ પેદા કરે છે. એમ તેની સહારકશક્તિ વિકાસના હેતુરૂપ છે.

એ શિવશક્તિને (મગલમય શક્તિને) જે ઓળખે છે અને તેનું આરાધન કરવા તેમાં રહેલા અનેક શુભ ગુણો અને તેને કેળવવાની કળાઓ શિખે છે! તે મહેશ બની શકે!! એવા ઉપાસકજનોમાં ઉપાસક–સાધારણ માનવ જેવો એ પ્રગટે છે. અને ઉપાસકની ઇચ્છા મુજબ હરકોઈના રૂપમા તેને પ્રત્યક્ષ થતો રહે છે એ તેનું મહત્વ છે.

એ સર્જક–પાલક અને વિકાસક મહાનપુરૂષો–પુર્ણપુરૂષો પરમેશ્વરના પ્રતિનિધિ તરીકે ઓળખાતા આવ્યા છે. એ યુગપુરૂષો કે યુગાવતાર પુરૂષો ગણાય છે. પ્રત્યેક યુગમાં સંસ્કૃતિના પડતીના સમયે રક્ષણ કરવા તત્પર રહે છે. સંસ્કૃતિના ધ્વસના પ્રસગે સૃષ્ટા બને છે. અને જીર્ણતાના પ્રસંગે વિકાસ કરવા તત્પર રહે છે. તેમનામાથી ગુણોનો પ્રવાહ વહેતો રહ્યો છે. તેમના ગુણસકીર્તનથી સકીર્તન કરનારમાં એ ગુણોના સુંદર ભાવો પેદા થાય છે. વધારે સેવનથી તેમના આત્માઓ ઉપાસકના આત્મામાં મનશ્ચક્ષુ આગળ ખડા થાય છે. પરમેશ્વરનુ ત્રિવિધ કાર્ય એ રીતે પાર પડતુ રહે છે.

એ પ્રમાણે સભામાં વ્યાખ્યાનો થયાં હશે!! એ વ્યાખ્યાનોથી ત્રણ પક્ષ ઉભા થયા હશે!! ત્રણ પક્ષનું સમાધાન કરવાની જરૂર પડી હશે!! ત્રણ દેવો પૈકી વર્તમાન વ્યવહારમાં–વ્યક્તિગતસામાન્ય વ્યવહારમાં વધારે ઉપયોગી કોનુ અરાધન ઈષ્ટ છે! એ તેનો સાર નિકળ્યો હશે. એ જાણવા–જોવા–તપાસવા ભાર્ગવ ઋષિનો નીમ થયો હશે!

## ભાર્ગવનું ભ્રમણ

ભાર્ગવ, બ્રહ્માજીપાસે ગયા, રીતસરનો વિનય ન દાખવવાથી સર્જક બ્રહ્મા નારાજ થયા. વિકાસકદેવપાસે ગયા!! ત્યાં પણ તેમજ થયુ!! છતાં પાલકશક્તિ સહનશીલ હોવાથી તેણે લાતનો પ્રહાર ખમ્યો.

જેને ઉન્નતિ કરવી હોય! સીમા નિભવુ હોય! મગલ કરવુ હોય!! અને જાતની કે જગતની ઉન્નતિ કરવી હોવ!! તો તેને અનેક લાતો સહન કરવાની જરૂર ગણાય! લાત મારનારનો ય શુભ હેતુ હોય! વિશ્વમગળના કામમાં થતા એ મત–અપમાન–અઘાત–પ્રત્યાઘાત સહેવામાં જ ઉત્તમતા છે.

આખરનો નિર્ણય ભાર્ગવ ઋષિએ જાહેર કર્યો, પણ ભૃગુને જાતના

તેવા નામથી લાગણી પેદા થઈ અને એ થયેલુ પાપ યા દોષમાથી શુદ્ધ થવા બ્રહ્માજીની પ્રાર્થના કરી બ્રહ્માજીએ બ્રહ્મક્ષેત્રમાં જઈ શુદ્ધિ સમારભ કરવા જણાવ્યુ

## પાંચમા શિરનું પાપ!

**અધ્યાય સાતમો**

(૧) શીવજીએ કરેલો બ્રહ્માજીના પાચમા મસ્તકનો નાશ
(૨) પાપની શુદ્ધિ

ઉપરોકત બે મુદ્દાઓનો આશય એ જણાય છે કે–મનુષ્ય તેના નિભાવ પુરતો વ્યવહાર કરે છે તેથી તેનુ એકમુખ દેખાય છે, પણ જે વ્યવહાર અને પરમાર્થના કામ કરનાર હોય છે।। તેને ચોતરફ મુખ પ્રગટ કરવાની જરૂર પડે છે ચારેતરફ તેને જાળવવાનુ રહે છે ભગવાન બ્રહ્માજી સર્જક છે સર્જનોના વિધાતા છે તેથી તેમને ચોતરફ મુખ છે અને પાચમુ ઉંચુ મુખ છે જે ઉર્ધ્વમુખ ગણાય છે ચોતરફ જાળવવામા પ્રસગવશાત્ ઉચે મુખે જોવુ પડે છે સામાન્ય પ્રલાપથી વાત ઉડાવી દેવી પડે છે બ્રહ્માજીને પણ તેમ કરવુ પડતુ હશે

## શિવજીને એ પસંદ પડયુ નહીં

શિવજીએ વિચાર કર્યો કે–સૃષ્ટિના સર્જન કરનારને ઉંચુ જોવુ ઘટે નહીં।। તેથી પાચમુ ઉર્ધ્વજોવાનુ મુખ નષ્ટ કર્યું।। પણ એમ કરવાથી સર્જનને અગે ભારે દુ ખ થવા લાગ્યુ શિવજીની ખ્યાલમા એ વાત ઉતરી પસ્તાવો થયો। એ દોષ દૂર કરવા વિચાર્યું। બ્રહ્મક્ષેત્રમા આવ્યા। અને બ્રહ્માના શિરોચ્છેદની લાગેલી હત્યા દૂર થઈ

શિવજીએ શુદ્ધિસમારભ કર્યો હતો તપ કર્યું અને શાતિ મેળવી

અધ્યાય આઠમાથી તે અગીઆરમા સુધીના ગરૂડ પિંગલના આખ્યાન અને તેનું વિવેચન વિસ્તાર સાથે મુળ ગ્રથમા આવી ગયુ છે બ્રહ્મક્ષેત્ર મહાત્મ્યમા પૃ૦ ૪૮ થી પૃ ૫૪ સુધી કથાના રૂપમા અને ઐતિહાસિક દ્રષ્ટિએ વિવેચન પુ૦ બ્ર૦ ક્ષે૦ મા પૃ ૬૫ મા છે

**અધ્યાય બારમામા** સૂર્યવશી જનમેજય રાજાની બીના છે તે પરથી જણાય છે કે–બ્રહ્મક્ષેત્રમા ઋષિમુનિયો ત્રિકાળજ્ઞાની હતા અને વેદ–શાસ્ત્રોમા પારગત હતા

**તેરમા તથા ચૌદમા અધ્યાયમા**–અવતિના શ્રુતદેવ બ્રાહ્મણની બીના આશ્ચર્ય કારક છે અચાનક તેનું મરણ થાય છે છોકરો અને છોકરી રઝળે

છે એકમેકથી છુટા પડે છે દૃગ્પ્રદેશોમા નિકળી પડે છે તેમનો કોઇ પાલક બ્રાહ્મણ હોય છે તેને ત્યા મોટી ઉમરે ભેળા થાય છે બન્નેને આશ્રય મળે છે પાલક બ્રાહ્મણ તે બન્નેનું લગ્ન કરવા તૈયાર થાય છે એ પાપનો દોરા બ્રહ્મક્ષેત્રમા જવાથી મટે છે, અને અવગતિ પામેલા શ્રુતદેવ અને તેની સ્ત્રીની સદ્ગતિ થાય છે

એ ઉપરથી જણાય છે કે અવગતિમાથી બચાવી સદ્ગતી તરફ વાળનાર મહાનુભાવ ઋષિઓ બ્રહ્મક્ષેત્રમા હતા અને તેમના પવિત્ર સ્થાનો પણ હતા હાલ તેના અવશેષો મોજુદ છે

**ચૌદમા અધ્યાયમા**—ભગવાનરામચન્દ્રજીની શુદ્ધિનુ વર્ણન છે રાવણ વધવી થએનેદોષ આ બ્રહ્મક્ષેત્રમા નાશ પામ્યો છે ભગવાન રામચન્દ્રજીએ પણ શુદ્ધિ સમારભ ભારે ઠાઠથી કર્યો હશે ! અને ભારતીય પ્રજાએ તેમા સુન્દર ભાગ લીધો હશે

**પદરમા તથા સોળમા અધ્યાયમા** ભાર્ગવ ઋષિનો શુદ્ધિસમારભ થયાનુ વર્ણન છે તેમણે ભારે તપ કરી પોતાની આત્મશુદ્ધિ કરી લીધેલી છે

**સત્તરમા અધ્યાયમા—આધાભવાની અ બામાતાના પ્રાગટ્યનુ** વિસ્તાર સાથે વર્ણન છે અને અઢારમા અધ્યાયમા ક્ષેત્રનો મહિમા વર્ણવ્યો છે

ઉપર મુજબ મહત્વનો પુરાનો ઇતિહાસમા બ્રહ્મક્ષેત્ર મહાત્મ્યમા ગુથાએલો છે આર્યોનો પ્રાચીનકાળ કેવો ઉજ્જવલ હતો ઋષિમુનિયો કેના તપસ્વી હતા દેશહિત માટે કેની લાગણી ધરાવતા લોકોત્તર કાર્યો કરવામા કેસા તત્પર હતા દેવતાઓ સાથે માનવોનો કેવો ઘાડ સબધ હતો તે પણ જણાઇ આવે છે

પૃથ્વીની સપાટી પરના માનવો સાથે તથા સ્વર્ગીય દેવતાઓ સાથે કેવો વ્યવહાર હતો ઉત્તર ધ્રુવ તરફ જવા આવવાના કેવા માર્ગો ખુલ્લા હતા અને કેટલો સુદર સબધ હતો તેનો આ પુસ્તકથી ખ્યાલ આવે છે

પવિત્ર ભાવના—ઉજ્વલ ધર્મકર્મ—શુદ્ધ વ્યવહાર—અને પ્રગતિના પથો કેટલા શ્રેષ્ટ હતા તે આ પરથી સમજાઇ આવે છે

એ પ્રમાણે માહાત્મ્ય "ના લેખકે સસ્કૃતિની દૃષ્ટિએ ઇતિહાસ (પ્રાચીન) લખ્યો છે પ્રાચીન ભારત, સસ્કૃતિપ્રિય હતુ તેનુ દૃષ્ટિબિન્દુ, કેવળ, રાજકીય ઇતિહાસ તરફ નહોતુ અથવા કેવળ, સામાજીક વૃત્તાતો તરફ પણ નહોતુ પરતુ સસ્કૃતિના સર્જક રાજવરો તરફ હતુ સસ્કૃતિ રક્ષક ધાર્મિક પુરૂષો તરફ હતુ અને સસ્કૃતિ વિકાસક સમાજના વીર પુરૂષો તરફ હતું

બ્રહ્મક્ષેત્રની ભૂમિ પર એવા સંસ્કૃતિ સર્જક–બ્રાહ્મણો થયા!! સંસ્કૃતિ રક્ષક, ક્ષત્રિય વીરો થયા!! સંસ્કૃતિના ઉત્તેજક–વૈશ્યો થયા!! તથા સંસ્કૃતિ દિપાવનાર કળાકારો થયા!! અને સસ્કૃતિના વિકાસક સામાજીક વીરો થયા!! એવા અનેક સત્ પુરૂષોનો મહિમા તાજો રાખવા–"**બ્રહ્મક્ષેત્ર માહાત્મ્ય**" **નામે ગ્રંથ લખ્યો છે.**

## પ્રાચીન ભારતનું લક્ષ્ય!

*પ્રાચીન ભારતવર્ષનું લક્ષ્ય–વરા–અનુવશના ચરિત્રો લખવામા* અને સંઘરવામા હતુ!! તેના કરતાય વધારે ને વધારે **સંસ્કૃતિના ઇતિહાસ તરફ** હોવાનું ઉપરોક્ત કૃતિ ઉપરથી સ્પષ્ટ જણાઇ આવે છે. અને એવી કૃતિના ઉત્પાદક મહર્ષિ વ્યાસ ભગવાન હોવાથી "**મહાત્મ્યના કર્તાઓ**" તેની દિવ્ય કૃતિનુ અર્પણ અથવા અગ્રમાન પૌરાણિક શ્રી વ્યાસ ભગવાન તરફ કરેલુ છે. તેમા એ કર્તાનુ વ્યક્તિગત નામ વ્યાપક બની ગયુ છે. અને **લોક સંગ્રહકારક થઈ પડવાથી** તેમની છૂપી સેવા જગજાહેર થઈ, સૌને આનંદકારદાયક થઈ પડી છે. **ધન્ય એ માહાત્મ્યના લેખકને!!**

## હજાર વાર ધન્ય!!

એ માહાત્મ્યના લેખકને હજાર વાર ધન્યવાદ ઘટે છે. જેમણે પ્રાચીન બ્રહ્મક્ષેત્રની ભૂમિપર થઇ ગએલા ભગવાન બ્રહ્માજીથી માંડી સૂર્યવંશી રાજા જનમેજય સુધીની અને ભાર્ગવના તપ સુધીની સંસ્કૃતિ બતાવી આપી છે. અને તેમનાં આદર્શભૂત, ધર્મ–નીતિ અને સમાજની રક્ષાના વિવિધ વૃત્તાંત ગ્રંથર્યા છે તેને અંગે તેમની સારી નરસી સવળી બાજુએ બતાવવા ચૂકયા નથી.

## સુંદર નામ પાડેલું છે!

આહા!! માહાત્મ્ય શબ્દ કેવો સુંદર ભાવ સૂચવે છે. માહાત્માઓના ઉચ્ચભાવો તેમાં સૂચવી રહ્યો છે. ઇતિવૃત્ત યાને બનેલી બીનાઓને જણાવનાર ઇતિહાસવાચક શબ્દ કરતા માહાત્મ્ય વાચક શબ્દ કેટલો સુંદર ભાવવાહી લાગે છે. એ ગ્રંથના લેખકની ભારે ચતુરાઈ જણાઈ આવે છે.

## છુપી સેવા!

ગ્રંથના લેખક તરીકેનું નામ નહી આપવામાં તેમનો ઉચ્ચભાવ, નિ:સ્પૃહતા, લોકસંગ્રહ કરતા છતા અકર્તાપણુ અને એમ છતા ધર્મની એ શૈલી આપણી દ્રષ્ટીએ સ્પષ્ટ તરી આવે છે. વળી ઇતિહાસનુ વહેણ, ધારાબદ્ધ સચવાતું રહ્યુ છે. એ તેનો મહાન્ ઉપકાર છે. એ છૂપી સેવા વખાણવાપાત્ર કેમ ન ગણાય!!

## એ દૃષ્ટિએ પુરાણોનું મહત્વ !

એવી દષ્ટીએ આપણે જોઈએ તો ! પુરાણોનું મહત્વ લક્ષ્યમા આવે છે પછી પુરાણોની ઉપેક્ષા કરવાની વૃત્તિ દૂર થાય છે પુરાણો તરફ સદ્‌ભાવ પેદા થાય છે અને એવો સદ્‌ભાવ અથવા એવી શ્રદ્ધાથી પુરાણોના વૃત્તાંતોની ચિકિત્સા કરવામા આવે તો પુરાણો તેના પ્રત્યેક યુગની અને તેના પ્રાચીન યુગોની સસ્કૃતિ દાખવવા ઉપકારક થઈ પડે !!

એ પ્રાચીન યુગો અને યુગાતરોની સસ્કૃતિના ઇતિહાસ સમીક્ષાથી અને સશોધનથી લખાય !! તેમજ અર્વાચીન ઇતિહાસ તેની સામેન રખાય તો આર્યોના ઇતિહાસની સીડી (નિસરણી) છેક સ્વર્ગ સુધી બધાઈ જાય તેમ છે અને વચ્ચે નષ્ટ થએલો સ્વર્ગીય સબધ પુન ચાલુ થાય તેમ છે,

## અર્વાચીન ઇતિહાસની રક્ષા

વિચાર થાય છે કે-અર્વાચીન ઇતિહાસની રક્ષા પુરાણ પદ્ધતિથીજ થઈ શકશે-વિદ્યમાન ઇતિહાસો જોતા એ ભાવનાથી રહિત કેવળ શુષ્ક લાગે છે લઢાઈ-ટટાના-પરસ્પરના વેરભાવના ઇતિહાસ ક્યાથી લાભદાયક થઈ પડે !!

ઇતિહાસના પાત્રોમા રહેલા સદ્‌ગુણોના મહત્વનું વર્ણન ન હોય ! ! તેમના ધર્મ નીતિના તત્વોનું વર્ણન ન હોય !! તેમનો આસ્તીક વિચારોનુ ધ્યાન થતુ હોય !! તો એના ઇતિહાસ હતા નહોતા થઈ જતા શી વાર લાગશે ! ! પુરાણોની પદ્ધતિમાથી ઉપયોગી શૈલીનો સ્વીકાર કરવો અવશ્યક શા માટે ન ગણાય !! આ વાત વિચારવાનુ કામ ઇતિહાસના ધુરધર વિદ્વાનોનું છે મે તો મારી સ્વલ્પ મતિ પૂર્વક નિવેદન કર્યુ છે

## એ પ્રાચીન પવિત્ર ક્ષેત્ર

એ પ્રાચીન પવિત્ર ક્ષેત્રનું પુરાતત્વ લક્ષ્યમા આવવા માટે હાલની ખેડની સ્થીતિમા પ્રવેશ કરવા ! પ્રવેશ પરિચ્છેદ રાખ્યો છે અને તેના પ્રાચીન યુગના વૃત્તાન્તોનો પરિચય કરાવવા પરિચય પરિચ્છેદ" આલેખ્યો છે એ આખ્યાયિકાના કાળ નક્કી કરવા કાલ નીર્ણય પરિચ્છેદ રાખ્યો છે અને તેને અગે પૌર્વાત્ય અને પાશ્ચાત્ય વિદ્વાનોના મત રજુ કર્યા છે તે મતોના સમીકરણ અને નીરાકરણ કરવા મારા સ્વલ્પ વિચારો રજુ કર્યા છે અને ખેડની પ્રાચીનતા સિદ્ધ કરવા તરફ વલણ બતાવ્યુ છે ત્યાં પછી ઇતિહાસ પરિચ્છેદ શરૂ કર્યો છે તેમા તેના કાળ પરત્વે જુદા જુદા પેટા વિભાગો બતાવ્યા છે તેને અગે બ્રહ્મક્ષેત્રની ચઢતી પડતીના ફેરાની બીનાઓ રજુ કરી છે અને આખરે હાલમા તેના અભ્યુદયના કારણ બતાવી પરિચ્છેદ સમાપ્ત કર્યો છે

આવા સાસ્કૃતિક ઇતિહાસની આવશ્યકતાનુ ધ્યાન કરાવવા ઉપક્રમ

લખ્યો છે અને બ્રહ્મક્ષેત્ર માહાત્મ્યનો આશય લક્ષ્યમા આવવા ઉપસહારની પદ્ધતિએ ગ્રથનો ટુકમા સાર સૂચવ્યો છે

**એક ગુપ્ત વિચાર**

આ પુસ્તક લખ્યુ ! તેની પ્રેસ કોપીઓ તૈયાર કરી ! પ્રેસમા છપાઇ ! તેના પ્રત્યેક ફરમા આવ્યા ! એમ સમગ્ર પુસ્તક તૈયાર થયુ ! જોઈ નિરાત વળી ! પણ તેમા મને ગુપ્ત વિચાર આવ્યો

' મે આલેખેલુ હુ હવે કોને બતાવુ ? તેનુ હૃદય હુ કોના આગળ રજુ કરૂ ! ! આવા વિચારો આવવા લાગ્યા

**ગુપ્ત વિચારનો ઉકેલ !**

વિચાર આવ્યો કે **આપણા રાજ્યમાં આર્કીયોલોજીનુ** ખાતુ છે ! તેમા તેના **નિષ્ણાત વિદ્વાન અધિકારી** કામ ચલાવી રહ્યા છે આ વિષયના ભારે રસિક છે લાવ ! ! ત્યારે તેઓશ્રીને વચાવુ ! ! ! આમ ધાર્યું વાચના વિનતી કરી ! તેઓશ્રીએ પ્રેમથી સ્વીકારી ! ગ્રથ વાચ્યો અને વાચી તૂર્તજ ભારે સતોષ વ્યક્ત કર્યો

**ઈડર રાજ્યના મહોદય વિદ્યાધિકારી**

ઇડર રાજ્યના મહોદય **વિદ્યાધિકારી સાહેબ મે પી એ ઈનામદાર સાહેબ** છે તેઓ **ઈડર રાજ્યના પુરાતત્વ ખાતાના ઑફીસર** છે જાગીરદાર હોવાથી **ઇનામદાર તરીકે ઓળખાય છે જાગતીક કેલવણી પરીષદના મેમ્બર હોવાથી** નામીચા નામદાર છે **સાયન્સના એમ એ** છતા વિવિધ વિદ્યાકળાના ભારે ઉપાસક છે **મહારાષ્ટ્રી હોવાથી આર્યસસ્કૃતિના સ્વાભિમાની** છે વિદ્યા-કળા-હુનર-ઉદ્યોગ એમ મનુષ્ય તરીકે સઘળા ઉચ્ચ ગુણો વડે કેળવણીની ભારે ધગશ સેવે છે એ પ્રમાણે **નામદાર ઇનામદાર** અને **સસ્કૃતિના પુરસ્કર્તા કર્મયોગી** છતાં તેમનામા સમાનભાવ-સરળતા-ભાવના-શ્રદ્ધા-ચિકિત્સા-આદિ સદ્‌ગુણોથી મારૂ મન આકર્ષાયુ અને તેઓશ્રીને આ પુસ્તકની પ્રસ્તાવના લખવા વિનતી કરી તેમણે ગ્રથને તપાસી ! તેનું હૃદય પારખી ! **ઉદબોધક શબ્દોમાં સુદર પ્રસ્તાવના** ટુકમા પણ વિશાળ ભાવોથી ભરેલી લખી આપી છે તે વાચકોની સમક્ષ રજુ કરવા આ પુસ્તકની શરૂઆતમા સામેલ રાખી છે તેમજ આ પુસ્તકમા મૂકવા **શિલાલેખની નકલ તથા ઉપયોગી ચિત્રોના બ્લોકો** વગેરે આપી મારી પ્રગતિને ઉત્તેજન આપ્યુ છે તે માટે **તેઓશ્રીનો હુ અત્યંત આભારી છું**

વળી જે જે સજ્જનોએ મને આ પુસ્તક વિશે સહૃદયભાવથી અભિપ્રાયો આપ્યા છે તે **સઘળા સજ્જનોનો હું આભારી છુ**

પરિશિષ્ટ ચોથું

( अथ श्री ब्रह्मपुराणान्तर्गत )

# ब्रह्मक्षेत्र-माहात्म्य

અઢાર અધ્યાય-સંસ્કૃત શ્લોકમાં

તેનું

ગુજરાતિમાં ભાવાર્થદ્યોતિની

ટીકામાં

સરળ ભાષાંતર


પ્રયોજક—પ્રકાશક

**ગણુપતિશંકર જયશંકર શાસ્ત્રી**

વડાલી—ઈડરસ્ટેટ.

( એ. પી. રેલ્વે )



આવૃત્તિ બીજી ( સુધારા-વધારા સાથે )

સંવત ૧૯૯૪ ઈ૦ સ૦ ૧૯૩૮

# બ્રહ્મક્ષેત્ર–માહાત્મ્ય

## ની

## અનુક્રમણિકા

---

### અધ્યાય પહેલો



### ( અધ્યાય બીજો )

——o——

ॐ

( अथ श्री ब्रह्मपुराणान्तर्गत )

# ब्रह्मक्षेत्र-माहात्म्य-प्रारंभः।

प्रथमोऽध्यायः

## ( मंगलाचरणं )

सत्यं तारकतत्त्वमोमिदमणुं स्थूलंचतुष्पादकं ।
जाग्रत् स्वप्नसुषुप्तिगं स्मृतिवशाद्विश्वाद्यतीतंविभुम् ॥
भ्रूनासाग्र उपास्यमानममरैः स्तुत्यं तुरीयात्मकम् ।
भक्तानुग्रहविग्रहं कमलजं देवं भजेऽहंविधिम् ॥१॥
निर्मलं सच्चिदानन्दं निर्गुणंनिष्क्रियंविभुम् ।
व्यापकं निष्कलंशान्तंभजेऽहमद्वयंविधिम् ॥२॥
ध्यानार्थं निर्गुणः सोऽपि सगुणो मूर्त्तिमानप्रभुः ।
जातोप्रार्थनयाभक्तलोकानां चतुराननः ॥३॥

---

## અધ્યાય ૧ લો.

મંગલાચરણ

ભાવાર્થ—પરબ્રહ્મને નમસ્કાર!! જે સત્ય સ્વરૂપ છે. સસારનું તારક તત્વ છે. ૐ એવું જેનુ પવિત્ર નામ છે. સૂક્ષ્મમાં સૂક્ષ્મ અણુરૂપે છે. અને મોટામાં મોટું મહાન્ છે. જે ચાર વિભાગમાં ઓળખાય છે. જાગૃત-સ્વપ્ન અને સુષુપ્તિમા જેની પ્રતીતિ છે. જ્ઞાનદશામાં વિશ્વ-તૈજસ અને પ્રાજ્ઞથી પર જણાય છે. જેનું તુરીયસ્વરૂપ દેવતાઓ ઉપાસે છે. નાસાગ્ર દ્રષ્ટિથી એકાગ્ર બની જેમાં લીન થાય છે. ભક્તોના અનુગ્રહ માટે જે સાકાર રૂપ ધરે છે. તે બ્રહ્મરૂપ ભગવાન બ્રહ્મદેવને મારૂં નમન હો!!! (૧)

જે પરમાત્મા નિર્મળ, નિર્ગુણ, નિષ્ક્રિય, સર્વસત્તાવાન્ અને સચ્ચિદાનંદરૂપ છે તથા સર્વમાં વ્યાપક નિરાકાર અને શાંત છે. તે અદ્વિતીય બ્રહ્મને હું ભજુ છું. તેને મારા પ્રણામ હો!! (૨)

જે પરમાત્મા નિર્ગુણ અને ચોતરફ મુખવાળો છતાં ઉપાસક-ભક્તોને ધ્યાન-પ્રાર્થના માટે સગુણ, મૂર્તિવાળો-ચાર મુખવાળો જણાય છે. તે બ્રહ્મદેવને મ્હારા પ્રણામ હો!! (૩)

येनेयं साकृतिः सृष्टा जन्तूनां कर्मजन्मनाम् ।
सृष्टिः सा विविधां रम्या स विधिः पातुनः सदा ॥४॥
शौनकउवाच–महात्मन् सूतजानासि शास्त्राणांसारमुत्तमम् ।
ब्रह्मक्षेत्रस्यमाहात्म्यं भवान् व्याख्यातुमर्हति ॥५॥
कीदृशंब्रह्मणः क्षेत्रं विद्यते पृथिवीतले ।
पुण्यदश्चकथंमोक्तं विधिना निर्मितंकथम् ॥६॥
शिवस्यवर्णितंधाम विष्णोश्चविदुषात्वया ।
ब्रह्मक्षेत्रस्यमाहात्म्यं श्रोतुंसमुत्सुकावयम् ॥७॥
सूतउवाच–साधुपृष्टंमहाबुद्धे ! लोकानां हितकारकम् ।
यच्छ्रुत्वामुच्यतेजन्तु रज्ञानभववंधनात् ॥८॥

---

જેણે અનેક કર્મ કરનારાં પ્રાણિઓમાટે વિચિત્ર, રમ્ય અને અનેક પ્રકારની નામરૂપાત્મક સૃષ્ટિ રચી છે. તે બ્રહ્મરૂપ ભગવાન મારૂં પાલન કરો! તેને મારા વારંવાર પ્રણામ હો!! (૪)

## અધ્યાય પહેલો

(સ્થળ–નૈમિષારણ્ય–બાર વર્ષનો સત્ર)
—શૌનકઋષિ અને સૂતપુરાણિકનો—

### સંવાદ!!

પ–રિ–ચ–ય.

શૌનકઋષિ ઋગ્વેદી છે। વેદોના સંપૂર્ણ અભ્યાસી છે. કર્મકાંડમાં નિપુણ છે. વેદવિદ્યાના પારંગત છે. અનેક ઋષિઓને બોલાવી યજ્ઞ ચલાવી રહ્યા છે. યજ્ઞનું ઋષિમંડળ પુરાણ–ઇતિહાસથી અજાણ્યું છે. તેથી ઈતિહાસ પુરાણ જાણવાની સૌને ઇચ્છા છે. ભારતનાં તીર્થસ્થાનો, ત્યાંની સંસ્કૃતિ અને મહિમા જાણવાની ઇચ્છા છે. ધારે છે કે કોઈ પુરાણનો વક્તા મળે તો ઠીક!!

### સૂતપુરાણિકનું આગમન!!

સૂતપુરાણિક ઇતિહાસ અને પુરાણના અભ્યાસી છે. તેમના પિતા ભારે વિદ્વાન હતા. મહર્ષિ વ્યાસ પાસે ઈતિહાસ પુરાણનું ઉચું જ્ઞાન મેળવ્યું હતું. સૂતપુરાણીએ તેમના પિતાજી પાસેથી સારો અભ્યાસ કર્યો હતો.

ૐ

**पृष्टवानसियत्प्रश्नं तत्पृष्टं शिवयाशिवम् ।**
**गुरुपरंपराप्राप्तं श्रृणुष्वगदतोमम ॥९॥**

પુરાણ–ઈતિહાસમાં વેદ અને શાસ્ત્રોનાં મૂળતત્વો સમાએલાં છે. દેવ–માનવ અને પ્રભાવશાલી અનેક વ્યક્તિઓનાં જીવનચરિત્રો અને વિશ્વવ્યાપી ઈતિહાસોની કથાઓ હોય છે. તેથી પુરાણ–ઈતિહાસના જાણનારનું ભારે મહત્વ હોય છે. એ દ્રષ્ટિએ સૂતપુરાણી માનપાત્ર છે. તેમનુ શુભ–આગમન શૌનકઋષિના સત્રમાં થયું. સૌ ઉભા થયા, સ્વાગત કર્યું. ઉચ્ચાસને–વ્યાસપીઠે બેસાડયા અને પ્રશ્ન પૂછવા લાગ્યા.

### કથાનો પ્રારંભ

શૌનક પૂછે છે કે—મહાત્મન્! તમે સર્વ શાસ્ત્રોના અભ્યાસી છો! તેનો સાર યાને રહસ્ય સારી પેઠે જાણો છો. બ્રહ્મપુરાણમાં બ્રહ્મક્ષેત્રનું માહાત્મ્ય સુંદર છે. તે અમને સંભળાવો! (૫)

એ બ્રહ્મક્ષેત્ર કેવું છે? કેવાં કેવાં કારણોથી એ પવિત્ર મનાય છે? કેમ વારૂ! ખુદ બ્રહ્માજીને તેની રચના કરવાની શી જરૂર પડી!! ખરે એ સત્યલોકની બ્રહ્મપુરી જેવું જ છે ને!! પૃથ્વી પર કંઈ તીર્થ–ક્ષેત્રો ઓછાં નથી! છતાં આ બ્રહ્મક્ષેત્ર બનાવવાની શી જરૂર પડી? (૬)

હે સૂત! તમે ભગવાન શંકરના ધામનું વર્ણન કર્યું છે! ભગવાન વિષ્ણુના સ્થાનનું વર્ણન કરેલુ! પણ બ્રહ્માજીના ક્ષેત્રનું વર્ણન સાંભળવામાં નથી. તો તે કૃપા કરી અમને કહો!! અમે સૌ સાંભળવા ઘણા આતુર છીએ!! (૭)

એ પ્રમાણે શૌનકઋષિનું પ્રશ્ન સાંભળ્યુ। પુરાણિક સૂતને આનંદ થયો! ઋષિઓને અભિનંદન આપ્યું। શ્રોતાઓનું હૃદય રસમય બનાવવા થોડોક વિવેક કર્યો! વખાણ કર્યા અને કથા શ્રવણ કરવા સૌ એકચિત્ત થાય તે માટે તેમની પ્રશંસા કરી જણાવ્યું કે—

હે બુદ્ધિમન્। તમારૂ પ્રશ્ન ઘણું સુંદર છે. લોકોનું હિત થાય તેવું છે. સંસારની વ્યવહારૂ ગૂંચ ઉકેલાય તેવુ છે. (૮)

હે બ્રહ્મન્! તમારા પ્રશ્ન જેવું પ્રશ્ન પૂર્વે કૈલાસમાં થયુ હતુ! સતી–પાર્વતીદેવીએ પ્રશ્ન કરેલું હતું। એ શિવજીને પ્રશ્ન કર્યું હતું. તે બાબતે સુંદર સંવાદ થયો હતો. એ સંવાદ ગુરુપરંપરાએ શ્રવણ કરેલો। એ સંવાદના બીજે હું તમને બ્રહ્મક્ષેત્રનો મહિમા તમારી સમક્ષ વર્ણવીશ. (૯)

शिवउवाच–यदाहिमालयेऽपर्णे ! विवाहः सम्बभूव मे ।
त्वयासहमहादेवि ! सुलग्ने शुभमध्यमे ॥१०॥
रूपंदृष्ट्वातदागौरि ! दिविपद्भिः समागतः ।
कामाविष्टः सुरज्येष्ठो वीर्य (तेज) भ्रष्टोबभूवह ॥११॥
स्वतेजो निर्गतंवीक्ष्यतेनलज्जान्वितो विधिः ।
आगत्याधोक्षजद्वारे तस्यवैशरणंगतः ॥१२॥
विधिरुवाच–देवदेवजगन्नाथ पातकं शृणुमेप्रभो !
सतींहैमवतींदृष्ट्वा तेजभंगोबभूवह ॥१३॥
तद्दोषेणविमुक्तोऽहं स्वस्वरूपात्करोमिकिम् ।
वेदेष्वप्यज्ञताजाता ममतेनैवकर्मणा ॥१४॥

---

### કૈલાસમાં થએલો–શિવ પાર્વતી સંવાદ !

શિવજી–સ્વામિની ! બ્રહ્મક્ષેત્રનો મહિમા સાંભળવા તમારી ઈચ્છા છે તો તે વિસ્તાર સાથે તમને કહીશ ! પૂર્વે તમારા પિતા રાજા હિમાચલે તમારા લગ્નનો ભારે સમારંભ કર્યો. તમારા સાથે મારી લગ્નવિધિનું કામ શરૂ કર્યું. તે પ્રસંગે શ્રી બ્રહ્માજી, ભગવાન વિષ્ણુ, ઈન્દ્રાદિ દેવો, સપ્તઋષિઓ અને સિદ્ધ–ચારણ–ગંધર્વો વિગેરે હાજર હતા.

મહામાયે ! એ પ્રસંગે તમોએ અલૌકિક રૂપ ધારણ કર્યું હતુ. એ રૂપને જોઈ જડચેતન મૂઢ બની ગયા હતા. દેવતા–ઋષિઓ આકર્ષાયા હતા. શ્રીવિષ્ણું વિસ્મય પામ્યા હતા. બ્રહ્માજી તો તેજોહીન થયા. તેમના સ્વરૂપની શુદ્ધિ રહી નહી. રજોગુણથી મન વ્યગ્ર થયું. તેમનું આત્મીય તેજ ખર્યું ! ! (૧૦–૧૧)

થોડીકવારમાં શુદ્ધિમાં આવ્યા ! મન સ્થિર થયું ! સ્વરૂપને અવલોકયું ! અને એકાગ્ર થયા. મહામાયાનો શો પ્રભાવ ! ખરે એ અચિંત્ય છે ! આશ્ચર્ય પામ્યા !

પશ્ચાત્તાપ થયો ! શરમિંદા થયા ! અને ત્યાથી સર્વે દેવતાઓ માથે વિદાય થયા. બ્રહ્માજી વિષ્ણુલોકમાં આવ્યા ! અને ભગવાનનું શરણ લીધું. (૧૨)

બ્રહ્માજી ભગવાનની સ્તુતિ કરવા લાગ્યા–જણાવ્યું કે–દેવાધિદેવ ! જગત્પાલક ! મારાથી પાપ થયું છે તે શ્રવણ કરો ! શિવજી અને પાર્વતીનો વિવાહનો પ્રસંગ હતો. દેવીએ માયિક રૂપ ધારણ કર્યું હતું. રૂપ અનુપમ અને આકર્ષક હતું. મારા અંત:કરણમાં વિક્ષેપ થયો. રૂપની અસર મને

अतस्तत्प्राप्तिकामाय वदमह्यंजनार्दन ।
किंकृत्वा प्राप्नुयांसर्वं निरस्तंयन्मयाविभो ॥१५॥
विष्णुरुवाच–पातकस्यविधानंतत् कुरुत्वमवनीतले ।
भारतेविग्नतेक्षेत्रं जम्बुद्वीपे च ह्युत्तमम् ॥१६॥
गत्वातत्रशिवंध्यात्वा द्विजान्वेदविशारदान् ।
आहूयसत्वरंसत्रं कुरुष्वमदनुज्ञया ॥१७॥
इति हरेर्वचः श्रुत्वा परमेष्ठी स्वात्मसिद्धये ।
आगत्यभूतले देवि ! सत्रं कर्तुं समुद्यतः ॥१८॥

---

હૃદયસ્પર્શી બની. માયાએ મારામાં પ્રવેશ કર્યો. અંતઃકરણમાં વિક્ષેપ થયો. અને મારૂં વીર્ય–તેજસ્ ખર્ચું. મન વ્યગ્ર બન્યું! અને આત્મસાક્ષાત્કાર મટ્યો. જો કે એ સઘળું એક પળવારમાં બન્યું.

તેને હું મારો દોષ સમજુ છું. એ લવ માત્ર દોષ પણ મ્હને ભારે થઈ પડયો છે. મારૂં શું કર્તવ્ય છે તેની શુદ્ધિ રહી નથી. સમાધિમાં અનુભવાતા વેદ અદ્રષ્ય થયા જેવા લાગે છે. બ્રહ્મદર્શનનો અભાવ માલુમ પડે છે. નિર્દોષ આનંદ મુશ્કેલીથી લેવાય છે. (૧૩–૧૪)

ભગવન્! એ પાપ જાય, શુદ્ધિ થાય, મન એકાગ્ર રહે. પ્રસંગવશાત્ થતી વ્યગ્રતા હમેશ માટે મટે. કર્તવ્ય કરવાની સ્ફુર્તિ કાયમ રહે. તેમ થવા કંઈ ઉપાય હોય તો બતાવો! જેનાથી નષ્ટ થએલું વીર્ય–બળ–તેજ અને બ્રહ્મસમાધિનો આનંદ પ્રાપ્ત થાય!! (૧૬)

બ્રહ્માજીની વિનંતી સાંભળી. ભગવાન કહે છે હે બ્રહ્મન્! પાપની શુદ્ધિ માટે સુંદર ઉપાય છે. એ ઉપાય જલદી કરો. પૃથ્વીના નવખંડોમાં ભરતખંડ ઉત્તમ છે. એ ખંડ જંબુદ્રીપમાં છે. ત્યાં એક ઉત્તમ ક્ષેત્ર છે.

ત્યાં તમે જાઓ! આત્મશુદ્ધિનો "સત્ર" આરંભો. પરમ શિવનું ધ્યાન કરો. મહર્ષિઓને બોલાવો. એ વેદ–વેદાંગ–વેદાંતના પારંગત મળી આવશે. તે તમને પ્રાયશ્ચિત્ત કરાવશે. એ વિધિવત્ કરજો. (૧૭)

શ્રી શંકર કહે છે હે પાર્વતી! એ પ્રમાણે બ્રહ્માજીએ ભગવાનની આજ્ઞા લીધી. મનની કામના પૂર્ણ કરવા માટે પૃથ્વીપરના એ ક્ષેત્રમાં આવ્યા. અને "સત્ર" કરવા વિચાર નક્કી કર્યો. (૧૮)

બ્રહ્માજીએ ભગવાન વિષ્ણુને, ભગવાન શંકરને, ઈન્દ્રાદિ દેવતાઓને આમંત્રણ આપ્યાં. ઋષિ મુનિઓને તેડાવ્યા. બ્રહ્મવાદી–યોગી અને તાપસ્

तत्राहमगमद्विष्णुः शक्राद्यादेवतास्तथा ।
आगताब्रह्मणासार्धं यत्रक्षेत्रं च पावनम् ॥१९॥
परिमीय ततः क्षेत्रं मुक्तिसाधनसिद्धिदं ।
योजनैक प्रमाणेन निर्मितं विश्वकर्मणा ॥२०॥
हेमदुर्गसमाविष्टं रम्यहर्म्यैः सुशोभितं ।
चतुर्विंशतिसंख्याभिः पुरद्वारैः समन्वितम् ॥२१॥
नगरस्योत्तरेभागे धनदोरक्षकः स्थितः ।
पूर्वेशक्रोयमोयाम्ये जलेचैवजलाधिपः ॥२२॥
आग्नेयामग्निरीशान ईशानोरक्षकोमरुत् ।
वायव्ये निर्ऋतिर्न्यस्तो नैर्ऋत्यां च दिशिक्रमात् ॥२३॥
ततोजलंविनिक्षिप्यभूतलेहि कमण्डलोः ।
उद्भाविता शुभागंगा मुक्तिदा परमेष्ठिना ॥२४॥

---

મહર્ષિઓને બોલાવ્યા. એ સમૂહ સઘળો એકત્ર થવા લાગ્યો. સિદ્ધ–ચારણ –ગંધર્વો આવ્યા. (૧૯)

મુક્તિના સાધનભૂત એ ક્ષેત્રમાં નગરની રચના કરવા વિચાર કર્યો. વિશ્વકર્માને આજ્ઞા કરી. આજ્ઞામુજબ એક યોજનના વિસ્તારમાં માપ કર્યું અને ત્યાં દૈવી નગરની રચના કરી. (૨૦)

'નગરની ચોતરફ સોનાનો કિલ્લો (કોટ) બનાવ્યો. તેમા ગગનચુંબી મકાનોની રચના કરી. કોટને ચોવીસ મોટા દરવાજા રાખ્યા. (૨૧)

નગરની રક્ષા માટે દસ દિક્પાલોનાં સ્થાન તૈયાર કર્યાં. પૂર્વદિશાએ ઈન્દ્રનું. પશ્ચિમમાં વરુણનું, દક્ષિણે યમનું અને ઉત્તરે કુબેરનું રાખ્યું. (૨૨)

અગ્નિકોણમા અગ્નિદેવનુ, ઈશાનમાં ઈશ–મહાદેવનું, વાયુકોણમાં વાયુદેવનું અને નૈર્ઋત્યકોણમાં નિર્ઋતિદેવનુ એ પ્રમાણે નગરની બધી બાજુએ રક્ષકો નિમ્યા. (૨૩)

બ્રહ્માજી એકાંતે બિરાજ્યા. ધ્યાનમગ્ન થયા. ગંગાજીનું આવાહન કર્યું. કમંડળ હાથમાં લીધું. પાણીની ધારા થઈ, પ્રવાહ વહેવા લાગ્યો. ગંગાજી પ્રગટ થયાં! એ પતિતપાવની ગંગાના દર્શનથી આનંદ થયો. (૨૪)

दशयोजनविस्तीर्णा हिरण्याख्यासुमंगला ।
स्मरणंकुर्वतां नृणां पापौघानांप्रणाशिनी ॥२५॥
कोटिजन्मकृतंपापं ब्रह्महत्यासमंशिवे ।
नश्यतिखलुतत्सर्वं गंगायाः स्मरणेन वै ॥२६॥
यस्यांस्नानेकृतेदेवि ! स्वप्नेनदृश्यतेयमः ।
श्राद्धेचैवकृतेतस्यां पितरोयांतिसद्गतिम् ॥२७॥
पितृहाभ्रूणहाचैव मातृहागुरुतल्पगः ।
यस्याः स्पर्शनमात्रेण सद्यः शुद्धिः प्रजायते ॥२८॥
यथावै गोमतीनीरं यथा च जान्हवीजलं ।
तथा हिरण्यगंगाया जलंपापविशोधने ॥२९॥

इतिश्रीब्रह्मपुराणे-ब्रह्मक्षेत्रमाहात्म्ये ब्रह्मपुरीवर्णनं नामप्रथमोऽध्यायः

ગંગા દસ યોજનના વિસ્તારમાં વહેવા લાગ્યાં. નગર વચ્ચે થઇ વહેવા લાગ્યાં. તેનું મંગળ નામ "હિરણ્યગંગા" પાડયું! જેનું સ્મરણ કરવા માત્રથી મનુષ્યોનાં પાપો નાશ પામી જાય છે. (૨૫)

તેમાં સ્નાન કરવાથી કરોડો જન્મનાં પાપ નાશ પામે છે. બ્રહ્મહત્યારા, સુરાપાન કરનારા, પવિત્ર થાય છે. ખરે! એ શિવાયનાં સઘળાં પાપ નાશ પામે છે. (૨૬)

જેમાં સ્નાન કરવાથી સ્વપ્નમાંય યમનું દર્શન થતું નથી. અને શ્રાદ્ધ કર્યું હોય તો પિતૃઓની સદ્ગતિ થાય છે. (૨૭)

પિતા-ગુરૂ-બાળક-અને સ્ત્રીની હત્યા જેવાં મહાપાપ કર્યા હોય પણ જેમાં સ્નાન અને તેનું પાન કરવાથી પાપ તૂર્ત નાશ પામે છે. (૨૮)

જેવું ગોમતી ગંગાનું જળ પવિત્ર ગણાય છે. અને મહાપુણ્યદાયક ભાગીરથી ગંગાનું જળ છે તેવું હિરણ્યગંગાનું જળ પવિત્ર અને સર્વે પાપોને નાશ કરનારૂં છે. (૨૯)

ઇતિશ્રી-બ્રહ્મપુરાણે-બ્રહ્મક્ષેત્રમાહાત્મ્યે-બ્રહ્મપુરવર્ણન-નામ પ્રથમો અધ્યાય.

---

## ॥ द्वितीयोऽध्यायः ॥

सत्युवाच–देवदेवमहादेव ! कथयत्वंदयानिधे ! ।
कथंविधेर्गतपापं कृतंकिंच ततः परं ॥१॥
शिवउवाच–आमंत्रितास्तेमुनयो ब्रह्मणाऽऽज्ञापितास्ततः ।
यूयमटतखे विप्रा सावित्रीं युवतिंमति ॥२॥
ब्राह्मणा-ऊचुः–आज्ञयाभवतः शीघ्रं गच्छेदेकोमहामुनिः ।
आनयतु स सावित्रीं यज्ञकार्यायवैध्रुवं ॥३॥
तथेत्युक्त्वाततोब्रह्मा यज्ञकार्ये मयुक्तवान् ।
अवशिष्टान् मुनीन् सर्वानन्यकार्येष्वयोजयत् ॥४॥
पश्चादेकंमुनिंमाह गच्छब्रह्मपुरींमम ।
सावित्रीं श्रीमतीं नीत्वा तूर्णमागच्छखेऽटक ॥५॥

---

## અધ્યાય બીજો

### સતી અને શિવજીનો સંવાદ.

સતી–હે મહાદેવ! તમે દેવોના પણ મોટા દેવ છો! દયાના સાગર છો! બ્રહ્માજીએ પછી શું કર્યું? વળી બ્રહ્માજીને લાગેલું એ પાપ કેવી રીતે નાશ પામ્યું તે કૃપા કરીને કહો! (૧)

શિવજી કહે—બ્રહ્માજીએ યજ્ઞને માટે મહર્ષિઓને બોલાવ્યા હતા. તેમને આજ્ઞા કરી કે હે ખેટક! તમે સત્ય લોકમાં જાઓ! અને દેવી સાવિત્રીને તેડી લાવો. કારણ કે-અહીં યજ્ઞમાં તેમની જરૂર છે. (૨)

બ્રાહ્મણોએ વિનંતી કરી કે આપની આજ્ઞા અમે શિરે ચઢાવીએ છીએ. પણ સાવિત્રી દેવીને તેડવા સઘળાઓને જવાની જરૂર નથી. અમારામાંથી હરકોઈ એકને આજ્ઞા કરો તો તે જઈ શકશે. તેને તેવું સામર્થ્ય આપો. ત્યાં જાય! તેડી લાવે! અને યજ્ઞનું કાર્ય શરૂ થાય! (૩)

ઋષિઓની એ વાત માન્ય કરી! એક ઋષિને મોકલવા ધાર્યું! બીજા ઋષિઓને યજ્ઞના કાર્યમાં સાધન-સામગ્રી તૈયાર કરવાનું કામ-સોંપ્યું. (૪)

પછી એક મુનિને આજ્ઞા કરી. તમે આકાશમાર્ગે જાઓ! સત્ય-લોકમાંથી સાવિત્રી દેવીને તેડી લાવો! આકાશમાં જવાનું તમને સામર્થ્ય

गत्वानत्वाच सावित्रीं द्विजस्तां मत्युवाचह ।
यज्ञार्थं ब्रह्मणाऽऽहूताऽऽगन्तव्यमधुनानघे ॥६॥
नायान्तींतां समालोक्य सपरावर्तयत्सुधीः ।
धाम्न्यागत्यविधेः श्रेष्ठे कथितं तत् सविस्तरम् ॥७॥
नागतासेति वैधाता द्विजैराज्ञानधारिता ।
यज्ञाद्विरम्य तत्सिध्यैविप्रसृष्ट्यैसमुद्यतः ॥८॥
ततोनिर्मीयकन्यांस विप्रायप्रददौमुदा ।
सुमुखीं च सुलावण्यां सुशीलां कमलोद्भवः ॥९॥

---

આપું છું. અને જઈ જલદી આવો! આ પ્રમાણે 'ખે" એટલે આકાશમાં "અટ" એટલે જવાની શક્તિ આપેલી હોવાથી ખેડટક એવુ નામ તેમનું બ્રહ્માજીએ પાડ્યું. (૫)

એ ખેટક મુનિ સત્યલોકમા ગયા! સાવિત્રી દેવીને પ્રણામ કર્યા! અને ભૂતલના બ્રહ્મક્ષેત્રમાં આવવા વિનતી કરી. "શ્રીબ્રહ્માજીએ તેમનું પાપ નાશ કરવા યજ્ઞનો આરભ કર્યો છે. ત્યાં તમારી જરૂર છે" એવું નમ્રપણે નિવેદન કર્યું. (૬)

સાવિત્રીએ જણાવ્યું કે–હે ખેટક મુનિ! હુ ત્યા આવી શકુ તેમ નથી. બ્રહ્માજી ભલે યજ્ઞ કરે! ખેટક મુનિને રજા આપી. રજા લઈ ખેટકમુનિ બ્રહ્મક્ષેત્રમાં આવ્યા અને બ્રહ્માજીને પ્રણામ કરી ઉભા રહ્યા. (૭)

બ્રહ્માજીએ "ખેટક" મુનિને પૂછ્યું! સત્યલોકમાથી શું સમાચાર લાવ્યા? ખેટકમુનિએ જણાવ્યું. "સાવિત્રી દેવી આવી શકે તેમ નથી." બ્રહ્માજીએ સાવિત્રીના મનની વાત સમજી લીધી! વિચારમા પડ્યા! (૮)

અહો! આ બ્રાહ્મણોએ મારી આજ્ઞા ન પાળી! સાવિત્રી દેવી ન આવ્યાં! તો હવે યજ્ઞના કામમાં થોડોક વિરામ લેવો જોઇએ અને આ "ખેટક" મુનિથી આજ્ઞાધારક બ્રાહ્મણોનું નવું સર્જન કરવું જોઈએ!

પછી બ્રહ્માજીએ યોગ બળથી કન્યા પ્રગટ કરી. ખેટક વિપ્રકે જે બ્રહ્મચારી હતા. તેમને પરણવા આજ્ઞા કરી. કન્યા મનોહર કાંતિવાળી તથા સુશીલ હતી. (૯)

ખેટક મુનિએ એ કન્યાસાથે લગ્ન કર્યું. પિતામહની આજ્ઞા મુજબ તે સાથે ગૃહસ્થાશ્રમમાં જોડાયા. ગૃહસ્થાશ્રમના નિયમો પાળવા લાગ્યા.

सृष्टित्वमनयापुत्र ! कुरुष्वमदनुज्ञया ।
इतितस्य वचः श्रुत्वा तथेत्युक्त्वासुमध्यमे ॥१०॥
ब्रह्मानुग्रहितोविप्रो यदृगार्हस्थ्येस्थितोऽभवत् ।
सुतानुत्पादयामास सुशीलान्नवकान्मुनीन् ॥११॥
उत्पादिता नव सुताधीमन्तोसूर्यवर्चसः ।
तेभ्योप्यानीयचार्वङ्गयोददौनवसुकन्यकाः ॥१२॥
जातास्तेषांमुनीनांवै चतुर्विंशात्मजाः शुभाः ।
तेपृथग्गोत्रिणोजाताः पुत्रपौत्रप्रपौत्रकैः ॥१३॥
एकैकस्यांसुतादेवी सहस्रं च प्रजज्ञिरे ।
तेसुतास्तंविधिमोचुः किंकुर्मोमपितर्वयम् ॥१४॥
वेदान् पठध्वमितिसोऽवदद्ब्रह्माप्रसन्नहृद् ।
विदुषः स्वात्मजान् वीक्ष्य यज्ञारंभमथाकरोत् ॥१५॥

---

ત્યા પછી કેટલાક સમયમાં તેમને નવ પુત્રો થયા. એ સઘળા સૂર્ય-સમાન તેજસ્વી હતા. સુશીલ-શાંત અને વિદ્યાના પારંગત થઈ શકે તેવા હતા. (૧૦-૧૧)

એ નવ કુમારોના નવ કન્યાઓ સાથે લગ્ન કર્યાં! એ કન્યાઓ પણ દિવ્ય તેજસ્વી સંસ્કારી અને શુભગુણોવાળી હતી. (૧૨)

એ નવ વિપ્રોને ચોવીસ પુત્રો થયા. એ સઘળા ભારે તેજસ્વી-તપસ્વી અને વેદશાસ્ત્રમાં પારગત થયા અને એ ચોવિસ ગોત્રકર્તા ઋષિ તરીકે ઓળખાવવા માંડ્યા. તેમને પુત્ર પ્રપોત્રનો વિસ્તાર હજારોમાં થયો. (૧૩)

એ સઘળા હજારોની સખ્યામાં એકત્ર થયા. પિતામહ (બ્રહ્માજી)ની પ્રાર્થના કરી. બ્રહ્માજીએ આજ્ઞા કરી કે-તમે સઘળા વેદાધ્યયન કરો! યોગાભ્યાસ કરો! સિદ્ધ યોગી થાઓ! શાસ્ત્રોમાં નિષ્ણાત થાઓ!

આજ્ઞાનુસાર એ સઘળા વેદ-વેદાંગ-પારગત થયા. સિદ્ધયોગી અને મુનિ થયા. બ્રહ્માજી તેમને જોઈ ખૂબ રાજી થયા. અને તેમને હસ્તે યજ્ઞનું કાર્ય કરવા વિચાર રાખ્યો. (૧૪-૧૫)

એ સઘળાઓમાંથી શ્રેષ્ઠ-જ્ઞાની મહાત્માઓની આચાર્ય-બ્રહ્મા-સાદસ્ય અને ઋત્વિજ વિગેરેમાં યોજના કરી. અને દરેકના અધિકારને ઓળખી યજ્ઞનું કાર્ય કરવા સોપ્યું. (૧૬)

संस्थाप्यस्वासनेचैकमन्यमाचार्यकर्मणि ।
होतृस्थानेतृतीयंवै निधायान्याँश्चऋत्विजः ॥१६॥
संशोध्यप्रथमंभूमिं खनिताहेमलाङ्गुलैः ।
मण्डपं च शुभंचक्रे विशालंसुमनोहरं ॥१७॥
यत्रस्तंभाश्चतुः पष्टीस्वर्चितारत्नजातिभिः ।
कुण्डाग्निर्मायविविधान् सूत्रपातनपूर्वकान् ॥१८॥
विनिर्मितानिपात्राणि त्वष्ट्राहेममयानिच ।
मदर्थं च कृतंपात्रमतीवसुमनोहरं ॥१९॥
ततः स्नातुंगताः सर्वेसावित्रीनागतायदा ।
तदादर्भमयींकृत्वाकारितंस्वस्तिवाचनं ॥२०॥
मातृकाश्च चतुः पष्टयः स्थापिताः स्थानतः क्रमात् ।
कृत्वातुनान्दिकंश्राद्धं द्विजानांवरणंतथा ॥२१॥

---

તે દરમ્યાન યજ્ઞની ભૂમિને ખોદી-દહન કરી-જળથી ભીંજવી-એમ સઘળા પ્રકારથી ભૂમિને સંસ્કારી બનાવી. ભૂમિ ખોદવા માટે સોનાનું હળ બનાવ્યું હતું.

એ સંસ્કારી ભૂમિ ઉપર વિધિવત્ મંડપ બનાવ્યો. મંડપ એટલો તો વિશાળ હતો કે જેમાં હજારો બેસી શકે! અને કાર્ય કરી શકે. એવો મનોહર અને આકર્ષક બનાવ્યો હતો. (૧૭)

મંડપમાં ચોસઠ સ્તંભ હતા. રત્નમણિથી એ જડેલા હતા. તેમાં વિવિધ આકારના કુંડો બનાવ્યા હતા. એ સઘળા સૂત્રથી કોષ્ટકો પાડી બનાવ્યા હતા. (૧૮)

યજ્ઞને ઉપયોગી એવાં જાતજાતના સોનાનાં પાત્રો બનાવ્યાં હતાં. એમ વિશ્વકર્માએ યજ્ઞનાં સઘળાં સાધનો ઘણી જ કારીગીરીથી બનાવ્યાં હતાં. (૧૯)

યજ્ઞની શરૂઆતમાં સ્નાન વિધિ શરૂ કરવામાં આવી. દરમ્યાન સાવિત્રી આવવાની રાહ જોવાઇ હતી. આખરે સાવિત્રી ન જ આવ્યાં ત્યારે દર્ભનાં સાવિત્રી બનાવવામાં આવ્યાં હતાં અને સ્વસ્તિવાચનનો વિધિ કર્યો હતો. (૨૦)

ચોસઠ માતૃકાઓનું સ્થાપન કર્યું હતું. નાંદિશ્રાદ્ધ વિધિથી કર્યું અને બ્રાહ્મણોનું વરણ મધુપર્ક વિધિથી કર્યું હતું. (૨૧)

संस्कारपूर्वकंकुण्डे विधिनास्थाप्यपावकम् ।
ग्रहाः सूर्यादयः साधिदेवप्रत्यधिदेवताः ॥२२॥
निजानन्दगतंविष्णुं विभुंसर्वार्थसिद्धिदं ।
निर्गुणंसगुणाकारं सर्ववेदमयंप्रभुम् ॥२३॥
सभाव्यमनसाब्रह्मासर्वकिल्बिशनाशनम् ।
पीठमपूपुजद्भक्त्या प्रेम्णाभूत्वाथतन्मयः ॥२४॥
देवायज्ञेप्रवृत्तेवै सर्वेसाध्विरपभाषयन् ।
भगवन् तेगतंपापं पुन स्तेजोह्यवाप्स्यसि ॥२५॥
कुरुत्वसाधुकार्याणि विजयीभवबुद्धिमन् ।
कथयित्वात्रवांसोति पुष्पवृष्टींप्रचक्रिरे ॥२६॥

---

અગ્નિસ્થાપનનો વિધિ થયા પછી ગ્રહ–અધિદેવ–પ્રત્યધિદેવનું સ્થાપન કર્યું હતું. અગ્નિની પૂજા કુંડના સસ્કારો કરી–અગ્નિસ્થાપન કરીને કરી હતી. (૨૨)

મધ્યપીઠ ઉપર ભગવાન વિષ્ણુનું સ્થાપન કર્યું હતું. ત્યાં બ્રહ્માજીએ ધ્યાન કર્યું. ધ્યાનમાં હૃદયરૂપી મણિમયપીઠપર વિરાજેલા તેજોમય વિષ્ણુને દેખ્યા. જે વ્યાપક છે, સર્વ સિદ્ધિદાયક છે, નિર્ગુણ છે, છતાં ભક્તોની ખાતર સગુણરૂપે અવતાર લે છે. સર્વ વેદો જેનું સ્વરૂપ છે. એવા મહાપ્રભુ–મહાવિષ્ણુના ધ્યાનમાં મગ્ન થયા. (૨૩)

સર્વ પાપોને નાશ કરનાર એ પરમ આનંદ સ્વરૂપ પરબ્રહ્મનુ બ્રહ્માજીએ ધ્યાન કર્યું અને ઉપચારોથી વિધિવત્ પૂજા કરી. (૨૪)

જ્યારે યજ્ઞની શરૂઆત થઈ ત્યારે દેવતાઓ જયજયકાર કરવા લાગ્યા અને દેવવાણી થઈ કે–હે બ્રહ્મન્! તમારૂં પાપ નાશ પામ્યું! તમારૂં આત્મતેજ તમને પ્રાપ્ત થયું છે. (૨૫)

હે બ્રહ્મન્! તમે લોક કલ્યાણના કર્મ કરો! હે બુદ્ધિમન્! તમારો સદા વિજય થાઓ. એ પ્રમાણે દેવતાઓએ અભિનંદન આપ્યું. અને ( નંદનવનનાં તાજાં–સુગંધીવાળાં ) પુષ્પોની વૃષ્ટિ કરી. (૨૬)

ગંધર્વો ગાવા માંડયા! અપ્સરાઓ નાચવા માંડી! બ્રહ્માજી પાપમાંથી મુક્ત થયા અને મહાવિષ્ણુનું આરાધન પૂર્ણ કર્યું. (૨૭)

जगुर्गंधर्वपतयो ननृतुश्चाप्सरोगणाः ।
स्वयंभूर्निर्मलोभूत्वा पूजांचक्रेयथाविधि ॥२७॥

इन्द्राद्यासकलादेवा शिवविष्णुपुरोगमाः ।
प्रसन्नमानसाभूत्वा जयेतिशब्दमब्रुवन् ॥२८॥
स्वाहाकारै वंषट्कारै ऋत्विजश्चजुहूविरे ।
तदानभस्पृशाज्वालाकुंडमध्याद्विनिर्गता ॥२९॥

यज्ञंसमाप्यवैसर्वैब्राह्मणास्तत्रसंगताः ।
पितामहंपुरस्कृत्य ब्रह्मनद्याश्चसंगमे ॥३०॥
कारयित्वाह्यवभृथं स्वस्तिवाचनपूर्वकम् ।
गृहित्वादक्षिणाःपश्चात् पूर्वस्थानंसमागताः ॥३१॥

इतिश्रीब्रह्मपुराणे ब्रह्मक्षेत्रमाहात्म्ये यज्ञवर्णनंनामद्वितीयोऽध्यायः ॥

---

ઇન્દ્રાદિ સમસ્ત દેવતાઓ જયજયકાર કરવા માંડયા. શિવજી અને વિષ્ણુ ભગવાન પ્રસન્નવદને શુભાશિષથી વધાવવા માંડયા. બૃહસ્પતિએ સુંદર કાવ્યથી વિજય ગાયો. (૨૮)

હોમને પ્રસંગે સ્વાહાકાર અને વષટ્કારના ગગનભેદી અવાજો થયા. વેદઘોષ વિશ્વવ્યાપી બન્યો. તેનો રણકાર ભારતી પ્રજાનો હ્રદયસ્પર્શી બન્યો અગ્નિજ્વાળાઓ ગગનગામી બની. યજ્ઞનો ધૂમ્ર રાષ્ટ્રવ્યાપી બન્યો અને તેના મધુર સુગંધથી પ્રજાનાં હ્રદય પાપ રહિત થયાં. (૨૯)

એમ યજ્ઞવિધિ સમાપ્ત થઈ. મહાવૈષ્ણવયાગ પુરો થયો. ઋષિ-મુનિ એકત્ર થયા. બ્રહ્માજીની સાથે ચાલ્યા. ગંગાજીના ત્રિવેણીસંગમ ઉપર ગયા. (૩૦)

અવભૃથ સ્નાનનો વિધિ શરૂ કર્યો. મંત્રઘોષ ચાલુ થયો. સ્વસ્તિવાચન ભણાયું. બ્રહ્માજીએ સ્નાન કર્યું. તેમનીસાથે સૌએ સ્નાન કર્યું. ગંગાજીનું તીર્થ મહાતીર્થ બન્યું. બ્રાહ્મણોને પુષ્કળ દક્ષણા આપી સંતોષ્યા. અને સૌ વિદાય થયા. (૩૧)

ઇતિશ્રી બ્રહ્મપુરાણે-બ્રહ્મક્ષેત્રમાહાત્મ્યે મહાવૈષ્ણવયાગ વર્ણનં નામ દ્વિતીયોધ્યાયઃ

---

## ॥ अथ तृतीयोऽध्यायः ॥

पार्वत्युवाच–सावित्री नागताकस्माद्ब्रह्मान्यास्त्रीकथंकृता ।
एतन्मेसंशयंछिन्धि कृत्वातुमय्यनुग्रहम् ॥१॥
सूतउवाच–इतिदेव्याकृतः प्रश्नोगिरिशंप्रतिशौनक ।
प्रसन्नमनसोभूत्वा पार्वतींप्रत्युवाचह ॥२॥
शिवउवाच–शृणुदेवि ! प्रवक्ष्यामिअन्योत्पादनकारणम् ।
योषिताब्रह्मणोजातासाद्यापिवर्ततेस्थिरा ॥३॥
एकदासागतादेवी सावित्रीस्नानसाधने ।
आहूताब्रह्मणातावद्यज्ञकर्मचिकीर्षुणा ॥४॥

---

### અધ્યાય ત્રીજો

પાર્વતી પ્રશ્ન કરે છે કે—હે શિવજી! બ્રહ્માજીના યજ્ઞપ્રસંગે તેમનાં ધર્મપત્ની સાવિત્રી કેમ ન આવ્યાં? વળી તેમને બદલે બીજાં પત્નિની કેમ યોજના કરી! તે કૃપા કરીને કહો. એ સંશય મારો દૂર કરો! (૧)

સૂતપૌરાણિક કહે છે! હે શૌનક! દેવી પાર્વતીએ એ પ્રમાણે શિવજીને પ્રશ્ન પૂછ્યું. શિવજી ખૂબ રાજી થયા અને પાર્વતી પ્રત્યે બોલ્યા. આતો બ્રહ્માજીના ઘરની વાત! તેમાંય પતિ પત્નીના રીસામણાની વાત!! ગૃહસ્થાશ્રમના એ પ્રણયની વાત! પ્રેમ ભર્યા ઠપકા અને લઢાઈની વાત! સ્ત્રીઓને તો એવી વાતો ગમેજને!! (૨)

શિવજી—દેવિ! બ્રહ્માજીએ એક પત્ની છતાં બીજી પત્નીનો કેમ સ્વીકાર કર્યો! તેનાં હું કારણ કહીશ. અરે એ હજુય બે પત્નીઓ તેમને વિદ્યમાન છે. ગૃહસ્થાશ્રમમાં એક પત્નીથી સુખ, આનંદ અને સંતોષ રહે છે. વૈભવ આબાદ રહે છે. મનની ઉચ્ચ દશા એક પત્નીથી રહી શકે છે. નૈતિક આચરણની તેમાં પ્રતિભા હોય છે છતાં એવું સુખ અનુકુળ નહોય તો બીજી પત્નીનો સ્વીકાર કરવામાં દોષ ગણાતો નથી. (૩)

દેવી! બ્રહ્માજીએ યજ્ઞ આરંભ્યો! પત્ની (સાવિત્રી) સાથે યજ્ઞ કરવા ધાર્યું! પત્નીની રાહ જોઈ. પત્ની સ્નાન, વસ્ત્ર, આભૂષણ વિગેરે કામમાં ગુંથાયાં હતાં અને છેક સમય સુધી આવી શક્યાં નહીં. (૪)

तदाऽऽयातानसादेवीस्त्वाङ्गशोधनतत्परा ।
ततश्चमेषयद्ब्रह्माविमन्तंसुविचक्षणम् ॥५॥
गच्छत्वंत्वरितंपुत्र ! यत्रास्तेजननीतव ।
आनयममपार्श्वेतां सुशीलांकमलेक्षणाम् ॥६॥
तथादिष्टोगतोयत्रसंस्थिताजननीस्वका ।
दृष्ट्वातत्रजगद्धात्रीं नत्वाचपुरतः स्थितः ॥७॥
तंदृष्ट्वामाहदेवीसापुत्रत्वंकथमागतः ।
सत्वरंब्रुहितत्सर्वंमत्पार्श्वेस्वस्तिरस्तुते ॥८॥
विमउवाच प्रेषितोहंपुनः पित्रातवागमनकांक्षया ।
आगन्तव्यंत्वयातत्रयत्रास्तेमत्पिताविधिः ॥९॥
यज्ञार्थंविधिनाऽऽहूता त्वंजनन्यब्जयोनिना ।
आगमिष्यसि वैतत्र तदायज्ञोभविष्यति ॥१०॥
साविन्युवाच-पुत्रालंकारकान् धृत्वाऽऽगमनंमेभविष्यति ॥
विधिंतंकथयमाज्ञ ! सर्वबुद्धिमतांवर ! ॥११।

---

બ્રહ્માજીએ ઋષિને મોકલવા ધાર્યું ઋષિ વિચક્ષણ હતા. કાર્યકુશલ હતા. તેમને બોલાવ્યા. (૫)

ઋષિને આજ્ઞા કરી! પુત્ર! જલદી જાઓ! સત્યલોકમા જાઓ! ખૂબ વેગથી જાઓ! તમારી માતા સાવિત્રીને મળો! એ સુશીલ અને કમળ જેવાં નેત્રવાળાં છે તેમને સમજાવો! (૬)

ઋષિએ આજ્ઞા સ્વીકારી, વાયુવેગથી સત્યલોકમાં ગયા. જગન્માતાના દર્શન કર્યા, પ્રણામ કર્યા! આગળ ઉભા રહ્યા. (૭)

દેવી સાવિત્રીએ પૂછ્યુ. પુત્ર! તમે કયાથી? કેમ આવ્વા વારૂ? શી જરૂર પડી! શી વાત છે. તમે નિર્ભયપણે કહો! (૮)

ઋષિએ નિવેદન કર્યું માતા! મ્હને ફરી બીજીવાર આ મોકલ્યો છે. આપને તેડવા આવ્યો છું. આપ જલદી પધારો. મ્હારા પિતા બ્રહ્માજી ભૂલોકના બ્રહ્મક્ષેત્રમાં છે. આપની રાહ જુએ છે. (૯)

બ્રહ્માજીએ આપને યજ્ઞ કરવા બોલાવ્યાં છે. આપ પધારશો ત્યારે યજ્ઞ શરૂ થશે. જનનિ! શ્રીબ્રહ્માજીએ આપને આગ્રહ કરી બોલાવ્યાં છે. (૧૦)

इतिदेव्यावचः श्रुत्वाविप्रोऽसौविधिसन्निधौ ।
आगत्यतंप्रतिप्राहदेव्यायत्कथितंवचः ॥१२॥
ब्रह्माऽपितद्वचः श्रुत्वाकृत्वादर्भमयींस्त्रियम् ।
गायत्रीत्यभिधानेनसाविख्याताऽभवत्तदा ॥१३॥
ब्रह्मपत्नी वेदमाता कथिता विबुधैस्तदा ।
एतत्सर्वंसमाख्यातंयत्पृष्टंगिरिजे ! त्वया ॥१४॥
पार्वत्युवाच–देवदेवमहादेव ! सामगानांकृपाकर ! ।
सावित्र्याकिंकृतंपश्चात्तद्ब्रूहिशशिशेखर ! ॥१५॥
शिवउवाच–आगतासापुनस्तत्र सावित्रीयज्ञहेतवे ।
धात्रासहैवगायत्रीं दृष्ट्वारोपान्विताऽभवत् ॥१६॥
तदासमर्ततत्त्रिदशैर्धातारंकथितंवचः ।
सावित्रीसृष्टिकर्त्रीव गायत्री मुक्तिदायिनी ॥१७॥

---

સાવિત્રી—હે મહર્ષે! તમે બુદ્ધિમાન છો. તમે બ્રહ્માજીને નિવેદન કરજો કે સાવિત્રી અલંકારો વિગેરે ધારણ કરી યજ્ઞમાં આવશે. (૧૧)

દેવીનું વચન સાંભળ્યું. મહર્ષિ બ્રહ્મક્ષેત્રમાં આવ્યા. બ્રહ્માજીને નિવેદન કર્યું (૧૨)

બ્રહ્માજીએ બ્રાહ્મણનું વચન સાંભળ્યું. સાવિત્રીના મનની વાત સમજી ગયા. વાત મનમાં રાખી દર્ભની મૂર્તિમાંથી દિવ્ય સ્ત્રી પ્રગટ કરી. એ યોગબળથી અને મંત્રના સામર્થ્યથી પ્રગટ કરી. તેનુ નામ "ગાયત્રી" પાડ્યુ. એ પ્રસિદ્ધ નામ સૌને પરીચિત થયું. (૧૩)

એ સમયથી દેવતાઓ ગાયત્રીને વેદમાતા તથા બ્રહ્મપત્ની તરીકે સંબોધવા લાગ્યા. એ પ્રમાણે સાવિત્રીની બીના અને ગાયત્રીની ઉત્પત્તિ શિવજીએ પાર્વતીને કહી. (૧૪)

પાર્વતી—દેવાધિદેવ! તમે મોટા દેવ છો. વેદવેત્તાઓ પર કૃપા કરનારા છો. હે સ્વામિન્! ગાયત્રીનો સ્વીકાર કર્યા પછી સાવિત્રીની શી બીના થઈ? સાવિત્રીએ શું કર્યું? (૧૫)

શિવજી—દેવી! બ્રહ્માજીએ ગાયત્રીનો સ્વીકાર કરી યજ્ઞ શરૂ કર્યો. પછી સાવિત્રી આવ્યાં અને ક્રોધે ભરાયાં, તેમની વાત સૌએ સાંભળી. (૧૬)

स्थाप्येउभेचतेदेव्यौभवतः सन्निधौविधे ! ।।
श्रुत्वावचांसिदेवानां वामभागेन्यवेशयत् ।।१८।।
देवास्तद्दिनमारभ्य वसन्त्यत्रह्यगोचराः ।
पुण्यक्षेत्रमिविज्ञात्वा वसन्तिमुनयोऽपिवै ।।१९।।
केचिद्वदक्षिणेभागेकेचिद्वामेतथाऽमराः ।
केचिदग्रे तथापृष्ठे वसन्तिसर्वदाशिवे ! ।।२०।।
तस्मिनक्षेत्रेसमस्तेवै नभूमिर्देवतांविना ।
वसन्तितत्रयेलोका न तेषांदुष्करंकचित् ।।२१।।
पापनाशनइत्येवमितिहासःपुरातनः ।
यस्यस्मरणमात्रेणमुच्यतेमहतोभयात् ।।२२।।
तस्मिन्क्षेत्रेकृतंपुण्यं फलंशतगुणंभवेत् ।
पुण्यपुञ्जकरंक्षेत्रमित्थंपरमेष्ठिनिर्मितम् ।।२३।।

इतिश्रीब्रह्मपुराणे ब्रह्मक्षेत्रमाहात्म्ये गायत्र्युत्पत्तिवर्णननाम
तृतीयोऽध्यायः ।।

---

સાવિત્રીને શાંત કર્યા. બ્રહ્માજીને વિનંતિ કરી. ઠરાવ્યું કે—સાવિત્રી અને ગાયત્રી એ બે બ્રહ્મની શક્તિઓ છે. બ્રહ્મથી સૃષ્ટિનું સર્જન થાય છે. એ સાવિત્રીનું સ્વરૂપ છે. અને બ્રહ્મ તથા તેનું જ્ઞાન જેનાથી થાય છે તે ગાયત્રીનું સ્વરૂપ છે. આ બન્ને બ્રહ્માની પત્નીઓ ગણાય. ઉપાસકોને બન્નેની માન્યતા એક સરખી ઉપયોગી છે. બ્રહ્માજીની પ્રાર્થના કરી બન્નેને સાથે રાખ્યાં. બ્રહ્માજીએ દેવોની પ્રાર્થનાથી સાવિત્રીને ડાબી બાજુ રાખ્યાં. (૧૭–૧૮)

શિવજીએ પાર્વતી દેવીના પ્રશ્નનું સમાધાન કર્યું. બ્રહ્મક્ષેત્રનું માહાત્મ્ય જણાવતાં કહે છે કે—એ પુણ્યક્ષેત્રમાં દેવતાઓ નિરતર વાસ કરે છે. સમાધિ-યોગથી બ્રહ્મનું ધ્યાન કરવા ઋષિવરો પણ ત્યાં વસે છે. દેવી ! એ ક્ષેત્રમાં કેટલાક દેવતાઓ દક્ષિણ ભાગમાં કેટલાક વામ ભાગમાં અને બ્રહ્માના સ્થાનની આગળ પાછળ પણ વસે છે. (૧૯–૨૦) એ ક્ષેત્રની દેવભૂમિ ગણાય છે. દેવતાઓ વિના કોઈ પણ ભાગ ખાલી નથી. જે લોકો એ ભૂમિપર વસે છે તેમને કોઈ વસ્તુ મુશ્કેલ નથી. (૨૧) આ ઈતિહાસ પાપને નાશ કરનારો છે. ઈતિહાસ પુરાતનકાળનો છે. જેનું સ્મરણ કરવાથી મનુષ્ય મોટા

## ॥ अथ चतुर्थोऽध्यायः ॥

दुर्गोवाच–संशयोममचित्तेऽस्तितद्ब्रूहिभक्तवत्सल ! ।
विदुषांतापसानांवैधात्राकाऽऽजीविकाकृता ॥१॥
सूतउवाच–इतिदेव्यावचः श्रुत्वाशिवः प्रोवाचशौनक ! ।
शिवउवाच–धात्राततुसुचिरंध्यात्वायत्कृतंकथयामिते ॥२॥
साधुपृष्टंमहादेवि ! तेषामाजीविकांशृणु । ।
तत्सर्वं ते प्रवक्ष्यामि यथावर्तंत ते सुताः ॥३॥
प्रत्युत्पन्नमतिः सोऽजः निर्मिमेऽद्भुतबालकम् ।
शुभलक्षणसंयुक्तं विविधोद्यमकांक्षिणम् ॥४॥

---

ભયથી બચે છે. (૨૨) એ ક્ષેત્રમાં કરેલું પુણ્ય સોગણું થાય છે. પાપના ઢગલા નાશ પામે છે. મન પવિત્ર થાય છે. પુણ્યનો અતુલ પ્રભાવ જામે છે. એ ક્ષેત્ર બ્રહ્માજીએ પ્રભુના નિવાસ માટે નિર્મેલું છે. (૨૩)

ઈતિ શ્રીબ્રહ્મપુરાણે બ્રહ્મક્ષેત્રમાહાત્મ્યે ગાયત્ર્યુત્પત્તિ વર્ણન નામ તૃતીયોઽધ્યાયઃ

---

## અધ્યાય ચોથો

પાર્વતી–હે ભક્તવત્સલ ! ફરી આપને એક વાત પૂછુ છુ તે કૃપા કરીને કહો ! પેલા વિદ્વાન અને તપસ્વી બ્રાહ્મણો માટે આજીવિકા ચલાવવા માટે બ્રહ્માજીએ શી યોજના કરી ? તે વિસ્તાર સાથે મ્હને જણાવો. (૧)

સૂતપુરાણી કહે છે હે શૌનક ! એ પ્રમાણે પાર્વતીનું વચન સાંભળી શિવજી બોલ્યા. શિવજી કહે–હે પાર્વતી ! બ્રહ્માજીએ ખૂબ વિચાર કર્યો. ધ્યાન કર્યું. જે વ્યવસ્થા કરી તે ત્હને હું કહું છું. (૨)

હે મહાદેવી ! બ્રહ્માજીએ બ્રાહ્મણોના નિર્વાહ માટે જે યોજના કરી તથા તે બાબતે કેવી રીતે બન્યુ તે ત્હને હવે કહીશ. (૩)

બ્રહ્માજીએ કારણ શરીર સાથે આત્માને જોડયો. સમાધિની સિદ્ધિથી અદ્ભૂત બાળક પેદા કર્યો.એ બાળક સર્વ રીતે સુંદર અને ભારે પુરૂષાર્થી બન્યો.(૪)

व्यापारकरणेज्येष्ठं सुतंस्वाङ्केन्यवेशयत् ।
मुर्धन्याघ्रायवैश्यंत संतोषंपरमंययौ ॥५॥
तेनवैचायुधंदृष्टं धृतं स्वेनकरेणतत् ।
किमिदं तात ! मेब्रूहि श्रोतुमिच्छामित्वन्मुखात् ॥६॥
रे बाल ! चायुधंह्येतद् गृहितुंनार्हसित्वरम् ।
नाम्नातेनायुधेनैतां ख्यातिमेष्यसिभूतले ॥७॥
ततः कन्यांसमुत्पाद्य ददौतस्मैसुलक्षणाम् ।
सुतानुत्पादयाशुत्वं विप्रपोषणतत्परान् ॥८॥
पितुस्तद्वचनंश्रुत्वा सुतानष्टादशान्सुधीः ।
प्रत्यपद्यततेभ्योऽपि कन्याः केनप्रचोदिताः ॥९॥
ताभ्यः संबभुवुः पुत्राः सहस्त्रंसंख्ययान्विताः ।
तच्चाष्टादशसाहस्त्र्यं वैश्यानांकुलमद्भुतं ॥१०॥

---

વ્યાપાર કરવામાં કુશળ, એવા બાળકને જોઈ પોતાના ખોળામાં બેસાડયો. તેનું મસ્તક સુંધ્યું અને તેના લક્ષણથી એ વૈશ્યબાળકને જોઈ પિતામહ પરમ સંતોષ પામ્યા. (૫)

એ બાળક બ્રહ્માજીના આયુધો જોવા માંડયો. તે પૈકી એક આયુધ તરફ લક્ષ્ય દઈ પૂછવા માંડયો. પૂછ્યું આ આયુધ શા માટે ધર્યું છે ? અને કેમ આપના હાથમાં રાખ્યું છે?–હે તાત ! તે શું આયુધ કહેવાય ? તે કૃપા કરીને કહો. (૬)

હે બાલક ! એ આયુધ શસ્ત્ર છે.. તે ત્હારાથી પકડી શકાય નહીં. ત્હારી નજર તે તરફ ગઈ તેથી ત્હારૂં નામ એ આયુધવાચક રહેશે, અને એવા નામથી તમારૂં વૈશ્યકુળ ઓળખાશે. (૭)

બ્રહ્માજીએ એક કન્યા પેદા કરી વૈસ્યકુમારને પરણાવી. કન્યા વિવેકી અને સારાં લક્ષણવાળી હતી. આજ્ઞા કરી કે આ બન્નેથી શુભ સંતતિ પેદા થાઓ અને એ બધા બ્રાહ્મણોનું પોષણ કરવા તત્પર રહો. (૮)

પિતાની આજ્ઞાપ્રમાણે વૈસ્ય કુમારે પરણેલી કન્યાથી સમયાનુસાર અઢાર પુત્રો પેદા કર્યા અને એ અઢાર પુત્રો ઉમ્મર લાયક થયા એટલે બ્રહ્માજીની આજ્ઞા લઈ અઢાર કન્યાઓને પરણ્યા. (૯)

समवायेनसंप्राप्य विधिप्रार्थनहेतवे ।
प्रियंकरवामि किं तात.! शुभाज्ञांदेहिसौख्यदाम् ॥११॥
अस्माभिर्यद्विधेयन्तदाज्ञांदेहिपितामह । ।
जगादवचनंधाता प्रणतांनववत्सलः ॥१२॥
पितामहउवाच–हेसुताः स्वस्तिवः शश्वत् कुरुध्वंवचनंमम ।
इमेद्विजाः सत्यशीलाः सापवोधर्मचारिणः ॥१३॥
परोपकृतिनः सर्वेवेदाध्ययनतत्पराः ।
प्रसन्नचित्ताः सुधयो मृडध्यानपरायणाः ॥१४॥
धीराः सुवचसः सर्वेक्षमायुक्ता दमान्विताः ।
अस्तेयाः सर्वदाशौचामनोनिग्रहतत्पराः । १५॥

---

એ અઢારનો વશ વધ્યો. પ્રત્યેકના વશમાં હજારો થયા. એમ અઢાર હજાર વૈશ્યોનું કુળ ફેલાયું અને દેશ પરદેશના વેપારને હાથમાં રાખે તેવું અદ્ભુત બન્યું. (૧૦)

શરૂઆતમાં એ સઘળા એકઠા થયા. પિતામહની પ્રાર્થના કરવા લાગ્યા. પિતા! અમે સુખી થઇએ તેવી અમને આજ્ઞા કરો. અમે આપની ઇચ્છા તૃપ્ત કરીએ એવી શક્તિ આપો. (૧૧)

અમારાથી બની શકે! અમો સહેલાઇથી એ આજ્ઞા પાળી શકીએ! અને તેમાં અમને પણ લાભ થાય! એવી આજ્ઞા કરો. બ્રહ્માજીએ એ પુત્રોની વિનંતિ સ્વીકારી અને કહેવા લાગ્યા. (૧૨)

હે પુત્રો! તમારૂં કલ્યાણ થાઓ. તમે મારી આજ્ઞામાં રહેશો તેમાં તમને સૌ પ્રકારે સુખ મળશે. સાંભળો! આ બ્રાહ્મણો સુશીલ-પવિત્ર અને તપસ્વી છે. તેઓ વિશ્વના કલ્યાણ માટે જે જે પ્રગતિ કરે તેમાં તેમને આર્થિક મદદ આપજો. તમારૂં વહાલું ધન એવા પરોપકારી કાર્યોમાં સમર્પજો. (૧૩)

આ બ્રાહ્મણો પરોપકારી છે. વેદનો પ્રચાર કરનારા છે. પ્રસન્નચિત્તવાળા ને સદ્‌બુદ્ધિવાળા છે અને સદાશિવનું ધ્યાન કરનારા છે. (૧૪)

ધીરજવાળા છે. સુંદર ભાષણ કરનારા છે. ક્ષમાવાળા છે. ઇન્દ્રિયોનો નિગ્રહ કરનારા છે-અસ્તેયવ્રતવાળા છે. હમ્મેશાં પવિત્ર રહેનારા છે. મનનો નિગ્રહ કરનારા છે. (૧૫)

अक्रोधाः सत्यवक्तारो वह्निहोत्रसमन्विताः ।
स्वाध्यायनिरतास्तेषां जीविका न भविष्यति ॥१६॥
एतेषांपोषणंपुत्राः कार्यंयुष्माभिरन्वहं ।
व्यापारकुशलाः सर्वे वर्णानांपालकाननु ॥१७॥
पितामहस्यवचनं श्रुत्वाभक्तिसमन्विताः ।
प्राहुःप्रांजलयः सर्वे ब्रह्माणंप्रतिचाम्बिके ॥१८॥
वैश्या ऊचुः-पितः ! केनप्रकारेण पोषणंसंभविष्यति ।
द्रव्यहीना वयंसर्वे उपायंब्रूहिसत्वरम् ॥१९॥
एतेषांवचनंश्रुत्वा ध्यात्वाब्रह्माक्षणंशिवे ।
विष्णुलोकं जगामास्ते यत्रदैत्यनिषूदनः ॥२०॥
तत्रगत्वाहरिंनत्वाप्रार्थयामाससादरं ।
वासुदेव ! जगन्नाथ ! दुष्टदैत्यविमर्दन ! ॥२१॥
अर्पयस्वांमहालक्ष्मीं दुःखदारिद्र्यनाशिनीम् ।
कृतार्थो जीविकांजेतुं मत्पुत्राः स्युर्यथाविभो ! ॥२२॥

---

ક્રોધરહિત છે. સત્યવાદી છે. અગ્નિહોત્રી છે. સ્વાધ્યાયમાં તત્પર રહેનારા છે. તેમની આજીવિકા નિભાવનારા તમે છો. (૧૬)

હે પુત્રો ! તમારે તેમનું પોષણ કરવું જોઇએ ! તેમનાં પવિત્ર કાર્યોમાં સહાયતા આપજો. તમે સારે વેપારી થશો. અખૂટ લક્ષ્મી તમને પ્રાપ્ત થશે. બધી વર્ણોનું તમે પાલન કરજો. (૧૭)

એ સઘળા વૈશ્યોએ બ્રહ્માજીનું વચન સાંભળ્યું. પ્રેમભાવથી સાભળ્યું. હાથ જોડ્યા અને થોડીક વિનતિ કરવા લાગ્યા. (૧૮)

વૈશ્યો કહે છે; હે બ્રહ્મન્ ! અમે હાલ દ્રવ્યવિનાના છીએ. અમે તેમનું પોષણ કરવા કેવી રીતે કબુલ કરીએ ? પ્રથમ અમને દ્રવ્ય મળે તેવો ઉપાય બતાવો. (૧૯)

વૈશ્યોની વાત સાંભળી. બ્રહ્માજીએ વિચાર કર્યો. વિષ્ણુલોકમાં ગયા અને ભગવાન વિષ્ણુનાં દર્શન કર્યાં. (૨૦)

શ્રીહરિને પ્રણામ કર્યા. પ્રાર્થના કરવા લાગ્યા. પ્રેમથી કહેવા લાગ્યા કે— તમે સર્વ લોકમાં વાસ કરનારા છો. તમે જગતના નાથ છો. રાક્ષસોનો સંહાર કરનારા છો. (૨૧)

इतिब्रह्मवचः श्रुत्वा वैकुण्ठात्तेनवैसह ।
गरुडोपरिसंस्थित्यक्षीराब्धिप्रययौमुदा ॥२३॥
समाराध्यमहालक्ष्मीं देवींधात्रे ददौहरिः ।
ब्रह्माऽपितांगृहित्वाथसंप्राप्तः स्वीयमासनम् ॥२४॥
गंगाया दक्षिणेभागे स्थापिताशोभनेगिरौ ।
क्षीरोदधिसमुत्पन्ना क्षीरजेत्यभिधेयका ॥२५॥
पितामहस्ततोदेवीमुवाचक्षीरजांप्रति ।
एतेषांममपुत्राणां गोत्रदेवीसदाभव ॥२६॥
सुस्थैर्येणत्वयास्थेयंमदीयानांगृहेषुवै ।
इमेत्वत्प्रसादेन पालयिष्यन्ति ब्राह्मणान् ॥२७॥

---

તમારી પાસે મહાલક્ષ્મી બિરાજે છે. એ દુનિયાની સમૃદ્ધિનુ મહાન દૈવત છે. તેમનુ આરાધન કરવા માટે અમને આપો. એથી દુઃખ અને દરિદ્ર નાશ પામશે. દુનિયા સુખી થશે. વળી મ્હારા પુત્રો તેમની આરાધનાથી સુખી થશે અને તેમનો નિર્વાહ સુખથી કરી શકશે. (૨૨)

ભગવાને બ્રહ્માજીની વિનતી સ્વીકારી. મહાલક્ષ્મીનું મૂળસ્થાન ક્ષીર-સાગર હતું. બ્રહ્માજીને સાથે લઈ ભગવાન ત્યા ગયા. પ્રાર્થના કરી પ્રસન્ન કરી બ્રહ્માજીને અર્પ્યા.

બ્રહ્માજીએ મહાલક્ષ્મીનુ દૈવી સ્વરૂપ લીધું અને બ્રહ્મક્ષેત્રમા આવ્યા. ગગાજીના દક્ષિણ કિનારે પર્વતજેવી લાગતી નાની ટેકરીપર તેમની સ્થાપના કરી. ક્ષીરસાગરમાથી એ આવેલાં હોવાથી તેમનુ નામ "ક્ષીરજાખ્યા–મહાલક્ષ્મી" પાડ્યું. (૨૩–૨૪–૨૫)

પૂજન, અર્ચન, ધ્યાન અને આરાધન કરી પ્રસન્ન કર્યા અને પ્રાર્થના કરી કે–હે દેવિ! તમે અમારા પુત્રોના ગોત્રદેવી રહેજો અને તેમના વશની વૃદ્ધિ કરજો (૨૬)

તમે સદા અહીં સ્થિર રહેજો મારા દરેક પુત્રના ઘરમા ગુપ્ત અને પ્રગટ રીતે નિવાસ કરજો આ વૈશ્યોપર દયા રાખજો. તેમને અઢળક ધન આપજો અને તે દ્વારા વૈશ્યો આ મહર્ષિઓના વશનું પાલન કરતા રહેજો. (૨૭)

એ પ્રમાણે દેવીને પ્રસન્ન કર્યા અને તેમના પુત્રો તરફ અવલોકી કહ્યુ કે હે પુત્રો! તમે હમેશા તેમનું પૂજન અર્ચન અને સેવન કરતા રહેજો.

प्रससाधेति तांदेवींस्वसुतान् प्रत्युवाचह ।
एतस्याः पूजनंकार्यंभवद्भिः सर्वदानतु ॥२८॥
यूयंतस्याः प्रसादाच्च सुसंमृद्धाभविष्यथ ।
तद्भक्ति निरताः सर्वे परमंशमवाप्स्यथ ॥२९॥
इतितद्वाक्यमाकर्ण्यसर्वेबुद्धिविशारदाः ।
सप्रणम्यतथेत्युक्त्वा हर्षयुक्ताबभूविरे ॥३०॥
इतिश्रीब्रह्मपुराणे ब्रह्मक्षेत्रमाहात्म्ये क्षीरजाम्बास्थापनवर्णनं
नाम चतुर्थोऽध्यायः ॥

## ॥ अथ पंचमोऽध्यायः ॥

सत्युवाच–वैश्याश्चकस्थिताः स्वामिन् द्विजपालनतत्पराः ।
एतांकथयमेसर्वां कथांदिव्यसुधोपमाम् ॥१॥
सूतउवाच–इतिदेव्या वचः श्रुत्वाशौनक ! माहशंकरः ।
शृणुदेवि ! प्रवक्ष्यामि प्रश्नप्रत्युत्तरं तव ॥२॥

---

તેમની કૃપાથી તમને દ્રવ્યસંપત્તિ અને સુખ મળ્યા કરશે. તેમની ભક્તિના પ્રભાવથી તમારૂં પરમકલ્યાણ થશે. (૨૮-૨૯)

એ પ્રમાણે બ્રહ્માજીની આજ્ઞા સાંભળી સર્વે રાજી થયા. બ્રહ્માજીને પ્રણામ કર્યા અને આજ્ઞા પાળવા મુક્તકંઠે કબુલ થયા. (૩૦)

**ઇતિશ્રી બ્રહ્મપુરાણે "બ્રહ્મક્ષેત્રે મહાત્મ્યે" ક્ષીરજાંબાસ્થાપન વર્ણન નામ ચતુર્થોઽધ્યાય**

---

## અધ્યાય પાંચમો

સતી–હે શિવજી! આપની કથા મ્હને અમૃત સમાન લાગે છે. તેથી મ્હને એ પૂછવાની ઈચ્છા વારવાર થાય છે. વારૂ! પ્રજાને પાલન કરનારા એ વૈશ્યો પછી કયાં રહ્યા? એ વાતને લગતું સર્વ મ્હને કહો! (૧)"

સૂત–હે શૌનક! દેવીનું પ્રશ્ન સાંભળી પ્રસન્ન થએલા શંકર દેવીને સઘળી વાત કહેતા લાગ્યા અને દેવી પ્રસન્ન મનથી સાંભળવા લાગ્યાં. (૨)

शिवउवाच-क्षीरजायामहादेव्या याम्यपश्चिमभागयोः ।
वासिताविधिनागौरि वैश्यास्तेद्विजपोषकाः ॥३॥
तेवैतद्दिनमारभ्य द्विजपालनतत्पराः ।
गृहेगृहेचतांदेवीं स्थापयित्वासुपुजिता ॥४॥
स्वयंभूवासमागत्या ज्ञापितंविश्वकर्मणे ।
रच्यतांममपुत्राणां भवनानिशुभानिवै ॥५॥
त्वष्टातद्वाक्यमाकर्ण्यतस्मिन्पत्नेमनोदधे ।
वापीकूपतडागादि हर्म्याणिरचितान्यपि ॥६॥
हस्तीन्द्राणांतुरंगानांमहोक्षानांगवांतथा ।
वाहनानामनेकानांशालाः कृत्वाददौहिसः ॥७॥
इत्थंपुत्रान् सुसंस्थाप्यब्रह्मागंतुंमनोदधे ।
स्तुतिमारेभिरेकर्तुं सूक्तैस्तातस्यसूनवः ॥८॥

---

શિવજી–દેવી ! ક્ષીરજા–મહાલક્ષ્મીના દક્ષિણ અને પશ્ચિમ ભાગમા વૈશ્યોએ નિવાસ કર્યો. મહાલક્ષ્મીની કૃપાથી વૈશ્યો ભારે સંપત્તિવાળા થયા હતા. તેમણે ગગનચુંબી મકાનો બનાવ્યાં અને બ્રાહ્મણોનું પોષણ કરવા લાગ્યા (૩)

વળી તે દિવસથી દરેકે પોતાના ઘરમાં મહાલક્ષ્મીની પ્રતિમા સ્થાપી પૂજન કરવા માંડયું લક્ષ્મીનો વધારો થયા લાગ્યો અને બ્રાહ્મણોનું પોષણ કરવા લાગ્યા. (૪)

બ્રહ્માજીએ વિશ્વકર્માને આજ્ઞા કરી. જણાવ્યુ કે–આ મારા પુત્રો–માટે ભવ્ય મંદિરો–નકસીવાળાં અને અમૂલ્ય વસ્તુઓના જડતરવાળા મકાનો બનાવો.

ત્વષ્ટા (વિશ્વકર્મા)એ બ્રહ્માજીની આજ્ઞા મુજબ કરવા વિચાર્યું. વાવ, કુવા, તલાવ અને આકાશગામી ભવ્યમંદિરો બનાવ્યાં. (૬) હાથીખાનાં, ઘોડારો, બળદો રાખવાનાં સ્થળો, ગૌશાળાઓ તથા અનેક વાહનો રાખવાની શાળાઓ બનાવી. બ્રહ્માજીની આજ્ઞાથી તેમાં સૌએ નિવાસ કર્યો.

એ પ્રમાણે બ્રહ્માજીએ પુત્રોને રૂડી રીતે રહેવા–જીવન નિભાવવાની યોજના કરી બ્રહ્મલોકમાં જવાની તૈયારી કરી. ત્યારે બ્રહ્મવાદી ઋષિઓ મધુર વચનથી સ્તુતિ કરવા લાગ્યા.

सुता–उचुः–नमस्तेजगतोधातर् व्याकृताद्रहितायच ।
गुणत्रयस्वरूपेभ्यः पररूपायतेनमः ॥९॥
ब्रह्मप्रकृति निष्ठाय जगदुत्पत्तिहेतवे ।
समस्तविश्वरूपाय तस्मैतुर्यात्मनेनमः ॥१०॥
सावित्रीपतिरूपाय संसारार्णवसेतवे ।
प्रसन्नकल्पवृक्षाय तस्मैमोक्षात्मनेनमः ॥११॥
क्वचिदच्युतरूपाय भक्तानामुक्तिहेतवे ।
क्वचिद्रुद्रस्वरूपाय गौरीप्राणात्मनेनमः ॥१२॥
इतिसंस्तुत्यब्रह्माणं विरेमुस्तेद्विजोत्तमाः ।
तदाप्रसन्नोभगवा नुवाच चतुराननः ॥१३॥
ब्रह्मोवाच–मयिनिष्ठांसदास्थातुं दास्यामिमतिमांमम ।
एकाग्रमनसाध्यात्वा भवार्णवंतरिष्यथ ॥१४॥

---

હે બ્રહ્મન્! તમે જગતના ઉત્પાદક છો. તમે વિકારોથી રહિત છો. ત્રણ ગુણોનાસ્વરૂપોને ધારણ કરનાર તમે છો. અને પર એવા ઉત્તમ રૂપને ધારણ કરનારા છો. તમને અમારા નમસ્કાર હો! (૯)

તમે બ્રહ્મની શુદ્ધ પ્રકૃતિમાં રહેનારા છો. જગતની ઉત્પત્તિ તમારાથી થાય છે. તમે વિશ્વના વિવિધ રૂપે વિરાજો છો. તમારાએ તૂરીય સ્વરૂપને અમારા નમસ્કાર હો! (૧૦)

સાવિત્રિના સ્વામી, સંસાર રૂપી સમુદ્રના સેતુ અને ભક્ત ઉપર પ્રસન્ન થઈ કલ્પતરૂની પેઠે મનની કામના પૂર્ણ કરનાર છો. હે મોક્ષસ્વરૂપ ભગવન્ તમને પ્રણામ હો! (૧૧)

કોઈ વાર વિષ્ણુરૂપે. ભક્તના અનુગ્રહ માટે અવતરો છે. અને કોઇ વાર ગૌરીના પ્રાણપતિ-રૂદ્ર રૂપે પ્રગટો છો. આમ ત્રિમૂર્તિને ધારણ કરનારા બ્રહ્મન્ તમને નમસ્કાર હો. (૧૨)

એ પ્રમાણે મહર્ષિઓએ પ્રેમ ભર્યા શબ્દોથી બ્રહ્માજીની સ્તુતિ કરી. બ્રહ્માજી સ્તુતિ સાંભળી પ્રસન્ન થયા. અને બ્રહ્મર્ષિઓ સાથે ભાષણ કરવા લાગ્યા. (૧૩)

यथानेकान् गुणान् पुत्रा अधिगच्छेतसर्वदा ।
भुक्त्वाशेषान् गुणान् पश्चान्मयिसायुज्यताभवेत् ॥१५॥
इतिधात्रावचः श्रुत्वाप्रत्युवाचसुताश्रये ।
विप्रा-ऊचुः-कारयित्वा प्रतिकृतिं नोददस्वजगद्गुरो! ॥१६॥
एतद्विधिः सुविज्ञायदिव्याभरणसंयुताम् ।
चतुःषष्ठीमुखैर्युक्तांस्वमूर्तिं विचकारह ॥१७॥
स्थापयित्वाचतांदेवस्तिरोऽभवत्तदाविधिः ।
वामभागेचसावित्र्या गायत्र्यादक्षिणेसह ॥१८॥
तदामुनिगणाः सर्वेयथाविध्युपचारकैः ।
चक्रिरेपूजनप्रीत्या ध्यानयोगैरहर्निशं ॥१९॥

---

બ્રહ્માજી-હે ઋષિવરો! તમારૂં મન હમ્મેશાં મારામાં (બ્રહ્મ)માં લીન રહે તથા તેની ઉપાસના-ભક્તિ કરવા સુગમ પડે તે માટે મારી પ્રતિમા (પ્રતિકૃતિ) તમને હું આપુ છું તેનું તમે પૂજન કરજો અને એકાગ્ર મનથી ધ્યાન કરતા રહેશો તેથી આ સંસારરૂપી સમુદ્રને સુખથી તરી જશો. (૧૪)

મારી આ પ્રતિમામાં મહત્વના સંકેત છે. એ સંકેતો ગુણોના-વિદ્યા-કળાના છે એવા અનેક ગુણો તેના સેવનથી તમને પ્રાપ્ત થશે. તેનાથી તમારી ઉન્નતિ હમ્મેશાં રહ્યા કરશે એ ગુણોના પ્રભાવથી સસારના અનેક ગુણી પદાર્થોને તમે ભોગવતા રહેશો. આનંદ અને સુખ મેળવતા રહેશો. અન્તે મારા પરમપદ-બ્રહ્મપદને પામશો. (૧૫)

એ પ્રમાણે બ્રહ્મદેવનું વચન સાંભળ્યું. સૌ ખૂબ ખુશી થયા. માગણી કરી. હે જગદ્ગુરો! અમને એવી પ્રતિમા આપો જેનાથી આ લોકમાં ઉન્નતિ થાય અને પરલોકમાં સદ્ગતિ મળે (૧૬)

બ્રહ્માજીએ બ્રાહ્મણોની વિનતિ પરથી એકમૂર્તિ આપી. એ સુવર્ણની હતી. દિવ્ય આભૂષણોથી શોભતી હતી. ચોસઠ જેને મુખ હતાં. એવી પોતાનામાંથી મૂર્તિ પ્રગટ કરીને આપી. (૧૭)

બ્રાહ્મણોએ મત્ર ઘોષ કર્યો. બ્રહ્માજીએ મૂર્તિનું સ્થાપન કરાવ્યું. ડાબી બાજુ સાવીત્રીની મૂર્તિ સ્થપાવી અને જમણી બાજુએ ગાયત્રી દેવીનુ સ્થાપન કરાવ્યું. બ્રહ્માજી સૌના દેખતાં અદ્રષ્ય થયા. (૧૮)

एवंमवर्तमानानां कतिचित्समयो गतः ।
अर्चनेमतिमायास्ते नसमर्थाविभूविरे ॥२०॥
तेसर्वेमार्थयामासुर्मनसापरमेष्ठिनं ।
ब्रह्मोवाचतदाविमाञ्छृणुध्वंभोद्विजोत्तमाः ॥२१॥
द्वात्रिंशन्मुखसंयुक्तां मोक्षस्यफलदायिनीम् ।
मूर्तिमेवरदांश्रेष्ठां पूजनायददामिवः ॥२२॥
इत्युक्त्वासुव्रतान् विमानददत् स्वमतिकृतिम् ।
अर्चनंसुचिरंतस्याश्चक्रुस्तेद्विजपुंगवाः ॥२३॥
कालेनक्षीणबुद्धित्वान्नजातंपूजनंशिवे ! ।
ततोध्यात्वापुनर्मूर्तिंयाचिताद्विजसत्तमैः ॥२४॥

---

. તે દિવસથી માડી સર્વે મુનિઓ વિધિપૂર્વક વિવિધ ઉપચારોથી પૂજન કરવા લાગ્યા તથા ઉપાસના કરવા માડયા. અને હમેશા બ્રહ્મના ધ્યાનમા લીન થઈ અનેક સત્ કર્મો કરવા લાગ્યા. અને ઉપાસનાના પ્રભાવથી વેદાદિ શાસ્ત્રોમા નિષ્ણાત અને ચોસઠ કાળામા પારગત રહેતા. (૧૯)

એ પ્રમાણે બ્રહ્મની ઉપાસના કરતા કેટલાય વર્ષો વિત્યા પછી ચોસઠ મુખની પ્રતિમાની ઉપસના કરવાની શક્તિ રહી નહીં. (૨૦)

ત્યારે તે વખતના સર્વ વિપ્રો એકઠા થયા. બ્રહ્માજીની પ્રાર્થના કરવા લાગ્યા. બ્રહ્માજી પ્રસન્ન થયા અને પ્રગટ થઈ દર્શન આપ્યાં. બ્રહ્માજીએ બ્રાહ્મણોની પરિસ્થિતિ વિચારી અને બોલ્યા. (૨૧)

હે વિપ્રો! હવે તમે મારી બત્રીસ મુખવાળી પ્રતિમાનું પૂજન કરો. તેનાથી તમે વિઘ્નોથી મુક્ત થશો. હુ જે આપી રહ્યો છુ તે મૂર્તિ શ્રેષ્ટ છે. વર આપનારી છે. તેની તમે ઉપાસના કરો. (૨૨)

એ પ્રમાણે કહીને બ્રહ્માજીએ બત્રીસમુખવાળી પ્રતિમા આપી. સુશીલ અને બ્રહ્મચર્ય વ્રતવાળા વિપ્રોએ સ્વીકારીલીધી અને ચોસઠમુખવાળી પ્રતિમા અંતરધાન થએલી તેની જગાએ બત્રીસ મુખવાળી મૂર્તિ સ્થાપી. તેનુ પૂજન એ શ્રેષ્ટ બ્રાહ્મણો સુદર રીતે કરવા લાગ્યા. (૨૩)

કાળે કરીને બ્રાહ્મણોની બુદ્ધિ ક્ષીણ થઈ. બત્રીસ મુખના બ્રહ્માજીની પૂજા થઈ શકી નહી. ત્યારે ફરી ધ્યાન કરી પ્રાર્થના કરી. અને ઉપસના થઈ શકે તેવી મૂર્તિની માગણી કરી. (૨૪)

ददौपुनः सुरज्येष्ठः स्वमूर्तिं षोडषाननाम् ।
कालेनक्षीणवुद्धित्वात्पूजाकर्तुंनशेकिरे ॥२५॥
एवपुनःपुनर्ध्यात्वा याचिताब्राह्मणैर्यदा ।
तदाचतुर्मुखैर्युक्तां ददौमूर्तिपितामहः ॥२६॥
एवंतद्दिनमारभ्य प्रतिमाचतुरानना ।
रक्षिताध्यानपूजार्थे साद्यापिवर्तते स्थिरा ॥२७॥
इतिश्रीब्रह्मपुराणे ब्रह्मक्षेत्रमाहात्म्ये ब्रह्ममूर्तिस्थापनवर्णननाम
पचमोध्यायः ॥

## ॥ अथ षष्ठोध्यायः ॥

एकदाऋषयोदेवि ! ब्रह्मविष्णुशिवेषुवै ।
कोमहान् इति विज्ञातुं माहिण्वँस्तेभृगुमृषिम् ॥१॥

---

બ્રહ્માજીએ બ્રાહ્મણોની વિનતિપરથી સોળમુખવાળી મૂર્તિ આપી ત્યા પછી સમય બદલાવાથી બ્રાહ્મણોએ સોળમુખની પ્રતિમાનુ પૂજન કરવા અશક્ત બન્યા (૨૫)

એ પ્રમાણે વારવાર સમયાનુસાર ધ્યાન કરી ઉપાસના યોગ્ય મૂર્તિની માગણી થવાથી બ્રહ્માજીએ મૂર્તિઓ બદલી આપવા માડી અને છેવટ ચાર મુખની પ્રતિમા આપી (૨૬)

એ દિનસથી માડી હાલ સુધી ચારમુખની બ્રહ્માજીની પ્રતિમા રખાઇ છે અને ધ્યાન–પૂજન માટે હજુપણ બ્રહ્મક્ષેત્રમા વિરાજે છે (૨૭)

ઇતિશ્રી ભાવાર્થે દ્યોતિનિ ગુર્જરટીકાયાં બ્રહ્મક્ષેત્ર મહાત્મ્યે બ્રહ્મમૂર્તિ સ્થાપન વર્ણન નામ પચમોઽધ્યાય

---

## અધ્યાય છઠ્ઠો પ્રારંભ

મહાદેવ કહે છે હે દેવિ ! એક સમયે બ્રહ્મર્ષિઓની મહાસભા સ્વર્ગમા મળી હતી ત્યા વિચાર થયો બ્રહ્મના એક જ રૂપમા કાર્ય–કારણને લીધે, ગુણોના ભેદની અપેક્ષાએ જુદાજુદા જણાતા બ્રહ્મા,–વિષ્ણુ અને મહાદેવ એ ત્રણ દેવોમા કોણ મોટો છે ? અથવા સેવવા લાયક–ઉત્તમ ગુણોની શક્તિ ધરાવનાર કોણ છે ? એનો તપાસ કરવા ભૃગુઋષિને મોકલ્યા (૧)

भृगु प्रणम्यतान् विमान् जगामसपितुर्गृहम् ।
पितरपुरतोद्रष्ट्वा न ननाम न चाब्रवीत् ॥२॥
तविलोक्यविधिः प्राह कोऽप्यदुष्टः समागतः ।
निःसारयतमत्पुत्राः स्थानादेनहिदर्पिण ॥३॥
इतिक्रोधसमाविष्ट विलोक्याजभृगुस्तदा ।
मत्स्थानमागतोदेवि ! स्थिरोभूत्वा व्यलोकयत् ॥४॥
स्तब्धमेनविलोक्याथक्रोधो वैसमजायत ।
कोपाविष्टोह्ययविप्रविहन्तुचमनोदधे ॥५॥
त्रिशूलहस्तमाहष्ट्वापलायनपरोमभुः ।
वैकुण्ठ च गतोविप्रः सुरम्यभक्तभावन ॥६॥
सहस्त्रसूर्यसकाश तपन्तसर्वतोदिशः ।
नि.शेषभूतिभिर्युक्त दर्शयन् मययौमुनिः ॥७॥

---

ભૃગુઋષિ બ્રહ્મસભાને પ્રણામ કરી પ્રથમ સત્યલોકમા ગયા ત્યા બ્રહ્માજીને નમન કરવુ જોઇએ ! તથા વિનય બતાવવો જોઇએ ! એમ ન કર્યું અને અક્કડ થઈ ઉભા રહ્યા (૨)

બ્રહ્માજીએ જોયુ મનમા રજોગુણ વ્યાપ્યો રજોગુણના વેગથી તમો ગુણ નિપજ્યો અને ક્રોધવશ થઈ તેમના પુત્રોને આજ્ઞા કરી કે-આ અભિમાની દુષ્ટબ્રાહ્મણને તત્કાળ રજા આપો ! બ્રહ્મલોકમાથી કહાડી મૂકો (૩)

બ્રહ્માજીની પરીક્ષા થઈ ગઈ ભૃગુને એ જોવુ જ હતુ ભૃગુ બ્રહ્મ લોકમાથી નીચે ઉતર્યા અને કૈલાસ તરફ વળ્યા ત્યા મહાદેવજીને આસન પર બિરાજેલા જોયા ભૃગુએ નમન કર્યું નહીં અક્કડ ઉભા રહ્યા અવિનય બતાવ્યો શિવજી ક્રોધમા આવ્યા અને અનુચરોને આજ્ઞા કરી કે આ મિથ્યાભિમાની ભૃગુને કૈલાસમાથી મ્હાડી મૂકો (૪-૫)

ક્રોધે ભરાયલા રુદ્ર ત્રિશુલ ઉગામ્યુ ભૃગુ ડરી ગયા પરીક્ષા જોવાઈ ગઇ મનમા સમજી નાઠા અને કૈલાસમાથી વિદાય થઈ અતિ રમ્ય એવા અને ભક્તોને પ્રિય એવા વૈકુંઠમા આવ્યા (૬)

ત્યા હજારો સૂર્ય સમાન તેજસ્વી અનેક વૈભવવાળા, શખચક્ર-ગદા-પદ્મ અને વનમાળાથી શોભતા વૈષ્ણવ ભક્તોને જોયા (૭-૮)

शंखचक्रगदापद्म वनमालाविभूपिताः ।
सर्वेचतुर्भुजाःश्यामा विष्णुरूपेणसदृशाः ॥८॥
तपोधनंभृगुंदृष्ट्वा हर्पप्रोत्फुल्लमानसाः ।
सर्वेतेवैष्णवाश्चक्रुः प्रणामं ऋषिपादयोः ॥९॥
वैकुण्ठंसर्वतोवीक्ष्य हरि नं ददृशे यदा ।
तदाऽसीरोदसंभूतां कहरिरितिप्रष्टवान् ॥१०॥
लक्ष्मीरुवाचतंविप्रं प्रणम्यदंडवन्मुदा ।
पूजांगृहाणभोविप्र ! सर्वयोगविदांवर ! ॥११॥
हरिरन्तः पुरेसुप्तोदर्शनंदेहितत्रवै ।
तच्छ्रुत्वासगतोयोगी यत्रास्तेभगवान्किल ॥१२॥
विलोक्यश्रीहरिस्तत्र महार्हपीठशायिनम् ।
चक्रेपादप्रहारंतं सर्वकामफलप्रदम् ॥१३॥
निद्रांत्यक्त्वाहरिस्तस्यपादसंवाहनक्रियां ।
आचरत्जगतांपूज्यो सुरदैत्यविनाशकः ॥१४॥

मत्युवाचद्विजंविष्णुः क्षमस्ववेदविन्मुने ! ॥
पादस्तेकोमलस्तात ! हृदयंमेशिलासमं ॥१५॥
अतोमहत्तरंदुःखं जातंतेभृगुनन्दन ! ।
सोढुंतदपराधंमे युक्तोऽसियोगविन्मुने ! ॥१६॥
अद्यैवमेगतंपापं भवतःपुण्यदर्शनात् ।
अद्यैवजन्मसाफल्यं पादस्पर्शनमात्रतः ॥१७॥
इतिविष्णोर्वचःश्रुत्वा द्विजेन्द्रोलज्जितोऽभवत् ।
प्रणम्यश्रीहरिंपश्चात् जगाममुनिसंसदि ॥१८॥
तत्रगत्वामुनिमाहशृणुध्वंवचनंमम ।
आज्ञयाभवतांदेवा स्त्रयश्चापि परीक्षिताः ॥१९॥
महान्नारायणस्तेषां नान्यदस्तिमुनीश्वराः ।
सर्वेषांगुणज्येष्ठयत्वा दुपास्योभगवानकिल ॥२०॥
ज्ञात्वामुनेर्मुखाद्वृत्तंतेसर्वेसत्वरूपिणी ।

---

શ્રીહરિ એકાએક થએલી આ બીના જોઈ! વિશ્રાંતિ તજી! મુરારિ શ્રીહરિ કે જે જગતોના આ પાલક નીચે ઉતરી ભૃગુના ચરણુમા પડયા. અને લાતવાળા પગને દબાવવા માંડયા. (૧૪)

મધુર પ્રાર્થના કરતાં જણાવ્યું કે–હે મહર્ષિ! તમારા કમળ સમાન કોમળ પગ કયાં? અને વજ્ર સમાન કઠોર મારૂં હૃદય કયાં? આપના પગને ઇજા થઇ હશે!! (૧૫)

હે દ્વિજોત્તમ! તમારા ચરણુને દુખાવો થયો હશે?? મારાથી થએલા હરેકોઇ અપરાધને ક્ષમા કરજો!! (૧૬)

આપના પવિત્ર ચરણુનો મને સ્પર્શ થયો! હું પાવન થયો! સત્વ ગુણુનોય અભિમાન યાને દોષ દૂર થયો! અવતાર લીધાની સફળતા થઇ. તથા તમારા ચરણુની રજથી હું પવિત્ર થયો. (૧૭)

એ પ્રમાણે ભૃગુઋષિએ શ્રીહરિનાં વચન સાંભળ્યાં! ભૃગુ શરમિંદા થયા. શ્રીહરિને ચરણે પ્રણામ કર્યા. હે ઋષિવરો! તમારી સૌની આજ્ઞાથી હું ત્રણુ દેવોની પરીક્ષા કરવા ગયો હતો. અને ત્રણુની પરીક્ષા પરીક્ષા લીધીય ખરી. (૧૮–૧૯)

**वृत्तयोऽप्यदधन् विष्णौसंसारार्णवतारके ॥२१॥**
**विष्णुयागः कृतस्तैश्च प्राप्तये तस्यलोकतां ।**
**भृगुर्विज्ञायस्वंपापं शुशोचहृदयेस्वके ।**
**कंयामिशरणंसर्वान् नृपीनपृच्छवेदवित् ॥२२॥**
**उक्तवन्तोवचोविद्वन् नपाकर्तुंस्वकिल्बिषम् ।**
**धातुर्धामनिगच्छत्वं तत्रमुक्तोभविष्यसि ॥२३॥**
**इतितेषांवचः श्रुत्वाभृगुर्बुद्धिमतांवरः ।**
**जगामस्वपितुःस्थानं जराजन्मविवर्जितं ॥२४॥**

**इतिश्रीब्रह्मपुराणे ब्रह्मक्षेत्रमाहात्म्ये भृगोर्ब्रह्मालयप्राप्तिर्वर्णनंनाम षष्ठोध्यायः ॥**

---

પણ એ ત્રણમાં સેવવા લાયક–ઉત્તમ–સત્વગુણાવતાર–ભગવાન શ્રી વિષ્ણુ છે, "सत्वंयद्ब्रह्मदर्शनं" સત્વગુણના સેવનથી રજોગુણ તથા તમોગુણ નાશ પામે છે. એવી રીતે મનુષ્ય ત્રણ ગુણના લોપને તજી બ્રહ્મપદ–આત્મસાક્ષાત્કારને પામે છે. વળી એમણે દેવોની પરીક્ષાને અંગે જે જે બીના થઈ તે પણ સભામાં ભૃગુએ જાહેર કરી. (૨૦)

સભાસદોએ સર્વે વાત જાણી. નક્કી કર્યું કે ઉપાસના કરવા યોગ્ય શ્રીવિષ્ણુ છે. તેઓ સત્વગુણી છે સત્વગુણથી મનુષ્ય મુક્ત થાય છે સસાર સમુદ્રને સહેલાઈથી તરી જાય છે. સર્વે સભાસદોએ "મહાવૈષ્ણવયાગ" કર્યો અને સભા વિસર્જન થઈ. (૨૧)

ભૃગુઋષિને સંતાપ થયો! અરે...મેં આ કેવું પાપ કર્યું!! શ્રીવિષ્ણુને છાતીમાં લાત મારી!! હું કેવો નિર્ભાગી!! એ થએલા પાપને દૂર કરવા ઉપાય પૂછવા લાગ્યા. ઋષિ મુનિઓ ઉપાય બતાવી શક્યા નહી. પણ પિતામહ બ્રહ્માજી પાસે જવા સૂચના કરી. (૨૨)

ભૃગો! તમે બ્રહ્માજી પાસે જાઓ! તમને સુંદર ઉપાય બ્રહ્માજી બતાવશે. અને તે પ્રમાણે તમેજે વિધિ કરશો તેનાથી તમારૂ પાપ નાશ પામશે. (૨૩)

ભૃગુ સત્યલોકમાં ગયા. જે લોક રોગ–શોક અને ભયથી રહિત છે ત્યાં ગયા. અને સત્યલોકને જોઈ આનંદ પામ્યા. (૨૪)

**॥ ઇતિશ્રી ભાવાર્થદ્યોતિનિ ગુર્જરટીકાન્તિતે બ્ર૦ મ૦ ષષ્ઠોધ્યાયઃ**

---

## ॥ अथ सप्तमोऽध्यायः ॥

सत्युवाच-तत्रगत्वाचभृग्वर्षिः किंचक्रेवदस्वरत् ।
विधिनाकथितंकिंच कथयेबुद्धिशालिने ॥१॥
तदहंश्रोतुमिच्छामि त्वत्तोयोगिवराद्विभो ।
सूत-उवाच-इतिदेव्यावचःश्रुत्वा शिवस्तांमत्यनन्दत ॥२॥
शृणुदेवि ! प्रवक्ष्यामि कथांपुण्यांमनोरमाम् ।
यस्याः श्रवणमात्रेण नरोमुच्येतपातकात् ॥३॥
ऋषिर्गत्वापितुः पार्श्वस्थेश्चाविष्टोऽब्रवीद्वचः ।
किंकरोमि कगच्छामि कल्मषंसमुपस्थितं ॥४॥
विष्णोर्हृदिकृतःपाद स्पर्शोमन्दधियामया ।
तत्पापस्यविशुद्धयर्थं किंकरवाणिपितामह ॥५॥
इतितद्वचनंश्रुत्वा प्रोवाचकमलासनः ।
गच्छत्वंपुत्रमत्क्षेत्रेपापंतत्रविनश्यति ॥६॥

---

### અધ્યાય સાતમો

સતિ–હે સ્વામિન્! બુદ્ધિમાન્ભૃગુએ બ્રહ્મલોકમાં જઈ શું કર્યું? બ્રહ્માજીએ શું કર્યું? (૧)

સૂત–હે શૌનક! યોગેશ્વર એવા શિવજીને પાર્વતીજીએ પ્રશ્ન પૂછયું તે સાંભળી શિવજીને આનંદ થયો. અને ભાષણ કરવા લાગ્યા. (૨)

શિવજી–હે દેવિ! પવિત્ર અને મનોહર એવી તમને કથા કહીશ. જેનું શ્રવણ કરવાથી મનુષ્ય પાપમાંથી મુક્ત થાય છે. (૩)

ભૃગુઋષિ સત્યલોકમાં ગયા પછી બ્રહ્માજીનાં દર્શન કર્યાં. પ્રણામ કર્યા. અને સંતાપથી ભરેલાં વચનો નિવેદન કરવા લાગ્યા. બ્રહ્મન્! હું શું કરૂં? ક્યાં જાઉં? મ્હને મોટું પાપ લાગ્યું છે. (૪)

શ્રીહરિના હૃદયને પાદસ્પર્શ કર્યો છે. એ મેં મોટો અપરાધ કર્યો છે. મ્હને એ પાપ લાગ્યું છે! એ પાપની શુદ્ધિ માટે ઉપાય કહો! (૫)

ભૃગુનું વચન બ્રહ્માજીએ સાંભળ્યું. અને જણાવ્યું કે–હે પુત્ર! તમે મારા ક્ષેત્રમાં જાઓ. ત્યાં જવાથી તમારૂં પાપ નાશ પામશે. (૬)

वाचंश्रुत्वातुपप्रच्छ विधिं तं भार्गवो मुनिः ।
रेपितर् ! क्वास्तितत्क्षेत्रं किंफलंतस्यविश्रुतं ॥७॥
भूभागेक्कुत्रतत्तीर्थं पापशोधनकारकं ।
विधिरुवाच–भारतेजंबुद्वीपेवै गिरेरर्बुददक्षिणे ॥८॥
अस्तिसाभ्रमतीगंगा वहतिनिर्मलाशुभा ।
याम्येरोधसिवैतस्याः क्षेत्रमस्तीदमत्कृतं ॥९॥
गंगायत्रहिरण्याख्या वहतिमध्यभागतः ।
पापानिस्मरणात्पुत्र ! नश्यन्तिमनुजस्यच ॥१०॥
प्रेतयोनिंगतायेच येमृताः पतनादिभिः ।
येमृतास्ताडिताव्याघ्रैः दष्टाःसर्पादिभिस्तथा ॥११॥
तेसर्वेमुक्तिमायान्ती गंगायामस्थिपातनात् ।
यस्यांश्राद्धेकृतेपुत्र ! पितरोयान्तिसद्गतिम् ॥१२॥

---

ભૃગુ–હે પિતા! એ ક્ષેત્ર કયા છે? તેનુ શુ નામ છે? ત્યા જવાથી શુ ફળ મળશે? તે કૃપા કરી મ્હને કહો! (૭)

પૃથ્વીના કયા ભાગમા એ ક્ષેત્ર છે? કે એ સ્થળે જવાથી પાપને નાશ થઈ શકશે જમ્બુદ્વિપમા ભરતખડ છે! ત્યા આબુ નામે એક પ્રસિદ્ધ પર્વત છે (૮) તેની જમણી બાજુએ સાબરમતિ (સાભ્રમતી) ગગાવહે છે તેનુ જળ નિર્મળ અને પવિત્ર છે તેને જમણે કાઠે મેં નિર્માણ કરેલુ એક ક્ષેત્ર છે. જે ઘલક્ષેત્ર નામે પ્રસિદ્ધ છે (૯)

ત્યા ક્ષેત્રની વચ્ચે હિરણ્યગગા (હરણાવ નામે નદી) વહે છે હે પુત્ર! જેનું સ્મરણ કરવાથી મનુષ્યના સઘળા પાપ નાશ પામે છે. (૧૦)

જે લોકો આત્મહત્યા કરી મરણ પામેલા હોય! જેઓને વાઘ જેવા ક્રૂર જનાવરોએ મારેલા હોય! અથવા જેઓ સાપ જેવા ઝેરી જાનવરો કરડી મરી ગએલા હોય! અને પ્રેત યોનિમા ગએલા હોય! (૧૧)

તેઓના અસ્થિ (હાડકા–ફુલ) ગગામા પધરાવવાથી પ્રેત યોનિ મટી મુક્તિને પામે છે વળી હે પુત્ર! હિરણ્યગગાને કિનારે પિતૃઓનુ શ્રાદ્ધ કર્યું હોય! તો પિતૃઓની સદ્ગતિ થાય છે (૧૨)

प्रयागेणसमोयत्र त्रिवेणीसंगमोभृगो ! ।
यस्मिन्स्नानेनदानेन रिच्यन्तेपापराशयः ॥१३॥
तस्मिँस्तीर्थेभृगो ! गच्छत्वीयपापविशुद्धये ।
तत्रसर्वाणिपापानिगमिष्यन्त्यवगाहनात् ॥१४॥
इतिसम्यग्वचःश्रुत्वा पप्रच्छधातरंभृगुः ।
केपापापंगतंयातः कथयत्वममाधुना ॥१५॥
यच्छ्रुत्वाजायतेश्रद्धातस्माद्गदितुमर्हसि ।
तस्यैतद्वचनंश्रुत्वा ब्रह्मोवाचसुतंप्रति ॥१६॥
ब्रह्मोवाच-शृणुपुत्रप्रवक्ष्यामि पुरावृत्तपुरातनं ।
आगतोभगवान् रुद्रएकदाममधामनि ॥१७॥
व्यस्तोहस्वशिरोभिश्च पंचभिरुपवेशितः ।
तदाव्यचारयच्छूली स्वस्यान्तः करणेमृडः ॥१८॥

---

હે ભૃગો ! પ્રયાગના તીર્થ સમાન જ્યા ત્રિવેણીનો સગમ છે ત્યા જઈ હરકોઈ મનુષ્ય સ્નાન અને દાન કરે છે તો તેના સઘળા પાપ નાશ પામે છે (૧૩)

તો હે ભૃગો ! તમારા પાપની શુદ્ધિ કરવા માટે તમો એ તીર્થમા જાઓ ! ત્યા જઈ સ્નાન કરવાથી તમારા સઘળા પાપ નાશ પામશે (૧૪)

એ પ્રમાણે બ્રહ્માજીના શુભ વચનો સાભળી ભૃગુ પૂછવા લાગ્યા હે પિતા ! ત્યા જવાથી કોના કોના પાપ નાશ પામ્યા છે તે મ્હને જલદી કહો (૧૫)

જેનુ શ્રવણ કરવાથી શ્રદ્ધા ઉત્પન્ન થાય ! એવી રીતે મ્હને કૃપા કરીને કહો ? એ પ્રમાણે ભૃગુનુ વચન સાભળી બ્રહ્માજી પોતાના વહાલાપુત્ર ભૃગુ પ્રત્યે બોલ્યા ! (૧૬)

બ્રહ્માજી-હે પુત્ર ! હુ તમને એક સુદર વૃત્તાત કહુ છુ તે ઘણુ પુરાતન વખતનુ છે એક વખત ભગવાન રૂદ્ર આપણા આ સત્યલોકમાં પધાર્યા અને મને મળવા માટે મારા મદિરમા પધાર્યા (૧૭)

એ પ્રસગે હુ અસ્વસ્થ બેઠેલો હતો મારા પાચ મસ્તકો શિથિલ હતા એ જોઇ મહાદેવજીએ વિચાર કર્યો અને મનથી નક્કી કર્યું (૧૮)

माघेचकार्तिकेमासे वैशाखेश्रावणेतथा ।
मार्गशीर्षेतथाज्येष्ठे फाल्गुनेह्यधिकेचवै ॥२५॥
स्नानंदानंमकुर्वंतियेनराः शुद्धमानसाः ।
तेषांदिनेदिनेपुण्य मश्वमेधशताधिकं ॥२६॥
असंख्येयफलंसम्यक्भुंजंतेमानवोत्तमाः ।
तेषांनश्यंतिपापानि तस्मिन्नेवनसंशयः ॥२७॥

इतिश्रीब्रह्मपुराणे ब्रह्मक्षेत्रमाहात्म्ये त्रिवेणीसंगमवर्णनंनाम सप्तमोऽध्यायः ॥

## ॥ अथाष्टमोऽध्यायः ॥

ब्रह्मोवाच-शृणुपुत्रमवक्ष्यामि सुतीर्थोत्पत्तिकारणम् ।
तार्क्ष्यपिंगलयोर्युद्धंशृण्वतांवैसुखावहम् ॥१॥

---

જેઓ માઘ માસમાં, કાર્તિકમાં, વૈશાખમાં, શ્રાવણમાં, માર્ગશીર્ષમાં જ્યેષ્ટમાં, ફાગણમાં અને અધિકમહિનામાં બ્રહ્મક્ષેત્રમાં અને તેના તીર્થમાં જઇ નિવાસ કરે છે, સ્નાન કરે છે. દાન કરે છે તો તેમનાં મન પવિત્ર થાય છે. વળી દરરોજ સેંકડો અશ્વમેધના યજ્ઞોનું ફળ પ્રાપ્ત થાય છે. (૨૫-૨૬)

એટલુ જ નહીં પણ એ શ્રેષ્ટ મનુષ્યો પુણ્યનાં અસંખ્ય ફળ ભોગવવા ભાગ્યશાલી થાય છે તેઓનાં પાપ નાશ પામી જાય છે. તેમાં લેશ પણ સંશય નથી.

ઇતિશ્રી જયશંકરસૂનુના ગણપતિશંકર શાસ્ત્રિણા વિરચિતે ભાવાર્થ દ્યોતિનિ ગુર્જર ટીકાવિન્તે ત્રિવેણી સંગમ વર્ણનં નામ સપ્તમોધ્યાયઃ

---

## અધ્યાય આઠમો

બ્રહ્માજી-હે પુત્ર! એ સુંદર તીર્થની ઉત્પત્તિનું કારણ હું તને કહું છું તે તુ શ્રવણ કર! ત્યાં ગરૂડ અને પિંગલ નામે નાગનું યુદ્ધ થયું હતું. એ ઇતિહાસ સાંભળનારાઓને મનોહર લાગે તેવો છે.

वक्रंचतुष्टयंयोग्यंपंचमंतन्निरर्थकम् ।
इतिसंचिंत्यशूलेन चिच्छेदशीर्षकंमम ॥१९॥
सम्प्राप्ततत्कालंवैशिवहस्तेस्थिरीभवत् ।
निरस्तं तन्नकुत्राऽपि तेनवभ्रामभूतले ॥२०॥
नगतंक्वापितत्पुत्र शिवहस्ताद्द्विपातक ।
दिवसैःकतिपयैःक्षेत्रे स गतोममनिर्मिते ॥२१॥
हिरण्यायाश्वभीमायाः कौशाम्ब्या.संगमेततः ।
कपालभृत् समायातः कपालंतत्रनिर्गतम् ॥२२॥
विपापः सशिवोभूत्वास्वस्थानंप्रतिसययौ ।
इतितेकथितंपुत्रतीर्थपुण्यस्यवृद्धिदं ॥२३॥
त्रिवेणीसंगमेपुत्र ! स्नानंकुर्वतियेजनाः ।
न ते पश्यति कीनाशान्दुष्टान्स्वप्नेऽपिनिर्घृणान् ॥२४॥

---

બ્રહ્માજીને ચાર જ મસ્તક હોવા ઘટે ! ! આ ..પેલું પાચમુ તદ્દન નકામુ છે આમ શિવજીએ ધાર્યું અને ત્રિશૂલ ઉગામી એ પાચમાને ઉડાવ્યુ (૧૯)

એ માથુ ઉડયુ ! તુર્ત મહાદેવજીના હાથમા ચોટી પડયુ મહાદેવજી ચકિત થયા તે તેને દૂર કરવા ઘણા ઉપાયો કર્યા પણ કોઈ ઉપાયની અસર થઇ નહી આખરે પૃથ્વી પર પધાર્યા (૨૦)

હે પુત્ર ! એ પૃથ્વી ઉપરના બધા ક્ષેત્રોમા ફર્યા, તોપણ મહાદેવજીના હાથમા ચોટેલુ આ બ્રહ્મકપાલ–મહાપાપ ખરયુ નહી ઘણો સમય નિત્યા પછી મેં નિર્માણ કરેલા બ્રહ્મક્ષેત્રમા પધાર્યા (૨૧) ત્યા ત્રિવેણીનો સગમ જોયો ! આનદ પામ્યા ! એ સગમ હિરણ્યગગા–ભીમા અને કૌશામ્બીનો થએલો જણાયો બ્રહ્મકપાલ ચોટી ગએલા શિવજી એ સગમ ઉપર ગયા ત્યા સ્નાન કર્યું કે તુર્તજ એ મહાપાપ નાશ પામ્યુ (૨૨)

એ પ્રમાણે શિવજી પાપથી મુક્ત થયા ત્યારે શાતિ પામ્યા અને કૈલાસમા પધાર્યા હે પુત્ર ! તને આ પવિત્ર તીર્થનો મહિમા કહી બતાવ્યો (૨૩)

હે પુત્ર ! ત્રિવેણીના સગમમાં જઈ જે મનુષ્યો સ્નાન કરે છે તેઓને સ્વપ્નમાં પણ દુષ્ટ–નફ્ફટ યમદૂતો જોવા મળતા નથી (૨૪)

माघेचकार्तिकेमासे वैशाखेश्रावणेतथा ।
मार्गशीर्षेतथाज्येष्ठे फाल्गुनेह्यधिकेचवै ॥२५॥
स्नानंदानंप्रकुर्वंतियेनराः शुद्धमानसाः ।
तेषांदिनेदिनेपुण्य मश्वमेधशताधिकं ॥२६॥
असंख्येयफलंसम्यक्भुंजंतेमानवोत्तमाः ।
तेषांनश्यंतिपापानि तस्मिन्नेवनसंशयः ॥२७॥

इतिश्रीब्रह्मपुराणे ब्रह्मक्षेत्रमाहात्म्ये त्रिवेणीसंगमवर्णनंनाम सप्तमोऽध्यायः ॥

## ॥ अथाष्टमोऽध्यायः ॥

ब्रह्मोवाच–शृणुपुत्रप्रवक्ष्यामि सुतीर्थोत्पत्तिकारणम् ।
तार्क्ष्यपिंगलयोर्युद्धंशृण्वतांवैसुखावहम् ॥१॥

---

જેઓ માઘ માસમાં, કાર્તિકમાં, વૈશાખમાં, શ્રાવણમાં, માર્ગશીર્ષમાં જ્યેષ્ટમાં, ફાગણમાં અને અધિકમહિનામાં બ્રહ્મક્ષેત્રમા અને તેના તીર્થમાં જઇ નિવાસ કરે છે, સ્નાન કરે છે. દાન કરે છે તો તેમનાં મન પવિત્ર થાય છે. વળી દરરોજ સેંકડો અશ્વમેધના યજ્ઞોનું ફળ પ્રાપ્ત થાય છે. (૨૫-૨૬)

એટલુ જ નહીં પણ એ શ્રેષ્ટ મનુષ્યો પુણ્યનાં અસંખ્ય ફળ ભોગવવા ભાગ્યશાલી થાય છે તેઓના પાપ નાશ પામી જાય છે. તેમા લેશ પણ સંશય નથી.

ઇતિશ્રી જયશંકરસૂનુના ગણુપતિશંકર શાસ્ત્રિણા વિરચિતે ભાવાર્થ દ્યોતિનિ ગુર્જર ટીકાવિન્તે ત્રિવેણી સંગમ વર્ણનં નામ સપ્તમોધ્યાયઃ

---

## અધ્યાય આઠમો

બ્રહ્માજી–હે પુત્ર! એ સુંદર તીર્થની ઉત્પત્તિનું કારણ હુ ત્હને કહું છું તે તુ શ્રવણ કર! ત્યાં ગરૂડ અને પિંગલ નામે નાગનું યુદ્ધ થયુ હતુ. એ ઇતિહાસ સાંભળનારાઓને મનોહર લાગે તેવો છે.

सूत-उवाच–इतिधातुर्वचः श्रुत्वाभृगुः माहपितामहम् ।
ममश्रद्धाविवृध्यर्थं कथयत्वंदयानिधे ! ॥२॥

ब्रह्मोवाच–एकस्मिन् दिवसेवत्स ! सर्पाणांगरुडस्यच ।
पूर्ववैरंसमुत्पन्नमभूद्युद्धभयंकर ॥३॥
गरुडेनाऽतिरोपेणसर्पाश्चबहवोः हताः ।
क्षीणाबलेनतेसर्वे विनताशरणययुः ॥४॥

नागा-उचु –भो मातस्तवपुत्राय दास्यामः करमुत्तमम् ।
यथास्मानगरुडोरक्षेत्तथाकार्यंत्वयाद्यतः ॥५॥
तेषांवचासिश्रुत्वासा गरुडंमतिचाब्रवीत् ।
पुत्र ! त्वयानहन्तव्या इमेत्वद्भयकातराः ॥६॥
सर्पादास्यंतितेवत्स नागमेकंदिनेदिने ।
अतस्त्वयाप्रकर्तव्यं वचनमेसुखावह ॥७॥

---

સૂત–એ પ્રમાણે બ્રહ્માજીનુ વચન સાભળીને ભૃગુ બોલ્યા હે પિતા! મારી શ્રદ્ધા વૃદ્ધિ પામે તેવી રીતે મારા ઉપર કૃપા કરીને મ્હને એ ઇતિહાસ કહો! (૨)

બ્રહ્માજી–હે વત્સ! કોઇ એક દિવસે સર્પોએ અને ગરૂડે પ્રથમનુ વેર સભાર્યું અને એ વેરને લીધે પરસ્પરનું ભયાનક યુદ્ધ થયું હતુ (૩)

ગરૂડ ઘણા ક્રોધમા આવી અનેક નાગલોકોનો નાશ કર્યો નાગો બળહીન થઈ ગયા અને માતા વિનતાના શરણે ગયા (૪)

સર્પો–હે માતા! તમારા પુત્ર ગરૂડને અમે કર આપ્યા કરીશુ! જેવી એ આજ્ઞા કરશે તેવી જાતનો કર આપતા રહીશુ પણ હવેથી ગરૂડ અમારૂ રક્ષણ કરે! તેવી જાતનો બંદોબસ્ત કરી આપો (૫)

સર્પોનું વચન સાભળ્યુ વિનતાએ ગરૂડને બોલાવ્યો કહ્યુ કે હે પુત્ર! ત્હારે હવેથી નાગ લોકોનો નાશ કરવો નહીં ત્હારા ભયથી એ ગરીબ થઈ ગયા છે (૬)

હે વત્સ! એ નાગ લોકો ત્હને દરરોજ એક એક નાગ સોંપતા રહેશે ત્હારે તેમનું રક્ષણ કરવુ જોઇએ આ વચન મારૂં તુ પાળજે. તેથી તું સુખી થઇશ. (૭)

इत्थंमात्रामशान्तंतं गरुडं माणघातकं ।
परिक्रम्यत्रिवारंते ययुर्वे स्वालयंमति ॥८॥
सर्पास्ततसमयात्पुत्र ! सर्पमेकंदिनंप्रति ।
गरुडायददुः प्रीत्यास्वानात्रक्षणकारणात् ॥९॥
एवमर्पयतांतेषां बहवोदिवसंगताः ।
एतावान्निर्गतः कालोभुजंगानांसुखावहः ॥१०॥
एकदापक्षिराजेनगत्वावैनागमन्दिरं ।
याचितंदीयतांशीघ्रंकरंमेपणपूर्वकं ॥११॥
तद्दिनेनागपुत्रस्यपिंगलस्यमहौजसः ।
वलयेसमयोमाप्तस्तदाचिन्तातुरोभवत् ॥१२॥
किंकरोमिक्वगच्छामिमृत्योः समिपमागतः ।
सामदानादिकैर्भेदैः करिष्येमाणरक्षणं ॥१३॥

---

એ પ્રમાણે માતા વિનતાએ તેના પુત્ર ગરૂડને નાગોનું રક્ષણ કરવાની વાત કહી અને શાંત પડયો. નાગોએ વિનતાની ત્રણવાર પ્રદક્ષિણા કરી અને રજા લઈ તેમના નિવાસ તરફ ગયા. (૮)

હે પુત્ર! તે દિવસથી માંડીને તેઓ દરરોજ એકએક નાગ સોપતા રહ્યા અને પોતાનું રક્ષણ કરતાં રહ્યા. (૯)

એ પ્રમાણે કરતાં ઘણાં દિવસો વીત્યા. ત્યાં સુધી નાગ લોકોનો સમય પણ સુખશાંતિમાં વ્યતિત યતો રહ્યો. (૧૦)

એક દિવસ ગરૂડજી નાગ રાજાના મંદિરે ગયા! માગણી કરી કે–સરત પ્રમાણે તમે અમને કર જલદી આપો. (૧૧)

તેજ દિવસે નાગ રાજાના પુત્ર પિંગલનો વારો હતો. એ મહા તેજસ્વી નાગપુત્ર મનમા ચિંતા કરતો હતો. અરે મારે દુશ્મનને આધિન થવુ પડશે!! (૧૨)

અરે!! તે વિશે હુ શું વિચાર કરૂ? કયાં જાઉં? આતો એક મૃત્યુના પાસે જવા જેવુ બન્યું!! તેમ છતા શાસ્ત્રકારોએ બતાવેલા સામ–દાન–દંડ અને ભેદ જેવા નીતિના અખતરા કરૂ તો શુ ખોટું!! એમ કરતાંમાં મારા પ્રાણ બચે તો કેવું!! (૧૩)

एवंविचार्यसर्पेण कृतंकर्मह्यनुत्तमं ।
गरुडंसान्त्वयामास स्वकयानम्रवाचया ॥१४॥
एवंकृतेसमाधानं न न्यवर्तत पक्षिराट् ।
स्वदेहमर्पयामासपिंगलस्तस्यतृप्तये ॥१५॥
रेपक्षिन् ! भक्षयत्वंमांविलंबंकुरुषेकथं ।
इत्युक्त्वागरुडस्याग्रेदेहपिंडंव्यचिक्षिपत् ॥१६॥
चञ्चुनातंसमुद्धृत्यरयसोदडयन्नभः ।
तावत्समागतंक्षेत्रंमदीयंमुक्तिभावनम् ॥१७॥
उवाचपिंगलस्तत्रश्रृणुध्वंवचनंमम ।
अस्तिसर्वोत्तमंशास्त्रंमदीयंलोकपूजितम् ॥१८॥
पिङ्गलंनामविख्यातंवर्ततेपृथिवीतले ।
पाठकोनहितस्यास्तिसमर्थोन्योमयाविना ॥१९॥

---

આ પ્રમાણે મનમાં વિચાર કરીને નાગ કુમારે એક સુંદર કાર્યની ઘટના કરવા માંડી. પ્રથમતો પોતાને છાજે તેવી નમ્રવાણીથી ગરૂડને આશ્વાસન આપ્યાં. (૧૪)

એમ કરવા છતાં પક્ષીઓના રાજા ગરૂડને ઠીક લાગ્યું નહીં ત્યારે પિંગલે તેને ખૂશ કરવાની ખાતર પોતાનો દેહ અર્પણ કરવા જાહેર કર્યું. (૧૫)

નાગપુત્ર-હે પક્ષિરાજ! લે, તું મ્હને આ. કેમ! ઠીકતો! વખત લગાડવો શા માટે! એમ બોલી ગરૂડની આગળ પોતાના દેહરૂપી પિંડને અર્પણ કર્યો. (૧૬)

ત્યારે ગરૂડે તેને ચાંચવડે પકડ્યો. તેને ઉચક્યો. આકાશમાં ઉડ્યો. વેગથી નાસવા માંડ્યું. દરમ્યાન મુક્તિનાસાધનભૂત મારૂં ક્ષેત્ર (પ્રભાક્ષેત્ર) પ્રાપ્ત થયું. (૧૭)

ત્યારે પિંગલ બોલ્યો-હે ગરૂડજી! તમે મારી વાત સાંભળો. મેં એક સર્વોત્તમ શાસ્ત્રનો અભ્યાસ કરેલો છે. લોકો જેને પ્રેમથી વધાવે છે. (૧૮)

એ શાસ્ત્રનું નામ "પિંગલશાસ્ત્ર નામે" પ્રખ્યાત છે. મનુષ્ય લોકમાં તેની જાણ સારી છે. તેનો અભ્યાસ કરનાર દુનિયામાં મારા જેવો કોઈ નથી. (૧૯)

तस्मात्त्वं स्वहितार्थाय पठस्वखल्ल्वमन्मुखात् ।
छन्दोमयामदं शास्त्रं वेदशास्त्र विभूषणम् ॥२०॥
इत्युक्त्वास भुजंगानामधिराजः स बुद्धिमान् ।
पिंगलः पाठयामास छन्दः शास्त्रमनुत्तमम् ॥२१॥
मात्राणां गुरुन्हस्वाणां दर्शकंमगणादिनाम् ।
इन्द्रवज्रादि वृत्ताना मार्यादि छन्दसान्तथा ॥२२॥
विश्रमार्धसमानानां मस्तार श्चित्र संयुताम् ।
श्रुतिपुदष्टमानानां गायत्र्यादि सुछंदसां ॥२३॥
पुनराह भुजंगेन्द्रोऽस्त्येकं वृत्तहिचोत्तमम् ।
दर्शयिष्यामि तत्तुभ्यं सर्वलोक मनोहरं ॥२४॥
भुजंगस्य मयातेति नाम्नामख्याति मागतम् ।
सुश्चमां पृथिवीं तस्माघदिदृष्टुं त्वमिच्छसि ॥२५॥

---

જો તમારી મરજી હોય તો તેનો અભ્યાસ તમે કરો. હું તમને સુંદર રીતે ભણાવીશ. તમારા હિતની ખાતર કહુ છું. આ શાસ્ત્ર છંદોમય" છે. વેદશાસ્રના એ ભૂષણ રૂપે છે. (૨૦)

એ વાત સાંભળી ગરૂડજી રાજી થયા. અભ્યાસ કરવાની મરજી બતાવી. ત્યારે બુદ્ધિમાન્‌રાજાપિંગલે એ અતિશ્રેષ્ઠ એવા છદસ્‌શાસ્ત્રનો અભ્યાસ કરાવવો શરૂ કર્યો. (૨૧)

શરૂઆતમાં લઘુ-ગુરુ-માત્રાઓનાં લક્ષણ બતાવ્યાં તથા મગણ વગેરે (મ, ય, ર, સ, ત, જ, ભ, ન,) જેવાં ગણોનાં લક્ષણ શિખવ્યાં. ઈન્દ્રવજ્રા, આર્યા, જેવા છંદોનું જ્ઞાન આપ્યું. (૨૨)

વિષમાર્ધ-સમાન-પ્રસ્તાર-ચિત્ર વિગેરે લૌકિક છંદોનું જ્ઞાન આપ્યું તેમજ વેદના ગાયત્રી-ત્રિષ્ટુપ્ આદિ છંદો પણ શિખવ્યા. (૨૩)

ત્યાં પછી નાગોના રાજાએ જણાવ્યું કે હવે એક મહત્વનું વૃત્ત બાકી છે. સર્વ લોકો તેનાથી રંજન થાય છે. તેનું હવે તમારા આગળ વર્ણન કરીશ (૨૪)

જેનું નામ ભુજંગપ્રયાત નામે વૃત્ત છે. તેની ખ્યાતિની સૌની માહિતી છે. એ વૃત્ત કહીને બતાવવા કરતા પ્રત્યક્ષ પ્રયોગથી બતાવું તો કેવું ? (૨૫)

तस्मै तद्वचनं श्रुत्वागरुत्मान् विससर्जतं ।
स्थित्वाभूमावहिश्रेष्ठ श्चचार गतिमुत्तमाम् ॥२६॥
हिरण्यायास्तटंगत्वा ऋषिणा शापिते हृदे ।
यथा न ज्ञायते पक्षी जलान्तं प्रविवेशह ॥२७॥
हृदस्थः पिंगलोनाग उवाच गरुडंप्रति ।
लोभान्नाशयितुं धूर्त ! मृषायत्नोभविष्यसि ॥२८॥
इतिश्रीब्रह्मपुराणे ब्रह्मक्षेत्रमाहात्म्ये पिंगलोपाख्याने
अष्टमोऽध्यायः॥

## ॥ अथ नवमोऽध्यायः ॥

गुरुवाच-प्रविष्टो यद् हृदे नागः कथं न प्राविशत् खगः ।
तिरस्कार युतं वाक्यं सोढवान् बलवत्तरः ॥१॥

---

ગરૂડજી ખૂશ થયા. પિંગલ નાગને છુટો કર્યો. પૃથ્વી ઉપર પડી ભુજંગ પ્રયાત એટલે મુજગ=સર્પ. અને પ્રયાત=એટલે ચાલવું" સર્પના જેવી ચાલથી પલાયન કર્યું.

હિરણ્ય ગગાને કિનારે ધરો હતો. તેમાં તેણે પ્રવેશ કર્યો. જે ધરાને સૌભરી ઋષિએ શાપ દીધો હતો. એ વિચારી પક્ષિરાજ ગરૂડ ન જાણી શકે તેવી રીતે તેણે જળમા પ્રવેશ કર્યો. (૨૭)

ધરામા પેઠેલાં નાગરાજ પિંગલે ગરૂડને ધિક્કારી કહેવા માંડયું કે હે ધૂર્ત! લોભને વશ થઈ મારો નાશ કરવા તૈયાર થયો! ધિક્કાર!! ત્હારો પ્રયત્ન નિષ્ફળ!!

ઇતિશ્રી જયશંકરસૂનુના ગણપતિશંકર શાસ્ત્રિણા વિરચિતે
ભાવાર્થે દ્યોતિનિ ગુર્જર ટીકાન્વિતે બ્ર૦ ક્ષે૦ માહાત્મ્યે
ત્રિવેણી સંગમ વર્ણનં નામ અષ્ટમોધ્યાયઃ

---

## અધ્યાય નવમો

ભૃગુ—નાગરાજા પિંગલ ધરામાં પેઠો, તેની પાછળ ગરૂડજી કેમ પ્રવેશ ન કરી શકયા? તેમજ ભારે બળવાન છતાં નાગનાં ધિક્કારભર્યાં વચનો કેમ સહ્યાં? (૧)

ब्रह्मोवाच-ब्रह्मक्षेत्रे मयापुत्र ! यज्ञोऽकारिमहत्तरः ।
मह्र्षिः कोऽतपत्तत्र हिरण्यायाः शुचौ ह्रदे ॥२॥
आगत्यगरुडस्तत्र नर्हिस्याज्जलजानिति ।
शशाप संयमद्रव्यस्त्यक्त्वाऽतस्तंगतो गविः ॥३॥
स्थानंज्ञात्वा सौभरेश्च गरुडः शापशङ्कितः ।
मुक्त्वानागं हिगंगायां स गतः केशवालये ॥४॥
नागस्तद्दिनमारभ्य हिरण्याया जलेऽवसत् ।
सन्निनाय चिरंकालं पिंगलो बुद्धिमान् भृगो ! ॥५॥
तस्माज्जलाद्विनिःसृत्य ततोऽसौ द्विजरूप धृक् ।
जगामश्रेष्ठविप्रस्य गेहे पठन कांक्षया ॥६॥
विद्वाँसं सद्गुरुं शान्तं वेदशास्त्र विशारदं ।
पपातपादयोः सद्यो बद्धाञ्जलिरुवाचह ॥७॥

---

બ્રહ્મા–હે પુત્ર! બ્રહ્મક્ષેત્રમાં મ્હેં એક મોટો યજ્ઞ કર્યો હતો. તે પ્રસંગે ગંગામાં કોઈ એક મુનિ તપ કરતા હતા. (૨)

ઋષિએ ગરૂડને શાપ દીધો કે ગરૂડ અહીં આવીને જળના પ્રાણીઓની હિંસા કરશે તો તેનો નાશ થશે. એ વાત ગરૂડે જાણી અને ધરાનો ત્યાગ કર્યો. (૩)

ગરૂડે સૌભરીનું એ સ્થાન જાણી શાપના ભયથી એ ધરામાં પ્રવેશ કર્યો નહીં અને નાગને કંઇ કરી શકયો નહીં. તેથી ગરૂડજી વૈકુંઠમાં ચાલ્યા ગયા. (૪)

તે દિવસથી માંડી નાગરાજાએ હિરણ્યગંગાના જળની અંદર વાસ કર્યો. અને સુખચેનથી ઘણા દિવસ ત્યાં જ ગાળ્યા! (૫)

પિંગલે વિચાર્યું કે ગરૂડનો હવે ત્રાસ રહ્યો નથી. જળમાંથી બહાર નિકળ્યો. બ્રાહ્મણનું રૂપ ધારણ કર્યું અને બ્રહ્મક્ષેત્રના વિદ્વાન બ્રાહ્મણ પાસે ભણવા ગયો. (૬)

ત્યાં એ વિદ્વાન, શાન્ત, અને વેદશાસ્ત્ર સંપન્ન એવા ગુરૂના ચરણમાં પડયો અને હાથ જોડી પ્રાર્થના કરવા લાગ્યો. (૭)

प्रसन्नात्माद्विजेन्द्रोवै पिंगलंसमभापत ।
भो ब्रह्मन् ! कुत आयातो वदागमन कारणम् ॥८॥
पिंगलोवाच–मख्यातीं महतींश्रुत्वा सम्माप्तश्वरणान्तिके ।
विद्याकामोऽस्मिते शिष्यो बुद्धिमान् बुद्धिसत्तम ॥९॥
विप्र–उवाच–स्वागतं भो द्विजश्रेष्ठ ! विद्यापठन कांक्षया ।
उषित्वाममकेगेहे सुखेनाऽध्ययनंकरु ॥१०॥
सत्कृतोगुरुणासर्प उवाचकतिचित् समाः ।
सेवयामासविद्योऽभूत् कृतकृत्यो मुनिश्वरः ॥११॥
ददौविमाय कन्यांस्वां विदुषे ब्रह्मचारिणे ।
कीर्तिंतुव्यतनोत् सोवै पिंगलो धीमतांवरः ॥१२॥
विद्ययाभूपितः सर्पोगुरुमाराध्यभक्तितः ॥
स्वकुटुंवं पुरस्कृत्य जगामदिशमुत्तराम् ॥१३॥

---

વિદ્વાન ગુરૂએ પ્રસન્ન થઈ પિંગલ સાથે ભાષણ કરવા માંડયું. હે બ્રાહ્મણ બટુ ! ત્હમે ક્યાથી આવ્યા ? આવવાનું શું કારણ છે વારૂ ! કહો. (૮)

પિંગલ—હે ગુરૂજી ! ત્હમારી મોટી ખ્યાતી સાંભળી, ત્હમારા શરણમાં આવ્યો છું. ત્હમારો શિષ્ય થઈ વિદ્યા ભણવા ઇચ્છું છું. ત્હમે બુદ્ધિમાનોમાં શ્રેષ્ઠ છો. મ્હારી આ વાતની બુદ્ધિથી ખાતરી કરી શકશો. (૯)

ગુરૂ-હે શ્રેષ્ઠ બ્રહ્મકુમાર! ત્હમે અહીં ભલે આવ્યા ! વિદ્યા ભણવાની ત્હમારી ઇચ્છા રૂડી છે. મ્હારે ઘેર સુખ શાન્તિથી રહો ને અભ્યાસ કરો ! (૧૦)

એ પ્રમાણે ગુરૂએ સત્કાર કરેલા નાગપુત્રે કેટલાંક વર્ષો ગુરૂને ત્યાં ગાળ્યાં. ગુરૂની સેવા કરી વિદ્યાનો અભ્યાસ સારો કર્યો. ગુરૂ પણ તેનાથી પોતાને ભાગ્યશાળી સમજવા લાગ્યા. (૧૧)

વળી એ વિદ્વાને આ વિદ્યાર્થીને પોતાની કન્યા પરણાવી. બુદ્ધિમાન પિંગલે તેની કીર્તિ વધારી સુખથી નિવાસ કર્યો! (૧૨)

વિદ્યાથી વિભૂષિત એ નાગરાજાએ ગુરૂને રીઝવી આજ્ઞા લીધી. અને ઉત્તર તરફ પ્રયાણ કર્યું. (૧૩)

तद्देशे स महाभागः स्ववासमकरोत्तदा ।
गृहेतिष्ठन् वेदमन्त्रैरग्निहोत्रं जुहावह ॥१४॥
वेदवित् वेदधर्मेण गृहस्थाश्रममाचरत् ।
नाम निर्देशमात्रं तन्नश्रुतं गरुडेन वै ॥१५॥
निर्गते कतिचित्काले‌ऽवगतंतद्गरुत्मता ।
मासेनभसि संप्राप्ते नागपंचम्युपस्थिता ॥१६॥
अधिदेवस्यनागस्य व्रतोत्सवमथाकरोत् ।
स्त्रियः सम्मील्यग्रामस्य पिंगलस्य ग्रहे गताः ॥१७॥
सुंदरास्याः सुशीलाऽवैसर्वाभरणभूषिताः ।
उचुस्तावचनं नार्यो नागपत्नीं पतिव्रताम् ॥१८॥
वर्ततेऽद्यव्रतं श्रेष्ठं वयं कर्तुं समुद्यताः ।
भवत्यापिमकर्तव्यं गच्छेमसरितस्तटम् ॥१९॥

---

એ દેશમાં આ મહાભાગ્યશાળી નાગે નિવાસ કર્યો અને ગૃહસ્થાશ્રમમાં રહી વેદમન્ત્રોથી અગ્નિહોત્રનો હોમ કરવા લાગ્યો. (૧૪)

વેદને જાણનારા આ નાગરાજાએ વેદધર્મથી ગૃહસ્થાશ્રમ કરવા માંડયો. દરમ્યાન ગરૂડજી આ નાગના નામનો ઈશારો પણ જાણી શકયા નહીં. (૧૫)

આમ કેટલાંય વરસો વીતિ ગયાં. પછી ગરૂડને તેની બાતમી મળી. જ્યારે શ્રાવણમાસ આવ્યો અને નાગપચમીનુ વ્રત કરવાના પ્રસંગે તેની વાત જાહેર થઈ. (૧૬)

એ વ્રતને દિવસે નાગોના દેવતાનું વ્રત લોકોએ કર્યું. ગામની સ્ત્રીઓ એકઠી થઈ પિંગલને ઘેર ગઈ. (૧૭)

નગરની સ્ત્રિઓ સુદર મુખવાળી હતી. સુશીલ હતી અને જાત જાતનાં આભૂષણો ધારણ કરેલી હતી. નગરની સ્ત્રિઓ એ પતિવ્રતા એવી બ્રાહ્મણ પત્નીને કહેવા લાગી. (૧૮)

આજે એક શ્રેષ્ઠ વ્રત છે. અમે સૌ કરીએ છીએ. તમારે પણ કરવું જોઇએ. ચાલો આપણે નદીએ નહાવા જઇએ. (૧૯)

इतितासांवचः श्रुत्वा पिंगलंप्रतिभामिनि ।
सखीनामग्रमद्धाणीं तत्रगन्तुंमनोदधे ॥२०॥
सत्वरांतांसविज्ञाय पिंगलः प्रत्यभाषत ।
भवत्यानहिगन्तव्यं स्वगेहात्क्वापिसुंदरी ॥२१॥
पतिर्देवोहि नारीणां सर्वथा श्रेयकारकः ।
सेवयाकुरुतेभक्त्या भुक्ति मुक्ति सुनक्तिसा ॥२२॥
इति पिंगळनागेन सान्त्विताचैस्वसुंदरी ।
पुनः स कथयामास कारयिष्ये हि दर्शनम् ॥२३॥
स्वामिनोवचनं श्रुत्वा प्रसन्नवदना भवत् ।
सखीनां मण्डळे गत्वा तत्रवाचमभाषत ॥२४॥
अग्निहोत्रस्य कार्याणि वर्तन्ते मम मन्दिरे ।
पत्युराज्ञां मृषाकर्तुं प्रभवामि कदापिन ॥२५॥

---

પિંગલની સ્ત્રીએ નાગરિક મહિલાઓની વાત સાંભળી. સખીઓની સાથે વાત કરી અને તેમની સાથે જવા તૈયારી કરી. (૨૦)

પિંગલે પત્નિની વાત જાણી ! રોકવા માટે પ્રયત્ન કરવા માંડયો ! કહ્યું કે–સુંદરી ! ત્હારે ઘરને છોડી ક્યાંઈ પણ જવું નહીં તું જાણે છે કે–ઘરમાં કેટલું બધુ કામ કરવાનું ચાલુ હોય છે. (૨૧)

સ્ત્રિઓનો દેવ તેમનો પતિ ગણાય છે. પતિનું સેવન કરવું ! ઘટતી આજ્ઞાઓ પાળવી એ તેમનું ઉમદા વ્રત ગણાય. સ્ત્રીઓનું કલ્યાણ તેમાં સમાએલું છે. પતિવ્રતા થઇ પતિની પ્રેમથી જે સેવા કરે છે તેને આ લોકમાં કીર્તિ–સુખ–આનંદ અને સંતોષ મળે છે અને પરલોકમાં મુક્તિ મળે છે. (૨૨)

એ પ્રમાણે બુદ્ધિમાન પિંગલે પત્નિનું સાંત્વન કર્યું. સુંદરી સ્ત્રી પણ પતિની આજ્ઞા પાળનારી હોવાથી રાજી થઈ. પત્નિ નિરાશ છેક છેક ન થાય ! તેમજ તેની નાગવ્રતની ઇચ્છા તૃપ્ત થાય તે માટે તેને જણાવ્યું કે પત્નિ ! હે પ્રિયે ! ત્હને પ્રત્યક્ષ નાગ દેવતાનું દર્શન કરાવીશ. (૨૩)

પત્નિએ પતિની સઘળી વાત સાંભળી. આજ્ઞા પાળવા તૈયાર થઈ કબુલ કર્યું સખીઓના મંડળમાં ગઈ. ત્યાં સૌને જણાવ્યું. બ્હેનો ! તમે જાણો છો ને !! અમારે ત્યાં અગ્નિહોત્ર નિત્ય ચાલે છે. તેમાં કેટલું બધું કામ કરવાનું

सख्यस्तस्यावचः श्रुत्वा गतास्तीर्थाश्रमेहिताः ॥
नागतास्तस्यनागस्य भार्या सावै पतिव्रता ॥२६॥
इतिश्रीब्रह्मपुराणे ब्रह्मक्षेत्रमाहात्म्ये पिंगलोपाख्याने
नवमोऽध्यायः ॥

## ॥ अथ दशमोऽध्यायः ॥

अग्निहोत्रस्य कर्माणि समाप्य द्विजसत्तमः ।
पिंगलोवैस्वकांभार्यां पुनर्वाच सुवाचह ॥१॥
नागस्य दर्शनं देवि ! कुरुष्वसुभगेऽधुना ।
इत्युक्त्वा तेन विप्रेण नागरूपंव्यलेखि हि ॥२॥

---

હોય છે. એ કામ પતિ તરીકે મ્હારે કરવાનું હોય છે. પ્રસન્ન થએલી આ નાગપત્નિ સખીઓને સમજાવવામા ચતુરાઈ બતાવી ઘરમા આવી. પતિની આજ્ઞા આમ સફળ કરી બતાવી (૨૪-૨૫)

સખીઓએ પણ વિચાર્યું ત્યાથી નિકળી તીર્થાશ્રમ તરફ ગઇ પતિવ્રતા નાગપત્નિ ન આવી. પરસ્પર વાત કરવા લાગી. સાચી પતિવ્રતા એજ ગણાય ને! સૌએ જણાવ્યુ. (૨૬)

ઇતિશ્રી જયશંકરસૂનુના ગણપતિશંકર શાસ્ત્રિણા વિરચિતે ભાવાર્થદ્યોતિનીટીકાયાં નવમોધ્યાય.

---

## અધ્યાય દસમો

બ્રહ્માજી-ભૃગો! બ્રાહ્મણના રૂપમાં રહેલા એ પિંગલ નાગે તે દિવસે મધ્યાન્હ સુધી અગ્નિહોત્રનો વિધી પુરો કર્યો. અને તેની પત્નિી સાથે મધુર વાણીથી કહેવા લાગ્યો. (૧)

હે દેવિ! કેમ-આજ ત્હારે નાગપચમીનુ વ્રત છે ને!! ત્હારે નાગની પૂજા કરવી જોઇએ! નાગના દર્શન પણ કરવા તો જોઇએજ ને!! એમ થોડુક હસીને સુદર નાગનું ચિત્ર કઢાડયુ અને કહ્યુ કે જો આ નાગ દેવ છે તેમનું તુ પૂજન-અર્ચન કર!! (૨)

कर्त्रिमं नागरूपं न द्रष्टुमिच्छामि हेऽनघ ?।
मत्यक्षं दर्शनं सम्यक् भवेद्यथा तथा कुरु ॥३॥
इति तस्या वचः श्रुत्वा पिंगलः माह्भामिनीम् ।
त्वयासुभ्रूर्नवक्तव्यं केषामग्रे कदाचन ॥४॥
पिंगलोस्मीति नागोऽहं गरुडस्याहितेरतः ।
इत्याभाष्यस्वकंरूपं नागरूपेन्यवेशयत् ॥५॥
स्वरूपंदर्शयामास सर्वयोगविदांवरः ।
निर्भयेनार्चनं देवि ! कुरुष्व माणवल्लभे ॥६॥

---

નાગપત્નિ—સ્વામીન્! આવાં ચિત્રો તો મેં ઘણુંય દીઠાં છે. આના કરતાંય આકર્ષક દેખેલાં! પણ તેથી શું? ચિત્ર બતાવીને જ રીઝવવાના કે? લ્યો એ તો ઠીક!! પણ મ્હારે તો નાગદેવતાનાં પ્રત્યક્ષ દર્શન કરવાં છે તેનું કેમ? (૩)

પિંગલ—હે ભામિની! તમારી ઈચ્છા તો જબરી દેખાય છે! નાગ દેવનાં દર્શન કરવાની વાત કરી તે તો ખરી! પણ સ્ત્રિઓનો સ્વભાવ બ્હીકણ હોય છે તેનુ કેમ!! વળી સ્ત્રિઓના મનમાં કોઇ વાત ટકતી નથી. લગીર વાત સાંભળી હોય તો દસ જગોએ કહી દે! તેનું વળી કેમ? એવાં કારણોથી તમને નાગદેવનાં પ્રત્યક્ષ દર્શન કરાવવા કોણ તૈયાર થાય!! જો તમે કોઈની આગળ નાગદેવના દર્શનની વાત કહેશો અને મારા પ્રભાવની વાત કરશો તો તેમાંથી જીવનું જોખમ આવી પડશે. (૪)

પત્નિ! તમે સુંદર ભ્રકુટી વાળાં છો. તમે સઘળી વાત પેટમાં રાખજો હો!! હો કે!! તમારે નાગદેવનાં—ખરેખરા નાગદેવનાં દર્શન કરવાં છે કે!! કહી દઉં ત્યારે ખરૂં!! હું પોતેજ નાગદેવ છું. ગરૂડજીનો હું કટ્ટો દુશ્મન છું. નાગોના રાજાનોરાજા નાગરાજ છું. નાગદેવતાનો અવતાર છું. ગરૂડનો મ્હને ભય છે. બ્હીકને લીધે બ્રાહ્મણના વેશમાં દેખાઉં છું. મ્હેં યોગ સિદ્ધ કરેલો છે. યોગના પ્રભાવથી ફાવે તેવું રૂપ લઈ શકું છું, લ્યો તારે હવે હું નાગનું રૂપધારણ કરૂ છું. જોતજોતામા બ્રાહ્મણનું રૂપ અદશ્ય થતું દેખાયું. અને નાગનું રૂપ પ્રગટ થવા લાગ્યું. ક્ષણમાત્રમાં બ્રાહ્મણ મટી નાગનું ભારે સ્વરૂપ દેખાયું. વાણીથી કહ્યું દેખો! લ્યો—દર્શન કરો! બ્હીક રાખ્યા વિના પૂજન કરો. તમને હરકત થશે નહી. (૫–૬)

इति संश्रुत्य तद्वाक्यं महाहर्षवती सती ।
गंध पुष्पैस्तथा धूप दीपवस्त्रादिभिः क्रमात् ॥७॥

अर्घ्यादिकं समानीय पूजांचक्रे यथाविधि ।
भोभोः स्वामिन् ! कृतार्थोऽहं जाताद्यत्वदिने मिय ! ॥८॥

ईदृशं भवतोरूपं न शक्नोमि समीक्षितुम् ।
इति कांतावचः श्रुत्वा पिंगलः कद्रुनन्दनः ॥९॥

दधारद्विजरूपं स पुनः प्राहसतीं प्रति ।
वार्ता नैव प्रकर्तव्या त्वयाग्रदतिकर्हिचित् ॥१०॥

भीतोऽहं पिंगलोनागो गरुडात् पन्नगाशनात् ।
धृत्वारूपं द्विजेन्द्रस्य वसामि वसुधातले ॥११॥

---

સ્વામીના જેવો જ અવાજ! બોલવાની ઢબ પણ તેવી જ! વિશ્વાસ આવ્યો કે—આ નાગરૂપમાં મ્હારા સ્વામી જ છે. હર્ષમાં આવી. પૂજા સામગ્રી તૈયાર હતી તેનાથી વેદમંત્રો ભણી પૂજન કરવા લાગી. (૭)

ધ્યાન, આવાહન, આસન, અર્ધ્ય, આચમનીય, ગંધ, પુષ્પ, ધૂપ, દીપ નૈવેદ્યના મંત્રો ભણી ઉપચારોથી પૂજા કરી. સ્તુતિ કરવા લાગી. સ્વામિન્! તમારાં અદ્ભુત દર્શનથી કૃતાર્થ થઈ છું. (૮)

સ્વામિન્! હવે પૂજન થઈ ગયુ છે. મારૂં વ્રત સફળ થયુ. તમારૂં અદ્ભૂતરૂપ જોઈ શકાતું નથી! મ્હને બ્હીક લાગે છે. તમારૂ મંગલમય બ્રાહ્મણનું રૂપ દેખાડો. કદ્રુના પુત્ર પિંગલે વિચાર્યું. પત્નિ ડરે છે. લાવ ત્યારે બ્રાહ્મણનું રૂપ લઉં! હતો તેવો જ દેખાઉં!! (૯)

પ્રથમના જેવું બ્રાહ્મણનુ.રૂપ ધર્યું. સ્ત્રીએ હર્ષથી નિહાળ્યું. બન્ને હસી પડ્યાં. પિંગલે ફરીથી જણાવ્યું.' દેવી! આ વાત તમો કોઈની આગળ કહેશો નહી. હોકે!! કોઈ આગળ નહી, નહી!! (૧૦)

કારણ કે—મ્હને ગરૂડનો ભય છે. એ ભયથી બ્રાહ્મણના વેશમા ફરૂં છું. મ્હારા પર ઘણી વખત વિપત્તિઓ આવે છે. એવા દરેક પ્રસંગે હું બ્રાહ્મણના વેશે ફરૂં છું. એવાં રૂપ લેવામાં મારા યોગનો પ્રભાવ ઉપયોગી થઈ પડે છે. (૧૧)

करिष्यसियदावार्ता मम मृत्यु र्भविष्यति ।
गदित्वेति तयासाकं चचारधर्म मुत्तमम् ॥१२॥
एकस्मिन् दिवसे पुत्रप्रोवाच सा सखींप्रति ।
भो सखि शृणु मद्वाक्यं कथं निन्दां करोषिहि ॥१३॥
स्वामी मे पिंगलो नागः कथमन्यस्य पूजनम् ।
मद्भाग्यादसौ प्राप्तो बलवान् धार्मिकः सुधीः ॥१४॥
साऽपि ह्यन्याः सखीः प्राप्य ताभ्यस्तत्प्रशशंसह ॥१५॥
इति परंपरावार्ता पुत्र जाता गृहे गृहे ।
गरुडश्चापि तज्ज्ञात्वा गत्वोवाच भुजंगमम् ॥१६॥

---

જો તું આ વાત કોઈની આગળ કહીશ, તો શત્રુને તૂર્ત ખબર પડશે. અને મ્હારા પર ધસી આવી મ્હારો નાશ કરશે, તું વિધવા થઈશ, અનાથ થઈશ, દુઃખી થઈશ. આમ ગુપ્ત રીતે નક્કી કર્યું. વિનોદથી–આનંદથી ગૃહસ્થાશ્રમ ચલાવવા માંડ્યો. (૧૨)

હે ભૃગો! કેટલાક દિવસ વિત્યા. આ પિંગલની સ્ત્રી નગરની સ્ત્રીઓ સાથે ફરવા લાગી. સ્ત્રી સ્વભાવને આધિન થઈ બડાઈ હાંકવા લાગી, ને ઘરની વાત કહી. બ્હેનો! હજુ તમે અમારા પ્રભાવની વાત જાણતાં જ નથી. હું ઘરકામમાં રોકાઇ રહું છું તેથી તમે નિંદા પણ કરતાં હશો. પણ એક અદ્ભૂત વાત કહું તે સાંભળો. જો કે આ વાત તમે મનમાં રાખજો. કોઈ બીજાઓ આગળ કહેશો નહીં. (૧૩)

તમે નાગ પાંચમનું વ્રત કર્યું. નાગનું ચિત્ર કઢાડયું. તેની તમે પૂજા કરી અને એના ચિત્રની પૂજા કરવા મ્હને તમે બોલાવેલી! પણ મ્હારા ઘરમાં મારા સ્વામી સાક્ષાત્ નાગદેવ છે તેમની પૂજા છોડી જડ ચિત્રોની પૂજા કરવી એ કેવું ખરાબ!! મારા સ્વામી બુદ્ધિમાન, ગુણવાન અને ખરેખરા નાગરાજા છે. મ્હારા ભાગ્યને લીધેજ મને પ્રાપ્ત થયા છે. જુઓ–કોઇને કહેશો નહી. (૧૪)

નાગપત્નિની વાત નગરની સ્ત્રીઓએ જાણી. વાત બધી જગોએ ફેલાઈ. સ્થળે સ્થળે વાતો થવા લાગી. પિંગલ બ્રાહ્મણના રૂપમાં ફરે છે. એવી વાત ગરૂડને કાને ગઈ. ગરૂડે તેની ખાત્રી કરી અને પ્રથમ જાણેલી વાત ખરી! એમ નક્કી માન્યું. (૧૫–૧૬)

भोभो पिंगल दुष्टात्मन् कथ जीवितुमिच्छसि ।
कुरुयुद्ध मया सार्धमागतस्तव सन्निधो ॥१७॥
पिंगलोऽपि च तं ज्ञात्वा गरुड प्राणनाशनम् ।
उत्थाय निजरूपेण चकार युद्ध मुत्तमम् ॥१८॥
तार्क्ष्ये पिंगलयोर्युद्ध तुमुल च भयावहम् ।
विलोक्य विबुधाः सर्वे बभूवुर्भयकातराः ॥१९॥
एव युद्धे प्रवृत्ते वै कियत्कालो गतो यदा ।
तदा तार्क्ष्यप्रघातेन पपातफणमुत्तमम् ॥२०॥
यत्रापतत् फण तत्र प्रकटोऽभूत् सदाशिवः ।
फणीन्द्र इति नाम्ना वे जातो मुक्तिप्रदायकः ॥२१॥
एव भयानके युद्धेऽन्यदाश्चर्य मुपस्थितम् ।
पतित पक्षिराजस्य पक्षपिच्छ द्विजोत्तम ॥२२॥
पक्षिराजेऽति नाम्नेद तीर्थं देवैः कृतशुभम् ।
पिच्छ भूम्या सुसस्थाप्य शिवस्यावाहन कृतम् ॥२३॥

---

ગરૂડજી પિંગલને ત્યાં આવ્યા ધિક્કારીને કહ્યું રે દુષ્ટ! મ્હારા જેવા પ્રબળશત્રુને માથે રાખી ભલો જીવવાની આશા રાખી ફરે છે? ત્હારામાં યોગનો પ્રભાવ છે વિદ્યાથી ઉન્મત્ત થયો છે બ્રાહ્મણનું રૂપ લઈ બ્રાહ્મણોને ઠગે છે દૂષિત કરે છે ત્હારા એ સઘળો ગર્વ ઉતારવાની મ્હને ખાસ જરૂર છે બન્નેના યુદ્ધ શરૂ થયા પિંગલ પણ જોરથી લડવા લાગ્યો (૧૭-૧૮)

આમ પિંગલનાગ અને ગરૂડનું તુમુલયુદ્ધ થયું ભયંકર યુદ્ધ દેવોને ચકિત કરે તેવું હતું સ્વર્ગીય દેવતાઓ જોવા ચઢ્યા (૧૮)

યુદ્ધમાં પિંગલે ક્ષણે ક્ષણે રૂપ બદલવા માંડ્યા ગરૂડે તેમની પાંખોના પ્રહાર કરવા માંડ્યા સખત આઘાત થવા લાગ્યા તેની ફણા ભાગી (૨૦)

પડેલી ફણાએ શિવજીનું ધ્યાન ધર્યું યોગબળથી ધ્યાન ધરેલા શિવજી ત્યાં પ્રગટ થયા 'ફણીન્દ્ર' એવા નામથી બ્રહ્મક્ષેત્રમાં ઓળખાવા માંડ્યા (૨૧)

એ બીહામણા યુદ્ધમાં ગરૂડની પાંખનું પીછું તુટ્યું ગરૂડજીએ શિવજીનું ધ્યાન કર્યું થોડાક સ્થિર થયા શિવજી સ્વયંભૂરૂપે પ્રગટ્ય પ્રત્યક્ષ દર્શન આપ્યા એ સ્થળે દેવતાઓએ 'પક્ષિરાજ' નામે જેઠ તીર્થ બનાવ્યું અને શિવજીના સ્થાનને 'પક્ષિન્દ્રનાથ' નામે ઓળખવા માંડ્યા (૨૨-૨૩)

एवं तीर्थानि पुण्यानि तत्र सन्ति बहूनि वै ।
भूतलं हस्तमात्रं च न हि तीर्थविनाक्कचित् ॥२४॥
तत्र देवाश्च सिद्धाश्च बहवो मुनयस्तथा ।
वसन्ति पावने क्षेत्रे मोक्षाय प्रशमाय च ॥२५॥
इति श्री ब्रह्मपुराणे ब्रह्मक्षेत्रमाहात्म्ये पिंगलगरुडयोर्युद्ध-
वर्णनं नाम दशमोऽध्यायः ॥

## ॥ अथैकादशोऽध्यायः ॥

भृगुरुवाच–छिन्नपक्षो पक्षिराजो नागेन सह किं कृतम् ।
तत्सर्वं श्रोतुमिच्छामि कथय त्वं पितामह ॥१॥
ब्रह्मोवाच–शृणुपुत्र प्रवक्ष्यामि नागस्य गरुडस्य च ।
अतीव दारुणं युद्धं तुमुलं रोमहर्षणम् ॥२॥
पक्षीन्द्रेण समं सर्पः सुयुद्धं कृतवाँश्चिरम् ।
अन्यत् फणाप्रहारेण पश्चात् क्षीणबलोऽभवत् ॥३॥
तीक्ष्णास्तार्क्ष्यप्रहारा वै न सोढा भुजगामिना ।
जातव्यथः क्षणेनासा वपतत्पृथिवीतले ॥४॥

---

એ પ્રમાણે બ્રહ્મક્ષેત્રમાં બીજાં પણ ઘણાં તીર્થો છે. એ ક્ષેત્રની ભૂમિ તીર્થવિનાની નથી, ત્યાં અનેક દેવ, ઋષિ, મુનિઓ શાંતિ અને મોક્ષ માટે વસે છે. (૨૪-૨૫)

ઇતિશ્રી જયશંકરસનુના ગણપતિશંકર શાસ્ત્રિણાવિરચિતે
ભાવાર્થદ્યોતિની ટીકાયાં પિંગલોપાખ્યાને દશમોધ્યાયઃ

## અધ્યાય અગીઆરમો

ભૃગુ–હે બ્રહ્મન્! ગરૂડજીનું અને પિંગલનું પછી કેવું યુદ્ધ થયું. તે વિસ્તાર સાથે કહો. મ્હને સાંભળવાની તીવ્ર ઇચ્છા છે. (૧)

બ્રહ્માજી–ભૃગો! નાગ અને ગરૂડનું યુદ્ધ રોમાંચકારી બિહામણું થયું. જે જોવાને ત્રાસ ઉપજે તેવું થયું. (૨)

પિંગલે જબ્બર યુદ્ધ ખેલ્યું. સર્વ શક્તિઓ ખીલવી યુદ્ધ કર્યું. ફણાઓથી પણ એ યુદ્ધ ભયંકર બન્યું. ગરૂડે પાંખોના પ્રહાર તીવ્રપણે કર્યા. નાગથી ન સહેવાયું. આખરે દુઃખ પામતો પૃથ્વીપર પડ્યા. (૩-૪)

वीक्ष्य तं धरणीमासं रोषवान् विनतासुतः ।
तीक्ष्णचंचु महारेण तद्देहमकरोत् क्षतम् ॥५॥
तं विलोक्य महाबुद्धे गरुडो विनतासुतः ।
पुनर्जहार सर्पं स खेचाटत् पक्षिराड् भृगो ॥६॥
तदा तेनाहिना तातकृतं च वलमुत्तमम् ।
पपात जगति सैप त्रिवेणीसंगमे सुत ॥७॥
तेन तत्र जले स्नात्वाकृतं साधनमुत्तमम् ।
पुनर्जहार तं सर्पं गरुडोऽपि महाबलः ॥८॥
तस्मादपि भृगो तेन नागेन वलमुत्तमम् ।
चक्रे च भूतलं यस्माद् वलेनैव ह्यवाप सः ॥९॥
यस्मिन् पुराऽवसत्ःसोऽहि स्तत्रैव चापतत्पुनः ।
तत्र प्राणागतास्तस्य नागस्यं शृणु पुत्रक ॥१०॥

---

ભૃગો ! નાગ ધરણી પર પડ્યો. શિથિલ થઇ પડ્યો. ગરૂડે એ જોયું. અને તીખા ચાંચના પ્રહારોથી તેના શરીર પર સખત ઘા કર્યા. (૫)

મુડદાલ સર્પ હવે લઢી શકે તેમ નથી. એમ જાણ્યું. વિનતાપુત્ર એ ગરૂડે તેને ઉંચક્યો અને આકાશમાં લઈ ઉડવા લાગ્યો. (૬)

પણ સચેતન થએલા-શૂરવીર વીરતા દાખવતા એ નાગે લાગતાંજ ધરામાં પડ્યો. જે ધરો ત્રિવેણી સંગમનો હતો. (૭)

ત્યાં તેણે સ્નાન કર્યું. પરમેશ્વરનું ધ્યાન કર્યું. એટલામાં ગરૂડે તેને ઝડપ્યો અને તેને ચાંચે પકડી આકાશમાં ઉડ્યો. (૮)

નાગે ફરીથી જોર કર્યું. અને ફરીથી લાગ જોઈ પૂર્વેના ગરૂડના શાપિત ધરામાં-નાગધરામાં પડવા ધાર્યું. બળથી તુર્તજ ચાંચથી છૂટ્યો. પૃથ્વી પર પડ્યો. (૯)

થોડોક સરક્યો. ત્યાં એ ધરો હતો ત્યાં સપાટેથી પેસી ગયો. પણ આખર સ્થિતિએ પહોંચેલો નાગ અગાધ જળને સહી શક્યો નહીં. યોગ સાધનનો ઉપયોગ કરી શકવા શક્તિ રહી નહીં તેનો કાળ આવી પહોંચ્યો હતો તેથી ધરામાંજ તેના પ્રાણ ગયા. (૧૦)

तत्क्षणे सच्चिदानन्दं प्रकृतेः पुरुषात्परम् ।
अद्वयं निर्मलं शान्तं ध्यात्वा स तन्मयोऽभवत् ॥११॥
सर्पकारण देहं वै मुक्त्वा विष्णुसमोऽभवत् ।
एषः पुत्र महोत्कर्षो जातः क्षेत्रस्य कारणात् ॥१२॥
तं दृष्ट्वा विनतापुत्रो विष्णुरूपेण पिंगळम् ।
प्रणम्य पादयोर्भक्त्या नम्रः प्राह कृताञ्जलिः ॥१३॥
क्षन्तुमर्हसि भो स्वामिन् सागसं दीनवत्सल !
अहो मया कृतं युद्धं भ्रान्तोऽहं देवमायया ॥१४॥
ईदृशं गरुडं वीक्ष्य न किमप्यब्रवीद्वचः ।
भगवद्ध्यानपूतोऽसौ सदसद्भ्यां परंगतः ॥१५॥
तार्क्ष्योपरिसमारुह्य सर्वलोक नमस्कृतम् ।
विष्णुलोकं परंधाम जगाम परमंपदम् ॥१६॥

---

પણ પ્રાણ જવાની તૈયારીમાં-તેણે ધ્યાન કર્યું. ધ્યાન પરબ્રહ્મનું કર્યું. એવા ધ્યાનમાં વિચારવા લાગ્યો. જે સત્-ચિત્ અને આનંદરૂપ છે. પ્રકૃતિ અને પુરૂષ (ઈશ્વર)થી જે પર છે. અદ્વિતીય છે. નિર્મળ અને શાંત છે તેવું વિચારી એકાગ્રવૃત્તિ થયો અને બ્રહ્મમય બન્યો. (૧૧)

ધ્યાનના પ્રભાવથી, ક્ષેત્રના મહિમાથી અને પ્રભુની કૃપાથી તેનો કારણદેહ સર્પનો હતો તે બદલાયો અને વિષ્ણુસ્વરૂપ ધારણ કર્યું. (૧૨)

ગરૂડે એ જોયું. આ તો ભગવાન વિષ્ણુ!! શ્રીહરિ સમજી તેણે પ્રણામ કર્યા. અને હાથ જોડી સ્તુતિ કરવા લાગ્યો. (૧૩)

ભગવન્! તમારી માયા અગાધ છે. એ માયાને આધીન થયો. મ્હેં યુદ્ધ કર્યું: મારો એ અપરાધ ગણાય. ક્ષમા કરજો. (૧૪)

ગરૂડની પરીસ્થિતિ જોઈ, પણ પિંગલે (વિષ્ણુરૂપમાં) કંઈ જવાબ નહીં આપ્યો. આ પ્રસગે ભગવદ્ધ્યાનથી પવિત્ર થયો હતો. સદ્ અસતથી પર થયો હતો. (૧૫)

ગરૂડ નીચે નમ્યા. વાહનરૂપે ગોઠવાયા. તેના પર સ્વારી કરી. ગરૂડ તેને વહન કરી વિષ્ણુધામમાં લઈ ગયો. જે ધામ સર્વલોકને માન્ય છે. પરમપદ ગણાય છે. (૧૬)

नागोऽसौ पापरूपः क्व क्व स्थानं परमं प्रभोः ।
ब्रह्मतीर्थ प्रभावेण गतोऽसौ केशवालये ॥१७॥
नागंमोक्षोऽभवत्तस्मादसौ नागहृदः स्मृतः ।
तत्र त्वं याहि हे पुत्र स्वीयपाप प्रशान्तये ॥१८॥
यथा गंगाजलंपुण्यं यथा गोदावरीजलम् ।
यथा च गोमतीतोयं तथेदं पावनं जलम् ॥१९॥
यत्र स्नात्वा नरो वत्स पुण्यमल्पं करोति चेत् ।
मेरुमात्रं फलं लब्ध्वा वसति केशवालये ॥२०॥
तत्र श्राद्धं प्रकुर्वन्ति ये नराः पुण्यदे हृदे ।
तृप्यन्ति पितरस्तेषां मुच्यन्ते महतोभयात् ॥२१॥
वसन्ति यत्र देवाश्च सिद्धचारण किन्नराः ।
पुलोमाऽद्याः स्त्रियोवत्स स्नानं कुर्वन्ति सर्वदा ॥२२॥
यत्र तीर्थानि पुण्यानि पुत्र सन्ति बहूनि च ।
फणीश्वरः शिवस्तत्र पक्षिराजोऽपि तादृशः ॥२३॥

---

ક્યાં એ પાપી નાગ? અને ક્યાં તેને ભગવત્પદની પ્રાપ્તિ? એમ થવામાં બ્રહ્મક્ષેત્ર અને તેના તીર્થનો મહિમા જ કારણ ગણાય છે. (૧૭)

જ્યાં નાગરાજને મુક્તિ મળી. એ હાલ "નાગધરા"ના નામથી ઓળખાય છે. હે ભૃગુ! તમે પણ ત્યા જાઓ. અને તમારે પાપ નાશ કરવા તપ કરો. (૧૮)

જેમ ગગાજળ પવિત્ર છે. ગોદાવરીનું પણ તેવું જ છે, ગોમતીનું જળ પુનિત છે તેવું જળ આ હિરણ્યગગાનું છે. (૧૯)

જેમાં સ્નાન કરી થોડુક પુણ્ય કરે તો પણ તેને મેરૂપર્વત જેટલું મોટું ફળ મળે છે. (૨૦)

એ ધરા ઉપર જઇને શ્રાદ્ધ કરે છે તેના પિતૃઓ તૃપ્ત થાય છે. અને મુક્તિ મેળવે છે. જ્યાં દેવ, સિદ્ધ, ચારણ અને કિન્નરો વાસ કરે છે. (પુલોમા) ઇન્દ્રાણી આદિ સ્ત્રીઓ વાસ કરે છે ત્યાં જઈ તમે સ્નાન કરો. (૨૧-૨૨)

હે પુત્ર! એ બ્રહ્મક્ષેત્રમાં ઘણાં તીર્થો છે. વળી "ફણીશ્વર" તથા "પક્ષીરાજ" પણ બારે તીર્થનાં સ્થાન છે. (૨૩)

भृगुरुवाच–माहात्म्यं पक्षिराजस्य श्रोतुमिच्छामि त्वन्मुखात् ।
वदत्वं विस्तरेणापि मदनुग्रहकारकम् ॥२४॥
तत्र पापं गतं केषां जनानां पापकारिणाम् ।
कृपां कृत्वा सुतं ज्ञात्वा ब्रूहित्वंभोहि तत्फलम् ॥२५॥
पक्षिराजः शिवश्चापि कर्हिचिन्न श्रुतो मया ।
पृच्छामि तदहं ब्रह्मन् प्रपन्नजनपालक ॥२६॥
शिव उवाच–भृगोश्च वचनं श्रुत्वा गिरिजे कमलात्मजः ।
पक्षिराजस्य देवस्य माहात्म्यमुक्तवाँस्तदा ॥२७॥
संवादो ब्रह्मपुत्रस्य ब्रह्मणश्च महात्मनः ।
श्रुत्वा नरो विमुच्येत जन्मसंसार बंधनात् ॥२८॥
इतिश्री ब्रह्मपुराणे ब्रह्मक्षेत्रमाहात्म्ये पिंगलगरुडयोर्युद्धवर्णनं नामैकादशोऽध्यायः ॥

---

ભૃગુ–હે બ્રહ્મન્! એ પક્ષિરાજનું મહાત્મ્ય મ્હને વિસ્તારપૂર્વક કહો. એ હું આપના મુખથી સાંભળવા ઇચ્છું છુ. મારા પર કૃપા કરી મ્હને કહો? (૨૪)

પક્ષિરાજતીર્થમા જવાથી કોનાં પાપ નાશ પામ્યાં છે. અને એ પાપ કેવાં હતાં તે કહો. હું આપનો પુત્ર છુ, પુત્રની ઇચ્છા પૂર્ણ કરવી એ પિતાનો ધર્મ છે. (૨૫)

પક્ષિરાજ એવા શિવજીની વાત તો મેં ક્યાંઈ સાંભળી નથી. એ વાત તદ્દન નવી છે તો આપ એ વિશે વિસ્તાર સાથે મ્હને કહો. (૨૬)

શિવજી–હે પાર્વતી! ભૃગુઋષિનો પ્રશ્ન સાંભળી પ્રસન્ન થએલા બ્રહ્માજી પક્ષિરાજ મહાદેવનું તથા તેમના તીર્થનુ વર્ણન કરવા તૈયાર થયા..(૨૭)

ભૃગુઋષિ તથા બ્રહ્માજીનો સંવાદ જે મનુષ્યો પ્રેમથી શ્રવણ કરે છે. તો તે જન્મ મરણના ફેરામાંથી તથા વ્યવહારનાં દુઃખોમાંથી મુક્ત થાય છે. (૨૮)

**ઇતિશ્રી જયશંકર સૂનુના ગણુપતિશંકરશાસ્ત્રિણા વિરચિતે ભાવાર્થ-દ્યોતિનિ ટીકાયાં બ્ર૦ ક્ષે૦ મ૦ પિંગલ-ગરૂડ યુદ્ધવર્ણનંનામ એકાદશોધ્યાયઃ**

---

## ॥ अथ द्वादशोऽध्यायः ॥

ब्रह्मोवाच—माहात्म्यं पक्षिराजस्य जनानांमुक्तिदायकम् ।
पवित्रं सर्वपापघ्नं प्रवक्ष्यामि तवाग्रतः ॥१॥
सूर्यवंशसमुत्पन्नो रघूणां मानवर्धनः ।
आसीज्जन्मेजयो राजा सत्यसंधः प्रतापवान् ॥२॥
धर्मशास्त्र रतोनित्यं द्विजपोषणतत्परः ।
धर्मवादी सत्यशीलः प्रजापालन उत्सुकः ॥३॥
महापुण्ये पुरे तस्य न कोऽपि पातकीजनः ।
दुःखं धनस्य न क्वापि जनानां विद्यते द्विज ॥४॥
भार्या तस्य सुशीला वै गुणेन द्रौपदीसमा ।
अपुत्रा विव्हला चासीद् राजानं प्राह सुंदरी ॥५॥

---

## અધ્યાય બારમો

બ્રહ્માજી–હે પુત્ર! પક્ષિરાજનું મહાત્મ્ય હું તમને કહીશ. શ્રવણ કરનાર માત્રને એ મુક્તિ આપનારૂ છે. સર્વ પાપોને નાશ કરનારૂ તથા અત્યંત પવિત્ર છે. (૧)

પૂર્વે સૂર્યવંશમાં પ્રગટ થએલો એક રાજા હતો. એ રઘુકુળની કીર્તિ વધારનાર હતો. સત્યવાદી અને પ્રતાપી હતો. તેનું નામ "જનમેજય" હતુ. (૨)

હમેશાં ધર્મશાસ્ત્ર પ્રમાણે પ્રજાનો ન્યાય કરતો હતો. પ્રજાનું રૂડી રીતે પાલન કરવામાં તત્પર રહેતો હતો. ધર્મનિષ્ઠ, સાચા શીલવાળો, અને પ્રજાની ઉન્નતિ કરવામાં ઉત્સાહી હતો. (૩)

તેની રાજધાનિનું શહર "મહાપુણ્યપુરી" નામે હતુ. તેમાં કોઇપણ પાપી મનુષ્ય રહેતું નહીં. તેની પ્રજા દુઃખી–દરિદ્રિ નહોતી. સદાચારી, સુશીલ અને ઉદ્યોગ પ્રિય હતી. (૪)

તેને એક રાણી હતી. સુશીલ અને ધાર્મિક હતી દ્રૌપદી સમાન વિદ્વાન અને ગુણવાન હતી તેનું નામ "સુશીલા" હતું. તેને કંઇ સંતાન નહોતુ. અપુત્ર એવી રાણી ચિંતામગ્ન રહેતી એક પ્રસંગે વ્યાકુળ થઇ રાજાને કહેવા લાગી. (૫)

मयि प्रजा न जायन्ते किमस्ति तस्य कारणम् ।
उपायः खलु कर्तव्यो येन वंशोविवर्धते ॥६॥
सोऽपि तस्यावचः श्रुत्वा जगाम गहनं वनम् ।
मुनीनामाश्रमे गत्वा नत्वेदमब्रवीद्वचः ॥७॥
श्रुणुध्वं भो तपः श्रेष्ठामदनुग्रहकारकाः ।
कस्य पापस्य योगेन जायन्ते न प्रजा मम ॥८॥
इति तस्य वचः श्रुत्वा मुनयो गौतमादयः ।
प्रभावकथने शीलास्तमूचुर्मुनिसत्तमाः ॥९॥
शृणुष्व भो महाराज तव पापस्य कारणम् ।
येन पापप्रभावेण न जाता संततिस्तव ॥१०॥
पूर्वे भवेऽभवद्राजन् वैश्यजातिर्भवान् किल ।
वणिक्कर्मरतो नित्यं प्रजापोषण तत्परः ॥११॥

---

સ્વામિન્! મને સતાન થતું નથી તેનું શું કારણ હશે!! તેનો કઈ દૈવી ઉપાય હશે ખરો!! ઉપાય તો કરવો જ જોઇએ! આપણો વંશ નાશ પામે એ કેવું ખરાબ!! (૬)

રાજાએ વિચાર્યું! તેના વચન પર લાગણી ધરાવી! અને ગહન વનમાં ફરવા નિકળ્યો. ત્યાં મુનિઓનો આશ્રમ દીઠો. અને વિદ્વાન્ મુનિઓનું શરણુ લીધું. પ્રણામ કર્યાં નિવેદન કર્યું. (૭)

હે શ્રેષ્ઠ તાપસો! મારી વિનંતિ સાંભળો! તમે કૃપાળુ છો. મારા પર કૃપા કરો. મ્હને શા કારણુથી હજુ સુધી સંતાન થતું નથી. (૮)

મુનિઓએ રાજાનો સત્કાર કર્યો. પ્રેમભર્યાં વચનોથી તેનું સન્માન કર્યું તેની વ્યાકુળતાની વાત ધ્યાનમાં લીધી અને મુનિશ્રેષ્ઠ ગૌતમઋષિ બોલ્યા.

સંતતિ ન થવાનું કારણુ પૂર્વનું પાપ ગણાય છે. તમારે માટે પણુ તેમ જ છે. તમારા પાપની વાત જે કહેવામાં આવે તે તમે સાંભળો. એ પાપને લીધે તમારે સંતાન થતુ નથી. (૧૦)

રાજન્! તમારી પૂર્વજન્મની વાત તમારે સાંભળવા જેવી છે. તમે પૂર્વજન્મમાં વાણિયા (વૈશ્ય) હતા વેપારનું કામ સારી રીતે ચલાવતા અને મહકુટુંબનું પોષણ રૂડી રીતે કરતા. (૧૧)

एकस्मिन्दिवसे वैश्यः प्रातःकृत्वाऽशनं द्विज ।
व्यापाराय ततः सद्यो ह्यन्यद्ग्रामान्तरं गतः ॥१२॥
मार्गे वै गच्छतस्तस्य तृषा जाताऽतिदुस्तरा ।
तस्मिन्वने महाकूपो ददृशे जलपूरितः ॥१३॥
वैश्यस्तत्र गतो राजन्नेतस्मिन् कूपसन्निधौ ।
आगता तत्समीपे वै गौरेकाऽतिपिपासिता ॥१४॥
धर्महीनेन वैश्येन काष्ठदण्डेन ताडिता ।
दुःखिता साऽपतद् भूमौ निःश्वसन्ती रुरोदह ॥१५॥
रे दुरात्मन् ! दयाहीन कथं मां तुदसि भृशम् ।
प्रमदाऽपत्यहीना ते भविष्यति न संशयः ॥१६॥
तच्छापस्य प्रभावेण प्रजापालन तत्परः ।
न जायन्ते प्रजा राजन् सुसाध्व्यां भवतः स्त्रियाम् ॥१७॥
तस्मात्त्वं याहि राजेन्द्र ! ब्रह्मक्षेत्रेऽति निर्मले ।
यत्र वसति विश्वात्मा खगराजेश्वरः शिवः ॥१८॥

---

એક દિવસ સવારે થોડુંક ભોજન કરી વેપાર કરવા પરગામ જવા નિકળ્યા (૧૨) રસ્તામાં સખત તરસ લાગી. જંગલમાં ચાલતાં એક કુવો નજરે પડયો, કુવો મોટો અને જળથી ભરેલો હતો. (૧૩)

પાણી પીવા એ કુવા પાસે ગયા. એટલામાં એક તરસી ગાય આવી. તેને ઘણી જ તરસ લાગી હતી, તાપ લાગવાથી હાંફતી હતી અને પાણી વિના પ્રાણ નિકળી જાય તેવી હાલતમાં હતી. (૧૪) આ ધર્મહીન વાણીયાએ વિચાર્યું નહીં. લાકડીથી તેને મારી. માર વાગવાથી નીચે ઢળી પડી, નિસાસા નાંખતી રડવા માંડી. (૧૫)

ગાયે શાપ દીધો. રે દુષ્ટ! તુ ધર્મહીન છે, અધર્મી અને પાપી છે. ત્હારી સ્ત્રી સંતાન વિનાની થશે. સતાન વગર ત્હારી પણ આવી દશા તું ત્હારી નજરે જોઈશ, તું દુઃખી થઈશ. (૧૬)

એ ગાયના શાપને લીધે રાજા! ત્હને સંતાન થતું નથી. હાલ તું પ્રજાનો પાલક રાજા છે ત્હારી રાણી સુશીલ અને ધર્મનિષ્ઠ છે છતાં એ પૂર્વના શાપથી જ ત્હને સંતાન થતું નથી. (૧૭)

તો હવે તું બ્રહ્મક્ષેત્રમાં જા. બ્રહ્મક્ષેત્ર સર્વોત્તમ ક્ષેત્ર છે. ત્યાં પક્ષીરાજ તીર્થ છે અને પક્ષિન્દ્ર મહાદેવજી બિરાજે છે. (૧૮)

इति तेषां वचः श्रुत्वा राजा जन्मेजयः सुत ।
आगतो मामके क्षेत्रे पक्षिराजस्य सन्निधौ ॥१९॥
अमात्यैर्बहुभिः सैन्यैः सार्धनागरिकैस्तथा ।
आगत्य पूजनं चक्रे सभार्यो विधिपूर्वकम् ॥२०॥
पक्षिराजो महाशंभुर्ददौ तस्मै वरं शुभम् ।
सुप्रजां लप्स्यसे राजन्ननुरूपां च सद्गुणैः ॥२१॥
सोऽपि पुत्र वरं लब्ध्वा जगाम नगरं स्वकम् ।
पुत्रपौत्रान्वितो भूत्वा चक्रे राज्यमकंटकम् ॥२२॥
ईदृशं मामकं क्षेत्रं सर्वपापप्रणाशनम् ।
सर्वसौख्यकरं दिव्यं तत्र त्वं गच्छभार्गव ॥२३॥
अतः परं प्रवक्ष्यामि पुरावृत्तं पुरातनम् ।
पक्षिराजस्य माहात्म्यं सावधानतया श्रृणु ॥२४॥
इति श्री ब्रह्मपुराणे ब्रह्मक्षेत्रमाहात्म्ये पक्षिराजतीर्थमाहात्म्यवर्णनं नाम द्वादशोऽध्यायः.॥

---

ગૌતમાદિ ઋષિઓની વાત સાભળી રાજા "જનમેજય" બ્રહ્મક્ષેત્રમા ગયો અને પક્ષિન્દ્રનાથ મહાદેવના સ્થાનમા રહ્યો. (૧૯)

રાજાની સાથે મન્ત્રિઓ, લશ્કર, અને નગરવાસીઓ પણ હતા રાજાએ રાણી સાથે શિવજીનું પ્રેમ પૂર્વક પૂજન કર્યું. (૨૦)

એમ શિવજીનુ આરાધન દીર્ઘ સમય કરવાથી મહાદેવ પ્રસન્ન થયા. વરદાન આપ્યુ અને કહ્યુ કે રાજન્! ત્હને શુભલક્ષણવાળી અને યોગ્ય એવી પુત્ર પ્રજા થશે (૨૧)

વરદાન લઇ રાજા રાજ્યમા આવ્યો. તેને પુત્ર અને પૌત્ર થયા. અને અકટક રાજ્ય ભોગવ્યુ (૨૨) આવુ ઉત્તમ ક્ષેત્ર બ્રહ્મક્ષેત્ર છે. ભૃગુ! તમે ત્યા જાઓ. સર્વે પાપ દૂર થશે. દિવ્ય સુખ મળશે (૨૩) હવે પક્ષિરાજ વિશે બીજુ પણ એક કથાનક છે તે તમને કહીશ સાભળો. (૨૪)

ઇતિશ્રી જયશંકરસૂનુના ગણપતિશંકર શાસ્ત્રિણા વિરચિતે ભાવાર્થ દ્યોતિનીટીકાયાં બ્રહ્મક્ષેત્ર મહાત્મ્યે પક્ષિરાજતીર્થ વર્ણનંનામ દ્વાદશોધ્યાયઃ

## ॥ अथत्रयोदशोऽध्यायः ॥

ब्रह्मोवाच-पक्षिराजस्य माहात्म्यं अवक्ष्यामि महामुने ।
यस्य स्मरणमात्रेण मुच्यते कोटिपातकात् ॥१॥
सन्निधौ तस्य यो जन्तुराचरेत्सुकृतं यदि ।
तस्य शतगुणं पुण्यं भवत्येव न संशयः ॥२॥
पिशाचो ब्रह्मरक्षो वा प्रेतयोनिंगतोऽपि वा ।
हिरण्याया जले स्नात्वा मुच्यते पापराशिभिः ॥३॥
भृगुरुवाच-संसारवासनायुक्तो प्रेतयोनिंगतश्च क ? ।
को विमुक्तोऽभवद्ब्रह्मन् तत्त्वं कथितुमर्हसि ॥४॥
अवन्तिनगरे रम्ये श्रुतदेवेति नामतः ।
आसीद्विप्रो गुणैर्युक्तो नीतिमान् धार्मिकः सुधीः ॥५॥

---

## અધ્યાય તેરમો

બ્રહ્માજી—હું પક્ષિરાજનું મહાત્મ્ય કહીશ. જેનુ સ્મરણ કરવાથી મનુષ્ય કરોડો પાતકથી મુક્ત થાય છે. (૧)

એ તીર્થની સમક્ષ જે મનુષ્ય થોડુ પણ સુકૃત કરે તો તેનું ફળ તેને સો ગણું પ્રાપ્ત થાય છે. (૨)

કોઈ પિશાચ યોનિમાં હોય, ભૂત અને પ્રેતયોનિમાં હોય, બ્રહ્મરાક્ષસ હોય તો પણ એકવાર હિરણ્યગગામાં સ્નાન કરવાથી પાપથી મુક્ત થાય છે.

ભૃગુ-સમારની દુષ્ટ વાસનાથી ભરેલો કોણ હતો ? પ્રેતયોનિને કોણ પામેલો હતો ? અને તેની મુક્તિ કેવી રીતે થઈ ? તેનો ઇતિહાસ કૃપા કરીને મ્હને કહો ! (૪)

બ્રહ્માજી—અવતિ નામે નગર હતુ. એ નગર શોભાયમાન હતું ત્યાં એક ગુણવાન બ્રાહ્મણ રહેતો હતો એ ધાર્મિક-વિદ્વાન્ અને સુશીલ હતો. તેનું નામ "શ્રુતદેવ" હતું. (૫)

भार्या तस्य सुकल्याणी पतिप्रेमविवर्धिनी ।
कालेन सुषुवे साध्वी पुत्ररत्नं सुशोभनम् ॥६॥
अनन्तरं द्विजेन्द्रस्य पतिसेवन तत्परा ।
गर्भं दधार कल्याणी कतिचित्समये पुनः ॥७॥
सम्पूर्णे दशमे मासे प्रसूता तस्य कन्यका ।
यदैकहायनी पुत्री दम्पत्योः समजायत ॥८॥
गरलेन समायुक्तं भक्षितं दुर्जरं पयः ।
तेन तौ निधनं प्राप्तौ दम्पती पुत्रलालसौ ॥९॥
एवं ह्यकालपंचत्वं सहसा प्रेततां गतौ ।
विलोक्य बालपुत्रौ तौ भृशं चुक्रुशतुस्तदा ॥१०॥
तयोराक्रंदमाकर्ण्य जनाः सर्वे समागताः ।
हाहाकारसमायुक्ताः शवयुग्मं मजज्वलुः ॥११॥

---

તેને એક સ્ત્રી હતી. તેનું નામ "સુકલ્યાણી" હતું. પતિવ્રતા ધર્મ પાળનારી હતી. અને પતિના પ્રેમમાં વધારો કરનારી હતી. કેટલાક સમયે તેને સુંદર "પુત્રરત્ન" પ્રાપ્ત થયું. (૬)

ત્યાં પછી કેટલેક સમયે શ્રુતદેવની સ્ત્રી ગર્ભવતિ થઇ. પતિ સેવામાં તત્પર એવી આ સ્ત્રી ગર્ભવતિ જોઇ તેના પતિને આનંદ થયો. (૭)

દશ માસ પુરા થયા. સુંદર સમયે તેને કન્યા રત્ન સાંપડયું. છોકરી એક વરસની થઇ એટલામાં એક ભયકર બીના બની. (૮)

ઘરમાં જમણવાર કરવાનો હતો. તે દિવસે જમવા માટે ઉત્તમ ભોજન સમજી દુધપાક રાંધ્યો. તેમાં અજાણતે ઝેર પડયું હતું. જમવાને મોડું થયું હતું. ભૂખ સખત લાગી હતી. તેથી સ્ત્રી પુરૂષ બન્ને સાથે જમવા બેસી ગયાં. જમતાં કઇ વહેમ પડયો નહીં. ઝેર ચઢયું જોતજોતામાં સ્ત્રી પુરૂષ બન્નેનું મરણ થયું. (૯)

મરણ આવતી વખતે સંતાનોને સંભાર્યાં. જોઇ જોઇ નિરખવા લાગ્યાં. નાનાં બચ્ચાં રડવા લાગ્યાં, અસહ્ય ત્રાસ થઇ પડયો. એવી વ્યાકુળતામાં પ્રાણ તજ્યા. અને પ્રેતયોનિ પ્રાપ્ત થઇ. (૧૦)

दहन्तौ पितरौ दृष्ट्वा बालौ दुःखातुरौ भृशम् ।
सुहृद सान्त्वयित्वा तु चक्रुस्ते चौर्ध्वदैहिकम् ॥१२॥
पितृदुःखेन कन्या सा गगाया निप्पपात ह ।
उदके प्रवाह्यमाणा सा कन्या देशान्तर गता ॥
पुत्रोऽव्रजद् विदेश तु वभ्राम दु खकातरः ॥१३॥
एवं कालेन महता संमापद् द्विजमन्दिरम् ।
उषित्वा वेदशास्त्राणि बहुकाल समभ्यसत् ॥१४॥
छात्रेण विदुषा सार्धं विप्रोऽसौ ब्रह्मचारिणा ।
रक्षितायाश्च कन्याया विवाहः कर्तुमारभे ॥१५॥
मेघगंभीरया वाचा तदोवाचाशरीरवाक् ।
मा भू त्तयोर्विवाहोऽसौ स्वसाया बन्धुना सह ॥१६॥

---

છોકરો અને છોકરી નાના બાળક હતા માતા પિતા વિનાના થળ હતા તેમનું રડવુ સૌને સાલતુ હતુ લોકામા ત્રાસ વરતાયો હતો હાહાકાર થઇ ગયો હતો અને મરણ પામેલા સ્ત્રી પુરૂષના શબ સ્મશાને લઈ ગયા અને સળગાવી દીધા (૧૧)

બળતા માતા પિતાને જોઈ તેમના બે સતાનો આક્રદ કરતા હતા સગા તેમને સમજાવતા હતા અને રીઝવી રાખવા લાગ્યા ત્યા પછી તેમની મરણ ક્રિયા કરવામા આવી (૧૨)

છોકરી થોડીક મોટી થઇ મા-બાપનો વિયોગ તેને વધારે લાગી આવ્યો લાગણીને આધીન થઇ ગગાના પૂરમા પડી તણાતી ચાલી અને બીજા દેશમા ઉતરી પડી ત્યા જીવતી નિકળી (૧૩)

પુત્ર વિદેશ તરફ ચા યો ગયો અને દુ ખનો માર્યો ભટકવા લાગ્યો. આમ ભાઈ બ્હેન છુટા થઇ ક્યાઇના ક્યાંક ઉતરી પડયા વચ્ચે લાબો સમય વીત્યો ભટકતો છોકરો એક બ્રાહ્મણને ત્યા આવી ચઢયો (૧૪)

બ્રાહ્મણને ત્યા રાખવામા આવ્યો બ્રાહ્મણે તેને પાલન-પોષણ કરી ભણાવવા માડયુ વેદ અને શાસ્ત્રોનો સુદર અભ્યાસ કરાવ્યો બ્રાહ્મણે આ વિદ્યાર્થિના શુભ લક્ષણ જોઇ પોતે રક્ષણ કરેલી કન્યા પરણાવવા વિચાર કર્યો

વિવાહની તૈયારીમા આકાશવાણી થઈ એ વાણી મેઘના જેવી ગભીર હતી ચાતરફ જેયુ પણ કોઇએ કહ્યુ તે સમજાયુ નહીં આકાશવાણીએ કહ્યું કે આ વિવાહ ધર્મ વિરૂદ્ધ છે તેને અટકાવો આ તો સગો ભાઇ અને તેની એ બ્હેન છે. તેનો વિવાહ થવો ન ઘટે !! (૧૬)

कोलाहलोमहज्जातः सर्वे विस्मितमानसाः ।
विवाहस्य विधिंत्यक्त्वा सर्वेस्वग्रहमाययुः ॥१७॥
विप्रोऽसौ विस्मयाविष्टो निर्वृत्तोखिन्नमानसः ।
विधेयमधुनाकिंवा प्रष्टव्यंकुत्रकैः सह ॥१८॥
तदैवसान्त्वयामास पुनर्वाचा ह्रियद्गता ।
रे विप्र ! खिन्नतांस्त्यक्त्वा गच्छत्वंब्रह्मणः पदं ॥१९॥
भूतलेविद्यतेक्षेत्रं निर्मितेब्रह्मणास्वयं ।
वसन्तिमुनयोदेवास्तापसाः पूतमानसाः ॥२०॥
त्रिकालज्ञानसंविज्ञाः तत्रगत्वा विचारय ।
भृगुरुवाच-किं कृतं विप्रवर्येण ? पृष्टं किंवागतोऽपिवा ? ॥२१॥

---

વિવાહ પ્રસંગે આવેલા 'લોકોમાં-આખાય નગરના લોકોમાં ભારે કોલાહલ થયો. સૌ ચકિત' થયા. વિવાહનો વિધિ પડતો મૂકાયો. અને સગાં-વહાલાં સૌ પોતપોતાને ઘેર વિદાય થયાં. (૧૭)

બ્રાહ્મણને પણ આશ્ચર્ય લાગ્યું: ખિન્ન થયો. અરે આવું હું જાણતો હોત! ભાઇ બ્હેનનો સંબંધ જાણતો હોત તો હું શા માટે વિવાહનો આરંભ કરત!! આ તો નદીમાં તણાઈ આવેલી છોકરી અને રખડતો આવેલો છોકરો. આ બન્ને વચ્ચેની શી સગાઇ છે તે એ બન્ને નથી જાણી શક્યાં તો હું અજાણ્યો ક્યાંથી જાણી શકું!! દૈવની માયા-તેની ભૂલવણી-તેની કુદરતી!! ખરે એ અચંબા થવા જેવી વાત છે. હવે મારે શું કરવું જોઇએ. ક્યાં જઉં-કોને-શું પૂછવુ જોઇએ!! (૧૮)

વિચારમાં ડૂબેલા બ્રાહ્મણની મૂઝવણુ દૂર કરવા ફરી આકાશવાણી થઈ કહ્યું કે હે વિપ્ર! તું અફસોસ તજી દે। અને બ્રહ્મક્ષેત્રમાં જા. (૧૯)

પૃથ્વી પર બ્રહ્મક્ષેત્ર નામે પવિત્ર ક્ષેત્ર છે. ત્યાં ત્રિવેણીગંગા છે. ખુદ બ્રહ્માએ એ ક્ષેત્ર અને ગંગા નિર્મ્યા છે. તીર્થ અનેક દેવ-દેવતાઓ-ઋષિ-મુનિઓ સઘળુ બ્રહ્માજીએ બનાવ્યું છે. હાલ પણ ત્યાં અનેક તપસ્વિઓ નિવાસ કરે છે. (૨૦)

ત્યાં વિરાજતા ઋષિઓ ત્રિકાળજ્ઞાની છે. તેમનાં દર્શન કરો. અને ખુલાસો પૂછો.

ભૃગુ—હે બ્રહ્મન્! પછી એ વિદ્વાન બ્રાહ્મણે શું કર્યું? બ્રહ્મક્ષેત્રમાં ગયા કે નહી? અને કેવી બીના બની તે કૃપા કરીને કહો! (૨૧)

ब्रह्मोवाच–विप्रोजगामसहसा ब्रह्मक्षेत्रंह्यनुत्तमम्
तत्रासितंमुनेःप्रापत् शरण्यंकरुणान्वितं ॥२२॥
वृत्तंन्यवेदयद्विप्रः यद्भूतं भाविनिर्मितं
प्रसन्नचेतसादध्यौ महायोगसमाधिना ॥२३॥
रे विप्र! कुरुपापस्य प्रायश्चित्तंयथाविधि।
स्वसारं भ्रातरंह्येनं कारय गर्हितस्य च ॥२४॥
ज्ञाताज्ञातकृतंवापि क्षेत्रेऽस्मिन्नश्यतिक्षणात्।
ज्ञात्वातुष्टोह्यात्मदेवः प्रायश्चित्तंयथोचितं ॥२५॥
कृत्वावैकारयामास विशुद्धिंलेभिरे तदा।
तदोचतुश्चतौवाचं प्रेतयोर्निगतावुभौ ॥२६॥

---

બ્રહ્માજી—હે ભૃગો! આકાશવાણી સાંભળી કે તુર્તજ બ્રાહ્મણે બ્રહ્મક્ષેત્રમાં જવા તૈયારી કરી. બ્રહ્મક્ષેત્રમાં ગયો. ત્યાં અસિત મુનિનાં દર્શન કર્યાં. અસિત કરૂણા અને દયાના ભંડાર હતા. (૨૨)

બ્રાહ્મણે મુનિને હાથ જોડયા. અને જે જે બીના બની હતી તે સઘળી કહી બતાવી. ઋષીએ સઘળી વાત સાંભળી. મનમાં વિચાર કર્યો. એકાગ્ર ચિત્તે ધ્યાન કર્યું. અને સમાધિથી પરબ્રહ્મમાં લીન થયા. (૨૩)

સમાધિથી મુક્ત થયા. હે વિપ્ર! ત્હારા હાથે એ મોટું પાપ થયું. ભાઈ બ્હેનનો વિવાહ કર્યો, જો કે અજાણતે કર્યો તો પણ પાપ તો લાગ્યું. પાપનું પ્રાયશ્ચિત કરવુ ઘટે. અને એ ભાઈ બ્હેનને પણ પ્રાયશ્ચિત અપાવવું જોઈએ. (૨૪)

આ ક્ષેત્ર અત્યંત પવિત્ર છે. જાણતે કે અજાણતે કરેલું પાપ અહીં નાશ પામે છે. ઘોર પાપ ભસ્મ થઈ જાય છે. બ્રાહ્મણે એ વાત જાણી. તેને થયો આનંદ. અને શાસ્ત્રવિધિ પ્રમાણે કર્યું પ્રાયશ્ચિત. (૨૫)

વળી સંસ્કાર માત્રથી વિવાહિત થએલાં એ ભાઇ બ્હેનને પણ પ્રાયશ્ચિત અપાવ્યું. અને વાગ્દાન થએલા સંબધને તોડી અસલનો ભાઈ બ્હેનનો સંબધ જોડયો. પ્રાયશ્ચિતથી આત્મદેવબ્રાહ્મણ તથા ભાઇ બ્હેન પવિત્ર થયાં. તેમની સઘળાંની શુદ્ધિ થઈ. એટલામા પ્રેત થએલાં એ બાળકોનાં માબાપ બોલ્યાં. (૨૬)

सर्वे विस्मयमाविष्टा विदित्वादुर्गतितयोः ।
पित्रोरुद्धरणार्थाय वलिनारायणस्य च ॥२७॥

सन्निधौपक्षिराजस्य पिंडदानादिकेनवै ।
श्राद्धंचकारविधिना द्विजमाहूयकर्मठं ॥२८॥

सच्छ्रद्धया यदासाङ्गः समाप्तिमगमद्विधिः ।
तदाश्चर्यमभूत्तत्र प्रेतौमुक्तौ वभूवतुः ॥२९॥

दिव्यरूपधरौशान्तौ दिव्याभरणभूषितौ ।
शिवस्वरूप सम्प्राप्तौ जग्मतुः शिवधामनि ॥३०॥

पक्षीराजस्य सत्तीर्थं सर्वशुद्धि विधायकं ।
दर्शनादेवनश्यंति पापानि सुमहान्त्यपि ॥३१॥

---

પ્રેતોનું ભાવણ સાભળી સૌને આશ્ચર્ય થયું. તેમની સદ્ગતિ માટે નારાયણ બલિ નામે વિધિ કરવામાં આવ્યો. એ વિધિના પ્રભાવથી એ પ્રેત બન્નેની સદ્ગતિ થઈ. (૨૭)

આ વિધિ પક્ષિરાજ મહાદેવની આગળ કરવામાં આવી અને વિદ્વાન્ કર્મકાંડી બ્રાહ્મણને બોલાવી કરવામાં આવી. (૨૮)

શ્રદ્ધાપૂર્વક આ વિધિ કરવાથી તેમ જ વિધિના મંત્રબળથી એક આશ્ચર્ય થવા જેવી વાત બની. અને તે એવી કે-પ્રેત થએલાં બન્ને સ્ત્રી પુરૂષની છાયા આવી ખડી થઈ. અને જોતજોતાંમાં કાળા બે પડછાયામાંથી બે દિવ્ય દેહધારી દેખાયાં. (૨૯)

જેમણે દિવ્ય વસ્ત્ર અને અલકાર ધારણ કર્યા હતા. આકાર શાંત અને મધુર હતો જાણે દેવતાઓનાં પ્રત્યક્ષ દર્શન થતાં હોય તેમ લાગ્યું અને શિવજીના સ્વરૂપમાં મળી ગયાં. શિવલોકને પ્રાપ્ત થયાં. (૩૦)

પક્ષિરાજનો મહિમા અદ્ભુત છે. એ એવું ઉત્તમ તીર્થ છે કે-સર્વ પ્રકારના પાપીઓની શુદ્ધિ ત્યા થાય છે. દર્શન કરવાથી પાપ જાય છે તો પૂજન અર્ચન અને સેવન કરવાથી તો મહાપાપ જરૂર નષ્ટ થઈ જાય છે. (૩૧)

किं पुनर्विधिना युक्तं विधानं करणेन वै ।
इति तत्कथितं विप्र ! माहात्म्यं पक्षितीर्थजं ॥३२॥
इति श्री ब्रह्मपुराणे ब्रह्मक्षेत्रमाहात्म्ये पक्षिराजतीर्थमाहात्म्यवर्णनं नाम त्रयोदशोऽध्यायः ॥

## ॥ अथचतुर्दशोऽध्यायः ॥

भृगुरुवाच–भगवन् देवदेवेश सर्वलोकपितामह ।
फणीश्वरस्य माहात्म्यं श्रोतुमिच्छामि सांप्रतम् ॥१॥
किं फलं तीर्थजं ब्रूहि के जग्मुः स्वात्मशुद्धये ।
इतिहासेन येनेदं तृप्तं मे मानसं भवेत् ॥२॥
ब्रह्मोवाच–शृणु पुत्र प्रवक्ष्यामि माहात्म्यं लोकहेतवे ।
यच्छ्रुत्वात्वाधिजं दुःखं नाशमेष्यति तावकम् ॥३॥

---

હે ભૃગુ! પક્ષિરાજમાં જઈ વિધિપૂર્વક વિધાન કરવામાં આવે તો કહેવુંજ શું!! બ્રહ્મહત્યા વિગેરે પચ મહાપાપો નાશ પામે છે. આ તો એક, ટુંકમાં વાત કહી પણ પક્ષીરાજ તીર્થનો મહિમા અગાધ છે. (૩૨)

ઇતિશ્રી જયશંકર સૂનુના ગણુપતિશંકર શાસ્ત્રિણા વિરચિતે ભાવાર્થ દ્યોતિની ટીકાયાં બ્રહ્મક્ષેત્રમહાત્મ્યે પક્ષિરાજ તીર્થવર્ણનંનામ ત્રયોદશોધ્યાય.

---

## અધ્યાય ચૌદમો

ભૃગુ—હે ભગવન્! તમે દેવાધિ દેવ છો! સર્વલોકોના પિતામહ છો! હવે હું ફણીશ્વર મહાદેવનું મહાત્મ્ય શ્રવણ કરવા ઇચ્છુ છુ તો તે કૃપા કરીને કહો? (૧)

ફણીશ્વર તીર્થનું શું ફળ છે. એ તીર્થમા કોની શુદ્ધિ થએલી છે? એ બાબતે જે કંઇ ઇતિહાસ હોય તે કૃપા કરીને કહો જેનાથી મને તૃપ્તિ થાય. (૨)

બ્રહ્માજી—હે પુત્ર! તમે સાંભળો. ફણીશ્વર તીર્થનો મહિમા તમને હવે સંભળાવું છુ તે સાંભળી પ્રચાર કરવાથી લોકોનું કલ્યાણ થાય તેમ છે. મનનો પરીતાપ દૂર થાય છે. તમને પણ શાંતિ વળશે. (૩)

क्रूरान् दैत्यान् पापरूपान्घातयन्निशितैः शरैः ॥
यदा शूर्पणखाया वै वैरूप्यं कारयद्विभुः ॥१०॥
गत्वा भ्रातरमाहूय यतिवेषेण रावणः ।
सीताया हरणं चैव जटायुमरणं तथा ॥११॥
कृत्वा छलेन सीतांच स्थापयच्छोक वाटिकाम् ।
रामोऽपि रावणं दुष्ट हन्तुकामा मनोदधे ॥१२॥
अष्टादशपद्मयुता चम्वासज्जो बभूवह ।
सीतामन्वेषणार्थाय प्राहिणोन्मरुतात्मजम् ॥१३॥
गत्वास वायुवेगेन लङ्कां दग्ध्वोपपातनैः ।
जघान राक्षसान्दुष्टान्ननाम जनकात्मजाम् ॥१४॥
मातर्मामवगच्छ त्वं रामदूतेति विश्रुतम् ।
स्वल्पकालेन नेष्यामि राम संदर्शनाय च ॥१५॥

---

જે દૈત્યો આર્યસસ્કૃતિના ધર્મ કર્મના નાશક હતા અને પ્રજાને પીડતા હતા તેમને પ્રસગે પ્રસગે નાશ કરતા રહ્યા શૂર્પણખાને રૂપ રહિત કરવાથી રાવણ પણ ખળભળી ઉઠયો (૧૦)

બ્હેન શૂર્પણખાનુ અપમાન થએલુ ન સહેવાથી વેર લેવા રાવણે બાવાનું રૂપ લીધું અને જોગીના વેશમા રામ અને લક્ષ્મણની ગેરહાજરીમા સીતાજી પાસે ભીક્ષા માગી, સીતાજીનું હરણ એ ભીક્ષાના નિમિત્તે કર્યું. રસ્તામાં જટાયુ નામના યોદ્ધાએ અટકાવવાથી જટાયુનો નાશ કર્યો (૧૧)

સીતાજીને લંકે લઇ ગયો અશોકવાડીમા ઉતાર્યો રામે સઘળી વાત જાણી રાવણનો નાશ કરવા વિચાર્યું (૧૨)

સીતાજીની શોધ લેવા-સીતાજીને દિલાસો આપવા તથા તેમની હાલત તપાસવા મહા બળવાન હનુમાનજીને લંકે મોકલ્યા અને અઢાર પદ્મ જેટલી સંખ્યામા લશ્કરી સૈન્ય તૈયાર કર્યું (૧૩)

હનુમાન વાયુ વેગથી લંકે ગયા લંકાને બાળી. રાક્ષસોને માર્યા સીતાજીને શોધી કહાડયા તેમની સ્થિતિ નિહાળી દર્શન લીધા અને પગે મસ્તક નમાવ્યુ (૧૪)

માતા! તમે ફીકર ન કરશો હુ શ્રીરામનો દૂત છુ તમારી શોધ કરવા આવ્યો છુ રાવણનો તેના લશ્કર સાથે નાશ થશે અને જલદી તમને શ્રીરામની પાસે લઈ જઇશ. (૧૫)

हन्त ते कथयिष्यामि इतिहासं पुरातनम् ।
श्रीरामचरितं पुण्यं हृदयानन्ददायकम् ॥४॥
साधूनां रक्षणार्थाय नाशाय दुष्कृतात्मनाम् ।
धर्मेणाभ्युदयार्थाय प्रजाया मुक्तिहेतवे ॥५॥
अवातरत् पृथिव्यां वै भगवान्करुणानिधिः ।
इक्ष्वाकोरन्वये राजा रघुर्वै लोकविश्रुतः ॥६॥
तस्यवंशं समाश्रित्य ह्याविर्भावमथाकरोत् ।
दाशरथिः श्रीरामो वै कौसल्यानंदवर्धनः ॥७॥
जगतां भारमाहर्ता पुण्यश्लोकेति विश्रुतः ।
पितुराज्ञां समाश्रित्य जगाम गहनं वनम् ॥८॥
भार्यया सीतया सार्धं लक्ष्मणे नानुजेन च ।
पंचवटयां पर्णकुटिं कृत्वा वासमथाकरोत् ॥९॥

---

ખરે! તમને એક પુરાતન ઇતિહાસ કહું છું. જેનું શ્રવણ કરવાથી મનને આનંદ અને જીવન સફળ થાય છે. એ ઇતિહાસ શ્રીરામ ચરિત્રનો છે.

ભગવાન રામચંદ્રજીનો અવતાર સાધુ પુરૂષોનું રક્ષણ કરવા તથા પાપી રાક્ષસોનો નાશ કરવા માટે થયો હતો. ધર્મથી અભ્યુદય મેળવવા માટે તથા પ્રજાને તેનાં દુઃખોથી મુક્ત કરવા માટે હતો. (૫)

કરૂણાનિધી ભગવાને પૃથ્વી પર અવતાર લીધો. અને જગવિખ્યાત ઇક્ષ્વાકુના વંશમાં રઘુ રાજાના કુળને દિપાવ્યું. (૬)

એ કુળમાં પિતા દશરથ તથા માતા કૌશલ્યાને ત્યાં જન્મ્યાઃ અને વિવિધ ચરિત્રો કરી અમરકીર્ત્તિ મેળવી. (૭)

શ્રી રામે પૃથ્વીનો ભાર ઉતાર્યો અને પુણ્યશ્લોક એવા પવિત્ર નામથી પ્રસિદ્ધ થયા. વળી પિતાની આજ્ઞા પાળવા સીતાજી અને લક્ષ્મણજી સાથે ભયાનક વનમાં ગયા. (૮)

ગોદાવરીને કિનારે પંચવટીને નામે પર્ણકુટી બાંધી અને તેમાં નિવાસ કર્યો અને ત્યાં રહી શૂર્પણખાનાં નાક કાન કાપ્યાં તેમજ ખર-દૂષણ અને ત્રિશિરા જેવા રાક્ષસોને માર્યા. (૯)

क्रूरान् दैत्यान् पापरूपान्घातयन्निशितैः शरैः ॥
यदा शूर्पणखाया वै वैरूप्यं कारयद्विभुः ॥१०॥
गत्वा भ्रातरमाहूय यतिवेषेण रावणः ।
सीताया हरणं चैव जटायुमरणं तथा ॥११॥
कृत्वा छलेन सीतांच स्थापयच्छोक वाटिकाम् ।
रामोऽपि रावणं दुष्टं हन्तुकामा मनोदधे ॥१२॥
अष्टादशपद्मयुता चम्वासज्जो बभूवह ।
सीतामन्वेषणार्थाय प्राहिणोन्मरुतात्मजम् ॥१३॥
गत्वास वायुवेगेन लङ्कां दग्ध्वोपपातनैः ।
जघान राक्षसान्दुष्टान्ननाम जनकात्मजाम् ॥१४॥
मातर्माभवगच्छ त्वं रामदूतेति विश्रुतम् ।
स्वल्पकालेन नेष्यामि राम संदर्शनाय च ॥१५॥

---

જે દૈત્યો આર્યસંસ્કૃતિનાં ધર્મ કર્મના નાશક હતા અને પ્રજાને પીડતા હતા તેમને પ્રસંગે પ્રસંગે નાશ કરતા રહ્યા. શૂર્પણખાને રૂપ રહિત કરવાથી રાવણ પણ ખળભળી ઉઠયો. (૧૦)

બ્હેન શૂર્પણખાનું અપમાન થએલુ ન સહેવાથી વેર લેવા રાવણે બાવાનું રૂપ લીધું અને જોગીના વેશમાં રામ અને લક્ષ્મણની ગેરહાજરીમાં સીતાજી પાસે ભીક્ષા માગી, સીતાજીનું હરણ એ ભીક્ષાના નિમિત્તે કર્યું. રસ્તામાં જટાયુ નામના યોદ્ધાએ અટકાવવાથી જટાયુનો નાશ કર્યો. (૧૧)

સીતાજીને લંકે લઇ ગયો. અશોકવાડીમાં ઉતાર્યા રામે સઘળી વાત જાણી. રાવણનો નાશ કરવા વિચાર્યું. (૧૨)

સીતાજીની શોધ લેવા-સીતાજીને દિલાસો આપવા તથા તેમની હાલત તપાસવા મહા બળવાન હનુમાનજીને લંકે મોકલ્યા અને અઢાર પદ્મ જેટલી સંખ્યામાં લશ્કરી સૈન્ય તૈયાર કર્યું. (૧૩)

હનુમાન વાયુ વેગથી લંકે ગયા. લંકાને બાળી. રાક્ષસોને માર્યા. સીતાજીને શોધી કહાડયા તેમની સ્થિતિ નિહાળી. દર્શન લીધા અને પગે મસ્તક નમાવ્યું (૧૪)

માતા! તમે ફીકર ન કરશો. હું શ્રીરામનો દૂત છુ તમારી શોધ કરવા આવ્યો છુ. રાવણનો તેના લશ્કર સાથે નાશ થશે અને જલદી તમને શ્રીરામની પાસે લઈ જઇશ. (૧૫)

ततो वै हनुमान्वीरो जयघोषंमघोषयत् ।
आगत्य रामचन्द्रस्य पादौ नत्वान्यवेदयत् ॥१६॥
मनोजववचः श्रुत्वा लक्ष्मणं मत्यभाषत ।
हन्तव्यो रावणो दुष्टस्तस्य दुष्कृतिकारणात् ॥१७॥
इति संचिन्त्यमनसा कपिसैन्यसमावृतः ।
आगत्यार्णवकूले वै समुद्रं मत्यघोषयत् ॥१८॥
सागरस्य नरेशोऽपि श्रीरामं शरणं ययौ ।
गमनाय प्रार्थयामास दर्पं त्यक्त्वा स भूपतिः ॥१९॥
तदा वै सेतुबंधाय रामेणाज्ञापितः कपिः ।
समानीय शिलाखण्डान् सुमंत्रेण न्ययोजयत् ॥२०॥
तत्र वै शङ्करं ध्यात्वा पूजां कृत्वा यथाविधि ।
लिङ्गं तु स्थापयामास महद्रामेश्वराभिधम् ॥२१॥

---

હનુમાનજીએ ઉંચે સાદે શ્રીરામનો જયઘોષ કર્યો. શરૂઆતમાં જ રાવણના હૃદયને હચમચાવ્યું. વીરતાની શક્તિ દાખવી અને શ્રીરામ પાસે આવી પ્રણામ કર્યા. (૧૬)

હનુમાનની સઘળી બીના સાંભળી. શ્રીરામને વીરતા વ્યાપી. લક્ષ્મણજીને જણાવ્યું આપણે દુષ્ટ રાવણનો નાશ કરવો જોઈએ. તેના પાપનો બદલો તેને મળવો જોઈએ. (૧૭)

વિચાર નક્કી કર્યો. વાનરોનું સૈન્ય સજ્જ કર્યું. દરીયા કિનારે આવ્યા અને સમુદ્રના રાજાને યુદ્ધ કરવા સામે બોલાવ્યો. (૧૮)

સમુદ્ર રાજા શરણે ગયો. વિનતિ કરવા લાગ્યો. નિવેદન કર્યું કે આ સમુદ્ર આપનો જ છે. તેના પરથી આપ સુખેથી પધારો એમ નિરાભિમાનથી જણાવ્યું. (૧૯)

શ્રીરામે સમુદ્ર રાજાની મનોદશા જોઇ! પ્રસન્ન થયા. દરીયા ઉપર સેતુ બાંધ્યો. પેલી પાર લશ્કર ઉતાર્યું. સેતુ હનુમાનજીએ બાંધ્યો. પથ્થરની શિલાઓ જોડી બાંધ્યો શ્રીરામ નામના મંત્રથી જોડી દીધો. (૨૦)

ત્યાં વળી શંકરની સ્થાપના કરી. ધ્યાન કરી પૂજન કર્યું. અને શિવ ચિન્હનું શ્રીરામેશ્વર એવું નામ પ્રસિદ્ધ કર્યું. (૨૧)

लङ्कां गन्तुं समारेभे कपिसैन्यैर्बलान्वितैः ।
युयुधे राक्षसैः सार्धंदध्वंसन् राक्षसीं पुरीम् ॥२२॥
दशकण्ठंसमाहूय त्वाहवे युद्धकोविदः ।
गर्वभङ्गेन सार्धं वै देहनाशमथाकरोत् ॥२३॥
लङ्कां प्रविश्य रामो वै अभिषिच्य विभीषणम् ।
देव्या श्री सीतया सार्धं पुष्पकेणागमत्प्रभुः ॥२४॥
वसिष्ठं सद्गुरुं नत्वा पप्रच्छ विनयान्वितः ।
रावणस्य वधोऽस्माभिः कृतो वै क्षात्रधर्मतः ॥२५॥
न तस्य पातकं मन्ये धर्मशास्त्रेण तद्विधिः ।
लोकसंग्रहकामोऽहं प्रायश्चित्तं ददस्व मे ॥२६॥
एतच्छ्रुत्वा वसिष्ठेन प्रोक्तं दाशरथिं प्रति ।
भगवन् गच्छ क्षेत्रं वै ब्रह्मणानिर्मितं पुरा ॥२७॥
फणीश्वरः शिवो यत्र महापापविनाशकः ।
कमण्डलुजलक्षेपाद् ब्रह्मगङ्गा शुभावहा ॥२८॥

---

પછી લંકામાં ગયા. લશ્કરની છાવણી નાંખી. રાક્ષસો સાથે યુદ્ધ કર્યું. લંકાને ભાગી–તોડી–બાળી અને વેરાન કરી. (૨૨)

રાવણને યુદ્ધમાં ખેંચ્યો. તેનો ગર્વ ઉતાર્યો. તેના બળને નિર્બળ બનાવ્યું અને તેનાં દશ મસ્તક છેદી તેના દેહનો નાશ કર્યો. (૨૩)

લંકામાં–તેના રાજમંદિરમાં પ્રવેશ કર્યો. તેના સગા ભાઈ બિભીષણને રાજ્યાભિષેક કર્યો. બિભીષણ શરણે થયો હતો તેનો બદલો તેને આપ્યો. દેવી સીતાજીને પુષ્પકવિમાનમાં બેસાડયાં અને અયોધ્યામાં પધાર્યા. (૨૪)

વસિષ્ઠ ગુરૂને નમસ્કાર કર્યા. માતાઓને પ્રણામ કર્યા. ગુરૂને નમ્રતાપૂર્વક પ્રશ્ન પૂછયું. મેં ક્ષાત્ર ધર્મનો આશ્રય લઈ રાવણનો વધ કર્યો. (૨૫)

જો કે લોકકલ્યાણની ખાતર મેં રાવણાદિ રાક્ષસોનો નાશ કર્યો છે. ધર્મશાસ્ત્રની દૃષ્ટિએ એ અયોગ્ય નથી છતાં રાવણ એ બ્રાહ્મણ હોવાથી બ્રાહ્મણવધનું પાપ ગણાય તેનું પ્રાયશ્ચિત મ્હને આપો. (૨૬) વસિષ્ઠે બ્રહ્મક્ષેત્રમાં જવા સલાહ આપી. એ ક્ષેત્રમાં જઈ પ્રાયશ્ચિતની વિધિ કરો. તમારૂં પાપ નાશ પામશે. (૨૭) ત્યાં ફણીશ્વર મહાદેવ છે બ્રહ્માના કમંડલુના

गत्वा तत्र महासत्रं कुरुष्व पुण्यवर्धनम् ।
तस्य पुण्यप्रभावेण पुण्यश्लोको भविष्यसि ॥

रघूत्तमस्ततो गत्वा यज्ञं चक्रे यथाविधि ।
फणीश्वरः प्रसन्नोऽभूद्रामं दाशरथिं प्रभुम् ॥३०॥

दर्शनेन कृतार्थोऽहं रामः कमललोचनः ।
नत्वा संप्रार्थनं चक्रे मुमोच ब्रह्मकिल्बिषात् ॥३१॥

ब्रह्मोवाच–इत्येतत्कथितं पुत्रमाहात्म्यं फणीशस्य च ।
यस्मिन् स्नात्वा नरो नारी मुच्यते कोटिपातकात् ॥३२॥

तस्मात्त्वं गच्छ भो विद्वन् क्षेत्रे वै मामके शुभे ।
तपस्तप्त्वा शमंयाहि शीघ्रं क्षेत्रनिषेवणात् ॥३३॥

इति पितामहेनोक्तमवधार्य सुनिश्चितम् ।
जगाम ब्रह्मणः क्षेत्रं विश्रुतं जगतितले ॥३४॥

इतिश्री ब्रह्मपुराणे ब्रह्मक्षेत्रमाहात्म्ये भृगुब्रह्मासंवादे
फणीश्वरतीर्थवर्णनं नाम चतुर्दशोऽध्यायः ॥

---

જળથી ગંગા પ્રગટયાં છે. ત્યાં જઇ યજ્ઞ કરો. તેના પુણ્ય પ્રભાવે તમારું પાપ નાશ પામશે. (૨૮–૨૯)

શ્રીરામચંદ્રજી બ્રહ્મક્ષેત્રમાં પધાર્યા. યથાવિધિ મહાયજ્ઞ કર્યો. શ્રી ફણીશ્વર મહાદેવ પ્રસન્ન થયા. અને શ્રીરામને પ્રત્યક્ષ દર્શન આપ્યાં. (૩૦)

શ્રીરામ દર્શનથી કૃતાર્થ થયા. શિવજીને ચરણે પગે લાગ્યા. પ્રાર્થના-પૂર્વક સ્તુતિ કરી અને રાવણ વધના દોષમાંથી મુક્ત થયા. (૩૧)

બ્રહ્માજી–હે ભૃગો! તમને ફણીશ્વરનો મહિમા વર્ણવી બતાવ્યો. એ તીર્થમાં સ્નાન કરવાથી સ્ત્રી અને પુરુષ કરોડો પાપમાંથી મુક્ત થાય છે. (૩૨)

હે વિદ્વન્ તમે ત્યાં જાઓ! એ મારૂં ક્ષેત્ર સર્વોત્તમ છે. ત્યાં જઈ તમે તપ કરજો અને ક્ષેત્રના સેવનથી તમને સંપૂર્ણ શાંતિ થશે. (૩૩)

એ પ્રમાણે પિતામહ બ્રહ્માજીએ બ્રહ્મક્ષેત્ર અને તેનાં તીર્થોનું વર્ણન કરી બતાવ્યું તે પરથી ખૂબ ખૂશ થએલા ભૃગુઋષિ બ્રહ્મક્ષેત્રમાં જઈ તપ કરવા નક્કી કર્યું. અને તપના પ્રભાવથી કૃતાર્થ થયા. (૩૪)

ઇતિશ્રી જયશંકર સૂનુના ગણપતિશંકર શાસ્ત્રિણા વિરચિતે ભાવાર્થ દ્યોતિની ટીકાયાં બ્રહ્મક્ષેત્રમાહાત્મ્યે ફણીશ્વતીર્થ વર્ણનંનામ ચતુર્દશોધ્યાયઃ

## ॥ अथश्रीपञ्चदशोऽध्यायः ॥

ब्रह्मोवाच–एतत्तेकथितंपुत्र! सर्वसौख्यकरंशुभं ।
धर्मार्थयोः प्रदंचैव काममोक्षप्रदंतथा ॥१॥
सदैश्वर्यकरंपुण्यं सर्वेप्सितफलप्रदम् ।
विद्याबुद्धिप्रदंचैव आयुरारोग्यवर्धनं ॥२॥
लोकेकीर्त्तिकरंचैव लाभदंविजयप्रदम् ।
इहसौख्यप्रदंश्रेष्ठं सर्वकिल्बिशनाशनम् ॥३॥
पीडामृत्युजराव्याधि वैधव्यस्यनिषूदनम् ।
माहात्म्यमीदृशंतस्य क्षेत्रस्यकथितंमया ॥४॥
तस्मात्वंगच्छहेपुत्र! तत्रक्षेत्रेशुभप्रदे ।
इतिधातुर्वचः श्रुत्वाशुक्रोऽसौधीमतांवरः ॥५॥
प्रणम्यस्वपितुः पादावुत्थायपरिक्रम्यच ।
जगामब्रह्मणःक्षेत्रे स्वपापस्यविशुद्धये ॥६॥

---

## પંદરમો અધ્યાય

દરમ્યાન બ્રહ્માજી ભૃગુને કહે છે કે હે પુત્ર! તમને મેં બ્રહ્મક્ષેત્રનો મહિમા કહ્યો. એ સર્વ સુખોને આપનાર છે. મંગલકારક છે. ધર્મ અને અર્થ પ્રાપ્ત કરાવે તેમ છે. કામ અને મોક્ષ આપનાર છે. (૧)

સુંદર ઐશ્વર્યને વધારનાર છે. પરમ પવિત્ર છે. સર્વ કામના પૂર્ણ કરનાર છે. વિદ્યા બુદ્ધિને વધારનાર છે. આયુષ્ય અને આરોગ્ય તેજસ્વી બનાવનાર છે. (૨)

લોકોમાં કીર્તિને વધારનાર છે. લાભ અને વિજય આપનાર છે. આ લોકમાં શ્રેષ્ઠ સુખ આપનાર છે અને સર્વ પાપને નાશ કરનાર છે. (૩)

પીડા–મૃત્યુ–ઘડપણ–વ્યાધિ–વૈધવ્ય–નો નાશ કરનાર છે. એવું આ ક્ષેત્રનું માહાત્મ્ય છે. તે તમને કહી બતાવ્યું. (૪)

હે પુત્ર! તમે ત્યાં જાઓ. એ ક્ષેત્ર તમારૂં કલ્યાણ કરશે. એ પ્રમાણે પિતા બ્રહ્માજીનું વચન સાંભળી ખુશી થએલા ભૃગુ, ક્ષેત્રમાં જવા તૈયાર થયા.

બ્રહ્માજીના ચરણે નમ્યા. ઉભા થઈ પ્રદક્ષિણા કરી. અને આત્મશુદ્ધિ માટે બ્રહ્મક્ષેત્રમાં ગયા. (૬)

गत्वा तत्र महासत्रं कुरुष्व पुण्यवर्धनम् ।
तस्य पुण्यप्रभावेण पुण्यश्लोको भविष्यसि ॥
रघूत्तमस्ततो गत्वा यज्ञं चक्रे यथाविधि ।
फणीश्वरः प्रसन्नोऽभूद्रामं दाशरथिं प्रभुम् ॥३०॥
दर्शनेन कृतार्थोऽहं रामः कमललोचनः ।
नत्वा संप्रार्थनं चक्रे मुमोच ब्रह्मकिल्बिषात् ॥३१॥
ब्रह्मोवाच–इत्येतत्कथितं पुत्रमाहात्म्यं फणीशस्य च ।
यस्मिन् स्नात्वा नरो नारी मुच्यते कोटिपातकात् ॥३२॥
तस्मात्त्वं गच्छ भो विद्वन् क्षेत्रे वै मामके शुभे ।
तपस्तप्त्वा शमंयाहि शीघ्रं क्षेत्रनिषेवणात् ॥३३॥
इति पितामहेनोक्तमवधार्य सुनिश्चितम् ।
जगाम ब्रह्मणः क्षेत्रं विश्रुतं जगतितले ॥३४॥

**इतिश्री ब्रह्मपुराणे ब्रह्मक्षेत्रमाहात्म्ये भृगुब्रह्मासंवादे फणीश्वरतीर्थवर्णनं नाम चतुर्दशोऽध्यायः ॥**

---

જળથી ગંગા પ્રગટયાં છે. ત્યાં જઇ યજ્ઞ કરો. તેના પુણ્ય પ્રભાવે તમારૂ પાપ નાશ પામશે. (૨૮-૨૯)

શ્રીરામચંદ્રજી બ્રહ્મક્ષેત્રમાં પધાર્યા યથાવિધિ મહાયજ્ઞ કર્યો. શ્રી ફણીશ્વર મહાદેવ પ્રસન્ન થયા. અને શ્રીરામને પ્રત્યક્ષ દર્શન આપ્યા. (૩૦)

શ્રીરામ દર્શનથી કૃતાર્થ થયા. શિવજીને ચરણે પગે લાગ્યા. પ્રાર્થનાપૂર્વક સ્તુતિ કરી અને રાવણ વધના દોષમાંથી મુક્ત થયા. (૩૧)

બ્રહ્માજી–હે ભૃગો! તમને ફણીશ્વરનો મહિમા વર્ણવી બતાવ્યો. એ તીર્થમાં સ્નાન કરવાથી સ્ત્રી અને પુરૂષ કરોડો પાપમાંથી મુક્ત થાય છે. (૩૨)

હે વિદ્વન્ તમે ત્યાં જાઓ! એ મારૂ ક્ષેત્ર સર્વોત્તમ છે. ત્યાં જઈ તમે તપ કરજો અને ક્ષેત્રના સેવનથી તમને સંપૂર્ણ શાંતિ થશે (૩૩)

એ પ્રમાણે પિતામહ બ્રહ્માજીએ બ્રહ્મક્ષેત્ર અને તેના તીર્થોનું વર્ણન કરી બતાવ્યું તે પરથી ખૂબ ખૂશ થએલા ભૃગુઋષિ બ્રહ્મક્ષેત્રમાં જઈ તપ કરવા નક્કી કર્યું. અને તપના પ્રભાવથી કૃતાર્થ થયા. (૩૪)

**ઈતિશ્રી જયશંકર સૂનુના ગણપતિશંકર શાસ્ત્રિણા વિરચિતે ભાવાર્થ દ્યોતિની ટીકાયાં બ્રહ્મક્ષેત્રમાહાત્મ્યે ફણીશ્વતીર્થ વર્ણનંનામ ચતુર્દશોધ્યાય:**

## ॥ अथश्रीपञ्चदशोऽध्यायः ॥

ब्रह्मोवाच–एतत्तेकथितंपुत्र ! सर्वसौख्यकरंशुभं ।
धर्मार्थयोः प्रदंचैव काममोक्षप्रदंतथा ॥१॥
सदैश्वर्यकरंपुण्यं सर्वेप्सितफलप्रदम् ।
विद्याबुद्धिप्रदंचैव आयुरारोग्यवर्धनं ॥२॥
लोकेकीर्त्तिकरंचैव लाभदंविजयप्रदम् ।
इहसौख्यप्रदंश्रेष्ठं सर्वकिल्विशनाशनम् ॥३॥
पीडामृत्युजराव्याधि वैधव्यस्यनिषूदनम् ।
माहात्म्यमीदृशंतस्य क्षेत्रस्यकथितंमया ॥४॥
तस्मात्वंगच्छहेपुत्र ! तत्रक्षेत्रेशुभप्रदे ।
इतिधातुर्वचः श्रुत्वाशुक्रोऽसौधीमतांवरः ॥५॥
प्रणम्यस्वपितुः पादावुत्थायपरिक्रम्यच ।
जगामब्रह्मणःक्षेत्रे स्वपापस्यविशुद्धये ॥६॥

---

## પંદરમો અધ્યાય

દરમ્યાન બ્રહ્માજી ભૃગુને કહે છે કે હે પુત્ર! તમને મેં બ્રહ્મક્ષેત્રનો મહિમા કહ્યો. એ સર્વ સુખોને આપનાર છે. મંગલકારક છે. ધર્મ અને અર્થ પ્રાપ્ત કરાવે તેમ છે. કામ અને મોક્ષ આપનાર છે. (૧)

સુંદર ઐશ્વર્યને વધારનાર છે. પરમ પવિત્ર છે. સર્વ કામના પૂર્ણ કરનાર છે. વિદ્યા બુદ્ધિને વધારનાર છે. આયુષ્ય અને આરોગ્ય તેજસ્વી બનાવનાર છે. (૨)

લોકોમાં કીર્તિને વધારનાર છે. લાભ અને વિજય આપનાર છે. આ લોકમાં શ્રેષ્ટ સુખ આપનાર છે. અને સર્વ પાપને નાશ કરનાર છે. (૩)

પીડા–મૃત્યુ–ઘડપણ–વ્યાધિ–વૈધવ્ય–ને નાશ કરનાર છે. એવું આ ક્ષેત્રનું માહાત્મ્ય છે. તે તમને કહી બતાવ્યું. (૪)

હે પુત્ર! તમે ત્યાં જાઓ. એ ક્ષેત્ર તમારૂં કલ્યાણ કરશે. એ પ્રમાણે પિતા બ્રહ્માજીનું વચન સાંભળી ખુશી થએલા ભૃગુ, ક્ષેત્રમાં જ્વા તૈયાર થયા.

બ્રહ્માજીના ચરણે નમ્યા. ઉભા થઈ પ્રદક્ષિણા કરી. અને આત્મશુદ્ધિ માટે બ્રહ્મક્ષેત્રમાં ગયા. (૬)

सत्युवाच-तत्रगत्वाभृगुः स्वामिन् ! किंचकारततः परं ।
सर्वमेतन्ममाचक्ष्व पुण्यंस्वस्त्ययनंमहत् ॥७॥
सूत-उवाच-इतिदेव्यावचः श्रुत्वा शौनक ! माहशंकरः ।
शिवउवाच-शृणुदेवि ! मवक्ष्यामि महिमाब्रह्मक्षेत्रजः ॥८॥
त्रिवेणीसंगमोयत्र क्षीरजाम्बातथैवच ।
हिरण्याख्यासरिद्यत्र पक्षिन्द्रोसर्वकामदः ॥९॥
रम्यः शिलोच्चयोयत्रदिव्यवृक्षविराजितः ।
तत्रगत्वामुनिः श्रेष्ठो तपोदिव्यंसमारभे ॥१०॥
त्रिवेण्याः संगमंगत्वास्नानंकृत्वाविधानतः ।
नित्यनैमित्तिकंकृत्वा ऋषीन्देवान्प्रणम्यच ॥११॥
ननामतीर्थराजंच सर्वलोकेषुविश्रुतं ।
गंगायादक्षिणेतीरे स्वाश्रमंवैचँकारह ॥१२॥

---

સતિ-સ્વામિન્! ભૃગુઋષિ બ્રહ્મક્ષેત્રમાં જઈ તેમણે શું કર્યું? એ સર્વે બીના મને કહો એ વાત પવિત્ર અને મગળકારક છે. (૭)

સૂત—હે શૌનક! દેવીનું વચન સાંભળી શકર બોલ્યા. દેવી! તમને ભૃગુના ચરિત્રના નિમિત્તે બ્રહ્મક્ષેત્રનો મહિમા કહીશ. (૮)

જ્યાં ત્રિવેણીનો પવિત્ર સગમ છે. શ્રી ક્ષીરજામ્બાનુ સ્થાન છે. હિરણ્ય ગગા જ્યાં વહે છે. અને સર્વ કામના પૂર્ણ કરનાર પક્ષિન્દ્રનાથ વિરાજે છે.

સુંદર પર્વતોની હાર છે. દિવ્ય વૃક્ષોની ગટા ઝૂકી રહી છે. સુંદર પક્ષિઓના નિર્દોષનાદ સભળાય છે એવા શાતિમય સ્થળે જઈ ભૃગુઋષિએ તપ કરવા આરભ્યું. (૧૦)

પ્રથમ ત્રિવેણી સગમ ઉપર ગયા. ત્યાં સ્નાન કર્યું. અને વિધિ અને મત્ર પ્રયોગથી સ્નાન કર્યું. નિત્ય વિધિ અને નૈમિત્તિક કર્મ કર્યું. તેમ જ દેવ-ઋષિ અને પિતૃઓનુ ધ્યાન કરી પ્રણામ કર્યા. (૧૧)

લોક-પ્રસિદ્ધ એવા તીર્થરાજ બ્રહ્માજીને તથા આદિ માયા જગદબાને પ્રણામ કર્યા. અને ગંગાજીના દક્ષિણ કિનારે આશ્રમની પર્ણકુટી તૈયાર કરાવી. તેમાં નિવાસ કરવા લાગ્યા. (૧૨)

स्वाभिधानेनसंस्थाप्य शंकरं लोकशंकरं ।
भृगुनाथेतिनाम्नावैस्थाणुमाराधयत्स्वयं ॥१३॥
तृतीयेऽहनिचोत्थाय फलपर्णाशिनः परः ।
क्वचिज्जलं क्वचिद्वायुं भक्षयन् कतिचित्समाः ॥१४॥
ध्यायन्तस्थौशिवस्याग्रे नकिंचिदपिचिन्तयन् ।
बृहद्व्रतधरः शान्तो जटिलीवल्कलांबरः ॥१५॥
बिभ्रत्कमण्डलुंदण्ड मुपवीतंसमेखलं ।
कृष्णाजिनंसाक्षसूत्रं कुशांश्चैवव्यधारयत् ॥१६॥
अग्न्यर्कापोऽनिलोभूमि राकाशंसोमएवच ।
गुर्वष्टमूर्तिभेदेन चाभेदंस्वात्मनिस्थितं ॥१७॥

---

ધ્યાન અને ઉપાસના માટે શિવજીની સ્થાપના કરી. જેના દર્શનથી લોકનું કલ્યાણ થાય!! વળી પોતાનું નામ સાથે જોડી. "ભૃગુનાથ" એવું નામ શિવજીનું પ્રસિદ્ધ કર્યું અને એ સ્થાણુ યાને ત્રિકાળમાં સ્થિર રહેનારની શંકરની આરાધના શરૂ કરી (૧૩)

વ્રત આરમ્ભ્યું. તેના નિયમો નક્કી કર્યા. ત્રણ ત્રણ દિવસે સમાધિમાંથી ઉઠે અને ફળ અથવા પાનાં ભક્ષણ કરવાનું રાખ્યુ. તેમાંય ફળ કે પાનને. તરછોડી કેવળ પાણી પીને અને શ્વાસ લઈને વ્રત કરવા લાગ્યા. એમ કેટલાંય વરસો ગાળ્યાં. (૧૪)

શિવજી આગળ ઉભા રહી સમાધિ કરવા લાગ્યા. સમાધિમાં સ્થિર થઈ મનમાં થતી કલ્પનાઓ બંધ કરી. બ્રહ્મચર્ય ધારણ કર્યું હતું. મનથી પણ સંસાની વાસનો અંકુર છોડી દીધો હતો. અપાર શાંતિ સેવતા હતા. જટા અને વલ્કલવસ્ત્ર પહેર્યાં હતા. (૧૫)

કમડળુ-દંડ-જનોઈ-અને મેખલા ધારણ કરી હતી. કૃષ્ણાજીન પહેર્યું હતું. અક્ષમાલા ધારણ કરી હતી. અને હાથમાં દર્ભ રાખી હોમ વિધિ કરતા.

સૂર્ય-ચંદ્ર-પવન-અગ્નિ-જલ-આકાશ-પૃથ્વી-અને આત્મા અથવા ગુરૂ રૂપે વિરાજતા અષ્ટમૂર્તિ-મહાદેવનું ધ્યાન, શરૂઆતમાં એકાગ્રતા કરવા માટે ઉપરોક્ત એકાદને મૂર્તિને ઉદ્દેશીને કરતા. (૧૭)

दध्यावेकाग्रचित्तेन समाधायनिजात्मनि ।
एवंप्रवर्तमानेन वर्षाणामयुतंगतं ॥१८॥
आराधयन् शिवंशान्तं जिग्येमृत्युंसुदुर्जयम् ।
शक्राद्यादेवताः सर्वे ब्रह्मपुत्रास्तथाऽपरे ॥१९॥
नृदेवपितृभूतानि नागाभोगाऽसुराः खगाः ।
सर्वेविस्मयमापन्नाः जयघोषनिनादयन् ॥२०॥
तस्यैवंयुञ्जतश्चित्तं महायोगेनयोगिनः ।
व्यतीयायमहाकालो देवविस्मयकारकः ॥२१॥
पुरन्दरोऽपितज्ज्ञात्वा ह्यतिविन्हलतांगतः ।
समाधिभेदिनींमैष्यत् हरिण्याख्यांसुराङ्गनाम् ॥२२॥
गन्धर्वाप्सरसः कामं वसन्तंमलयानिलम् ।
मुनयेप्रेषयामास रजः कोपमदादिकान् ॥२३॥

---

એ પ્રમાણે ચિત્તની એકાગ્રતા સિદ્ધ કરી આત્મામાં ડુબી જવા લાગ્યા. એમ કરતાં તેમને દસ હજાર જેટલાં વર્ષો વિત્યાં. (૧૮)

એ પ્રમાણે શિવસ્વરૂપ પરબ્રહ્મનું આરાધન કરતાં પ્રાણોમાં રહેલી મૃત્યુ–શક્તિને વશ કરી. મોતને માથે હાથ દઈ–મૃત્યુને જીતી અમૃત પદને મેળવવા તાજા પ્રાણ! તાજું આયુષ્ય અને આરોગ્ય મેળવનારા આ મહર્ષિની વાત જાણી દેવલોકમાં જયજયકાર થયો. ઈન્દ્રાદિ દેવ–સનકાદિ ઋષિઓ. (૧૯)

દેવ, મનુષ્ય, પિતૃ, ભૂત, નાગ, અસુર, પશુ, પક્ષી એ સૌમાં મહર્ષિની આત્મ પ્રતિભા જામી અને સૌ વિસ્મય પામી જયઘોષ કરવા માંડયા. (૨૦)

એ પ્રમાણે ચિત્તને વશ કરનારા. મહાયોગથી સિદ્ધયોગી બનેલા મહર્ષિને તપ કરતાં દેવતાઓ વિસ્મય પામે તેવો અખંડ તપનો મહાન્ કાલ વીતવા લાગ્યો. (૨૧)

દેવેન્દ્રે એ વાત જાણી. મનમાં ભય પામવા લાગ્યો. તપથી ઈન્દ્રપદ લેશે કે શું તેવી ચિંતા પેઠી. ઋષિના તપનો ભંગ કરવા "હરિણી" (પુંજીકસ્થલા) નામે દેવાંગના (અપ્સરા) મોકલવા વિચાર કર્યો. (૨૨)

અપ્સરા સાથે–ગંધર્વ–કામદેવ–વસંત અને મલયાચલ પર્વત ઉપર વહાતો પવન તથા રજોગુણ, ક્રોધ અને મદ એ સઘળાંને મુનિની સમાધિનો

प्रोत्साहिताः समाजग्मुर्ब्रह्मक्षेत्रेऽतिपावने ।
यत्रास्ति संगमोपुण्य स्त्रिवेण्या मुक्तिसाधकः ॥२४॥
सन्निधौ क्षीरजादेव्या भृगुस्थानं शुभावहम् ।
यत्राश्रमपदं पुण्यं वृक्षराजिविराजितम् ॥२५॥
सुमनैर्वीरुधैर्जुष्टं पुण्यपक्षिनिकूजितम् ।
भ्रमद्भिर्भ्रमरैःकाशत् कमलं नदी तत्स्थितम् ॥२६॥
मत्तकेकारवैर्युक्तंकोकिलैरनुकूजितम् ।
ववौ वायुः सुखस्पर्शः यनसीकरसिंचितः ॥२७॥
पुष्पगंधपरिष्वक्तो वृक्षशाखाविकंपयन् ।
प्रवालस्तवकच्छन्नो वनराजि व्यराजयन् ॥२८॥
चन्द्रिकाविशदच्छायां छादयश्चन्द्रमावभौ ।
कुसुमाकर शनैर्गत्वा संविवेशतमाश्रमम् ॥२९॥
ह्युनुमावेशयत् सर्वान् स्मरसेनासमाव्रतान् ।
ददर्शे च सुखासीनं महायोगविदां वरम् ॥३०॥

---

ભંગ કરવા મોકલવા તૈયારી કરી. તેમને બોલાવી ખૂશ કર્યા. સમજ પાડી અને વિદાય કર્યા. (૨૩)

ઉત્સાહમાં આવેલા કામદેવ વિગેરે અતિપવિત્ર એવા બ્રહ્મક્ષેત્રમાં ગયા. જોયું તો ત્રિવેણીનો આનંદકારક સગમ જોયો. (૨૪)

આગળ ચાલ્યાં એટલે શ્રી ક્ષિરજામ્બાનું સ્થાન જોયું. જોતાં જ તેમને વિશુદ્ધ પ્રકૃતિ રૂપથી જગદંબાના પ્રભાવનો ડર લાગ્યો. અને સમિપમાં જ ભૃગુઋષિનો તાપસાશ્રમ જોયો. (૨૫)

આશ્રમની છટા કોઈ ઓર પ્રકારની હતી. પવિત્ર વૃક્ષોની હારો શોભતી હતી. વેલોઓ ઉપર સુગંધ પુષ્પો ઝુલતાં હતાં અને પક્ષિઓ મધુર અવાજ કરી રહ્યાંહતાં. નદીના ધરામાં ઉગેલાં કમળો પર ભ્રમરો મધુર નાદ કરી રહ્યા હતા. (૨૬)

રાત્રીનો સમય થયો. ચદ્રમા ઉગ્યો. મધુર રૂપેરી છાયા ફેલાઈ. કામદેવ આગળ ચયો ધીમે ધીમે આશ્રમની પવિત્ર ભૂમિમાં પ્રવેશ કર્યો.(૨૯)

नासाग्रदृष्ट्या सध्यायन् परब्रह्म सनातनम् ।
अनाद्यनन्तंसर्वेशसत्त्वतेजोमय प्रभुम् ॥३१॥
वशीकर्तुं समारेभे स्मर पञ्चशरैर्युतः ।
गन्धर्वागानमारभ्य हरिणीनर्तयन्मुदा ॥३२॥
वसन्तः सन्तमाक्रष्टु मनसि व्यग्रतामधात् ।
पुनश्चिक्रीड हरिणीकन्दुकक्षेपणादिभिः ॥३३॥
सन्निकृष्टेसमागत्य अङ्गानि दर्शयन्मुनिम् ।
स्मरस्तेननिमित्तेन शरलक्ष्यमयोजयत् ॥३४॥
न चकम्पेमुनिस्तस्मान्मृडध्यानपरायणः ।
मुनिर्ज्ञात्वा तु तत्सर्वं स्मरकार्यं दुरासदम् ॥३५॥

---

પાછળ વસત-અપ્સરા અને ગધર્વોએ પ્રવેશ કર્યો જોવામા આવ્યુ મુનિને દેખ્યા સુખાસને વિરાજતા હતા મહાયોગીઓના આ ઈશ્વર-યોગીન્દ્ર ભૃગુને નિહાળ્યા (૩૦)

ઋષિએ નાસિકાના અગ્રભાગ પર દ્રષ્ટી રાખી હતી પરબ્રહ્મના ધ્યાનમા લીન હતા અનાદિ-અનંત-સર્વેશ્વર-સત્વમય-તેજોમય-પ્રભુનુ ધ્યાન કરતા હતા (૩૧)

કામદેવ સામે બેઠો ઋષિ ન દેખે તેવી રીતે છુપો બેઠો પાંચ બાણુ ફેકવા વિચાર રાખ્યો ઈશારો કર્યો ગધર્વોએ મધુર ગાયન શરૂ કર્યું અને હરિણી (પુષ્ટકસ્થલા) નામે અપ્સરા નાચવા લાગી (૩૨)

વસતે વ્યગ્રતા પેદા કરવા માટી સતની સમાધિ છોડાવવા મન આકર્ષ્યુ હરિણીએ ગાયન-નૃત્ય અને તેની સાથે રમત કરવા માડી દડો ફેકવો શરૂ કર્યો (૩૩)

દડો ઋષિ તરફ ફેકાયો દડો લેવા ઋષિ તરફ દોડવા લાગી પાસે આવી લેવા લાગી અને અવયવો-ગુપ્ત ભાગો દેખાડવા માડી કામદેવ એવો લાગ જોઈ બાણ મારવા લાગ્યો (૩૪)

શિવ-મગલ રૂપના ધ્યાનમા મગ્ન થએલા તેની કઈ અસર થઈ નહી મુનિએ જાણ્યુ કે આ સવળુ કામદેવનુ કામ છે કાચો મનુષ્ય લપટાય! ભ્રષ્ટ થાય! પતન પામે તેવુ છે (૩૫)

मंत्राग्निमेषयामास तेनसर्वंप्रजज्वलुः ।
क्लिन्नाः खिन्नाश्च ते सर्वे मुनेश्चशरणंययुः
दत्वाऽभयं वरं तेभ्यः स्वर्गं जग्मतुरागताः ॥३६॥
इतिश्री ब्रह्मपुराणे ब्र० क्षे० मा० स्मरपराभववर्णनं
नाम पंचदशोऽध्यायः॥

## ॥ अथषोडशोऽध्यायः ॥

सूत उ०—अथतेऽहंप्रवक्ष्यामि भृगोस्तपउनुत्तमम् ।
यंश्रुत्वामुच्यतेजन्तुः संसारात्कर्मबंधनैः ॥१॥
स्मरादीनागतान्वीक्ष्य शक्रश्चिताकुलोऽभवत् ।
यद्वृत्तंतत्रतंज्ञात्वा मत्वेभेशंकथंभवेत् ॥२॥

---

ઋષિએ જાણ્યું કે આ લોકો મારા તપનો ભંગ કરવા-વિઘ્ન કરવા આવ્યા છે. તેમને મારો પ્રભાવ પણ બતાવું ! ઋષિએ કામદહનનો મંત્ર ભણ્યો. કામ વિગેરેના શરીરમાં એ મન્ત્રાગ્નિએ પ્રવેશ કર્યો. કામાદિકનાં કારણશરીર બળવા લાગ્યાં. થાકયા. ખિન્ન થયા. અને આતો મુનિએ આપણને દહન કરવા ઇલાજ લીધો. એમ અપ્સરા-કામ અને વસંત વિગેરેએ વિચાર્યું. અને મુનિને શરણે થયા. શરણ થએલું કામદેવનું સૈન્ય રડવા લાગ્યું. અપરાધની ક્ષમા માગી. મુનિએ તેમને ક્ષમા આપી. નિર્ભય થએલું કામનું સૈન્ય સ્વર્ગમાં ઇન્દ્ર પાસે ગયું. (૩૬)

ઇતિશ્રી બ્રહ્મપુરાણે જયશંકર સૂનુના ગણપતિશંકર શાસ્ત્રિણા
વિરચિતે ભાવાર્થ દ્યોતિની ટીકાયાં બ્ર૦ ક્ષે૦ મ૦
સ્મરપરાભવવર્ણનંનામ પંચદશોધ્યાયઃ

---

## અધ્યાય સોળમો.

સૂત—હે શૌનક! તમને હવે ભૃગુનું સર્વોત્તમ તપ વર્ણન કરીને કહીશ. જેનું શ્રવણ કરવાથી મનુષ્યમાં તપ કરવા શ્રદ્ધા ઉત્પન્ન થાય છે અને સંસારનાં વિવિધ કર્મોના બંધનથી મુક્ત થાય છે. (૧)

કામદેવ વગેરે પરાભવ પામી-હરખાઇ પાછા આવતાં જોઈ ઇન્દ્રને વધારે ફીકર થવા લાગી. કામદેવ અને વસંતે સઘળી બીના રજુ કરી. એ બધું સાંભળી હવે સ્વર્ગનું રાજ્ય રહેવું મુશ્કેલ છે એમ ઇન્દ્ર માનવા લાગ્યો.

शौनक-उ०–किंचकारभृगुस्तत्र तपसातोषयच्छिवं ।
पापंतस्यमनष्टंवा किंवृत्तंमंगलंनवा ॥३॥
सूत-उ०–एवंकतिपयैर्वर्षै स्ततपस्तेपेऽतिदारुणं ।
निराहारोऽतिशुद्धात्मा सर्वयोगविदांवरः ।
शारीरंत्रिविधंत्यक्त्वा स्वात्माब्रह्मणियोजितः ॥४॥
तपसातेनसन्तुष्टो प्रसन्नोभून्महेश्वरः ।
कर्पूरधवलंशान्तं चन्द्रलेखाविभूषितं ॥५॥
गजचर्मधरंदेवं भूतिभूषितविग्रहं ।
जटाभूषितमूर्धानं हुतवाहनलोचनम् ॥६॥
कोटिसूर्यसमाभासं पन्नगस्त्रग्विवराजितम् ।
स्फुरद्गंगाप्रवाहेण व्याप्तंतंध्यानमंगलं ॥७॥

---

શૌનક—હે સૂત! ભૃગુએ પછી ક્યાં સુધી તપ કર્યું? મહાદેવ પ્રસન્ન થયા કે નહી? પાપ ગયું કે નહી? અને તેમની ધારણા પાર પડી કે નહીં?

સૂત—હે શૌનક! એ પ્રમાણે અનેક વર્ષો સુધી તપ કર્યું. એ તપ કોઈથી ન થઇ શકે તેવું અશકય હતું. આહાર નિદ્રા છતી. જાગૃત-સ્વપ્ન અને સુષુપ્તિથી પેલી પાર રહેલી સમાધિમાં મગ્ન થયા હતા. સ્થૂલ, સૂક્ષ્મ અને કારણ શરીરને તપાવી તેજોમય બનાવ્યાં હતાં અને પરબ્રહ્મમાં લીન થઈ શિવ સ્વરૂપનું ધ્યાન કરતા હતા. (૪)

ભારે તપથી શિવજી પ્રસન્ન થયા. પ્રત્યક્ષ દર્શન આપવા મૂર્તિમંત-તેજોમૂર્તિ પ્રગટ થયા. ધ્યાનના આકારની એ મૂર્તિનાં દર્શન થયાં. કપુરની રજના ઢગલા સમાન સફેત આકાર હતો. ચદ્રની લેખા જટામુકુટ પર શોભી રહી હતી. (૫)

હાથીનું ચર્મ ઓઢેલુ હતુ. સર્વ અંગોએ સફેત ભ્રસ્મ ચોળી હતી. મસ્તકે જટા જૂટ બાંધ્યો હતો. અને કપાળ વચ્ચે ભ્રકુટીમાં અગ્નિની મધુર જ્વાળા શોભતી હતી. (૬)

કરોડો સૂર્ય સમાન્ તેજસ્વી દેખાતા હતા. સફેત ભુજંગની માળા પહેરી હતી. જટામાંથી ગંગાનો ફુવારો ઉડયા કરતો હતો. નેત્રો ધ્યાનમગ્ન હતાં. આવું મંગલમય મહાદેવનું દર્શન થયું. (૭)

दृष्ट्वाद्भुतंमहादेवं मुदतिष्ठत्भृगुस्तदा ।
प्रणम्यदंडवद्भूमौ स्तुतिकर्तुमनोदधे ॥८॥

(वंशस्थवृत्तम्)

नमोनमस्तेऽखिलकार्यहेतवे,
प्रपन्नभक्तार्त्तिविनाशकारिणे ।
अणीयसेऽणोर्महतोमहीयसे,
नमोन्तिकस्थाय नमोदवीयसे ॥९॥

विश्वात्मन् विश्वरूपाय सदसद्भावभाविने ।
नमस्तेज्ञानरूपाय परायपरब्रह्मणे ॥१०॥

नमस्तेजगदाधार जगदुत्पत्तिहेतवे ।
जगतांसंविकाशाय नमःसंहारकारिणे ॥११॥

---

ઋષિ જેનું ધ્યાન કરતા હતા, એ મૂર્તિ તેમના ધ્યાનમાંથી દ્રષ્ય થઈ. ઋષિનાં નેત્ર ઉઘડી ગયાં. દ્રષ્ટી ખેચાઈ. જોયુ તો ધ્યાનની મૂર્તિ પ્રત્યક્ષ આગળ ખડી છે. મહાદેવના અદ્ભૂતરૂપને નિહાળ્યું. એકદમ ઉભા થયા. આ...તો પ્રત્યક્ષ મહાદેવજી દર્શન આપી રહ્યા છે! તૂર્ત દંડવત્ નમસ્કાર કર્યા. પગમાં પડયા. પગમાં માથુ મૂકયુ. મુશ્કેલીથી ઉભા થયા. મધુરવાણીથી સુંદર સ્તોત્ર બોલી સ્તુતિ કરવા લાગ્યા. (૮)

હે ભગવન્! તમે વિશ્વનાં સમસ્ત કાર્યોના કારણરૂપ છો. શરણે આવેલા ભક્તોની પીડા નાશ કરો છો. અણુથી પણ અણુ એવું તમારૂ સૂક્ષ્મરૂપ છે. અને મહાન્ કરતાં પણ મહતરૂપે તમે છો. તદ્દન નજીકમાં નજીક તથા દૂરથી પણ દૂર તમારો વાસ છે. પ્રભો! તને નમસ્કાર-નમન હો!! (૯)

તું સમસ્ત વિશ્વરૂપે વ્યાપ્યો છે. વિશ્વનો આત્મા તું છે. સત્ અને અસત્‌ને જાણનાર તુ છે તુ જ્ઞાનરૂપ છે. અને પર એવા પરબ્રહ્મરૂપે તું છે. (૧૦)

જગતોનો વિકાસ ત્હારા પ્રેરેલા પ્રાણોથી થાય છે. અને સંહાર સમે બીજરૂપમાં સંકોચ પણ ત્હારી એવી શક્તિથી થાય છે. તુ જગતનો આધાર છે. અને જગતની ઉત્પત્તિના કારણભૂત તુ:છે. (૧૧)

षडक्षरमहामंत्रः महापापविनाशकः
तेनजाप्येनसंसिद्धः पुरुषःपावनोभवेत् ॥१२॥

त्वंषडक्षररूपोऽसि पंचतत्वात्मकेनवै ।
आत्मनस्तत्वमारोप्य षडक्षरस्मृतोबुधैः ॥१३॥

नमोवैब्रह्मरूपाय विष्णुरूपधरायच ।
नमःशिवायशांताय अघोरायनमोनमः ॥१४॥

अभिष्टूयमहेशानं विररामममहामुनिः ।
प्रसन्नमनसोवाच वृणिष्ववरमिप्सितम् ॥१५॥

वंशस्थवृत्तम्

कृतंमयादेव ! महान्हिसाहसं
उपस्थितं किल्बिशमित्थमात्मनः ।
श्रीविष्णुहृत्पद्मदछेमहारः
प्रशान्तयेतस्यकिमस्त्युपायः ॥१६॥

---

ત્હારો ષડક્ષર મહામંત્ર છે. જપ કરનારનાં પાપ નાશ કરનાર છે. તેના જપથી મનુષ્ય સિદ્ધયોગી બને છે. અને સર્વ પ્રકારે પાવન થાય છે. (૧૨)

તું એ ષટ્અક્ષરરૂપે છે. એમાં રહેલાં પાંચ તત્ત્વોનું સ્ફુરણ ત્હારાથી થાય છે. એ પચતત્ત્વરૂપ પાંચ અક્ષરમાં ત્હારો આત્માછક્કો છે સમગ્ર એવું ષડક્ષરરૂપ ત્હારૂ અગમ્ય છે. (૧૩)

બ્રહ્મરૂપ એવા ત્હને નમન હો! વિષ્ણુ તથા શિવરૂપ એવા ત્હને નમસ્કાર હો! ત્હારાં અઘોર–શાંતરૂપને નમન હો! (૧૪)

એ પ્રમાણે મહાદેવજીની સ્તુતિ કરી ઋષિ વિરમ્યા. મહાદેવજી પ્રસન્ન થઈ બોલ્યા હે તપસ્વિન્! તમે વરદાન માંગો!! (૧૫)

ઋષિ–હે મહાદેવ! મારા હાથે એક મોટું સાહસ કર્મ થયું છે. જેનાથી મોટું પાપ લાગ્યું છે. શ્રીવિષ્ણુનું પગથી મેં અપમાન કર્યું છે. એ પાપની શાંતિ માટે શું કરવું? તેનો ઉપાય કહો! (૧૬)

महादेवउवाच-पापस्यपरितापेनक्षेत्रेऽस्मिन्वासमुत्तमम् ॥
कृत्वातप्तंतपस्तेनदर्शनंचाभवन्मम ॥१७॥
विष्णुपादोदकीसेऽयंहिरण्याख्यामचक्षते ।
स्वीयपापविनाशाय ब्रह्मणोत्पादितापुरा ॥१८॥
तस्यादर्शनमात्रेणमहान्तिपातकान्यपि ।
नश्यंतिदेवतानांवै सूर्येणशर्वरीयथा ॥१९॥
तस्यांस्नानेकृतेदोषाः कतिष्ठेयुर्मुनिश्वर ! ।
भवान्पापविशुद्धोस्ति किंचिन्नास्त्यत्रसंशयः ॥२०॥
एवमुक्त्वामहादेवस्तत्रैवान्तरधीयत ।
सर्वपापविशुद्धात्माऽभवन्मुनिवरोभृगुः ॥२१॥
ततआरभ्यतत्तीर्थंभृगुनाथेऽतिविश्रुतं ।
सर्वसौख्यप्रदंचैव सर्वानर्थविनाशनं ॥२२॥

---

મહાદેવજી-હે તપસ્વી! તમે બ્રહ્મક્ષેત્ર જેવા પવિત્ર ક્ષેત્રમાં વાસ કર્યો છે. તમે મોટું તપ કર્યું છે. અને એ પાપશુદ્ધિ માટે તમે ભારે યમ-નિયમો પાળ્યા છે. વળી મારૂ દર્શન થયું છે. (૧૭)

અહીં ભગવચ્ચરણારવિંદથી પ્રગટ થએલાં ગંગા પધાર્યા છે. એ હિરણ્ય ગંગા નામે પ્રસિદ્ધ છે. બ્રહ્માજીએ તેમની શુદ્ધિ માટે એ ગંગાને પ્રગટ કર્યા છે.

આ ગંગાજીનાં કેવળ દર્શન કરવાથી મહાપાપ મટી જાય છે. દેવ જેવા પુરૂષોની શુદ્ધિ થાય છે. સૂર્ય પ્રકાશથી જેમ અંધારી રાત્ર મટી જાય. તેવી રીતે પાવન થવાય છે. (૧૯)

હે મુનિશ્વર! એ ગંગાજીમાં સ્નાન કરવાથી મનુષ્યમાં રહેલા દોષો ક્યાં ઉભા રહે? તૂર્ત જ ધોવાઇ જાય છે. તમે તો પાપથી શુદ્ધ થયા છો. તમને લેશ પણ પાપનો ભય નથી. તમે સર્વ પ્રકારે શુદ્ધ થયા છો. પાપ-રહિત-નિર્મળ અંતઃકરણવાળા થયા છો. (૨૦)

એ પ્રમાણે મહાદેવજીએ ભાષણ કર્યું. અને તૂર્ત અંતર્ધ્યાન થયા. અને ભૃગુઋષિ સર્વ પ્રકારની માનસિક ચિંતા અને તેના દોષથી મુક્ત થયા. (૨૧)

તે દિવસથી માંડી એ તીર્થ "ભૃગુતીર્થ" નામે પ્રસિદ્ધ થયું. એ સર્વ સુખોને આપનારૂ તથા સર્વ પાપોને નાશ કરનારૂં છે. (૨૨)

तत्रगत्वानरोनारी स्नात्वागंगाजलेशुभे ।
भृगुनाथमभिप्ज्य मुच्यतेसर्वसंकटात् ॥२३॥
इतिश्री ब्रह्मपुराणे ब्रह्मक्षेत्रमाहात्म्ये भृगोर्वरमाप्तिर्नाम
षोडशोऽध्यायः ॥

## ॥ अथसप्तदशोऽध्यायः ॥

शौनकउवाच–भगवँच्छ्रोतुमिच्छामि सर्वशास्त्रविदांवर ।
माहात्म्यमम्बिकायावै सर्वकल्मषनाशनम् ॥१॥
धन्या वसुंधरा सा वै धन्यं तद्रुमकाननम् ।
यस्मिन् विराजते देवीदैत्यदर्पमणाशिनी ॥२॥
ईहन्ते देवता यस्या माहात्म्यं लोकपावनम् ।
ध्यायन्त ऋषयः श्रुत्वा नरजन्मसुसिद्धये ॥३॥

---

ત્યા હરકોઈ સ્ત્રી અગરપુરૂષ જઇ સ્નાન કરે-ગગાજીમાં મંત્ર વિધિથી મંત્ર સ્નાન કરે અને ભૃગુનાથનું પૂજન કરે તો સર્વ દુઃખો તેનાં દૂર થાય છે.

ઇતિશ્રી બ્રહ્મપુરાણે જયશંકર સુનુના ગણપતિશંકર શાસ્ત્રિણા વિરચિતે ભાવાર્થ દ્યોતિની ટીકાયાં બ્ર૦ ક્ષે૦ મ૦ ભૃગોર્વરપ્રાપ્તિવર્ણનંનામ ષોડશોધ્યાયઃ

---

## અધ્યાય સત્તરમો.

શૌનક–હે સૂત! તમે શાસ્ત્ર જાણનારાઓમાં ઉત્તમ વિદ્વાન છો. મ્હને બ્રહ્મક્ષેત્રમાં બિરાજેલાં શ્રી અંબાજી માતાજીનું મહાત્મ્ય કહો. જે શ્રવણ કરવાથી મનુષ્યોનાં દુઃખ મટે. (૧)

ધન્ય એ બ્રહ્મક્ષેત્રને! ધન્યએ ભૂમિને! ધન્ય હો એ મહામાયાના ધામને!! જ્યાં સુંદર વૃક્ષોની વાડી ખીલી રહી છે. જ્યાં સાક્ષાત્ જગદંબા વિરાજે છે. મોટામોટા દૈત્યોના પ્રાણ હરી ભક્તોનાં સંકટ હરવા બિરાજ્યાં છે (૨)

જેનો મહિમા ત્રૈલોક્યમાં પ્રખ્યાત છે. ત્રૈલોક્યનાં ચરાચર પ્રાણિયો જેના ચરણમાં મસ્તક નમાવવાથી પાવન થાય છે. એ ત્રણેલોકમાં વન્દન કરવા યોગ્ય શ્રી અંબિકાજી બ્રહ્માજીના ક્ષેત્રમાં બિરાજે છે. જેનો મહિમા લોકોને પવિત્ર કરનાર છે. મોટા મોટા ઋષિ-મુનિઓ જેનું ધ્યાન કરી કૃતાર્થ થાય છે. અને પુણ્યના પ્રભાવે મળેલા મનુષ્ય અવતારને સફળ કરે છે. એવો અદ્ભુત જગદંબાનો મહિમા મ્હને કૃપા કરીને કહો' (૩)

इत्येतद्वचनं श्रुत्वा सूतः शास्त्रविदांवरः ।
वक्तुमारभतप्रीत्या हर्षनिर्भरमानसः ॥४॥
सूतउवाच–अभूतपूर्वं महायुद्धमसुरेण दुरात्मना ।
महिषेण समं स्वर्गे सुचिरं वै सुपर्वणाम् ॥५॥
महाबलवता तेनविजितास्तेऽसुरारयः ।
पौरन्दरपदं लब्धं प्राप्यं यच्छतयाजिना ॥६॥
विनिष्कृतास्ततो देवा अभिजग्मुः पितामहम् ।
उक्त्वाद्वृत्तमशेषंचातिष्ठन् म्लानमुखश्रियः ॥७॥
श्रुत्वाति बलिनं दैत्यं दुर्जयं समराङ्गणे ।
ससुरः ससुरज्येष्ठो ययौ श्रीपतिसन्निधौ ॥८॥

---

એ પ્રમાણે શૌનકઋષિનું પ્રશ્ન સાંભળ્યું. સર્વશાસ્ત્રોના વિદ્વાનોમાં શ્રેષ્ઠ એવા સૂત પૌરાણિક બોલ્યા. અને જગદંબાનો અગાધ મહિમા સંભારી. ભારે હર્ષમાં આવી. પ્રેમથી કહેવા માટે આરંભ કર્યો. (૪)

સૂત–હે શૌનક! સેંકડો વર્ષો પૂર્વે દેવતાઓના રાજા ઈન્દ્રની સાથે મહિષાસુરે" ભારે સંગ્રામ આરંભ્યો હતો. એ સંગ્રામ ભયંકર થયો હતો. જે હજારો વર્ષો સુધી ચાલતો રહ્યો. આયુદ્ધ સ્વર્ગમાં થયું હતું. (૫)

આખરે મહાબળવાન્ એવા મહિષાસુરે દેવતાઓનું સૈન્ય હરાવ્યું. નસાડયું. દેવોના ઈન્દ્રને કબજે કર્યો. તેની સંપત્તિ લૂંટી. દેવાંગનાઓને કેદ કરી. દેવોને પણ કેદ કર્યા. ઘણાખરા નાસી ગયા. વનમાં રઝળવા માંડયાં એમ દેવતાઓ ઉપર ભારે દુઃખ આવી પડયું. (૬)

દેવતાઓ એવી રીતે વિવિધ પ્રકારે દુઃખી થવા લાગ્યા. સઘળા એકઠા થયા. અને બ્રહ્માજીને શરણે ગયા. ત્યાં બ્રહ્માજી પ્રગટ થયા. દર્શન થયાં. સઘળા આનંદ પામ્યા. પછી મહીષાસુરે કરેલા યુદ્ધની બિના રજુ કરી તથા દેવતાઓ ઉપર આવી પડેલી વિપત્તિની વાત કહી. અને ખિન્નમુખથી સ્વસ્થ બેઠા. (૭)

બ્રહ્માજીએ સઘળી બિના જાણી. દૈત્ય ભારે બળવાન છે એમ વિચાર્યું. તેના સાથે યુદ્ધમાં કોઇ ટકી રહે તેમ નથી તથા તેનો પરાજ્ય કરવો મુશ્કેલ છે એમ પણ જાણ્યું. અને ભગવાન્ વિષ્ણુની સલાહ લેવા માટે વૈકુંઠમાં ગયા. દરમ્યાન દેવતાઓને આશ્વાસન આપ્યું અને વિદાય કર્યા. (૮)

कथयामासवृत्तान्तं महिषासुरचेष्टितम् ।
त्रिदशाभिभवंज्ञात्वा देवदुःखेन दुःखितः ॥९॥
श्रुत्वा ब्रह्ममुखादेतद्विचिन्त्य केशवं क्षणम् ।
शिवमाहूयतत्कालं तस्मैन्यवेदयत्तदा ॥१०॥
कोपं निशम्य देवानां चुकोप चन्द्रशेखरः ।
नारायणस्तथा ब्रह्माकोपवन्तौ बभूवतुः ॥११॥
संहृतिकोपपूर्णानां वदनेभ्यो विनिर्गतम् ।
सुमकाशीमहत्तेजस्तचैक्यं समगच्छत ॥१२॥
शक्तिरूपेणतत्तेजः सर्वदेववदुद्भवम् ।
अभूत्तदृष्टिविषयो हृतदैत्यहतत्विषाम् ॥१३॥

---

વૈકુંઠમાં પધારેલા બ્રહ્માજીને જોઇ ભગવાન વિષ્ણુ ઘણા રાજી થયા. બન્ને મળ્યા અને આનંદથી બિરાજ્યા. બ્રહ્માજીએ દેવતાઓનાં દુઃખની વાત કહી મહીશાસુરે યુદ્ધ કરી દેવેન્દ્રની નગરી કબજે કર્યાનું કહ્યું તથા તેમને કેવી રીતે સ્વર્ગનું રાજ્ય પાછુ મળે તથા સુખી થાય તેની યોજના પૂછી (૯)

બ્રહ્માજીએ કહેલી સઘળી વાત સાંભળી. શ્રીવિષ્ણુ ઉંડા વિચારમાં પડયા. અને કૈલાસમાંથી શિવજીને બોલાવ્યા. અને બ્રહ્માજીએ સઘળી વાત જણાવી. (૧૦)

દેવતાઓના દુઃખની વાત સાંભળી તથા મહિષાસુરે કરેલા સ્વર્ગના પરાભવથી મહાદેવજીને ભારે લાગણી થઇ. દેવતાઓ જેને પ્રિય છે એવા મહાદેવજી દેવતાઓની ખાતર કોપ્યા નારાયણને પણ અત્યંત લાગણી થઈ આવી. (૧૧)

એ પ્રમાણે બ્રહ્મા–વિષ્ણુ–અને મહેશનાં લાગણી ભર્યાં હૃદય ઉશ્કેરાયાં. તેમનાં એકઠાં થએલા હૃદયમાંથી કોપને ભારે અગ્નિપેદા થયો. અને કરોડો સૂર્યસમાન એ અગ્નિ તેજના મોટા પર્વત જેવો દેખાવા લાગ્યો. (૧૨)

એ મહાન્ તેજમાંથી ભગવતિ જગદંબા પ્રગટ થયાં. સર્વ દેવ અને દેવાધિ દેવના મુખમાંથી પ્રગટ થએલા તેજમાંથી સઘળા અવયવો દેખાવા માંડ્યા અને ભારે બળવાન અને રાક્ષસોને ત્રાસ પામાડે તેવું તથા દેવતાઓને આનંદ પામાડે તેવું અંબિકાજીનું સ્વરૂપ દર્શન આપી રહ્યું. (૧૩)

दृष्ट्वेदमद्भुतंरूपं विस्मयाविष्टमानसाः ।
स्तुतिमारेभिरेदेवावधाय बलवद्रिपोः ॥१४॥

श्रुत्वानम्रास्तुतिस्तेषां परांमुदमवापह ।
निर्जरारिविनाशाय मोद्यतासायुधाशिवा ॥१५॥

महिषाद्यसुरान्क्रूराननेकान्दुःसहानपि ।
त्रैलोक्यंनिर्भयञ्चक्रे हत्वाशुः समराङ्गणे ॥१६॥

तदादेवगणास्तुष्टाः सब्रह्माच्युतशंकराः ।
स्तवनैर्विविधे रम्यैः स्तुष्टुवुरार्तिनाशिनीम् ॥१७॥

---

અદ્ભૂત એવું શ્રી અંબા માતાનું રૂપ દેખી દેવતાઓ સઘળા વિસ્મય પામ્યા અને જયજયકાર કરવા લાગ્યા. તથા મધુર સ્તોત્રથી સ્તુતિ કરવા લાગ્યા. અને મહિષાસુરશત્રુનો નાશ થાય તેવી પ્રાર્થના કરવા લાગ્યા. (૧૪)

દુ:ખી દેવતાઓની લાગણી ભરી સ્તુતિ સાભળી જગદબાને રોષ ચઢયો. દરેક ભુજાઓમાં જાતજાતનાં હથીઆરો પકડયાં. અને ગભીરનાદથી ગર્જના કરી ખડખડ હસવા લાગ્યાં. અને દેવતાઓને નિર્ભય કરવા સાંત્વન આપી મહિષાસુરનો નાશ કરવા તૈયારી કરી. (૧૫)

મહિષાસુરને યુદ્ધ કરવા બોલાવ્યો. વેગથી આવ્યો. શસ્ત્ર સજીને આવ્યો. સાથે અસુરોનું મોટું લશ્કર લાવ્યો અને અંબિકાજીની મશ્કરી કરી યુદ્ધ કરવા લાગ્યો. જગદમ્બાએ તેનો ગર્વ ઉતાર્યો. તેનું બળનાશ કર્યું. રાક્ષસોનું સૈન્ય નસાડયુ. બળવાન યોદ્ધાઓ યુદ્ધ કરતા હતા તેમનો નાશ કર્યો. અને યુદ્ધે ચઢેલા મહિષાસુરને ત્રિશૂલથી મસ્તક છેદી તલવારથી તેનું મસ્તક કાપ્યુ. માથુ શ્રી જગદબાના ચરણમાં પડયું. તેના શરીરમાથી તેજ પ્રગટ થયું. જગદબાની સમક્ષ પ્રાણ ગએલા હોવાથી તેનું તેજ અંબિકાજીના સ્વરૂપમાં મળી ગયુ. તેની સદ્ગતિ થઈ એમ ત્રૈલોકયને નિર્ભય કર્યું. (૧૬)

મહિષાસુરનો નાશ થવાથી દેવતાઓ સતુષ્ટ થયા. બ્રહ્મા-વિષ્ણુ અને મહેશ જયજયકાર કરવા લાગ્યા. અને સઘળા એકત્ર થઈ સૌખ્યદાયક શ્રી અંબામાતાની સ્તુતિ કરવા લાગ્યા. એ સ્તવન જુદીજુદી જાતના રાગોનાં હતાં અને રમ્ય મધુર અને હૃદયભેદક હતાં. (૧૭)

ब्रह्मोवाच–जगद्धेतुरहेतुस्त्वं जगद्बीजाऽप्यबीजका ।
अनादिर्जगदादिस्त्वमन्तकापि निरन्तका ॥१८॥
विष्णुरुवाच–व्यापका जगदाधारानिराधारानिरञ्जना ।
सदसद्व्यक्तिभिर्भिन्नाप्यभिन्नाकष्टहारिणी ॥१९॥
शिवउवाच–महिषाद्यसुरान्क्रूरान् हन्तुंप्रकटिताऽसिभोः ।
त्वमेवप्रकृतिः साक्षात्कालरूपा न संशयः ॥२०॥
निशम्य देवतास्तोत्रं प्रसन्ना जगदम्बिका ।
उवाच वचनं सम्यग्वृणुध्वं यदभिप्सितम् ॥२१॥
देवा ऊचुः–यदि प्रसन्नाऽसि जगत्प्रबोधिनि ।
तदात्रवासं कुरुब्रह्मधामनि ॥

---

હે જગદમ્બે! તું આ સમસ્ત વિશ્વની ઉત્પત્તિ કરનારી માતા છે. તું આદિ પ્રકૃતિના રૂપમાં બીજરૂપે છે અને ત્હારૂ બીજરૂપે-(ત્હારી ઉત્પત્તિ કરનાર) કોઈ નથી. જગતની શરૂઆત ત્હારાથી થાય છે પણ ત્હારી શરૂઆત કોઈથી થતી નથી. તુ અનાદિ અને અનંત રૂપીણી છે. (૧૮)

તું સર્વવ્યાપક અને જગતનો આધાર છે. છતાં તું આધાર વિનાની અને નિરંજના છે. સત્ અને અસત્ એવી વ્યક્તિ યાને ચરાચર પ્રાણી પદાર્થોથી તું ભિન્ન છે. છતાં સૌમાં વ્યાપી રહેલી હોવાથી અભિન્ના ગણાય છે. અને તું ભક્તોનાં કષ્ટ હરનારી છે. એ પ્રમાણે વિષ્ણુ ભગવાને શ્રી અંબિકાજીની સ્તુતિ કરી. (૧૯)

શિવજીએ સ્તુતિ કરતાં જણાવ્યું કે–હે દેવિ! તમે મહિષાસુર જેવા દુષ્ટ દૈત્યોનો સંહાર કરવા માટે પ્રગટ થયાં છો. મહિષાસુરને કોઈ મારી શકે તેવી શક્તિ ધરાવતું નહોતું દેવતાઓનું રાજ્ય નષ્ટ થયું હતું. તમે પ્રગટી અસુરોનો સંહાર કર્યો. તમે સાક્ષાત્ પ્રકૃતિ સ્વરૂપ છો. તમે કાલરૂપે છો તથા તમારૂ અનંતરૂપ છે. એ ખરે! નિઃસંશય છે. (૨૦)

એ પ્રમાણે દેવતાઓએ કરેલી સ્તુતિ જગદંબાએ સાંભળી. અત્યંત પ્રસન્ન થયાં અને મધુર વચનથી અભય આપતાં બોલ્યાં. હે દેવતાઓ! તમને હું પ્રસન્ન થઈ છું. તમારી ઈચ્છા હોય તે વરદાન માગો. (૨૧)

દેવતાઓ—હે જગદમ્બે! તમે કરૂણાસાગર છો. જગતને ચેતન આપનારાં છો. તમે અમારા પર કૃપા કરી વરદાન આપવાનું કહો છો તો અમારી

वचोनिशम्येत्थमुदात्तविक्रमा ।
हुवास क्षेत्रस्य धनाधिपालये ॥२२॥
यत्र सरोवरं रम्यं मानसं सुमनोहरम् ।
विविधैर्वीरुधैर्जुष्टं वनवृक्षैर्विराजितम् ॥२३॥
शुद्धं पापहरं दिव्यं महापुण्य विवर्धनम् ।
नित्यं मोक्षप्रदं चैव संसार भयनाशनम् ॥२४॥
अर्चनं ये प्रकुर्वन्ति अम्बिकाया जनोत्तमाः ।
धनधान्य पशून्विद्यां प्राप्नुवन्ति न संशयः॥२५॥

इतिश्री ब्र० पु० ब्र० क्षे० मा० श्री अंबिकाप्रादुर्भाववर्णनं नाम सप्तदशोऽध्यायः

---

વિનંતી છે કે-આપ આ બ્રહ્મક્ષેત્રમાં બિરાજો. આપનાં અમને દર્શન થાય. અમો આપની ઉપાસના કરીએ અને કૃતાર્થ થઈએ. દેવતાઓનું વચન માતાજીએ સાંભળ્યું, રાજી થયાં. અને ભક્તો-દેવતાઓ તથા ઋષિમુનિઓના અનુગ્રહ માટે બ્રહ્મક્ષેત્રમાં નિવાસ કર્યો. અને એ નિવાસ કરવાનું ક્ષેત્રની ઉત્તર દિશાએ જ્યાં કુબેરનો વાસ છે. તે તરફ મુખ રાખી બિરાજ્યાં. (૨૨)

જ્યાં સુંદર સરોવર છે. ભક્તોના માનસને રીઝવનારૂં છે. જે મનોહર છે. જેને કિનારે અનેક વૃક્ષોની ઘટા શોભી રહી છે. અને વિવિધવનૌષધિ ઝૂકી રહી છે. એવા સુંદર વનમાં જગદંબાએ નિવાસ કર્યો.

જગદંબાના સરોવરનું નામ "માનસરોવર છે" જગદંબાએ ત્યાં સ્નાન કરેલું છે. દેવ-ઋષિઓએ સ્નાન કરેલું છે. જે ભક્ત જઈ તેમાં સ્નાન કરે છે અને જગદંબાનું ધ્યાન-પૂજન અર્ચન કરે છે તેની કામના પૂર્ણ થાય છે. (૨૩)

જગદંબાનું ધામ પાપને હરનારૂં છે. મહાપુણ્યની વૃદ્ધિ કરનારૂં છે. દિવ્ય છે. પરમપવિત્ર છે. હમ્મેશાં મુક્તિનો આનંદ આપનારૂં છે. અને સંસારના ભયને દૂર કરનાર છે. (૨૪) જે માનવો જગદંબાની યાત્રા કરે છે. પૂજન અર્ચન હોમ વિગેરે સત્કર્મ કરે છે. ધર્મસ્થાનો બંધાવે છે અને એ ધામમાં જે સત્કર્મ કરે છે તેને અક્ષય્ય પુણ્ય થાય છે. (૨૫)

ઇતિશ્રી બ્રહ્મપુરાણે જયશંકર સૂનુના ગણપતિશંકર શાસ્ત્રિણા વિરચિતે ભાવાર્થ દ્યોતિની ટીકાયાં બ્ર૦ ક્ષે૦ મ૦ શ્રીઅંબિકાપ્રાદુર્ભાવવર્ણનંનામ સપ્તદશોધ્યાયઃ

---

# अथाष्टादशोध्यायः

सूत उवाच-शिवेन कथित सर्व पार्वत्याः सन्निधौ च यत् ।
तन्माहात्म्य मया प्रोक्त तवाग्रे बुद्धिसत्तम ॥१॥
ब्रह्मक्षेत्रसम नास्ति तीर्थं कलिमलापहम् ।
यत्रदेवाश्च सिद्धाश्च निवसन्त्यात्मसिद्धये ॥२॥
वसन्ति मानवा ब्रह्मन् तत्राश्चर्यं किमस्ति वै ।
तीर्थानामपि तत्तीर्थं भूतलेऽस्ति द्विजोत्तम ॥३॥
ब्रह्मघाती सुरापी च स्वर्णस्तेयी तथैव च ।
मुच्यते सर्वपापेभ्यो ब्रह्मक्षेत्रस्य दर्शनात् ॥४॥
अज्ञानाज्ज्ञानतो वाऽपियज्जात क्रूरपातकम् ।
यस्य सस्मरणाद्भूप नश्यन्ति तत्र संशयः ॥५॥

---

## અધ્યાય અઢારમો.

સૂત–હે શૌનક ! પાર્વતીજીને શ્રીમહાદેવજીએ કહેલુ શ્રીબ્રહ્મક્ષેત્રનું મહાત્મ્ય મેં તમારા આગળ કહી બતાવ્યુ હે બુદ્ધિમાન ! તમે એ સાભળી કૃતાર્થ થશો (૧)

બ્રહ્મક્ષેત્ર જેવુ બીજુ એકે તીર્થ નથી એ ક્ષેત્રમા જવાથી મનુષ્યને કલીયુગના દોશ બાધક થતા નથી જ્યા દેવતાઓ અને સિદ્ધ પુરૂષો નિવાસ કરે છે અને આત્મકલ્યાણ માટે યોગ સાધી ઈશ્વરનો સાક્ષાત્કાર કરે છે (૨)

ત્યા સદ્ભાવથી રહેનારા માનવોનું કલ્યાણ થાય તેમા કઈ નવાઈ જેવુ નથી એ પૃથ્વીના સઘળા તીર્થોમા સર્વોત્તમ તીર્થ છે (૩)

બ્રહ્મ હત્યારો હોય ! સુરાપાન કરનારો હોય ! સોનાની ચોરી કરનારો હોય ! અને તેવા કેટલાય પાપ કરનારા હોય ! તો પણ એ તીર્થના પ્રભાવથી તેના સઘળા પાપ નાશ પામે છે એવુ એ તીર્થનુ માહાત્મ્ય છે (૪)

જાણતે કે અજાણતે જે કઈ મહાક્રૂર પાપ થયુ હોય ! તો એ તીર્થોના સ્મરણથી નાશ પામે છે એમા સશય નથી (૫)

अश्वमेधायुतं पुण्यं नरमेध सहस्रकम् ।
त्रिवेणी संगमे स्नानात् तयोः पुण्यं समश्नुते ॥६॥
नभस्युर्जे तथा माघे मधौ वामाघवे तथा ।
कृत्वा स्नानं नरोभद्र माशुरेव मपश्यति ॥७॥
यथा गोदावरी पुण्या यथा च बद्रिकाश्रमः ।
तथैव ब्रह्मक्षेत्रं वै वर्तते पृथिवी तळे ॥८॥
यत्रास्ते भृगुनाथश्च महिपासुरमर्दिनी ॥९॥
अशक्ता वर्णितुं देवा अधिकं किं ततः परम् ।
सर्वे दोषाः मणश्यन्ति क्षेत्रे धात्रा विनिर्मिते ॥१०॥
य इदं शृणुयान्नित्यं कीर्तयेच्च द्विजोत्तम ।
माहात्म्यं ब्रह्मक्षेत्रस्य सर्वपापैः ममुच्यते ॥११॥
श्लोकं वा श्लोकपादं वा वर्णं वर्णाऽर्धमेव वा ।
शृणुयादेक चित्तेन स याति परमां गतिम् ॥१२॥

---

ત્રિવેણી સગમમાં જઈ જે સ્નાન કરે છે. તેને દસહજાર અશ્વમેધ યજ્ઞ કરવા જેટલું પુણ્ય થાય છે. અને હજાર નરમેધ જેવા મહાયજ્ઞનું ફળ તેને પ્રાપ્ત થાય છે. (૬)

શ્રાવણ, કાર્તિક, માઘ, ચૈત્ર, અને વૈશાખ તથા ભાદ્રપદ એ માસોમાં ક્ષેત્રનાં તીર્થોમાં જઈ સ્નાન કરે છે. તો તેનુ જલદી કલ્યાણ થાય છે. (૭)

ગોદાવરીનું તીર્થ પવિત્ર છે! બદ્રિકાશ્રમ તીર્થ ઉત્તમ છે. તેવુંજ આ બ્રહ્મક્ષેત્ર અને તેના તીર્થ સર્વોત્તમ છે. (૮)

જ્યાં ભૃગુનાથ વિરાજે છે. જ્યા મહિષાસુર મર્દિની ભગવતિ નિવાસ કરે છે એ ક્ષેત્રનું માહાત્મ્ય વર્ણન કરવા કોઈ દેવ સમર્થ નથી તો મનુષ્ય તો શું વર્ણન કરી શકે. (૯)

એ ક્ષેત્રમાં જઇ નિવાસ કરવાથી પતિતપાવિની ભગવતિનાં દર્શન કરવાથી તથા તીર્થયાત્રા કરવાથી મનુષ્યના સર્વ દોષો નાશ પામે છે. (૧૦)

જે કોઇ મનુષ્ય આ પવિત્ર ઈતિહાસ સાંભળે છે. અને તેનું સંકીર્તન કરે છે તેનાં સર્વ પાપ નાશ પામે છે (૧૧)

માહાત્મ્યનો શ્લોક, શ્લોકનુ અર્ધ અથવા શ્લોકનું ચરણ કે એક અક્ષર અર્ધ અક્ષર મનુષ્ય સાંભળવા તૈયાર થાય છે તેની પરમગતિ થાય છે. (૧૨)

वाचकं पूजयेद्यस्तु वस्त्रविच विभूषणैः ।
भगवाँस्तुष्यति तेषां वाञ्छितार्थ फलप्रदः ॥१३॥

प्रयच्छेत् पुस्तकं यस्तु सर्वालङ्कार भूषितम् ।
स सर्वफलमाप्नोति मुक्त एव न संशयः ॥ १४ ॥

विप्र क्षत्रियवैश्यानां शूद्राणां वा तथैव च ।
भावना ब्रह्मग्रंथे चेन्मुच्यन्ते सर्वकिल्बिषैः ॥१५॥

ब्रह्मक्षेत्रस्य माहात्म्यं शृणुयान्मनुजो यदि ।
आत्मानमुद्धरेद्ब्रह्मन् दशपूर्वान् दशापरान् ॥१६॥

इतिश्रीब्रह्मपुराणे ब०क्षे०म० क्षेत्रमाहात्म्यवर्णनं नामाष्टादशोऽध्यायः

આ ક્ષેત્ર મહાત્મ્ય જે કોઈ સારા વિદ્વાન પાસે વચાવે છે અને તેનું પૂજન કરી વસ્ત્ર આભૂષણો તથા દક્ષણા આપે છે તો તેની સઘળી કામનાઓ પૂર્ણ થાય છે. (૧૩)

મહાત્મ્યનો ગ્રંથ સુંદર અલંકારોથી વિભૂષિત કરી બ્રાહ્મણને અર્પણ કરે છે તે પરમપદને પામે છે (૧૪)

બ્રાહ્મણ હો ! ક્ષત્રીય હો ! વૈશ્ય હો ! કે શુદ્ર હો ! હરકોઇ હો ! પણ જો તેની આ ગ્રંથપર પૂજ્યભાવના હશે તો તે સર્વ પાપથી મુક્ત થશે. (૧૫)

બ્રહ્મક્ષેત્રનું માહાત્મ્ય જે કોઇ મનુષ્ય એક ચિત્તે શ્રવણ કરે છે. તો તે જાતનો ઉદ્ધાર કરી દસ પૂર્વેના તથા દસ પછીના પુરૂષોનો ઉદ્ધાર કરવા સમર્થ થાય છે. (૧૬)

ઈતિ શ્રી બ્ર૦ ક્ષે૦ મ૦ જયશંકરસતુના ગણપતિશંકર શાસ્ત્રિણા વિરચિતે ભાવાર્થ દ્યોતિની ટીકાયાં ક્ષેત્રમાહાત્મ્યવર્ણને નામ અષ્ટાદશોધ્યાય:



ॐ

## ધાર્મિક-સાહિત્ય-રસિકોને-ખુશ ખબર ! !

શી વાત ? ?

# ગીતા-ધર્મ-વ્યાખ્યાન-માલા-ના

## આજેજ ગ્રાહક થાઓ !

ભગવદ્ગીતાના ગહન વિષયોને સરળતાથી સમજાવનાર !! પ્રત્યેક શ્લોક! અન્વયાર્થ-ભાવાર્થ-શ્રુતિ સાથે તુલના, વિસ્તૃતવિવરણ, સિદ્ધાંતોના ગભીર વિષયોને દૃષ્ટાન્તોથી સુંદર ભાષામાં સમજાવનાર તથા પ્રત્યેક અધ્યાય અને તેના પેટા વિષયોના ઉપક્રમ-ઉપસંહાર લખી મર્મ સમજાવનાર આ એક અદ્વિતીય વ્યાખ્યાનમાલા છે.

એ સાથે ગીતાવિષયના નિબંધ, **અન્ય ધર્મો સાથે ગીતાના વિચારોની તુલના**, હિન્દુધર્મનો ઇતિહાસ, તહેવારોનો ઇતિહાસ, ઉપનિષદ્ કથાઓ, ભક્તચરિત્રો, વાર્તાઓ, દેશ-પરદેશનાં જ્ઞાન-વિજ્ઞાન, આચાર અને રિવાજોની માહિતી, ધર્મનીતિના વિષયોની ચર્ચા, માનવવિકાસની દૃષ્ટિએ બુદ્ધિપોષક અને જ્ઞાનવર્ધક વિષયો લખાય છે. એ લેખો સાદા, રમુજી, સરળ અને મધુરતાભર્યા અપાય છે.

પ્રેમી સજ્જનો ! મિત્રોમાં ધર્મરસિકોમાં આ સાહિત્યનો પ્રચાર કરશે અને ગ્રાહકો તથા આશ્રયદાતાઓ મેળવી આપવા કૃપા કરી આભારી કરશે.

સદર માલા ! ડેમી આઠ પેજી આકારમાં, સુંદર કાગળ, છપાઈ, આર્ટપેપરનાં કવરો, ફોટા એમ સઘળી બાબતે આકર્ષક રીતે પ્રગટ થાય છે.

ગરીબ-શ્રીમંત-વિદ્યાર્થીઓ-બહેનો વિગેરે નાનાં મોટાં સૌને અનુકૂળ પડે તથા સહેલું પડે તે માટે તદ્દન સસ્તુ **આ સાહિત્ય રૂ. ૧) માં જ** પોસ્ટેજ સાથે અપાય છે.

દરેક અંક સો સો પાનાનો પ્રગટે છે. ને તે **એક જ રૂપિયામાં** તેનાં કુલ ત્રણસો પાનાં અપાતાં રહે છે. આજે જ ગ્રાહક થાઓ ! નામ નોંધાવો !! હિન્દુધર્મનું રહસ્ય જાણવા આ એક ઉત્તમ સાધન છે.

વ્યવસ્થાપક

વડાલી, ઈડર સ્ટેટ, એ. પી. રેલ્વે.

# ગીતા-ધર્મ-વ્યાખ્યાન-માલા-કાર્યાલયની

# લઘુ-નિબંધ-માલા

## શિશુશિક્ષાલેખમાલા !

લે૦-ગ૦ જ૦ શાસ્ત્રી

આ શિશુશિક્ષાની પુસ્તિકા સઘળી જાતના વિદ્યાર્થિઓને ખૂશ કરે તેવી છે ગમ્મત સાથે જ્ઞાન આપનારી છે લઘુકવિતાઓ અને લઘુસંવાદો છે અને શરૂઆતમા બોધદાયક લઘુનિબંધ છે  સ્વલ્પ કિંમતે મળે છે

## ગૌરીદેવીનુ ચરિત્ર

લે૦ ગ૦ જ૦ શાસ્ત્રી

હિન્દુ સમાજની બાળાઓને ગૌરીવ્રત અથવા "ગોર્યો" કરવાનો રીવાજ છે એ તહેવારને દિવસે નહાવા જાય છે ત્યા ફટાણા ગાય છે અને પ્રલાપો કરી દિવસ ગાળે છે એમ થવાથી વ્રતનો અસલ હેતુ પાર પડતો નથી તેથી આ પુસ્તિકા તૈયાર કરી છે પુસ્તિકાના વાચનથી ગૌરી દેવીમા રહેલા પવિત્ર ગુણો, પવિત્ર ભાવનાઓ, બ્રહ્મચર્ય, તપ, પતિનિષ્ઠા અને ઉચ્ચ વિચારો જાણવા મળે છે  કિંમત તદ્દન સ્વલ્પ છે

## સંધ્યાર્થ દીપિકા

લે૦-ગ૦ જ૦ શાસ્ત્રી

આ પુસ્તકમા ટુંકમા સંધ્યાનો વિધી આપ્યો છે દરેક મન્ત્રોના અર્થ લખ્યા છે મન્ત્રો નિચે ભાવાર્થ લખ્યો છે અને એમ સઘળા મન્ત્રોનું સુદર વિવેચન લખ્યુ છે ભૂમિકામા સંધ્યાનો આશય સ્પષ્ટ સમજાવ્યો છે વિધિ અને પ્રયોગના કારણો બતાવ્યા છે અને તે હાલના વિજ્ઞાનની દ્રષ્ટીએ તેનું વિસ્તાર સાથે વિવેચન કર્યુ છે એવા વિષયનો એક સુદર નિબંધ લખ્યો છે  કિંમત સ્વલ્પ છે

## સુવિચારમાલા

લે૦ માધુભાઈ રેવાજીવર્મા

પ્રકાશક-ગ૦ જ૦ શાસ્ત્રી

આ સુવિચારમાલામા, ધાર્મિક-સામાજીક-નૈતિક-અને લોકરૂઢી વિશે વિચારોની માલા ગુથી છે તેમા આહાર-વિહારના નિયમો, બ્રહ્મચર્ય, ગૃહસ્થાશ્રમના નિયમોને લગતુ ટુંકમા વિવેચન છે સૌને વાચવા લાયક છે

કિંમત સ્વલ્પ છે

એ શિવાય હિન્દુધર્મશિક્ષણ, નીતિધર્મપાઠમાલા, ગુજરાતિ સ્ફુટ લેખમાલા, સંસ્કૃત સ્ફુટ લેખમાલા, રાજપ્રશસ્તી સંગ્રહ અને સ્ફુટ કાવ્યો પણ છપાવી જાહેર કરવાના છે

લખો-

ગીતા-ધર્મ-વ્યાખ્યાનમાલા કાર્યાલય

વડાલી, ઈડર સ્ટેટ

પ્રકાશક-ગ૦ જ૦ શાસ્ત્રી.

# ( ગીતા-ધર્મ-વ્યાખ્યાન-માલા )

## કાર્યાલયની

# ચિત્ર—માલા



### ( ૧ )

ખેડબ્રહ્મામા બિરાજતા શ્રી અંબિકામાતાનો દ્વિરંગી સુદર ફોટો, ડેમી-આઠપેજી આકારમા જાડા આર્ટપેપર ઉપર છાપેલો ધી લક્ષ્મીઆર્ટ પ્રીન્ટીંગ વર્કસમા ખાસ ધ્યાન રાખી તૈયાર કરાવેલો, સુદર આકર્ષક અને મોહક છે માતાજીના દર્શન ન કરેલા હોય તેમને માટે અગર કરી આવ્યા પછી ઘર આગળ હમ્મેશા દર્શન-પૂજન કરવા માટે અતિ ઉપયોગી છે. એમ સૌને માટે સગ્રહ કરવા લાયક છે સામટી સો નકલો ખરીદનારને ઘણુ ફાયદાકારક છે છૂટી નકલની કિંમત ફક્ત ૦-૦-૬ રાખી છે

### ( ૨ )

ખેડબ્રહ્મા-શ્રી અમાજી માતાજીના ધામમા-બિરાજતા શ્રી બ્રહ્માણી-દેવી તથા શ્રી મહીષાસુરમર્દિનીદેવી એ બન્ને દેવીઓના ફોટાઓ દ્વિરંગી તૈયાર કરાવ્યા છે ડેમી આઠપેજી આકારમા-સારા-જાડા-આર્ટપેપર ઉપર આકર્ષક છે બન્ને ફોટાઓ ભેગા છે ઘર આગળ રાખવા-દર્શન અને પૂજન માટે સુદર ઉપયોગી છે મૂલ્ય માત્ર ૦-૦-૬ સકડા પર લેનારને કમીશન

### ( ૩ )

આ ઉપરાત નેં૦ ના૦ શ્રીમત ૧૦૮ મહારાજશ્રી માનસિંહજી સાહેબના દ્વિરંગી ફોટાઓ, નેં૦ ના૦ શ્રીમત ૧૦૮ ઠાકોર સાહેબશ્રી લક્ષ્મણસિંહજી સાહેબના દ્વિરંગી ફોટાઓ તથા તેઓશ્રીના કુમારસાહેબના દ્વિરંગી ફોટાઓ મળી શકશે. કિંમત ઉપર મુજબ છે.

પ્રકાશક

**ગ૦ જ૦ શાસ્ત્રી**

**ગી૦ ધ૦ વ્યા૦ મા૦ કાર્યાલય.**

**વડાલી, ઇડર સ્ટેટ, એ પી રેલ્વે.**